جملہ حقوق محفوظ ہیں



# فتاویٰ رحیمیہ

# ફતાવા રહીમિય્યહ

## ભાગ બીજો

હઝરત મૌલાના હાફિઝ કારી મુફ્તી

સૈયદ અબ્દુર્રહીમ લાજપુરી (રહ.) રાંદેરી [illegible]



પ્રકાશક

મકતબહ રહીમિય્યહ
મુફ્તી સ્ટ્રીટ, રાંદેર, સુરત.
પીન કોડ નં. ૩૯૫ ૦૦૫




**અગર તમે જાણતા ન હોય તો જાણકારોને પુછી લો (કુર્આને હકીમ)**

આપ (સલ.)નું ફર્માન છે :- ઈલ્મ તે ખઝાનો છે જેની ચાવીઓ સવાલ છે. સવાલ કરો કે એમાં ચાર માણસોને સવાબ મળે છે. (૧) સવાલ કરનારને (૨) જવાબ આપનાર આલિમને (૩) મસ્અલો સાંભળનારને (૪) તેને જે એઓથી મહબ્બત રાખતો હોય. (અહયાઉલ ઉલૂમ ભાગ-૧

# فتاوی رحیمیہ

# ફતાવા રહીમિય્યહ

## ભાગ બીજો

**હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી**
**સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી (સુમ્મ) રાંદેરી સાહબ**

-: પ્રકાશક :-
**મકતબા રહીમિય્યહ**
મુન્શી સ્ટ્રીટ, રાંદેર-સુરત.
પીનકોડ નં. ૩૯૫૦૦૫.

# બિસ્મિલ્લાહિ-ર્રહમાનિ-ર્રહીમ

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિહિલ કરીમ**

## ગુઝારિશ

હઝરત મવ્લાના હાફિઝ કારી મુફતી સય્યિદ અબ્દુ-ર્રહીમ સાહબ કાદરી, લાજપુરી સુમ્મ રાંદેરીએ છ દાયકા પહેલાંથી જ એટલે પોતાના તાલિબે ઈલ્મીના ઝમાનાથી જ ફતાવા નવેસીનું કામ શરૂ કરી દીધું હતું.

અલ્લાહ તઆલાએ આપને ઈલ્મે ફિકહની પુરી જાણકારી, ઉસૂલે ફિકહમાં ઉસ્તાદાના કાબિલિય્યત જેવી અનેક ખૂબીઓથી ખૂબ-ખૂબ નવાઝયા પણ છે.

મુફતી સાહબ મવ્સૂફના ફતાવા મુસ્લિમ ગુજરાતી આલમના અનેક સાપ્તાહિકો, પાક્ષિકો અને માસિકોમાં પ્રગટ થઈ તહસીનો-આફરીનની દાદ પ્રાપ્ત કરતા જ રહ્યા હતા.

અને જ્યારે હઝરત મુન્શી ઈસા ભાઈ (રહ.) ના તંત્રી પણા હેઠળ નિકળતા 'પય્ગામ' માસિક કાવીમાં ૧૦ થી ૧૨ વર્ષ સુધી નિયમિત પ્રગટ થયા.

(હાલ માસિક "હયાત" સુરતમાં પાછલા અઢાર વર્ષથી મુફતી સાહબના ફતાવા નિયમિત પ્રગટ થઈ રહ્યા છે.)

જુલાઈ ૧૯૬૪ માં પય્ગામ ફતાવાનો આ સંગ્રહ "ફતાવા રહીમિય્યહ" ભાગ પહેલો અને ભાગ બીજો કિતાબી શકલમાં પ્રગટ થયો જેને અલ્લાહે દેશ પરદેશમાં એવી મકબૂલિયત અને શોહરત આપી કે આ ગુજરાતી ફતાવા રહીમિય્યહના બન્નેવ ભાગો ઉર્દુ અને અંગ્રેઝીમાં પણ પ્રગટ કરવા પડયા. પછી અંગ્રેઝીમાં ત્રીજો ભાગ પણ છપાયો અને ઉર્દુમાં તો આ સિલ્સિલો સાતમા ભાગ સુધી પહોંચી ગયો, હાલ ઉર્દુના આઠમા ભાગની છપાઈના ચક્રો ગતિમાન થઈ રહ્યા છે.

ફતાવા રહીમિય્યહના ઉર્દુ અને અંગ્રેઝી એડિશનોએ દેશ પરદેશમાં ખાસ કરીને અહલે ઈલ્મની નિગાહમાં કદ્રો-ઈઝઝતનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

આ દરમિયાન ગુજરાતીમાં છપાવ્વાનો આગ્રહ ઝોર પકડતાં ફતાવા રહીમિય્યહનો ત્રીજો, ચોથો અને પાંચમો ભાગ બહાર પાડવામાં આવ્યો હતો અને ૨૦ વર્ષ ઉપર પ્રથમ ગુજરાતીનો જે પહેલો અને બીજો ભાગ પ્રગટ થયો હતો જે ઘણાં ફતાવા પ્રેમીઓ સુધી પહોંચ્યો ન હતો તે પહેલા ભાગની બીજી આવૃત્તિ જમાદિયુલ-અવ્વલ ૧૪૦૫ હિજરીમાં પ્રગટ કરવામાં અલ્લાહે કામ્યાબી આપી હતી. હાલ ભાગ-૧ થી ૫ સુધીનું ત્રીજું એડીશન આપના સમક્ષ છે.

**અલ્હમ્દુ લિલ્લાહ.**

હવે આ બીજા ભાગનું ત્રીજું એડિશન નવી તરતીબ, નવી અનુક્રમણિકા સાથે નઝરે સાની બાદ પ્રગટ કરવામાં આવી રહ્યું છે.

અઝીઝે મોહતરમ જનાબ મૌલ્વી હાફિઝ યૂસુફ મૂસા પટેલ ભડકોદ્રાવાલા સાહબે (ઉસ્તાદ

મદ્રેસા રહીમિય્યહ તજવીદુલ કુર્આન-મુન્શી સ્ટ્રીટ-રાંદેર-સુરત) આ નવી તરતીબ, નવી અનુક્રમણિકાની તૈયારી, કાગળની ખરીદી, છપાઈ, પ્રુફ રીડિંગ અને બાઈન્ડીંગ વિગેરે કામોમાં ખુબ દોડ-ધામ અને મહેનત કરી તકલીફ ઉઠાવી આ સવાબે દારૈનના કાર્યમાં કીમતી સહકાર આપ્યો છે જે બદલ અલ્લાહ મવ્સુફને અજ્રે અઝીમ અતા ફર્માવે એવી દિલી દુઆ છે. **આમીન વસ્સલામ.**

સય્યિદ અબ્દુલહક કાદરી
(તંત્રી હયાત સુરત)
૧૨, શવ્વાલ ૧૪૦૫ હિજરી
મુતાબિક
૧, જુલાઈ ૧૯૮૫ ઈસ્વી.

મક્તાબ-એ-અશરફ

**ઉસ્તાઝિયુલ મુકર્રમ હઝરતુલ અલ્લામ મૌલાના મુહિબ્બુલ્લાહ સાહબ (રહ.)નો મુબારક અભિપ્રાય**

'ફતાવા રહીમિય્યહ' કી ઝાહિરી ઔર બાતિની ખુબિયાં મુલાહિઝહ કરકે દિલ બાગ-બાગ હો ગયા ઔર બે ઇખ્તિયાર આપકે લિયે દરબારે ખુદાવંદીમેં ઝબાનસે દુઆએ જઝાએ ખૈર નિકલી ઔર આઇન્દહ જિલ્દોંકે લિયે ઇશ્તિયાક ઔર બળ્હ ગયા. ખુદા આપકો ઇસ દીની ખિદમતકે લિયે હયાતે ખિઝર અતા ફરમાએ, આમીન, ફક્ત વસ્સલામ. બંદા મુહિબ્બલ્લાહ ગુફિરલહુ-બાંગલા દેશ.

૨૯ જુલાઇ ૧૯૭૪ ઇસ્વી.

**ફખ્રે મિલ્લત હઝરત મૌલાના મુહમ્મદ મન્ઝૂર નોઅમાની સાહબ (દામત બરકાતુહુમ)નો અભિપ્રાય**

ફતાવા રહીમિય્યહ બઝરીયએ ડાક પહુંચા. અલ્લાહ તઆલાને હઝરતસે યે બહુત બળા કામ લિયા હે. અલ્લાહ તઆલા અહલે ઇલ્મકો ઇસ્સે ઇસ્તિફાદહકી તૌફીક દે. ફતાવાકા કોઇ મજમૂઅહ મેરે ઇલ્મમેં નહીં જિસ્મેં હર મસ્અલહ ઔર હર ફત્વેકો ઉસ્કે હક્કે મુતાબિક મુદલ્લલ કિયા ગયા હો.

વસ્સલામ

૨, રજબુલ મુરજ્જબ ૧૪૦૩ હિજરી

**દારૂલ ઉલુમ-દેવબંદના મુફતી હઝરત મુફતી નિઝામુદ્દીન સાહબ પોતાના એક પત્રમાં લખે છે.**

હઝરત મુફતી સાહબ મદ્દ ઝિલ્લહુકે ફતાવા બહોત મુકમ્મલ વ મુદલ્લલ હોતે હૈં ઔર બહોતસે જદીદ હાલાત ઔર નવ પૈદા મસાઇલ પર મુશ્તમિલ હૈં-સેર હાસિલ વ મુદલ્લલ બહસ હોનેકી વજહસે હમ સબ ખાદિમોંકે લિયે ભી બેહદ મુફીદ હે. અલ્લાહ તઆલા મવ્સુફકી ઉમ્ર ઔર દરાઝ ફર્માએ. હમ સબ્કે સરોં પર યે સાયા હમેશાં કાઇમ રહે. આમીન. સુમ્મ આમીન.

**હઝરત મૌલાના અલ્હાજ મુહમ્મદ રઝા અજમેરી સાહબ (રહ.) શૈખુલ હદીસ દારૂલ ઉલુમ અશરફિય્યહનો અભિપ્રાય**

'આં જનાબકા હદયએ સનિય્યહ (ફતાવા રહીમિય્યહ જિલ્દ ચહારૂમ) કબ્કા મોસુલ હો ચુકા હે-માશા અલ્લાહ ! ખુબ ખુબ દુર અફશાનિયાં ફર્માઇ હૈં. સબ્કે લિયે યે નિહાયત કીમતી તોહફા હે જિસ્સે **ઇમાન ઔર ઇસ્લામ** રોશન ઔર તાઝહ હો જાતા હે ઔર દીની જઝબાત ઝિન્દા હો કર ઇર્ફાની રૂહકો ખુબ ખુબ કુવ્વત મિલ જાતી હે. જઝાકુમુલ્લાહુ તઆલા ખય્રન ફિદ્દારૈન ખય્રા, બહોત બહોત શુક્રિયહ,

૧૬ માર્ચ ૧૯૮૩ ઇસ્વી.

**હઝરત મૌલાના મુફતી સઇદ અહમદ સા. પાલનપુરી (દા. બ.) ઉસ્તાદે હદીસ દારૂલ ઉલુમ દેવબંદનો અભિપ્રાય**

ફતાવા રહીમિય્યહ અનમોલ હીરોંકા કીમતી હાર હે, ગુલ્હાએ રંગારંગકા નિહાયત હસીન ગુલ્દસ્તા હે ઇસ્મેં આમ મુસલમાનોં હી કે લિયે સામાને તસલ્લી નહીં હે બલ્કે દરયાએ ઇલ્મો-ફનકે શનાવરોંકે લિયે ભી ગૈર મઅમુલી ગિઝા હે, હર ફત્વા ઇલ્મો તહકીકકી દાદ તલબ કરતા હે ઔર કારી દુઆએં દેને પર મજબુર હે. દર હકીકત કામ્યાબ મુફતી વો હે જિસ્કે ફત્વાસે લોગોંકો ઇત્મીનાન નસીબ હો, બાકી કિસી કિસમકી તિશ્નગી બાકી ન રહે. મુજે ઇસ બાતકે ઇઝહારમેં ઝરા ભી તઅમ્મુલ નહીં હે કે ફતાવા રહીમિય્યહકા હર ફત્વા તસલ્લી બખ્શ ઔર પ્યાસ બુઝાનેવાલા હે, અલ્લાહતઆલા ઇન્કો ખલ્અતે કુબુલિયતસે નવાઝે ઔર ઉમ્મતે મુસ્લિમ કો ઇસ્સે બેશ અઝ બેશ ઇસ્તિફાદહકી તૌફીક અતા ફર્માએ.

હર્રરહુ અલ્અબ્દ સઇદ અહમદ અફલ્લાહુ અન્હુ પાલનપુરી, ખાદિમ દારૂલ ઉલૂમ દેવબંદ.

# ફતાવા રહીમિય્યહ ભાગ - ૨

## અ.... નુ.... ક્ર.... મ.... ણિ.... કા....

# કિતાબુ - સ્સૌમ

### રમઝાનના રોઝાની સામટી એક માસની નિય્યત કરી શકાય?

(૨૧૭) સવાલ :-રમઝાનના રોઝા માટે મહીનાની શરૂઆતમાં નિય્યત કરી લેવી કાફી છે કે પછી દરેક રોઝાની અલગ-અલગ નિય્યત કરવી ઝરૂરી છે?

જવાબ :- દરેક રોઝા માટે અલગ-અલગ નિય્યત કરવી ઝરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સફરમાં સગવડ અને રાહત હોય તો રોઝા રાખવા બેહતર છે.

(૨૧૮) સવાલ :-સફરની હાલતમાં રોઝા રાખવા બેહતર છે કે ન રાખવા?

જવાબ :-સફરમાં રોઝા રાખવા,ન રાખવાની છુટ છે. અગર રોઝા રાખવામાં કમઝોરી અને તકલીફનો ભય હોય તો ન રાખવા બેહતર છે, પછી ઘેર આવી રાખી લીએ અને જો કમ્ઝોરી અને તકલીફનો ભય ન હોય તો રોઝા રાખવા બેહતર છે. (બદાઈઅ ભાગ ૨ પાનું ૯૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### શવ્વાલના છ રોઝા વિષે

(૨૧૯) સવાલ :-રમઝાન પછી શવ્વાલમાં છ રોઝા રખાય છે, એ લગાતાર રાખવા ઝરૂરી છે ? એકળ-બેકળ રાખી શકાય કે નહીં?

જવાબ :- શવ્વાલના મહીનામાં છ રોઝા રાખવાની ઘણી ફઝીલત આવી છે. આપ (સલ.)એ ફરમાવ્યું છે કે જેણે રમઝાનના રોઝા રાખ્યા, પછી શવ્વાલમાં છ રોઝા રાખ્યા તો આખું વર્ષ રોઝા રાખવા બરાબર છે. પરંતુ એ ઝરૂરી નથી કે ઈદ પછી બીજા જ દિવસથી રોઝા રાખવા શરૂ કરી દે. અને એ પણ ઝરૂરી નથી કે છ રોઝા લગાતાર રાખવામાં આવે, અલગ-અલગ પણ રાખી શકાય છે. (શામી ભાગ ૨ પાનું ૧૭૧) (નુરૂલ ઈઝાહ પાનું ૧૪૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

નોટ :- વધુ તફસીલ માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ-૫ પાનું-૧૭૨ સવાલ-જવાબ નં. ૧૩૮૫

### દવા અને સુરમાથી રોઝો તુટી જાય છે ?

(૨૨૦) સવાલ :- એક માણસ કહે છે કે આંખમાં દવા તથા સુરમો નાખવાથી રોઝો તુટતો નથી. જો કે આંખમાં નાખેલી દવા અને સુરમાનો રંગ તથા લઝ્ઝત મોં અને થૂકની અંદર માલમ પડે છે. અને એક ડોક્ટર સાહબ કહે છે કે કાનમાં દવા તથા તેલ નાખવાથી રોઝો તુટી જવાનું ફુકહા લખે છે. જ્યારે કાન અને દિમાગ દરમિયાન કોઈ પ્રકારનો રસ્તો નથી. રસ્તો હોત તો દવા અથવા તેલ મગઝમાં પહોંચી રોઝો ફાસિદ કરત. ઉપરોક્ત વિષયમાં આપના ખુલાસાની ઝરૂરત છે.

જવાબ :-મોં, નાક, કાન, પાયખાનાની જગ્યા, સ્ત્રીની શર્મગાહ, પેટ તથા ખોપરીના ભીતર લગીના ઝખમ (ઘા)ની રાહે રોઝો તોડનાર વસ્તુ સીધી અથવા દિમાગમાં થઈ 'જવ્ફે મેઅદહ' (હોજળી) માં પહોંચી જવાથી રોઝો તુટી જાય છે. (બદાઈઅ ભાગ ૨ પાનું ૯૩)

આંખમાં સુરમો તથા દવા નાખવાથી રોઝો તુટતો નથી, કારણ કે આંખ અને દિમાગ તથા મેઅદહ (હોજળી) વચ્ચે કોઈ માર્ગ નથી. અશ્રુ નિકળે છે એ પસીનાની જેમ છીદ્રોમાંથી ટપકી નિકળે છે. આંખમાં નાંખેલી દવા અને સુરમાનો રંગ અને સ્વાદ ગળા અને થુક વિગેરેમાં માલમ પડે છે, એ પણ મસામાત (છીદ્રો) માં થઈ પહોંચે છે એ મુફતિર (રોઝો તોડનાર) નથી. જેમકે ખોપરી ઉપર માલિશ કરેલું તેલ છીદ્રોમાં થઈ દિમાગમાં પહોંચે છે એનાથી રોઝો તુટતો નથી .અલ્બત્ત કાનમાં નાંખેલી દવા અને તેલ મગઝમાં પહોંચે છે અને મગઝને ફાયદો આપે છે. માટે રોઝો તુટી જાય છે. (મરાકિલ ફલાહ પાનું-૧૩૩)

મગઝ શકિત માટે ઈંડાની ઝરદી કાનના રસ્તે મગઝ પર પહોંચાડવાનું અમુક વિશ્વાસ-પાત્ર માણસોએ મારી સામે વર્ણવ્યું છે. પ્રત્યેક વસ્તુની તહકીક છે. કદાચ ડોકટરીમાં એમ હશે. અત્રે લખનવના સનદી હકીમ અને એક જુના અનુભવી વૈદની તહકીક એ છે કે કાનમાં નાંખેલી દવા મગઝમાં પહોંચે છે અને કોઈ વખત ગળામાં પણ પહોંચે છે.

સારાંશ કે કાનમાં નાંખેલ તેલ અને દવા મગઝમાં સીધી કે આડકત્રી રીતે હોજળીમાં પહોંચવાથી રોઝો તૂટી જાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**તાર, પત્ર કે ટેલીફોન દ્વારા ચાંદની ખબર મળે તો?**

(૨૨૧)સવાલ :- તાર, પત્ર કે ટેલીફોન દ્વારા જણાય કે અમુક ઠેકાણે ૨૯ મા ચાંદના હિસાબે શનિવારે ઈદ ઉજવાઈ છે ત્યારે આપણે ત્યાં એક દિવસ પછી રવિવારે ઈદ થશે તો શું ઈદની ફઝીલત તથા સવાબ અને બરકતના આપણે પુરા હકદાર થઈશું ?

જવાબ :- સવાલમાં દર્શાવેલ બાબતો દ્વારા ચાંદની જે ખબર મળી છે તે ઈદ કરવા માટે પુરતી નથી. કારણ કે એ 'હુજજતે શરઈય્યહ' નથી. માટે એવી ખબરના આધારે ઈદ કરી શકાય નહી.

તિર્મિઝી શરીફમાં છે કે :- હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) એ હઝરત કુરૈબને માહે રમઝાનમાં જયારે તેઓ શામથી મદીના શરીફ પાછા આવ્યા તો પુછયું કે ત્યાં ચાંદ કયારે જોવામાં આવ્યો હતો ? તેઓએ જવાબ આપ્યો કે, 'જુમ્અહની રા ત્રે' હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) એ પુછયું કે તમે પોતે જોયો છે ? તેમણે કહ્યું બીજા લોકોએ જોયો અને રોઝો રાખ્યો. હઝરત અમીર મુઆવિયહ (રદિ.)એ પણ રોઝો રાખ્યો હતો. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફર્માવ્યું કે અમે શનિવારની રાત્રે જોયો છે અને તે જ હિસાબે ૩૦ રોઝા પુરા કરીશું, અથવા ચાંદ જોઈ રોઝા ખત્મ કરીશું, હઝરત કુરૈબે ફર્માવ્યું ; શું આપના નઝદીક હઝરત મુઆવિયહ (રદિ.)નું ચાંદ જોવું અને રોઝો રાખવું પુરતું નથી ? આપે ફરમાવ્યું ના, અમને રસુલુલ્લાહ (સલ.) એ એવો જ હુકમ આપ્યો છે. (ભાગ ૧ પાનું ૮૭)

મઝકુર પ્રસંગમાં હઝરત કુરૈબનું ચાંદ બાબતનું બયાન શરીઅતના નિયમની કસોટી ઉપર પુરૂં ઉતર્યું નહી માટે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કબુલ મંઝુર રાખ્યું નહી. એવી જ રીતે આપણને મળેલી ચાંદની ખબર શરીઅતના કાયદા અનુસાર ન હોવાથી તે માન્ય રાખવામાં આવી નથી અને રવિવારની ઈદ નકકી થઈ છે એમાં આપણને નુકસાન નથી. ઈન્શા અલ્લાહ પુરેપુરા સવાબ અને બરકતના હકદાર છીએ. આપ (સલ.)નું ફરમાન છે જે તારીખે અને દિવસે તમે શરઈ તહકીક મુજબ રોઝો રાખશો અથવા રોઝો ખત્મ કરશો અને કુર્બાની કરશો તો ખુદાના નઝદીક રોઝાની તે જ તારીખ, ઈદનો તે જ દિવસ અને કુર્બાનીની તે જ તારીખ છે.

(તિર્મિઝી ભાગ ૧ પાનું ૮૮)

એટલે જે સવાબ અને બરકત રોઝા, ઈદુલ ફિત્ર અને ઈદુલ અઝહા તથા કુર્બાનીના દિવસોમાં રાખી છે તે દરેક જગ્યાના મુસ્લિમોને તે દિવસોમાં પ્રાપ્ત થશે જે તેઓના નઝદીક બતરીકે મૂજિબ રમઝાન ઈદ અને કુર્બાનીની તારીખો નકકી થઈ છે. માટે શંકા ઉપસ્થિત કરવાની ઝરૂરત નથી. છતાં સાવચેતી રૂપ સોમવાર સુધી કુર્બાનીથી પરવારી જવું બેહતર છે.

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુહર્રમનો ચાંદ જોવા માટે કેટલા ગવાહોની ઝરૂરત છે?**

(૨૨૨) સવાલ :- મુહર્રમ શરીફના ચાંદની સાબિતી માટે કેટલા ગવાહોની ઝરૂરત હોય છે ?

જવાબ :- બે વિશ્વાસપાત્ર પુરૂષો અથવા એક વિશ્વાસપાત્ર પુરૂષ અને બે સ્ત્રીઓની ગવાહી ઝરૂરી છે. (નુરૂલ ઈઝાહ પાનું ૧૫૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે..

નોટ :- વધુ તફસીલ માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ-૫ પાનું ૧૭૬ સવાલ-જવાબ નં. ૧૩૯૪

**ગુરૂબે આફતાબ (સુર્યાસ્ત) પહેલાં ચાંદ દેખાયાનો એઅતેબાર નથી.**

(૨૨૩) સવાલ :- રમઝાન ઈદનો ચાંદ જોયો તે વખતે હજુ ગુરૂબે આફતાબને ૩ થી ૪ મિનિટની વાર હતી, તે સમયે ઝૈદે કહ્યું કે ઈદનો ચાંદ જોવાયો એટલે રોઝો ખોલી નાંખવો જોઈએ. બકર ના કહેવા લાગ્યો, છતાં ઝૈદના કહેવાથી ૧૫ થી ૨૦ માણસોએ રોઝો ખોલી નાખ્યો, હજુ સુર્ય આથમવાને ૩ થી ૪ મિનિટની વાર હતી તો રોઝો ખોલી નાંખનારનો રોઝો થયો કે કેમ ? બકરનું કહેવું છે કે તમારો રોઝો થયો નથી, કઝા કરવી પડશે. જેથી બરાહે કરમ ઉપરના મસ્અલાનો સવિસ્તાર મોઅતબર કિતાબોના હવાલાથી ખુલાસો કરશો.

જવાબ -આફતાબ ગુરૂબ થયા પહેલાં ચાંદ દેખાયાનો એઅતેબાર નથી. તે દિવસ રમઝાનનો જ છે, ઈદનો નથી. માટે જેઓએ એમ સમજીને રોઝો ખોલી નાંખ્યો હોય કે ચાંદ થઈ ગયો તો આફતાબ પણ ગુરૂબ થઈ ગયો, તેમના ઉપર રોઝાની ફકત કઝા લાઝિમ છે, અને જેઓ જાણતા હતા કે આફતાબ ગુરૂબ થયો નથી અને રોઝો ખોલી નાંખ્યો. તેમના માટે રોઝાની કઝા સાથે કફફારો પણ લાઝિમ છે. (દુર્રે મુખ્તાર, શામી) અને (ઈમ્દાદુલ ફતાવા ભાગ ૨ પાનું ૧૧૮)

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

નોટ :-મઝકુર જવાબ ઉપર એક ઈશ્કાલ છે તેનો ખુલાસો ફતાવા રહીમિય્યહ ભાગ ૫ પાનું ૧૬૮ થી ૧૭૦) ઉપર જોઈ શકો છો. સવાલ-જવાબ નં. ૧૩૭૭

**જાનવર સાથે સોહબત કરવાથી રોઝો તૂટી જાય છે?**

(૨૨૪) સવાલ :-ગૈર મુકલ્લિદ મવ. અ. જલીલ સામરોદી સાહબે હનફી મઝહબ વિરૂધ્ધ પોતે લખેલા બે ઉર્દુ રિસાલા મને આપ્યા છે.

(૧) એકનું નામ "ઈઝહારે હકીકત અઝ આઈનએ હકીકત" છે. એના લેખકનું નામ હઝરત શૈખુલ ઈસ્લામ મૌલાના મૌલ્વી અબુ અબ્દિલ કબીર મુહમ્મદ અબ્દુલ જલીલ સાહબ અમીરે જમાઅત ગુરબાએ અહલે હદીસ (હિન્દ)

(૨) બીજા રિસાલા ઉપર મુસન્નિફ(કર્તા)નું નામ 'હઝરત શૈખુલ હિન્દ મવ. મૌલ્વી મુહમ્મદ અ. જલીલ સાહબ મુહદ્દિસ અમીરે જમાઅત" છે. રિસાલા નંબર ૧ માં હન્ફી મઝહબ ઉપર સખ્ત

ટીકા કરતાં લખે છે કે "ચોપાયા (જાનવર)સે રોઝહકી હાલતમેં વતી (સોહબત) કરનેસે રોઝા નહી તૂટતા, ઈન્ઝાલ હો યા ન હો, દુર્રે મુખ્તારમેં હે ઈઝા અદખલ ઝકરહુ ફી બહીમતિન અવ મય્તતિન મિન ગય્રિ ઈન્ઝાલિન. શામી સફા ૧૦૩ જિલ્દ ૨ મત્બુઅહ મિસ્ર કદીમમેં હય વનુકિલ ફિલ્બહરિ વ કઝ્ઝ-ઝય્લઈ વગય્રુહુ અલ્ ઈજ્માઉ અલા અદમિલ ફસાદિ મઅલ ઈન્ઝાલિ. બલ્કે ગુસલ ભી નહી આતા. શેખજી સુન લિયા? શૈખજીકી ચારો બલ્કે પાંચો ઉંગલિયાં ધી મેં. "(પાનું ૧૬)

શું મઝકુર સુરતમાં ઈન્ઝાલ હોવા છતાં રોઝો તુટતો નથી?

અને શું રોઝો નહી તૂટવા ઉપર ફુકહા (રહ.) નો ઈજ્માઅ છે?

અને શું મઝકુર સુરતમાં ગુસલ પણ લાગુ પડતું નથી?

દુર્રે મુખ્તાર અને શામી વિગેરેમાં આ પ્રમાણે છે?

જવાબ :-સવાલમાં ટાંકેલ ઉર્દુ ઈબારત અસલ ઉર્દુ રિસાલામાં (જે ૧૯૫૪ માં લખાયો છે.) મેં જોઈ અને એમના એક ગુજરાતી ચોપાનિયામાં (જે ૧૯૫૦ માં લખાયું છે) એ મઝમુન મેં વાંચ્યું અને તેમાં આપેલા હવાલા દુર્રે મુખ્તાર, શામી વિગેરેનો પણ ગોરથી અભ્યાસ કર્યો. સામરોદી સાહબના મઝકુર ત્રણેવ આરોપો અને દઅવા તદ્દન જ ખોટા અને બે બુન્યાદ છે. અને કોતાહ ફહમી, નાસમજીનું પરિણામ છે. દુખૂલ અને વતીએ બહીમહ (જાનવર) મઅલ ઈન્ઝાલ વાળી સુરતમાં રોઝો ફાસિદ કિંવા તુટી જાય છે અને રોઝાની કઝા લાઝિમ આવે છે અને ગુસલ પણ લાગુ પડે છે. મઝકુર સુરતમાં રોઝો ફાસિદ નહી થવા ઊપર હનફીઓનો ઈજ્માઅ નથી.

શામીવાળી ઈબારત :-'અલ્ ઈજ્માઉ અલા અદમિલ ફસાદિ મઅલ ઈન્ઝાલિ' ની સુરત બીજી છે. ઉપરની સુરત દુખૂલે બહીમહ મઅલ ઈન્ઝાલ સાથે એનો કોઈ તઅલ્લુક કિંવા કોઈ સંબધ નથી. એ વિના દુખૂલવાળી એક અલગ સૂરત છે અને ઉપરવાળી બીજી છે, એમને એક જ સુરત સમજી લેવું અને એક જ મસ્અલો કરાર દેવું નાવાકિફ હોવાની દલીલ છે અને બકરાને કુત્રું સમજી લેવા સમાન છે.

દુર્રે મુખ્તારની ઈબારતમાં સાફ લફ્ઝ 'મિન ગય્રિ ઈન્ઝાલિન' મવ્જુદ છે જેનો અર્થ ઈન્ઝાલ વગર, કિંવા વિના ઈન્ઝાલે છે, ઈન્ઝાલ થાય કે નહી થાય અર્થ ખોટો છે વળી દુર્રે મુખ્તારની શર્હમાં મિન ગય્રિ ઈન્ઝાલિનનો ખુલાસો કર્યો છે કે :-

**અમ્મા ઈઝા અન્ઝલ ફઅલય્હિલ કઝાઉ.**

અર્થાત :-પરંતુ ઈન્ઝાલ હોવાની સુરતમાં કઝા લાગુ પડશે. (કારણ કે ઈન્ઝાલની સુરતમાં રોઝો તુટી જાય છે.) (તહતાવી ભાગ ૧ પાનું-૭૨૩) (શામી ભાગ-૧ પાનું ૧૩૭)

આટલો બધો ખુલાસો હોવા છતાં દાવો કરવો કે બંધ છુટે કે નહી છુટે રોઝો ફાસિદ થતો નથી. કેટલી ઉલ્ટી સમજ છે! એટલા પર બસ નહી કર્યું શામીની ઈબારત બેજોડ નકલ કરી રોઝો નહી તુટવા ઉપર ઈજ્માઅ ઠોકી બેસાડયો. એટલું જ નહી, સાથે ભચડી નાંખ્યું કે ગુસલ પણ આવતું નથી. ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલય્હી રાજિઉન.

'ઉલ્ટી સમજ કિસીકો ભી ઐસી ખુદા ન દે
દે આદમીકો મૌત મગર યે અદા ન દે.'

બેશક ! ફિકહનો મસ્અલો એ છે કે કોઈ નાપાક માણસ જાનવર અથવા મુર્દા સાથે બદકારી કરે અને ઈન્ઝાલ થઈ જાય તો રોઝા તૂટી જશે અને કઝા લાગુ પડશે અને રૂસ્વાકુન અને ઈબ્રતનાક

સઝા આપવામાં આવશે, મેજિસ્ટ્રેટ એને માટે જેવી અને જેટલી સઝા મુનાસિબ સમજે આપી શકે છે, અને જાનવરને કાપી બાળી મુકવા સુધ્ધાંનો હુકમ અપાયો છે. (બદકારને સઝા આપવા માટે ઈન્ઝાલની શર્ત નથી.) (શામી ભાગ ૧ પાનું-૧૫૪) (ફતાવા સિરાજિય્યહ પાનું ૬૧)

આવા બનાવો બન્યા છે અને બને છે માટે ફુકહાએ ચોખવટ કરી છે. હદીસમાં પણ છે. આપ (સલ.) નું ફરમાન છે કે જાનવર સાથે જો કોઈ બદફેઅલી કરે તો તેને કતલ કરી દો અને તેની સાથે જાનવરને પણ કતલ કરી નાખો. (મિશ્કાત પાનું ૩૧૨)

એક રિવાયતમાં છે કે જાનવર સાથે જે કોઈ બદફેઅલી કરે તો તેના ઊપર હદ નથી. (મિશ્કાત પાનું ૩૧૩) પણ તઅઝીર (સઝા) છે અને ફરમાવ્યું ખુદાપાક રહમતની નઝરે તેની તરફ નથી જોતા જે બદફેઅલી કરે કોઈ મરદ સાથે અથવા ઔરત સાથે તેની પાછળની જગ્યાએ. (મિશ્કાત શરીફ) જેવી રીતે શારીરિક હકીમો, ડોકટરોને ઈલાજના સિલસિલામાં ઈન્સાનો, જાનવરો, ઔરતો,મરદોની પેશાબ પાયખાના વિગેરે અવ્યવોની ચોખવટ કરવી પડી છે અને શર્મનો લિહાઝ રાખ્યો નથી એવી જ રીતે રૂહાની હકીમો પય્ગમ્બરે ઈસ્લામ (સલ.) અને તેમના જાનશીનો ઉલમા, ફુકહા, મુહદ્દિસીન (રહ.)એ ઈબાદત, મુઆમલાત, તહારત, પાકી, નાપાકી, પેશાબ, પાણી, હૈઝ, નિફાસ, નહાવા, ધોવા, સુવા, બેસવાના મસાઈલો, અહકામો વિગતવાર બયાન કર્યા છે જેથી કેટલીક બાબતો શરમવાળી પણ બયાન કરવી પડી છે જે બની ચુકી છે અથવા બની શકે છે, શર્મનો લિહાઝ કરી નહી બયાન કરે તો તેને જાણવાની શું સૂરત હતી? મસાઈલની તહકીકમાં શરમ અને હયાની ગુંજાઈશ નથી. બાપ પોતાની બેટીને મસ્અલો પુછી લેતા હતા. હઝરત ઉમરે ફારૂક (રદી.) એ એક બાઈને પોતાના ધણી જે જિહાદમાં ગયા હતા તેના ફિરાક (જુદાઈ) માં પરેશાન જોઈ, પોતાની દિકરી હઝરત હફસા (રદિ.) ને પૂછયું કે ઔરત પોતાના ધણી વગર કેટલી મુદત સબ્ર કરી શકે છે? જવાબ આપ્યો કે ચાર મહીના, આપે હુકમ બહાર પાડયો કે કોઈ સિપાહી ચાર મહીનાથી વધારે બહાર રહે નહી, (અલ્ફારૂક ભાગ ૨ પાનું ૯૬)

શરમવાળી બાબતો તો કુર્આને પાકમાં પણ છે અને તેનાથી વધારે વાઝેહ હદીસ શરીફમાં મળશે કે તે તફસીર છે કુર્આનની, અને ફિકહની કિતાબો એ બન્નેવની તફસીર અને ખુલાસો છે. માટે શરમની વાતો હોવાના લીધે ફિકહ પર ટીકા કરવું અને તેને ગંદુ બતાવ્વું દર હકીકત કુર્આન અને હદીસ ઉપર એઅતેરાઝ કરવા સમાન છે.

કુર્આન શરીફમાં છે;

(૧) અને જે (અઝીઝે મિસર)ની ઔરતના મકાનમાં હઝરત યુસુફ (અલ.) રહેતા હતા તે ઔરત તેમના ઉપર ફરેફતા થઈ ગઈ અને તેનાથી પોતાની ખ્વાહિશ પૂરી કરવા તેમને ફુસ્લાવવા લાગી, ઘરના બધા દરવાઝા બંધ કરી દીધા અને તેમને કહેવા લાગી જલ્દી કર, તેમણે કહ્યું ખુદાની પનાહ ! (સૂરએ યુસુફ)

(૨) તમે તો શહવત પૂરી કરવા સ્ત્રીઓને છોડી પુરૂષો તરફ દોડો છો. (સુરએ નમ્લ)

(૩) અને લોકો આપને હૈઝનો હુકમ પૂછે છે, કહી દો કે તે ગંદકી છે. માટે હૈઝ વખતે તમે સ્ત્રીઓ (સાથે સમાગમ કરવા)થી અલગ રહો અને જયાં લગી તેણીઓ(હૈઝ)થી પાક થાય નહી તેણીઓ સાથે સમાગમ કરો નહી. પછી જયારે તેણીઓ ખુબ પાક થઈ જાય ત્યારે ખુદાપાકે તેમને હુકમ આપ્યો છે ત્યાંથી (પેશાબના રસ્તે) તેણીઓ પાસે જાઓ. બેશક ! ખુદાપાક તૌબહ કરનારાઓને પસંદ કરે છે અને ગંદકીથી બચનારાને ચાહે છે, તમારી સ્ત્રીઓ તમારા માટે ખેતી

(સમાન) છે તો પોતાની ખેતીમાં ચાહો તે રીતે જાઓ. એટલે આગળથી, પાછળથી, ઉભા, સુતા, બેઠા, ગમે તે પ્રકારે બાળક પૈદા થવાના રસ્તે સોહબત કરવી દુરસ્ત છે. (સૂરએ બકરહ, તફસીરે જલાલૈન વિગેરે)

મઝકુર આયતની તફસીર અને શાને નુઝૂલ વિષે હદીસમાં છે કે :-

યહૂદ સ્ત્રીઓ સાથે એક જ રીતે (ચિત સુવાડી) સોહબત કરતા અને મઝકુર તરીકો સ્ત્રીઓ માટે ઘણો પરદા પોશ હતો જેથી અન્સારે એ કામમાં તેમની પૈરવી કરી લીધી હતી અને કુરૈશ સ્ત્રીઓને તદ્દન જ ફેલાવી નાંખતા હતા અને આગળ તરફથી અને પાછળ તરફથી ચિત અને પટ દરેક પ્રકારે તેમનાથી લઝ્ઝત હાસિલ કરતા હતા' પછી જ્યારે મુહાજિરીન મદીના આવ્યા તો તેમના એક માણસે અન્સારી ઔરત સાથે શાદી કરી અને તેની સાથે તેમ જ (ચિત-પટ દરેક રીતે) સોહબત કરવા લાગ્યા તો ઔરતે આમ કરવા ના પાડી, અને કહ્યું કે અમારા લોકોમાં એક જ રીતે સંભોગ કરવાનો દસ્તુર છે. માટે તુ પણ એક જ રીતે કર, નહી તો દૂર હઠ. અને બન્નેમાં વાત વધી ગઈ અને આપ (સલ.) લગી પહોંચી. તો ખુદાપાકે આયત નાઝિલ કરી; **નિસાઉકુમ હર્સુલ્લકુમ ફઅતુ હર્સકુમ અન્ના શિઅતુમ , અય મુકબિલાતિન વ મુદબિરાતિન વ મુસ્તલકિયાતિન યઅની બિઝાલિક મવ્ઝિઅલ વલદિ.**

અર્થાત :- તમારી ઔરતો તમારા માટે ખેતી સમાન છે, પોતાની ખેતીમાં ચાહો તે તરફથી આવો. જોઈએ તો સામેથી, જોઈએ તો પીઠ તરફથી અને જોઈએ તો ચિત લેટાવી, અને તે જગ્યા મુરાદ છે કે જ્યાંથી બાળક પૈદા થાય છે. (અબૂ દાઉદ ભાગ ૧ પાનું ૩૦૧)

(૪) હદીસમાં છે કે :- ઉમ્મે સુલૈમ (રદિ.) રસૂલે ખુદા (સલ.)ની પાસે આવ્યા અને પુછયું યા રસૂલલ્લાહ! ખુદાપાક હક વાતથી શરમાતા નથી. શું ઔરતને એહતેલામ થાય (એટલે ખ્વાબમાં સોહબત કરવું જુએ) તો તેના ઉપર ગુસલ આવશે ? આપે ફરમાવ્યું હા, જ્યારે ઔરત પાણી (એટલે મની નિકળેલી) જુએ. ઉમ્મે સલ્મહ (રદિ.)એ શરમના લીધે પોતાનું મોં ઢાંકી લઈ પુછયું ; યા રસૂલલ્લાહ ! શું ઔરતોને પણ એહતેલામ થાય છે ? (મની નિકળે છે?) ફરમાવ્યું; હા, નહી તો બાળક માંની મુશાબિહ કેમ હોત ? મર્દનું પાણી (મની) ઘટ અને સફેદ હોય છે, અને ઔરતનું પાણી પાતળું, પીળું. એમાં જે પાણી ગાલિબ આવે અથવા પહેલ કરે બાળક તેના મુશાબિહ થાય છે. (બુખારી શરીફ ભાગ ૧ પારો ૨ પાનું ૪૨) (મિશ્કાત શરીફ પાનું ૪૮)

(૫) હઝરત આઈશહ (રદી.) બયાન કરે છે કે રિફાઅહ કુરઝી (રદી.)ની ઔરતે આપ (સલ.)ની પાસે આવી કહ્યું કે મને રિફાઅહએ તલાકે બાઈન (ત્રણ) આપી તો અબ્દુર્રહમાન (રદિ.) સાથે નિકાહ કર્યા પરંતુ તેની પાસે જે છે તે કપડાના ફુન્દાના જેમ છે. (નામરદ છે.) આપે ફરમાવ્યું; તુ પાછી રિફાઅહ (પહેલા ધણી) સાથે નિકાહ કરવા ચાહે છે? તેણીએ કહયું; જી હાં, ફરમાવ્યું કે એ નથી થઈ શકતું જ્યાં લગી તુ બીજા ધણીની મઝા નહી ચાખે અને તે તારી મઝા નહી ચાખે.(એટલે સોહબત નહી કરાવે ત્યાં લગી પહેલા ધણી સાથે નિકાહ જાઈઝ નથી.)

(બુખારી શરીફ ભાગ ૨ પારો ૨૨ પાનું-૭૯૧)

(૬) હદીસમાં છે કે સફરથી આવતાં એક સાથીને આપ (સલ.)એ પુછયું કે તેં કુંવારીની સાથે શાદી કરેલી છે કે ધણી કરેલી સાથે? કહ્યું કે ધણી કરેલી સાથે. આપે ફરમાવ્યું કે તું કુંવારીની સાથે શાદી કરતે ને , કે તુ તેની સાથે ખેલ કરતે અને તેણી તારી સાથે ખેલ કરતે. પછી મદીનામાં દાખલ થવા લાગ્યા તો આપે ફરમાવ્યું ઈશા લગી અહી થોભી જાવ કે ઔરતો બાલ ઠીક કરી

લે અને દુંટી નીચેના બાલ સાફ કરી લે, (બુખારી શરીફ ભાગ ૨ પારો ૨૨ પાનું -૭૮૯)

(૭) હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે કે આપ (સલ.) મને હુકમ કરતા તો તેહબંદ બાંધી લેતી પછી મારી સાથે મુબાશરત કરતા અને હું હેઝવાળી હોતી અને આપ એઅતેકાફમાંથી માથું બહાર કાઢતા તો હું આપનું માથું ધોતી અને હું હેઝની હાલતમાં જે જગ્યાથી મોં લગાડી પાણી પીતી આપ પણ ત્યાં મો લગાડી પાણી પીતા અને હું જ્યાંથી મોં લગાડી બોટી ચુસતી આપ પણ ત્યાં મોં લગાડી ચુસતા. (મિશ્કાત પાનું-૫૬) ફરમાવે છે હું હેઝમાં હતી અને આપ મારી ગોદમાં સર મુબારક મુકી કુર્આન પઢતા. (મિશ્કાત)

(૮) આપ (સલ.)એ ફરમાવ્યું જે હેઝવાલી ઔરત સાથે સોહબત કરે તેને જોઈએ કે અડધો દીનાર ખેરાત કરે. (મિશ્કાત)

(૯) એક રિવાયતમાં છે જ્યારે હેઝનું લોહી લાલ હોય તો (સોહબત કરનાર) એક દીનાર ખેરાત કરે અને જ્યારે લોહી પીળું હોય તો અડધો દીનાર ખેરાત કરે.

(૧૦)હઝરત આઈશહ (રદિ.) રિવાયત કરે છે કે આપ (સલ.) એ ફરમાવ્યું કે પુરૂષની ખત્નાની જગ્યા સ્ત્રીની ખત્નાની જગ્યા સુધી પહોંચી જાય તો ગુસલ વાજિબ થઈ જાય છે. અને આપ (સલ.) એ એમ કર્યું પછી હમો બન્નેએ ગુસલ કર્યું. (તિર્મિઝી ભાગ ૧ પાનું ૧૬)

(૧૧)હઝરત આઈશહ(રદિ.) ફરમાવે છે કે આપ (સલ.) જનાબતનું ગુસલ ફરમાવતા અને મારા ગુસલ કરવા પહેલાં મારાથી ગરમી (હુંફ) લેતા (એટલે વળગીને સુઈ જતા.) (મિશ્કાત પાનું ૪૯)

(૧૨) હદીસમાં છે કે :-આપ (સલ.)એ એક ઔરતને જોઈ અને સારી લાગી તો આપ (સલ.)હઝરત સવ્દહ (રદિ.)ની પાસે આવ્યા તેણી ખુશબો બનાવતાં હતાં અને પાસે થોડી ઔરતો બેઠી હતી તેણી ઔરતોથી અલગ થઈ તો આપે તેણી સાથે સોહબત કરી. પછી આપે ફરમાવ્યું જે મરદ કોઈ બાઈને જુએ અને પસંદ આવી જાય તો તેને જોઈએ કે પોતાની સ્ત્રી પાસે આવે એટલે તેણી સાથે સોહબત કરી લે જેથી શહવતનું ઝોર તુટી જાય અને વસ્વસો (ધ્યાન) જતું રહે. બેશક! આપણી સ્ત્રી પાસે તે જ છે જે તેની પાસે છે. (મિશ્કાત ૨૬૯)

(૧૩) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) એ હઝરત આઈશહ (રદિ.) પાસે માણસ મોકલી પુછાવ્યું કે મરદ ઔરત સાથે હેઝની હાલતમાં મુબાશરત કરી શકે છે? હઝરત આઈશહ (રદિ.)એ જવાબ આપ્યો કે ઔરત તેહબન્દ બાંધી લે. પછી મુબાશરત કરી શકે છે. (મુઅત્તા ઈમામ મુહમ્મદ પાનું ૬૦)

(૧૪) હઝરત અબુ સલ્મહ (રદિ.) એ હઝરત આઈશહ (રદી.)ને પુછયું કે ગુસલ ક્યારે લાઝિમ આવે છે? હઝરત આઈશહ (રદિ.) એ કહ્યું હજી તો તુ ચૂઝો મરઘીનું બચ્ચું છે. મરઘો બાંગ આપે તેની સાથે તુ બાંગ દેવા લાગે છે. (એટલો નાનો છે અને આ બાબત પુછે છે?) પછી ફરમાવ્યું જ્યારે ખત્નાની જગ્યાએ પહોંચી જાય તો ગુસલ આવશે. (મુઅત્તા ઈમામ મુહમ્મદ પા.૬૧)

(૧૫) હઝરત આઈશહ (રદિ.) કહે છે કે આપ (સલ.) રોઝાની હાલતમાં અમુક બીવીઓને બોસો આપતા. પછી (આટલું કહી) હઝરત આઈશહ (રદિ.) હસી પડયાં (એટલે એ પોતે જ હશે) (બુખારી ભાગ ૧ પાનું ૨૫૮)

સામરોદી સાહબના ઉસૂલ મુજબ તો આ બધું (મઆઝલ્લાહ) ગંદુ હોવું જોઈએ કારણ કે

એઓ ફિકહના બારામાં લખે છે, જે કિતાબોમાં આવી ભલતી વાતોનો રસ લેવાતો હોય શું તે ધાર્મિક કિતાબો બની શકે?

આવા મસ્અલાઓ (જે દીની અહકામો જાણવા માટે ફિકહની કિતાબોમાં લખાયા છે) તેની સાથે બીજી વાતો મેળવી ભુંડી રીતે અવામની સામે પેશ કરવાનો નાપાક હેતુ એ હોય છે કે પવિત્ર હનફી મઝહબ અને મુકદ્દસ હનફી ફિકહથી લોકો નફરત કરવા લાગે અને મઝહબ છોડી લા મઝહબ બની જાય.

યુરીદુન લિયુત્ફિઉ નુરલ્લાહિ બિઅફવાહિહિમ વલ્લાહુ મુતિમ્મુ નુરિહી... કુર્આને-હકીમ ઓ મારા પ્યારા દીની બિરાદરો ! ઉંઘથી જાગો, કયાં સુધી ઉંઘતા રહેશો? આપણી ધાર્મિક કિતાબોમાં શું-શું લખાયેલુ છે. હમારા આલિમોએ તો અમને એમ સમજાવી સુવાડી રાખેલા છે કે ફિકહ તો ખાસ કુર્આન શરીફ, હદીસ શરીફનું મગઝ છે.

આગળ લખે છે કે :-જે કિતાબોમાં આવી ભલતી-ભલતી વાતોનો રસ લેવાતો હોય શું તે ધાર્મિક કિતાબો બની શકે ? આગળ લખે છે કે, વિચારવા જેવું છે ઝરા ગૈરતને પાસે આવવા દો અને અકલ હોશ્યારીને ઝરા માન આપો. પર કૌમે આવી-આવી વાતો ઉપર ટીકા કરી છે. આગળ લખે છે કે:-શું દીને ઈસ્લામ એવો જ હશે કે આવી બાબતો તો પોથીઓમાં રાખે છે. આર્ય સમાજ કિતાબોમાં મળવું જોઈએ. એક ધાર્મિક કિતાબોમાં નહી જ હોવું જોઈએ. આગળ લખે છે કે :-હમોએ તો નમુના રૂપે આટલા જ મસ્અલાઓ લખ્યા છે. બીજા લખતાં દિલ ધ્રુજે છે, કલમ કંપે છે. હું છું આપનો ખૈરખ્વાહ નાચીઝ અબ્દુલ જલીલ સામરોદી (તા. ૨૧-૮-૫૦)

એક બીજી જગ્યાએ હન્ફી મઝહબ વિષે લખે છે કે :-

જે મઝહબમાં આવી ખુબીઓ હોય તે કેમ દુન્યામાં મકબૂલ ન થાય ? કારણ કે સર્વને દિલ પસંદ વાતો મળી આવે, આવી વાતો ખુદાના કલામ તેમ તેમના નબી (સલ.) ના ફરમાનોમાં તો કયાંથી મળશે ? સામરોદી સાહબને ખબર નથી કે મઝકુર તરીકો કહેવાતા અહલે કુર્આન (મુન્કિરીને હદીસ) નો છે. તેઓ એવી હદીસો જેમાં શરમની વાતો હોય મનઘડત હાશિયહ સહિત અવામના સામે પેશ કરી મુકદ્દસ ઝખીરએ અહાદીસ ઉપર બોમ્બ વર્ષા કરી લોકોને બદગુમાન કરી કૌમને બેદીન બનાવવાની અને ગુમ્રાહ કરવાની નાપાક કોશિશ કરી રહ્યા છે.

જુઓ, મુન્કિરે હદીસ ડોકટર ગુલામ જીલાની બર્ક પોતાની કિતાબ "દો ઈસ્લામ"માં લખે છે કે :-

(૧) બુખારીમાં છે કે હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે કે આપ (સલ.) રોઝાની હાલતમાં પોતાની બીવીઓને બોસો આપતા અને તેમનાથી મુબાશરત કરતા એટલે દુંટીથી ઉપર અને ગુઠણથી નીચે હાથ લગાડતા, બોસો આપતા, ગલે લગાડતા અને આલએ તનાસુલનો ઉપયોગ કરતા. અને ટીકા કરતાં લખે છે કે રોઝાનો હેતુ શહવતનું છોડવું છે, નહી કે ઔરતને ચુમવું, વળગવું અને ગુઠણથી નીચે આલએ તનાસુલનો ઉપયોગ કરવું. (દો ઈસ્લામ)

(૨) અને લખે છે કે :-અબૂ દાવુદ (રહ.) એક કદમ આગળ વધી ગયા. કહે છે કે હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે કે આપ (સલ.) રોઝો રાખી મને ચૂમ્બન કરતા અને મારી ઝબાન ચુસ્તા હતા, પછી લખે છે કે શું ઝબાન ચુસ્વાથી બીજાનું થુક પોતાના થુકની સાથે મળી પેટમાં નથી ચાલી જતું ? અને શું રોઝો બાતિલ નથી થઈ જતો ? (દો ઈસ્લામ)

(૩) હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે કે હૈઝની હાલતમાં આપ (સલ.) મને તેહબંદ લંગોટ બાંધી લેવા ફરમાવતા પછી મારાથી મુબાશરત કરતા. (દો ઈસ્લામ)

(૪) હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે કે આપ (સલ.) એ મારી સાથે શાદી છ વર્ષની વયમાં કરી હતી અને આપે નવ વરસની વયમાં સોહબત કરી. (મુસ્લિમ) પછી લખે છે કે આટલી નાની બચ્ચી હોય મહીના લગી તાવમાં સપડાઈ કાંટો બની ગઈ હોય શું આવી બચ્ચી સોહબતની તાબ લાવી શકે છે? અને સોહબત પણ એવા મરદ સાથે જેની અંદર ઈમામ બુખારીના કૌલ પ્રમાણે ત્રીસ મરદની તાક્ત હોય. (દો ઈસ્લામ)

(૫) મુસ્લિમ શરીફમાં છે કે વુકૂફે અરફહથી અમુક દિવસ પહેલાં આપ (સલ.) એ સહાબહ(રદિ.) ને સોહબત કરવાની સલાહ આપી. સહાબા (રદિ.)આપસમાં કહેવા લાગ્યા કે અમે આવા ટાઈમે સોહબત કરીએ પછી અરફાતમાં એવી હાલતમાં જઈએ કે અમારા અઝાઓ મની ટપકાવતા હોય (અને હાથના ઈશારે ઉઝવે મખ્સુસનું હરક્ત કરવું બતાવ્યું) (મુસ્લિમ શરીફ)

બર્કની ટીકા :- (૧) એ કઈ રકમના આ-સુલ હતા કે પાંચ દિવસ લગી સોહબત કરતા રહ્યા અને છઠઠે દિવસે અરફાત માટે નિકળ્યા તો ત્યારે પણ નુત્ફા ટપકી રહ્યા હતા. આમ હાલતોમાં જિમાઅ પછી તસ્કીન થઈ જાય છે. ખુદા જાણે આ સહાબાઓએ કયો કુશ્તો ખાધો હતો કે હજના મુકદ્દસ સમયે પણ એમનો નુત્ફો ઉછળી - ઉછળી ઝમીન ઉપર પડી રહ્યો હતો. (દો ઈસ્લામ)

(૨)અગર કોઈ ગૈર મુસ્લિમ સાંભળી લે કે, આપ (સલ.) ૫૬ વર્ષની ઉમરે રોઝો રાખી મુબાશરત ફરમાવતા હતા તો તે અમારા નબીના બારામાં શું રાય કાઈમ કરશે? એ જ ને કે આપ (સલ.)શહવતના હાથમાં એક રમકડું હતા. (દો ઈસ્લામ)

(૬) એ હું માનું છું કે અહકામે ઈસ્લામની તબ્લીગ અઝવાજે મુતહહરાતનું પણ કામ હતું, પણ આ મુબાશરત ક્યાંનો હુકમ હતો? ક્યાં કુર્આનમાં લખ્યો હતો? અને આખી કૌમમાં હઝરત આઈશહ (રદિ.)ને જ શું પડી હતી કે મુબાશરતની તલ્કીન કરતાં ફરે. મને તો એમ લાગે છે કે ઈસ્લામના દુશ્મનોએ હઝરત આઈશહ (રદિ.) અને હુઝુરના વકારને ઘટાડવા હદીસો ઘડી અને અમારા મુહદ્દિસીને તેને સહીહ સમજી પોતાના મજમુઅહમાં (બુખારી, મુસ્લિમ, તિરમિઝી, અબુ દાઉદ, ઈબ્ને માજહ, મુઅત્તા, મિશ્કાત વિગેરેમાં શામિલ કરી લીધી) (દો ઈસ્લામ)

(૭) મને ખાત્રી છે કે આ હદીસો યા તો યહુદ અને નસારાઓએ ઘડી હતી અથવા આ શહવતી મુલ્લાઓ (મુહદ્દિસીન)એ જે હિન્દુઓના જેમ અય્યાશી અને શહવતરાનીને દીનનો ભાગ બનાવ્વા માંગતા હતા. (દો ઈસ્લામ)

જુઓ, હદીસો વિષે મુન્કિરે હદીસોના દાખલા, દલીલો અને ફિકહ વિષે ગૈર મુકલ્લિદોના દાખલા, દલીલો બન્નેવમાં ઉસૂલન કઈ ફર્ક છે? એક હદીસોના ઝખીરહને ગંદુ અને શરમનાક બતાવે છે તો બીજો ફિકહ હન્ફિયહને ગંદુ અને શરમનાક બતાવે છે.

અમારા પ્યારા દીની બિરાદરો! ઉઘથી જાગો, ક્યાં સુધી ઉઘતા રહેશો? આપની ધાર્મિક કિતાબોમાં શું - શુંલખાયેલું છે? હમારા આલિમોએ તો અમને એમ સમજાવી સુવડાવી રાખેલા છે કે ફિકહ તો ખાસ કુર્આન શરીફ અને હદીસ શરીફનું મગઝ છે.

આગળ લખે છે કે જે કિતાબોમાં આવી ભલતી-ભલતી વાતોનો રસ લેવાતો હોય શું તે ધાર્મિક કિતાબો બની શકે?

આગળ લખે છે કે વિચારવા જેવું છે ઝરા ગૈરતને પાસે આવવા દો, અને અકકલ હોશ્યારીને ઝરા માન આપો. પર કૌમે આવી-આવી વાતો ઉપર ટીકા કરી છે.

આગળ લખે છે કે :-શું દીને ઈસ્લામ એવું જ હશે કે આવી બાબતો તો પોથીઓમાં મળશે, આર્યસમાજ કિતાબોમાં મળવું જોઈએ, એક ધાર્મિક કિતાબોમાં નહીં જ હોવું જોઈએ.

આગળ લખે છે કે :-હમોએ તો આ નમુના રૂપે આટલા જ મસ્અલાઓ લખ્યા છે બીજા લખતાં દિલ ધ્રુજે છે, કલમ કંપે છે, હું છું આપનો ખૈરખ્વાહ નાચીઝ અબ્દુલ જલીલ સામરોદી (૨૧-૮-૫૦)

સહીહ ફર્માવ્યું છે 'અલ્જાહિલુન લિઅહલિલ ઈલ્મિ અઅદાઉ'

અર્થાત :-જેમને જેનો ઈલ્મ હોતો નથી, તેઓ તેના જાણકારના દુશ્મન બની જાય છે. અને દુશ્મનની નઝરમાં હુનર પણ ઐબ દેખાય છે.

હુનર બચશ્મે અદાવત બુઝુર્ગતર ઐબ સ્ત

ગુલ-સ્ત સઅદિયો દર ચશ્મે દુશ્મનાં ખાર સ્ત.

અર્થ :-દુશ્મનની આંખોમાં ખુબી અને કમાલ પણ ઐબ જ દેખાય છે.

હઝરત સઅદી (રહ.) ફુલ સમાન છે, પણ દુશ્મનોની નઝરમાં કાંટાની જેમ ખટકે છે.

નુરે ગેતી ફરોઝ ચશ્મએ હોર ઝિશ્ત બાશદ બચશ્મે મુશ્કે કોર

અર્થ :-આફતાબનો નૂરાની ચહેરો છંછુદરની આખોમાં બુરો છે

ગર ન બીનદ બરોઝ શપ્પરહ ચશ્મ

ચશ્મએ આફતાબ રા ચે ગુનાહ

અર્થ :-અગર ચિમગાડરની આંખો સુરજની રોશની નહીં જોઈ શકે તો એમાં સુરજનો શું કુસૂર છે?

રાસ્ત ખ્વાહી હઝાર ચશ્મ ચુનાં કોર બેહતર કે આફતાબે સિયાહ

અર્થાત :-ખરૂં માનો તો સુરજ કાળો હોય એના કરતાં આવી હઝાર આંખો આંધળી બેહતર છે. એવા આક્ષેપો તો પહેલાંથી જ થતા આવ્યા છે.

હદીસ શરીફમાં છે કે મુશ્રિકોમાંનો એક માણસ સહાબાને મઝાકના હેતુએ કહેવા લાગ્યો કે હું જોઉં છું કે તમારા પય્ગમ્બર તમને પેશાબ પાયખાના સુદ્ધાંની તઅલીમ આપે છે, સહાબાએ જવાબમાં કહ્યું; (અલબત્ત આપ અમારા ઉપર બહું જ મહેરબાન છે.) અમને આપે સીખવ્યું છે કે પેશાબ, પાયખાના માટે કિબ્લા તરફ મોઢું કરી બેસવું નહીં અને ઈસ્તિન્જો કરવામાં સીધા હાથનો ઉપયોગ કરવો નહીં અને (નાપાકી) સાફ કરવા માટે ત્રણ ઢેલાથી ઓછા લેવા નહી, અને તેમાં લીદ વિગેરે નાપાક વસ્તુ અને હાડકું વાપરવું નહીં. (મિશ્કાત પાનું-૪૪)

પય્ગમ્બરે ઈસ્લામનું ફરમાન છે કે, હું તમારા માટે બાપ જેવો છું જેવી રીતે બાપ પોતાની અવ્લાદને તઅલીમ આપે છે તેમ હું પણ તમને (શરમની બાબતો સુદ્ધાંની) તઅલીમ આપું છું કે જયારે તમે જાજરૂ કરવા બેસો તો ન તો કિબ્લા તરફ મોં કરી બેસો, ન તો પીઠ કરી બેસો, અને ત્રણ ઢેલા (નાપાકી સાફ કરવા માટે) લેવા ફરમાવ્યું અને નાપાક વસ્તુ લીદ વિગેરે અને હાડકાનો ઉપયોગ કરવાની મનાઈ ફરમાવી અને એવા કામમાં સીધો હાથ વાપરવાની ના પાડી. (મિશ્કાત પાનું-૪૨)

ઉલમાએ કિરામ અને ફુકહાએ ઈઝામ (રહ.) પય્ગમ્બરોના વારિસ અને ખરા જાનશીન છે,

અને ઉમ્મતના સાચા હમ્દર્દ, ખૈર ખ્વાહો અને દીનના રહબરો અને મઝહબી પેશ્વાઓ છે. તેમણે કિયામત લગી આવનાર હુઝુરની ઉમ્મત માટે કુર્આન અને હદીસ ફરમાને રસુલ અને તઆમુલે સહાબા (રદિ.)ની રોશ્નીમાં મસાઈલો વિગતવાર મુરત્તબ કરવાની કોશિશ કરી છે કે પાછલા માણસોને કોઈ વાત પેશ આવે તો તેનો જવાબ અને ફત્વો આપવામાં અને અમલ કરવામાં ગુંચવણ ઉભી થાય નહી.

એ તેમનું એહસાન માનવું જોઈએ, નહી કે તેમની મઝાક અને મઝમ્મત કરવામાં આવે અને તેમની શાનમાં ગુસ્તાખી કરવામાં આવે.

સારાંશ કે ઈન્ઝાલ હોવા છતાં રોઝો તુટતો નથી અને અદમે ફસાદ ઉપર ઈજમાઅ છે. એ સુરત બીજી જ છે 'વતિયે બહીમહ મઅલ ઈન્ઝાલ' વાળી એ સુરત નથી, તે સુરત તો ફર્જે બહીમહને માત્ર હાથ લગાડવાની અને જાનવરને ચુમવાની છે. જિમાઅ અને વતીની સૂરત નથી કે રોઝો ફાસિદ થઈ જાય. જિમાઅ મુફસિદે સૌમની અમુક સુરતો છે.

શામીમાં છે :-(૧) હુવલ જિમાઉ સુરતન વહુવ ઝાહિરૂન'

(ઔરત કાબિલે શહવત સાથે વતી એમાં ઈન્ઝાલની પણ શર્ત નથી)

(૨) અવ મઅનન ફકત વહુવલ ઈન્ઝાલુ અન મુબાશરતિન બિફરજિહી લા ફી ફરજિન. (જેમકે મુશ્ત ઝની.)

(૩) અવ ફી ફરજિન ગય્ર મુશતહન આદતન. (જેમકે બહીમહ અને મય્તહ વિગેરે નાકાબિલે શહવત સાથે વતી.)

(૪) અવ અન મુબાશરતિન બિગય્રિ ફરજિહી ફી મહલ્લિન મુશતહન આદતન. (જેમકે ઔરત સાથે મુબાશરત.)

(૫) અહ્વ ઈન્ઝાલુ બિઅમલિલ મરઅતય્નિ ફઈન્નહા મુબાશરતુ ફરજિન બિફરજિન લા ફી ફરજિન (જેમકે ઔરતની ઔરત સાથે મુબાશરત.)

અદમે ફસાદ અને ઈજમાઅ વાળી સુરત મઝકુર સુરતોમાંની કોઈ સુરત નથી એટલે એ સુરત કોઈ પણ રીતે જિમાઅ અને વતીની નથી, ન તો સુરતન અને ન મઅનન. માટે રોઝો ફાસિદ થતો નથી. (હા, ઈન્ઝાલ હોવાથી ગુસલ વાજિબ થઈ જાય છે.)

અલ્લામહ શામી વધુ ખુલાસો કરે છે કે, અમ્મલ ઈન્ઝાલુ બિમસ્સિન અવ તકબીલિ બહીમતિન ફઈન્નહુ લમ યૂજદ ફીહી શય્ઉન મિન મઅનલ જિમાઈ ફસાર કહ્વ ઈન્ઝાલિ બિનઝરિન અવ તફકકુરિન ફલિઝા લમ યફસુદિ-સ્સવ્મુ ઈજમાઅન. (શામી ભાગ ૨ પાનું ૧૩૭)

અલ્લાહુ અકબર! શું તહકીક છે અલ્લામહ શામીની! એનું નામ છે ઈલ્મિય્યત અને તફકકુહ, અને આ છે ઈલ્મે ફિકહની ખૂબી.

દાસ્તાને અહદે ગુલ રા બેશનવ અઝ મુર્ગે ચમન
ઝાગ રા આશુફતહ તર ગુફતંદ ઈ અફસાના રા

અર્થાત :- મોસમે બહારની દાસ્તાન સાંભળવી હોય તો ચમનના બામઝાક બુલબુલોથી સાંભળો, કાગડા તો એ અફસાનાને બહું ભુંડી રીતે રજુ કરશે.

મુહદ્દિસ અને શૈખુલ ઈસ્લામ વિગેરે બની જવું આસાન છે, પણ આ દરજજે પહોંચવું મહાલ

અને તેમના (ફુકહાના) કલમને સમજવું મુશ્કિલ છે.

ન હર કે ચેહરહ બર અફરોખ્ત દિલબરી દાનદ
ન હર કે આઈનહ દારદ સિંકદરી દાનદ
હઝાર નુકતએ બારીકતર ઝે મુ ઈજાસ્ત
ન હર કે સર બિતરાશદ કલંદરી દાનદ

સહીહ મત્લબ અને મસ્અલાની હકીકત સમજવા માટે ઈલ્લત જાણવા અને કરાઈનથી મદદ લેવાની પણ સખ્ત ઝરૂરત છે. ઝાહિરી શબ્દોથી જે વાત સમજાય છે હંમેશા તે જ મકસૂદ હોતો નથી.

હદીસની મશહુર કિતાબ "કન્ઝુલ ઉમ્માલ"માં રિવાયત છે કે :-

હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે કે અતા અને તાઉસ તથા ઈકરમહ (રદિ.) બેઠા હતા અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) નમાઝ પઢતા હતા કે એક માણસે આવી પુછયું કે હું પેશાબ કરૂં છું તો "માએ દાફિક" એટલે મની નિકળે છે, શું એનાથી ગુસલ વાજિબ થાય છે.હમોએ કહયું કે શું તે જ "માએ દાફિક" છે જેનાથી બાળક પૈદા થાય છે? કહયું હાં, અમે કહયું કે ત્યારે તો ગુસલ વાજિબ છે. તે માણસ ઈન્ના લિલ્લાહ પઢતો ચાલ્યો ગયો. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ જલ્દી નમાઝથી ફારિગ થઈ ઈકરમહને કહ્યું કે પેલા માણસને બોલાવી લો. પછી તે આવ્યો, આપે અમને પુછયું શું તમે કુર્આનથી ફત્વો આપ્યો? અમે કહ્યું નહીં, ફરમાવ્યું હદીસથી? હમોએ કહ્યું કે નહીં, ફરમાવ્યું, સહાબાના ફરમાનોથી? હમોએ કહ્યું કે નહીં, પછી ફરમાવ્યું કે કોના કૌલ ઉપર ફત્વો આપ્યો? અમે કહ્યું કે અમારી પોતાની રાયથી! આ સાંભળી ફરમાવ્યું: લિઝાલિક યકૂલુ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ ફકીહુન વાહિદુન અશદ્દુ અલશશય્તાનિ મિન અલ્ફિ આબિદિન.

અર્થાત :-આટલા જ માટે રસૂલુલ્લાહ (સલ.) ફરમાવતા હતા કે એક ફકીહ શય્તાન ઉપર હઝાર આબિદોથી બહું સખ્ત (ભારે) છે. પછી મસ્અલો પુછનારને સવાલ કર્યો કે પેશાબ પછી જે ચીઝ નિકળે છે તેના નિકળતી વખતે તમારા દિલમાં શહવત કિંવા ઔરતની ખ્વાહિશ હોય છે? કહ્યું કે નહીં, ફરમાવ્યું, અવ્યવોમાં ઢીલાપણું અને નરમાશ પણ ઉત્પન્ન થાય છે? કહ્યું કે નહી, ફરમાવ્યું, કે મઝકુર સુરતમાં ફકત વુઝુ કાફી છે ગુસલ લાઝિમ નથી. (ભાગ ૫ પાનું ૧૧૮)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ જયારેં જોયું કે "માએ દાફિક"ના શબ્દથી મઝકુર મુહદ્દિસીન (રહ.) ને ગલત ફહમી થઈ છે અને માત્ર ઝાહિરી અર્થ ઉપર ફત્વો આપી દેવાયો અને ગુસલ વાજિબ હોવાની ઈલ્લત ઉપર વિચાર કર્યા નહીં તો આપ સમજી ગયા કે એઓ (મુહદ્દિસીન)માં કોઈ ફકીહ નથી અગર ફકીહ હોત તો વુજુબે ગુસલની ઈલ્લત (કારણ-સબબ)ની જાણ કરતે આપે જોયું કે ગુસલનું કારણ એટલે ખુરૂજે મનીના લવાઝિમ મવ્જુદ નથી, માટે ફત્વો આપ્યો કે પેશાબ સાથે નિકળનાર પાણી મની જ નથી માટે ગુસલ પણ વાજિબ નથી.

મસાઈલ અને અહકામે શરઈય્યહ સમજવા માટે નરી હદીસ દાની (હદીસ જાણવું કિંવા હદીસ યાદ કરી લેવું) કાફી નથી. ઈલ્મે ફિકહ અને તફકકુહની ઝરૂરત છે. ઈલ્મે ફિકહ અને તફકકુહ હાસિલ હોવા વિના અસલ હકીકત લગી રસાઈ (પહોંચવું) મુશ્કિલ છે.

(૧) અલ્લામહ ઈબ્ને જવ્ઝી (રહ.) ફરમાવે છે કે ઈમામ ખત્તાબી મુહદ્દિસ ફરમાવે છે કે એક શૈખે (મુહદ્દિસ) હદીસ બયાન કરી છે કે નહન્નિબય્યુ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અનિલ

હલ્કિ કબ્લ-સ્સલાતિ યવ્મલ જુમ્અતિ.

અર્થાત :-આપ (સલ.)એ જુમ્અહના દિવસે નમાઝ પહેલાં ઈસ્લાહ (હજામત) બનવવાની મનાઈ કરી છે અને પછી તે શૈખે (મુહદ્દિસ) કહ્યું કે મઝકુર હદીસ ઉપર મારો અમલ છે ૪૦ વરસથી જુમ્અહ પહેલાં મેં માથુ મુંડાવ્યું નથી. ઈમામ ખત્તાબી (રહ.) એ તેમને કહ્યું કે હઝરત ! લફઝે હલક બફત્હે લામ હલ્કાની જમા છે. હલ્ક બસુકૂને લામ નથી, બલ્કે હદીસમાં લફઝે હલક છે અને હદીસનો મતલબ એ છે કે જુમ્અહ પહેલાં હલકો બાંધી (ટોળુ વળી) બેસવું નહીં કે જેથી ખુત્બા, નમાઝની તૈયારીમાં ખલલ આવે. "આ સાંભળી મુહદ્દિસ ઘણાં ખુશ થયા અને કહેવા લાગ્યા કે આપે મારા ઉપર ઘણી આસાની કરી દીધી" (તલ્બીએ ઈબ્લીસ પાનું ૧૯૬)

(૨) અને અલ્લામહ ઈબ્ને જવ્ઝી (રહ.) ફરમાવે છે કે :- અમુક મુહદ્દિસોએ આ રિવાયત બયાન કરી અન રસુલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નહા અંય્યસ્કિય-રંજુલુ માઅહુ ઝરઅ ગય્રિહી.

અર્થાત :-આપ (સલ.)એ માણસને પોતાના પાણીને બીજાના ખેતીમાં આપવાની મનાઈ કરી છે. હાઝિરીનમાથી લોકો કહેવા લાગ્યા કે અમે તો અમારા બગીચાથી પાણી વધતું તો પાડોશીઓની ખેતીમાં છોડી દેતા હતા, પણ હવેથી અમે તૌબહ કરીએ છીએ.

કણકે હદીસમાં તો એની મનાઈ આવી છે કે અમને એની ખબર ન હતી હાલાંકે આ હદીસ શરીફમાં પાણીથી મની મુરાદ છે કે હામિલા લોડીઓ સાથે વતી કરવું નહીં. પણ ન તો મુહદ્દિસ સાહબ સમજયા, ન તો હાઝિરીન. (તલ્બીસે ઈબ્લીસ ૧૯૧)

(૩) કશ્ફે બઝદવીમાં છે કે એક અહલે હદીસ ઈસ્તિન્જો કર્યા પછી વિત્ર પઢયા કરતા હતા તેમને કારણ પુછવામાં આવ્યું તો જવાબ આપ્યો કે હદીસમાં વારિદ છે કે મનિસ્તન્જા ફલ્યુઅતિર.

અર્થાત :-માણસ ઈસ્તિન્જો કરે તો વિત્ર પઢે આ હદીસ પર મારો અમલ છે. હાલાંકે હદીસના મતલબ એ છે કે ઈસ્તિન્જો કરે તો ઢેલાં વિત્ર એટલે ત્રણ, પાંચ અથવા સાત લેવા જોઈએ. અહલે હદીસ સમજયા કે ઈસ્તિન્જા પછી વિત્ર પઢવાનો હુકમ છે. સુબ્હાનલ્લાહ! કેવી સારી સમજ છે? (ફિકહથી ના વાકિફીનું આ પરિણામ છે.)

એટલા જ માટે આપ (સલ.)એ હિદાયત ફરમાવી કે ખુદાપાક તરો-તાઝહ કરે તે બંદાને જે મારી હદીસ સાંભળે અને યાદ કરે અને યાદ રાખે અને બીજાઓને પહોંચાડે કારણકે કેટલાક હદીસના જાણનાર પોતે સમજતા નથી અને કેટલાક એવાઓને (ફુકહાને) પહોંચાડે છે. જેઓ પહોંચાડનારાઓ (મુહદ્દિસીન)થી વધુ સમજદાર હોય છે. (મિશ્કાત પાનું ૩૫)

ખુદાપાક મુખાલિફીને હદીસ અને મુઆનિદીને ફિકહને સારી સમજ અને નેક હિદાયત આપે આમીન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અભ્યાસના લઈને રમઝાનના રોઝા છોડી શકાય?

(૨૨૫) સવાલ :-અમો મુસલમાનો કોલેજમાં અભ્યાસ કરીએ છીએ. રમઝાન શરીફના રોઝા રાખવા અમારા પર ફર્ઝ છે. રોઝા રાખવાની અમારામાં શકિત છે, પરંતુ રોઝા રાખવાથી અમારા અભ્યાસમાં ઘણી અડચણ પડે તેમ છે. વળી અમારે ૧૧ થી સાંજના ૬ વાગ્યા સુધી કોલેજ ભરવી પડે છે. એક મહીના પછી અમારી પ્રમાણપત્ર પરીક્ષા (સનદી ઈમ્તિહાન)છે તેના માટે અમારે પુરતી તૈયારી કરવાની છે. હવે ફકત રમઝાન માસ સિવાય અમને અભ્યાસ કરવા માટે બીજો વખત

નથી. અને જો અમે પરીક્ષામાં નિષ્ફળ (નાકામિયબ) જઈએ તો અમને ઘણું જ નુકસાન થવા સંભવ છે તો આવી હાલતમાં અમો કઝા રાખવની ઉમ્મીદ સથે રમઝાન શરીફના રોઝા છોડી દઈએ તો શરીઅતે મુહમ્મદીને તેના માટે શું હુકમ છે?

જવાબ :-પુછેલી સુરતમાં રમઝાન મુબારકના રોઝા છોડવાની ઈજાઝત નથી, કઝા રોઝા રાખવાની નિય્યત રાખો છો. પણ શરઈ ઉઝર વિના રમઝાન શરીફનો એક રોઝો છોડવાનું એટલું મોટું નુકસાન છે કે આખી ઉમરના રોઝા તે નુકસાનીનો બદલો થઈ શકતા નથી.

હદીસ શરીફમાં છે કે જેણે શરઈ રૂખ્સત અને બીમારી વગર રમઝાન શરીફનો એક રોઝો જાણી બુજીને છોડયો તો તેના બદલામાં તમામ ઉમર રોઝા રાખવું તે એક રોઝાની બરાબરી કરી શકશે નહીં.

રોઝો નહીં રાખવાના ઉઝરો આ છે :-

(૧) બીમારી, બીમારની બીમારી વધી જવા અથવા લંબાઈ જવાનો ભય હોય

(૨) મુસાફરી (૩) ઈકરાહ (ઝબરદસ્તી)

(૪) હામિલહ અથવા બાળકને દુધ પીવડાવનારને પોતાની ઝાત અથવા હમલ અને બાળકને નુકસાન પહોંચવાનો ડર હોય.

(૫) સખત ભૂખ અને તરસથી અકલ, હોશ-હવાસ બગડી જવા, અથવા હલાક થઈ જવાનો ખૌફ હોય.

(૬) અતિશય ઘડપણ (૭) હૈઝ તથા નિફાસની હાલતમાં રોઝો રાખવાની મનાઈ છે.

(૮) ગાઝીને રોઝો રાખી જંગ કરવામાં કુફફાર સાથે કમઝોર પડવાનો અંદેશો હોય તો તેને રોઝો નહીં રાખવાની ઈજાઝત છે. વિગેરે વિગેરે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૧૫૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## પરીક્ષાના કારણે રોઝો ન રાખે તો?

(૨૨૬) સવાલ :-દુન્યવી ઈલ્મની (દાખલા તરીકે બી. કોમની) પરીક્ષા સમયે રમઝાનનો રોઝો હોય અને પરીક્ષામાં ખલલ પડવાની બીક હોય તો એવી હાલતમાં આપના અભિપ્રાય અનુસાર રોઝો રાખી પરીક્ષા આપવી જોઈએ કે રોઝો તોડી પરીક્ષા આપવી ? એવી હાલતમાં રોઝા થઈ શકે ખરા ?

જવાબ :-પુછેલી સુરતમાં રમઝાનો રોઝો તોડવા કે છોડવાની ઈજાઝત નથી. રોઝા સાથે જ પરીક્ષા આપે. ખુદા મદદ કરશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સફરમાં છુટી ગએલા રોઝાની કઝા કરવી પડશે?

(૨૨૭) સવાલ :-સફરની હાલતમાં છુટી ગયેલા રોઝાની કઝા રાખવી ઝરૂરી છે કે નહી?

જવાબ :-હા, કઝાનો ટાઈમ મળે તો કઝા રાખવું ઝરૂરી છે, નહી રાખે તો ફિદયો આપવાની વસિય્યત લાઝિમ છે એ શરતે કે માલ છોડી ગયો હોય, અને જો સફરની હાલતમાં જ ગુઝરી ગયો અગર મુકીમ થઈ મર્યો પણ કઝાનો ટાઈમ મળ્યો નહીં તો ફિદયો આપવાની વસિય્યત વાજિબ નથી. અગર થોડાક રોઝા કઝા કરવાનો ટાઈમ મળ્યો તો તેટલાની કઝા લાઝિમ છે, નહીં કરે તો તેટલાનો ફિદયો આપવાની વસિય્યત ઝરૂરી છે.

દાખલા તરીકે સફરમાં ૧૦ રોઝા ગયા અને પાંચ રોઝા કઝા કરવાનો ટાઈમ મળ્યો પણ કઝા કરી નહી તો પાંચ રોઝાનો ફિદયો આપવાની વસિય્યત કરવી ઝરૂરી છે. પાંચથી વધારેની નહી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૧૬૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**શું આ હકીકત ખરી છે કે આપ (સલ.) એ સફરની હાલતમાં રોઝો તોડયો અને તોડાવ્યો હતો.**

(૨૨૮) સવાલ :-એક ઉર્દુ પેપરમાં એમ લખવામાં આવ્યું છે કે, આં હઝરત (સલ.) એ સફરની હાલતમાં રોઝો તોડયો હતો, અને સહાબીઓ પાસે તોડાવ્યો હતો. તો શું આ કોઈ સનદી બાબત છે? એની ઉપર રોશ્ની નાખશો. આ ખાસ અગત્યની બાબત છે જેથી આપ ઝરૂર જવાબ આપશો.

જવાબ :-હા, સફરની હાલતમાં આપ (સલ.) અને સહાબા (રદિ.)નો રોઝો તોડવાનો બનાવ સહીહ અને સનદી છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) નું બયાન છે કે આપ (સલ.) મદીનએ મુનવ્વરહથી મકકએ મુઅઝઝમહ તશ્રીફ લઈ ગયા તો રસ્તામાં અસ્ફાન મુકામે પાણી મંગાવી સહાબાને દેખાડી રોઝો તોડયો, પછી મકકા પહોંચવા લગી રોઝો રાખ્યો નહી, એ બયાન કરવા પછી ફર્માવ્યું કે આપ (સલ.) એ સફરમાં રોઝો રાખ્યો અને નહી પણ રાખ્યો, જેની મરઝી હોય તે રોઝો રાખે. જેની મરઝી ન હોય તે ન રાખે. (મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૩૫૬)

બીજી રિવાયતમાં એ પણ ખુલાસો છે કે રોઝાના લીધે સહાબા (રદિ.)ની હાલત ખરાબ હોવાનું જાણી આપ (સલ.)એ આમ કર્યું હતું. (મુસ્લિમ શરીફ)

હઝરત જાબિર (રદિ.)ની રિવાયતમાં છે કે અમુક સહાબાએ રોઝો તોડયો ન હતો, જેથી આપ (સલ.)એ નારાઝ થઈ ફરમાવ્યું કે એઓ નાફરમાન છે, કારણ કે આપ (સલ.)એ 'રૂખ્સત' ઉપર અમલ કર્યો અને આપની ખ્વાહિશ હતી કે સહાબા પણ "રૂખ્સત" ઉપર અમલ કરે, પરંતુ તેઓમાંથી અમુકે ઝાહિરમાં મુવાફિકત નહીં કરી જેથી આપ (સલ.) નારાઝ થયા.

એક રિવાયતમાં છે કે સફરમાં એક રોઝદાર સહાબીની હાલત ઘણી બગડી ગઈ. સહાબા એકઠા થઈ સારવાર કરવા લાગ્યા. આ જોઈ આપ (સલ.) એ ફરમાવ્યું કે સફરમાં (જાન ઉપર ઝુલ્મ કરી) રોઝો રાખવું નેકી નથી.

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે હઝરત હમ્ઝહ બિન અમ્ર અસ્લમી (રદિ.) જેઓ બહું રોઝા રાખતા હતા. આપ (સલ.)ને પુછવા લાગ્યા કે હું રોઝા રાખવાની હિમ્મત રાખું છું તો હું સફરમાં રોઝો રાખી શકું છું? આપ (સલ.)એ ફરમાવ્યું કે મરઝી હોય તો રાખ, મરઝી ન હોય તો ન રાખ.

અને અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે અમે (સહાબા) આપ (સલ.)ની સાથે ૧૬ મી રમઝાને જિહાદ માટે નિકળ્યા તો અમારા પૈકી અમુક રોઝદાર હતા અને અમુક બિન રોઝદાર, રોઝદારે બિન રોઝદાર ઉપર અને બિન રોઝદારે રોઝદાર ઉપર એઅતેરાઝ નહી કર્યો (કારણ કે રોઝદાર "અઝીમત"ના આમિલ હતા અને બિન રોઝદાર "રૂખ્સત" (રોઝો નહી રાખવાની છુટ) ઉપર અમલ કરનારા હતા. આ અને એવી બીજી હદીસોની રોશ્નીમાં ફુકહા (રહ.) ફરમાવે છે કે સફરની હાલતમાં મુસાફિરને રોઝો રાખવું ઝરૂરી અને વાજિબ નથી, રાખે તો જાઈઝ, નહી રાખે તો પણ જાઈઝ, રાખશે તો "અઝીમત" ઉપર અમલ કર્યો ગણાશે, નહી રાખશે તો "રૂખ્સત" ઉપર અમલ કર્યો લેખાશે. અગર રોઝો રાખવાથી તબીઅત બગડવા અને તકલીફ પહોંચવાનો

ભય ન હોય તો રોઝો રાખી લેવું બેહતર છે અને જો તેને અથવા તેના સાથીને નુકસાન અને ઈઝા પહોંચવાનો ભય હોય તો નહીં રાખવુ બેહતર છે. (દુર્રે મુખ્તાર વિગેરે શામી ભાગ ૨ પાનું ૧૬૦)

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સેહરી વખતે રોઝાની નિય્યત કરવી ભુલી ગયો તો રોઝાનું શું?

(૨૨૯) સવાલ :-સેહરી કરી પણ રોઝાની નિય્યત કરવી ભૂલી ગયો તો રોઝો થશે કે નહીં?

જવાબ :-સેહરી કરવું એ નિય્યતના કાઈમ મુકામ છે. હા, એ નિય્યત હોય કે મારે રોઝો રાખવો નથી તો રોઝાની નિય્યત ગણાંશે નહી. (જવ્હરહ ભાગ ૧ પાનું ૧૪૦)

નોટ :-રમઝાનમાં રોઝાની નિય્યત સવારે અર્ધો દિવસ પહેલાં સુધી કરી શકાય છે.

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈફતારીને લઈ જમાઅતમાં તાખીર કરી શકાય?

(૨૩૦) સવાલ :-રમઝાન શરીફમાં ઈફતારી વખત મગ્રિબની જમાઅતમાં કેટલી તાખીર કરી શકાય છે?

જવાબ :-ઈફતારીના લીધે મગ્રિબની જમાઅતમાં પાંચ-સાત મિનિટની તાખીર કરવાની ગુંજાઈશ છે. (કબીરી પાનું ૨૩૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

નોટ :-વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ-૫ પાનું ૧૭૧ સવાલ-જવાબ નં. ૧૩૮૦

### ઈફતારી પછી કેટલી વારે અઝાન દેવી?

(૨૩૧) સવાલ :-ઈફતારી કર્યા પછી કેટલી મિનિટે અઝાન દેવી ?

જવાબ :-સુરજ આથમ્યા પછી ઈફતાર કરી અઝાન આપે. ઈફતારીના લીધે જમાઅતમાં પાંચ-સાત મિનિટ મોડું કરવાની ગુંજાઈશ છે. (કબીરી પાનું ૨૩૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### બીમારીને લઈ શરમગાહમાં દવા મુકવાથી રોઝો થઈ જશે?

(૨૩૨) સવાલ:-અગર કોઈ ઔરત ઈફતાર કરીને સાંજે પોતાની શરમગાહમાં બીમારીના લીધે કપડાની પોટલીમાં દવા બાંધીને મુકે અને તે દવાની પોટલી આખો દિવસ રહેવા દે છે અને ફરી સાંજે ઈફતાર પછી કાઢે છે તો આ પ્રમાણે કરવાથી તેણીનો રોઝો થાય કે નહીં અથવા કોઈ ઔરત દિવસના રોઝાની હાલતમાં દવા મુકી આખો દિવસ રહેવા દે તો રોઝો થાય કે નહીં?

જવાબ :-રોઝા શરૂ થયા પહેલાં દાખિલે ફર્જ મુકેલી દવાથી રોઝો ફાસિદ થશે નહીં. હા, રોઝાની હાલતમાં દવા મુકવાથી રોઝો તુટી જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### રોઝાની હાલતમાં તંબુરો વિગેરે વગાડવું.

(૨૩૩) સવાબ :-કોઈ માણસ રોઝાની હાલતમાં પીપી, તંબુરો કે વગાડવાની વસ્તુઓ પોતાનો શ્વાસ ઘુંટીને વગાડે છે તો રોઝામાં કાંઈ વાંધો આવશે યા નહીં?

જવાબ :-રોઝાની હાલતમાં તંબુરો વિગેરે વગાડવું ગુનાહનું કામ છે, પણ રોઝો ફાસિદ થતો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## રોઝાની હાલતમાં ઈન્જિકશન લેવું.

(૨૩૪) સવાલ :-રોઝાની હાલતમાં જે ઈન્જિકશન ગોશ્તમાં લેવામાં આવે છે તે કંઈ વાંધાજનક નથી. પણ જે ઈન્જિકશન નસમાં આપવામાં આવે છે અને તેને ખોરાક પણ પૂરો પાડે છે. એટલે તે ઈન્જિકશનથી માણસને ભૂખ લાગતી નથી તો શું એ ખોરાકના ઈન્જિકશન નસમાં લેવાથી રોઝામાં કાંઈ વાંધો આવશે કે કેમ ?

જવાબ :-ઈન્જિકશનના ઝરીએ શરીરમાં દવા કે ખોરાકી પહોંચાડવાથી રોઝો તુટતો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ટી.બી.નો ગંભીર મરીઝ રોઝા ન રાખે તો?

(૨૩૫) સવાલ :-અમારા ઘરમાં ટી. બી. ની બીમારી થઈ છે જેનો ઈલાજ લગભગ છ મહીના થયા ચાલુ છે. તે પહેલાં એક ફોટો લીધો હતો. તેમાં ફેફસામાં ઘણી ખરાબી દેખાઈ હતી. પછી બીજો ફોટો લગભગ સાડા ચાર મહીના બાદ એટલે આજથી દોઢ મહીના પહેલાં પડાવેલ, તે ફોટામાં બતાવ્યા મુજબ દસ બાર આના ફાયદો દેખાયો હતો. અને દવા હકીમ ફખરૂદ્દીન સાહબની ચાલુ છે તેમનું કહેવું એવું છે કે રોઝા ન રાખે. તો હવે પંદર દિવસમાં રમઝાન શરીફ આવે છે તો શરીઅતનો શું હુકમ છે ? આપ લખી જણાવશો. આ કાગળ હકીમ સાહબના કહેવા મુજબ લખ્યો છે.

જવાબ :-ટી.બી.ના મરીઝને નુકસાન પહોંચવાના ભયને લીધે હકીમ સાહબ રોઝા રાખવાની ઈજાઝત આપતા નથી, તો તે પ્રમાણે અમલ કરવો જોઈએ, હકીમ સાહબ પોતે આલિમ છે અને હકીમ હાઝિક છે. માટે એમની રાય મોઅતબર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ - એઅતિકાફ

## આવી મસ્જિદમાં એઅતિકાફ કરી શકાય?

(૨૩૬) સવાલ :-શું ફરમાવે છે ઉલમાએ દીન એઅતિકાફના બારામાં કે, અમારા નાના ગામમાં મસ્જિદ છે. પરંતુ પાંચ વખતે જમાઅતના સાથે નમાઝ નથી પઢાતી તો તે મસ્જિદમાં હુ એઅતિકાફ કરી શકું કે નહી? અને જવાબ આપ કિતાબના હવાલાની સાથે ઝરૂરથી આપવા મહેરબાની કરશો.

જવાબ :-બીજા દિવસોમાં જમાઅત થતી નથી. પરંતુ એઅતિકાફના ઝમાનામાં જમાઅત થતી હોય તો કાફી છે. એઅતિકાફ સહીહ થઈ જશે. આપ ખુશીથી એઅતિકાફ કરી શકો છો.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે

## મુઅતકિફ ગુસલ માટે પાણી ગરમ કરવા કમ્પાઉન્ડમાં જઈ શકે?

(૨૩૭) સવાલ :-મુઅતકિફ ગુસલ માટે ચાહે જુમ્અહનું હોય ચાહે જનાબતનું હોય, પાણી ઠંડુ હોવાથી મસ્જિદના કમ્પાઉડમાં ચુલો સળગાવી પાણી ગરમ કરે યા નહી? એનો ખુલાસો લખી જણાવશો.

જવાબ :-મુઅતકિફ ગુસ્લે જનાબત માટે નિકળી શકે છે. બીજા ગુસલની ઈજાઝત નથી, ગરમ પાણી કોઈ આપનાર ન હોય તો પોતે કમ્પાઉડમાં ગરમ પાણી કરી શકે છે, શરઈ ઝરૂરત છે માટે એઅતિકાફમાં વાંધો આવશે નહી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## એઅતિકાફની કઝા લાઝિમ છે?

(૨૩૮) સવાલ :-રમઝાનમાં છેલ્લા દસ દિવસનો સુન્નતે મુઅકકદહ એઅતિકાફ તોડી દેવાય તો તેની કઝા લાઝિમ છે કે નહી? રમઝાન પછી દસ દિવસની કઝા કરે તો કાંઈ વાંધો છે?

જવાબ :- જે દિવસે એઅતિકાફ તોડી નાખ્યો છે ફકત તે દિવસના એઅતિકાફની રોઝા સાથે કઝા ઝરૂરી છે. બાકી દિવસની કઝા ઝરૂરી નથી. રમઝાન પછી એહતિયાતન પુરા દસ દિવસની રોઝા સાથે કઝા કરી લે તો બહેતર છે, ઝરૂરી નથી

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુઝ - ઝકાત

## ઝકાત અને ખૈરાત કયાં આપવી?

(૨૩૯) સવાલ :-શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતિયાને શરએ મતીન આ મસ્અલામાં કે હું ઝકાત ખૈરાતની અમુક રકમ ગરીબ સગાવહાલાઓને અને અમુક દીની મદ્રેસાઓમાં આપું છું. મારો એક મિત્ર કહે છે કે "મદ્રેસાઓમાં આપવા કરતા સ્કુલો, કોલેજોમાં અને તેમાં તઅલીમ લેતા છોકરા. છોકરીઓને સ્કોલરશીપ આપવામાં વધુ અજર અને બેહતરી છે. હું પણ ઝકાતની બધી રકમ તેમાં જ વાપરૂં છું" શું આ મારા મિત્રની દોરવણી અને અમલ બરાબર છે?

જવાબ :-દરેક મુસલમાન જાણે છે કે દીની અને મઝહબી તઅલીમ બીજી બધી તઅલીમ કરતા અફઝલ અને ઝરૂરી છે.

"ચે નિસ્બત ખાક રા બા આલમે પાક"

અને આ પણ ઝાહિર છે કે આજના પુર આશોબ ઝમાનામાં જયાં સિધ્ધના સ્વપ્ન સેવાઈ રહ્યાં છે અને દુન્યવી તઅલીમ છ વર્ષની વયથી જ ફરઝિયાત બની રહી છે. દીનની તઅલીમ અને ઈસ્લામી અહકામ જાણવા અને સીખવાની કેટલી બધી ઝરૂરત વધી ગઈ છે.

## એક નાકાબિલે રદ શહાદત

મુસ્લિમ લીગી પેપર "મન્શુર"(દિલ્હી)ના તંત્રી મિસ્ટર હસન રિયાઝ પોતાના એડીટોરિયલમાં જણાવે છે કે,

"ગુઝિશતા તીન બરસસે મુસલમાન બચ્ચે બિલઉમુમ સિર્ફ અંગ્રેઝી સ્કુલોંમેં તઅલીમ પા રહે હૈં ઉસકા નતીજા યે હુવા કે ઈસ દૌરકે જિતને તઅલીમ યાફતહ હૈં વો ઈસ્લામી કલ્ચર, અખ્લાક ઔર ઈસ્લામી તસવ્વુરાતસે બિલ્કુલ નાબલદ હે."(મન્શુર ૯ મી જુન ૧૯૬૪)

અને હકીમુલ ઉમ્મત હઝરત મવ્લાના થાનવી (રહ.) ફરમાવે છે કે "ઈસ્મેં તો ઝરા શુબહ નહીં કે ઈસ વક્ત મદારિસે ઉલૂમે દીનિય્યહકા વુજુદ મુસલમાનોં કે લિયે ઐસી બળી નેઅમત હે કે ઉસસે ફૌક (બળહકર) મુતસવ્વર નહીં. દુન્યામેં અગર ઈસ વક્ત ઈસ્લામકે બકાકી કોઈ સુરત હે તો મદારિસ હે."

## હઝરત ઈમામે રબ્બાની (રહ.) નો મકતૂબ (પત્ર)

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) શેખ ફરીદ (રહ.)ને પોતાના એક લાંબા મકતૂબમાં દીની તલબાની મદદ કરવાની ફઝીલત બયાન કરતાં ઈર્શાદ ફરમાવે છે, આપે મવ્લાના મુહમ્મદ કલીજના પત્રમાં લખ્યું છે. "તાલિબે ઈલ્મો અને સૂફીયો માટે કાંઈ ખર્ચ મોકલ્યો છે. આપે પહેલાં તાલિબે ઈલ્મો પછી સૂફીયોને આપવાનું લખ્યું છે".જેથી આપના ખ્યાલાતની બુલંદી અને ખુબી માલમ પડી. આ હુકમ અનુસાર કે "ઝાહિર બાતિનનો નમુનો છે." આશા છે કે આપના બાતિન શરીફમાં પણ આ બુઝુર્ગ જમાઅત (દીની તલબા) ને સૂફીયો ઉપર મુકદ્દમ કરતું ઝાહિર થશે કે "વાસણમાંથી તે જ જરપે (ટપકે) છે જે તેની અંદર હોય છે.' અને તાલિબે ઈલ્મોને મુકદ્દમ રાખવામાં શરીઅતની ઈશાઅત અને તરકકી છે, શરીઅતને ઉઠાવનારા એ જ લોકો છે. અને દીને મુસ્તફવી(સલ.) એમનાથી જ કાઈમ છે. અંબિયા (અલ.) જે તમામ મખ્લૂકથી અફઝલ

છે, શરીઅતના અહકામોની દઅવત આપી છે, અને પોતાની પુરી ઝિન્દગી એમાં જ પુરી કરી છે. એ બુઝુર્ગોની પૈદાઈશનો મકસદ જ શરીઅતના અહકામો લોકોને પહોંચાડવા છે. તો સૌથી મોટી અને ઉચ્ચ નેકી એ જ છે કે શરીઅતની ઈશાઅતમાં અને તેના હુકમોમાંથી કોઈ હુકમને ઝિન્દહ કરવામાં કોશિશ કરે. ખાસ કરી એવા ઝમાનામાં જયારે ઈસ્લામી શિઆરો (નિશાનીઓ)મટી ગયા છે. કરોડો રૂપીઆ ખુદાના રસ્તામાં ખર્ચ કરવા શરીઅતના એક મસ્અલાની ઈશાઅત કરવા બરાબર નથી. તે માલોને ખર્ચ કરવામાં જે શરીઅતની તાઈદ અને મઝહબની તબ્લીગ માટે છે બહું દરજો છે અને આ નિય્યતથી એક પૈસો ખર્ચ કરવો બીજી કોઈ નિય્યતથી લાખો ખર્ચ કરવા બરાબર છે. અત્રે કોઈ સવાલ નહી કરે કે તાલિબે ઈલ્મને જે નફસથી આઝાદ નથી. નફસથી આઝાદ સૂફી ઉપર તરજીહ (ઉચ્ચતા) કેમ દેવાઈ? જવાબ એ છે કે તેણે હજી વાતની હકીકત જાણી નથી. તાલિબે ઈલ્મ નફસથી આઝાદ ન હોવા છતાં મખ્લૂકની નજાતનો સબબ છે. કારણ કે શરઈ અહકામની તબ્લીગ તેને હાસિલ છે. ભલે તેના ઈલ્મથી પોતાની ઝાતને કંઈ ફાયદો થયો ન હોય, સુફીએ પોતાના નફસને ખલાસ (ખત્મ) કર્યો છે. મખ્લૂકથી તેનો કોઈ સંબંધ નથી. અને આ ઝાહિર છે કે જેના ઉપર ઘણાં લોકોની નજાત વાબસ્તહ હોય તે તેનાથી બેહતર છે જે માત્ર પોતાની ઝાતની સફાઈની ફિકરમાં છે.''

(મકતૂબાતે ઈમામે રબ્બાની મકતૂબ ૪૮ ભાગ ૧ પાનું ૪૮ ભાગ. ૧ પાનું. ૬૬-૬૭)

વળી સ્કુલો, કોલેજોને સરકારી મદદ અને હિમાયત હાસિલ છે. આ દીની મદારિસ અને મઝહબી ઈરાદાઓની ઝિન્દગી માત્ર મુસલમાનોની ઝકાત અને સદકાતની રકમ ઉપર મૌકુફ છે. ત્યાં પઢનારા તથા પઢાવનારાઓની સ્થિતિ એક અંશે કમઝોર અને ખસ્તહ હોય છે . આવા સંજોગોમાં કયાં અને કોને મદદ આપવામાં વધુ અજર છે તે એક મઅમુલી માણસ પણ સમજી શકે છે.

સારાંશ કે દીની મદારિસને જે હકીકતમાં ઈસલામમાં કિલઅ (કિલ્લાઓ) છે,બાકી રાખવા અને મઝબૂત બનાવવા તેમજ તેની સંખ્યા વધારવામાં ઈસાર અને માલી કુર્બાનીની બેહદ ઝરૂરત છે. માટે તમો જેવી રીતે અમલ કરતા આવ્યા છો તે બેહતર છે. તમારા મિત્રની દોરવણી ખોટી અને ગુમરાહ કરનારી છે. દીની મદ્રસાઓ અને તેમાં પઢતા, પઢાવતા, કામ કરતા, તાલિબે ઈલ્મો, ઉસ્તાદો, ખાદિમોને નઝર અંદાઝ કરી અને તેમને નાઝુક સ્થિતિમાં મુકી બીજી તરફ લક્ષ આપવામાં બેહતરી તો શું મુઆખઝહ (પકડ)થી બચી જાય તોય ગનીમત !

## અહયાઉલ ઉલૂમનો ખુલાસો

અહયાઉલ ઉલૂમમાં છે કે ઝકાત વિગેરે દેવા માટે એવા દીનદાર લોકોને તલાશ કરે જે દુન્યવી લાલચ અને તલબ છોડી આખિરતની તિજારતમાં મશ્ગૂલ હોય. આપ (સલ.)નો ઈરશાદ છે કે " તમે પાક ખાણું ખાવ અને પાક માણસને જ ખવડાવો." તેમજ આપ (સલ.)નો ઈરશાદ છે કે "નેક કામ કરનારને જ પોતાનું ખાણું ખવડાવો "કારણકે તેઓ ખુદાની તરફ મુતવજજેહ છે. જયારે તેઓ તંગદસ્ત હોય છે તો તેમની તવજ્જુહ વહેંચાઈ જાય છે. માટે એક માણસને ખુદાની તરફ મુતવજજેહ કરી દેવું એ વધુ અફઝલ છે એવા હઝાર માણસોને દેવા કરતાં જેમની તવજ્જુહ દુન્યા જ તરફ હોય છે. પરહેઝગારોમાંથી પણ એવા અહલે ઈલ્મ અને ઉલમાઓ ખાસ કરી આપે જેઓ પોતાના ઈલ્મથી લિવજહિલ્લાહ લોકોને ફાયદો પહોંચાડી રહ્યા છે. અને દીને ઈસ્લામની મઝબૂતી અને દીની ઉલૂમની ઈશાઅત અને તબ્લીગમાં રોકાયલા હોય. કારણકે એ બધી ઈબાદતોમાં અફઝલ ઈબાદત છે.

## હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.) અને ઝકાતનો ઉપયોગ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.) હમેશા પોતાની ઝકાત, ખૈરાત માત્ર અહલે ઈલ્મના જ ઉપર ખર્ચ કરતા હતા. અને કહેતા હતા કે હું નુબુવ્વતના મરતબા પછી ઉલમાના મરતબાથી અફઝલ કોઈનો મરતબો જોતો નથી, અગર અહલે ઈલ્મ તંગદસ્ત થઈ જશે તો ઈલ્મી કામો કરી શકશે નહી અથવા દીની કામોમાં ખામી આવી જશે. જેથી ઈલ્મી ખિદમત માટે તેમને ફારિગ અને બેફિકર કરી દેવું વધુ બેહતર છે. (અહયાઉલ ઉલૂમ ભાગ પહેલો, ઝકાતનું બયાન)

## ફઝાઈલુલ ઈલ્મિ વલ ઉલમાનો ખુલાસો

ફઝાઈલુલ ઈલ્મિ વલઉલમા વિગેરેમાં હદીસ નકલ કરી છે કે જેણે કોઈ તાલિબે ઈલ્મને એક દિરહમ આપ્યો તો જાણે તેણે ખુદાની રાહમાં ઉહદ પહાડ બરાબર ઉત્તમ સોનું ખૈરાત કર્યું અને દુર્રે મુખ્તાર, શામી તથા ફતાવા આલમગીરી વિગેરેમાં છે કે ઝકાત,ખૈરાત જાહિલ ફકીર કરતાં ગરીબ આલિમે દીનને આપવું બેહતર છે. (ભાગ ૨ પાનું ૯૪, ભાગ ૧ પાનું ૧૮૭)

## મજાલિસુલ અબ્રારનો ખુલાસો

મજાલિસુલ અબ્રારમાં છે કે ઝકાત પરહેઝગારને આપો કે તે આ મદદથી ઈબાદતમાં ઈમ્દાદ હાસિલ કરે છે તો તેને આપનારા પણ તેમની ઈબાદતના સવાબમાં ભાગીદાર બની જશે અથવા ઝકાત આલિમે દીનને આપો કે આલિમની ખિદમત કરવું તેના ઈલ્મમાં મદદ કરવા સમાન છે અને ઈલ્મે દીન તમામ ઈબાદતોથી અશરફ અને અફઝલ છે. એટલે સુધા કે પહેલાંના બુઝુર્ગો પોતાની ઝકાત ઈલ્મવાળાઓને જ આપતા હતા. અને ફરમાવતા હતા કે મકામે નુબુવ્વત પછી ઉલમાના મરતબાથી મોટો કોઈનો મરતબો અમો માનતા નથી. અને ઉલ્માથી તે આલિમ મુરાદ છે જે ઈલ્મ આખિરત માટે હાસિલ કરે છે તેમને ખૈરાત આપી ગુનાહમાં મદદ કરવું ઝેબા (લાઈક)નથી કે તેના અઝાબમાં ભાગીદાર બને.(મજલિસ ૨૧ પા. ૧૫૬)

## હઝરત ગૌસે અઅઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નું ફરમાન

હઝરત ગૌસે અઅઝમ (રહ.)ફરમાવે છે કે રસુલે ખુદા (સલ.)થી રિવાયત છે. આપે ફરમાવ્યું કે પોતાનું ખાણું નેક અને દીનદાર લોકોને ખવડાવતા રહો. અને પોતાનો લિબાસ (કપડા.) ઈમાનવાળાઓને આપ્યા કરો. જયારે તેં પોતાનું ખાણું કોઈ દીનદારને ખવડાવ્યું અને દુન્યાના મામલામાં તેનો મદદગાર બન્યો તો જે કાંઈ તે અમલ કરશે તેમાં તુ પણ શામિલ થઈ ગયો. (અને તેના સવાબમાં કાંઈ કમી થશે નહી) કારણકે તેં તેની મકસુદ પુરી કરવામાં તેની મદદ કરી છે અને તેના બોજને તેં ઉઠાવી લીધો જેથી તેનો કદમ ખુદા તરફ વધ્યો. અને જયારે પોતાનું ખાણું રિયાકાર, નાફરમાન, મુનાફિકને ખવડાવ્યું અને તેના દુન્યવી મામલામાં મદદ કરી તો જે કાંઈ તે બદઅમલી કરશે તેમાં તુ પણ શરીક થશે. કારણ કે તેને ખવડાવી ખુદાની નાફરમાની કરવામાં તું તેનો મદદગાર બન્યો છે તો તેની ખરાબ અસર તારા તરફ પણ લોટશે.

(અલ્ફત્હુ-ર્રબ્બાની મજલિસ ૩૭, પાનું. ૨૫૦-૨૫૧)

આ છે ઈસ્લામી તઅલીમ અને સહીહ માર્ગ, ખુદાપાક મુસલમાનોને સારી સમજ અને નેક તૌફીક અતા ફરમાવે. આમીન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**સય્યિદ અબ્દુ-ર્રહીમ લાજપુરી ગુફિરલહુ**

**જવાબ ખરો છે.**

(૧) (હઝરત મવ્લાના) અબ્દુર્રહીમ ગુલામ મુહમ્મદ સાદિક (સાહબ)

(સદર જમ્ઈય્યતે ઉલમા સુબા ગુજરાત)

(૨) " " મુહમ્મદ રઝા અજમેરી (સાહબ)

(શૈખુલ હદીસ દારૂલ ઉલૂમ અશરફિય્યહ-રાંદેર)

(૩) " " મુહમ્મદ સઈદ રાંદેરી (સાહબ)

(મોહતમિમ જામેઅહ હુસૈનિયહ રાંદેર)

(૪) " " ઈસ્માઈલ મુહમ્મદ ગોરા (સાહબ) (મુફતીએ રંગુન)

(૫) " " અહમદુલ્લાહ રાંદેરી (સાહબ)

(શૈખુલ હદીસ જામેઅહ હુસૈનિયહ રાંદેર)

(૬) "બેશક દીની ઈલ્મ હાસિલ કરવો ઝરૂરી અને અફઝલ છે અને તેમાં રોકાયલા તથા તેની સેવા કરનારની મદદ કરવી વધુ સવાબનું કારણ છે. ખરેખર ઝકાત-ખૈરાતના ખરા હકદાર દીની મદ્રસા, તલબાએ ઉલુમે દીન, મુબલ્લિગીન છે. ઈમામ ગઝાલી (રહ.) મુકાશફતુલ કુલૂબના બાબ ફઝીલતુલ ઈલ્મમાં એ જ મુજબ દર્શાવે છે. અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.) નું વચન પણ એ જ માફક છે.

લી. **અહમદ અશરફ રાંદેરી**

(મોહતમિમ દારૂલ ઉલૂમ અશરફિય્યહ-રાંદેર)

**ઝકાતના પૈસાથી આવકનું સાધન કરી શકાય?**

(૨૪૦) સવાલ :-શું ફરમાવે છે ઉલમાએ દીન નીચે જણાવેલી બાબતમાં કે ઝૈદ પાસે ઝકાતની એક મોટી રકમ જમા છે એ રકમ તેના મુસ્તહિકકો ઉપર એક સામટી ખર્ચ ન કરતાં એ જ રકમથી કોઈ પ્રોપર્ટી કે ઝમીન ખરીદ કરી તે પ્રોપર્ટી કે ઝમીનની આવકમાંથી મુસ્તહિકકો, મદ્રસાઓ, દીની દુન્યવી તાલીમ લેતા તાલિબે ઈલ્મો જેઓ મુસ્તહિક હોય તેમને વઝીફો આપવા ઈરાદો રાખે છે, તો શું એ ઝકાતની રકમથી આવકનું સાધન કરી તે આવકમાંથી મુસ્તહકકો ઉપર ખર્ચ કરી શકે છે?

જવાબ :-ઝકાત અદા હોવા માટે તમ્લીક એટલે હકદારોને વળતર વિના માલિક બનાવી દેવું શર્ત છે. આવકનું સાધન કરવા માટે પ્રોપર્ટી અને ઝમીન ખરીદીમાં ઝકાતની રકમ ખર્ચ કરવામાં મઝકૂર શર્તનો વુજૂદ હોતો નથી જેથી ઝકાત અદા થશે નહી. માટે ઝકાતની રકમથી આવકનું સાધન કરવું જાઈઝ નથી, હકદારોને વળતર વિના આપી માલિક બનાવી દેવું ઝરૂરી છે.

**ઝકાતની રકમ હીલો કરી ગૈર મસ્રફમાં વાપરી શકાય?**

(૨૪૧) સવાલ :-શું ઝકાતની રકમ તેના ખરા મુસ્તહિકને માલિક બનાવી માલિક બનેલ મુસ્તહિકની રઝામંદીથી તે જ રકમની પ્રોપર્ટી કે કોઈ બીજી આવકનું સાધન કરી તેની આવકમાંથી મુસ્તહિક અથવા ગૈર મુસ્તહિક દીની દુન્યવી તઅલીમ લેતા તાલિબે ઈલ્મોને વઝીફો અથવા મદ્રસાના

મુદર્રિસોને પગાર અથવા મસ્જિદ વિગેરેની ઝરૂરતમાં આપી શકાય ખરૂં?

જવાબ :-અગર કોઈ માણસ હીલો કરવા મજબૂર હોય અને ઝકાતની રકમ તેના હકદારોને પ્રથમ કાંઈ કહેવા વગર આપી, માલિક મુખ્તાર બનાવી, પછી કારે ખેરમાં વાપરવા ભલામણ કરે અને તે મઝુર કરી તેમાં ખર્ચ કરે તો ઝકાત અદા થવામાં વાંધો નથી. (ફતાવા આલમગીરી ભાગ ૬ પાનું. ૩૯૨)

મંઝૂર નહી રાખે તો તેના ઉપર કોઈ પ્રકારનો ઈલ્ઝામ નથી. નિય્યત અને તરીકએ કારની દુરૂસ્ત હશે તો ઝકાત પણ અદા થઈ જશે. તમ્લીક માટે માત્ર ઝાહિરી હેરફેરી કફી નથી. 'બાખુદા તદબીરો હીલા કય રવાસ્ત.' ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નીચે જણાવ્યા પ્રમાણે ઝકાત અદા થઈ જશે?

(૨૪૨) સવાલ :-ઝકાતના નાણાં છે. એક ગરીબ માણસને તે નાણાં એમ કહી આપે કે આ નાણાં ઝકાતના છે, હું તને આપુ છું. તુ કબુલ કરી પેલા મદ્રસામાં આપી દે તો ઝકાત અદા થઈ કે નહી.?

જવાબ:-બધો આધાર નિય્યત ઉપર છે. નિય્યત દુરૂસ્ત હશે તો ઝકાત અદા થઈ જશે. નહી. તો ઝકાત અદા થશે નહી. પુછેલી સુરતમાં ઝકાત અદા થવા બાબત શંકા છે. માટે અગર કોઈ માણસ હીલો કરવા લાચાર હોય તો ઝકાતના નાણાં પ્રથમ તેના હકદારને આપી કંઈ કહ્યા વગર માલિક બનાવી આપે. પછી તેને મદ્રસા વિગેરે બીજી જગ્યાએ તેના તરફથી આપવાની ભલામણ કરે અને તે પોતાની રાઝી-ખુશીથી આપે તો ઠીક, નહી તો તેના ઉપર કોઈ પ્રકારનો ઈલ્ઝામ નથી.

દુર્રે મુખ્તારમાં છે કે :-ઈન્નલ હીલત અંય્યતસદક અલલ ફકીરિ સુમ્મ યઅમુરૂહુ બિફેઅલિ હાઝિહિલ અશયાઈ. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૮૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મય્યિતના માલમાંથી ઝકાત અદા કરવી કે નહી ?

(૨૪૩) સવાલ :- ઝૈદના ઉપર ઝકાત વાજિબ હતી. પરંતુ અદા કરી નહી અને મરણ પામ્યો તો તેના માલમાંથી ઝકાત કાઢવામાં આવશે કે નહી. ?

જવાબ :- પુછેલી પરિસ્થિતિમાં ઝકાત અદા કરવામાં આવશે નહી. જો વસિય્યત કરી હોય તો ત્રીજા ભાગમાંથી અદા કરવામાં આવશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વિધાર્થીને ઝકાત આપવા વિષે

(૨૪૪) સવાલ :-એક માણસ જે નિસાબનો માલિક છે તે પોતાની ઝકાતમાંથી એવા ગરીબ તલબાનો તઅલીમી ખર્ચ અદા કરવા ઈચ્છે છે જેમના માં-બાપ તઅલીમી ખર્ચ ઉઠાવી શકે એમ નથી. કદાચ વેઠી પણ લે તો તેમની માયા-પુંજી ચાર-છ માસમાં જ પુરી થઈ જાય, અને તઅલીમ અધુરી જ રહે આવી હાલતમાં જો આ બાળક અથવા તાલિબે ઈલ્મને દર મહીને સામટો તઅલીમી ખર્ચ આપી દેવામાં આવે તો તેની ઝકાત અદા થઈ જશે કે નહી?

જવાબ :-પુછેલી રીતમાં ગરીબ તાલિબે ઈલ્મ અગર બાલિગ હોય અથવા નાબાલિગ હોય પરંતુ તેનો બાપ માલદાર ન હોય તો ઝકાત અદા થઈ જશે.

(ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૧૮૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નકકી કરેલ માસમાં ઝકાત અદા કરે તો ?

(૨૪૫) સવાલ :-એક માણસ નિસાબનો માલિક છે અને તે એવો અલગ-અલગ હિસાબ રાખતો નથી કે કેટલા રૂપિયા કયારે જમા થયા પરંતુ તે હમેશા રમઝાન શરીફમાં જે રકમ પોતાથી પાસે હોય છે તેની ઝકાત આપી દે છે ચાહે તેમાં આખા વર્ષના રૂપિયા જમા થએલા હોય કે એક જ મહીનાના હોય તો શું આ પ્રકારે ઝકાત અદા કરવી સહીહ છે?

જવાબ :-હા, આવી રીતે ઝકાત અદા કરવી સહીહ છે. (હિદાયહ ભાગ ૧ પાનું ૧૭૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાતની રકમમાંથી કમીશન આપી શકાય?

(૨૪૬) સવાલ :-એક માણસ ઝકાતની રકમ પોતાના સગા સ્નેહીઓને હિંદુસ્તાનમાં મોકલે છે. આજ-કાલ રકમ મોકલવાનું જે કમીશન લોકો લે છે શું તે ઝકાતની રકમમાંથી આપવુ દુરૂસ્ત છે? દાખલા તરીકે તે એક હઝાર રૂપીઆ ઝકાત મોકલે છે. પરંતુ પેલા માણસ પાસે આઠસો રૂપીઆ પહોંચે છે તો આ બસો રૂપીઆની રકમ ઝકાતમાંથી ગણાંશે અથવા ઝકાત આપવાવાળાની અસલ રકમમાંથી જશે?

જવાબ :-મઝકુર બસો રૂપિયા ઝકાતમાં ગણાંશે નહીં. જેથી બસો રૂપિયા બીજા અદા કરવા પડશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાતની રકમથી હોસ્પીટલનો ખર્ચ ચલાવી શકાય?

(૨૪૭) સવાલ :-શું ઝકાતની રકમમાંથી કોઈ હોસ્પીટલ ચલાવી શકે છે? જેના સ્ટાફનો પગાર અને દવાઓ વિગેરે ઝકાત ફંડમાંથી લઈને ગરીબોના ઈલાજ માટે વકફ કરી દેવામાં આવે અને આવી જ રીતે એક જણ અથવા અમુક માણસો મળીને આ હોસ્પીટલ ચલાવતા રહે તો જાઈઝ છે?

જવાબ :-ઝકાતી નાણાંથી હોસ્પીટલ ચાલુ કરવી દુરૂસ્ત નથી. ઝકાત અદા થશે નહીં. કારણ કે ઝકાત અદા હોવા માટે તમ્લીક એટલે હકદારોને વળતર વિના માલિક બનાવી દેવું શર્ત છે તેનો અત્રે વુજૂદ નથી. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું. ૧૮૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાતની રકમથી સ્કુલનો સામાન લઈ શકાય?

(૨૪૮) સવાલ :-શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે એક માણસ પોતાના ઝકાતના પૈસામાંથી બચ્ચાઓને સ્કુલમાં બેસવા માટે પલાટો તેમજ બીજો સરસામાન બનાવવા માંગે છે તો એવા પૈસા કઈ સુરતમાં કેવી રીતે વાપરી શકાય? જો તે પોતે એ પૈસા વાપરી ન શકે તો કોઈ બીજી સુરત છે કે જે વડે તે પૈસા મઝકૂર સ્કૂલમાં વાપરી શકાય?

જવાબ :-ઝકાત અદા હોવા માટે તમ્લીક શર્ત છે. એટલે ઝકાતના મુસ્તહિક (હકદાર) ને વિના એવઝે ઝકાતની રકમ આપી માલિક મુખ્તાર બનાવી દેવું ઝરૂરી છે. આ હકીકત સ્કુલ, મદ્રસા, મસ્જિદ વિગેરેના સરસામાન બનાવી દેવામાં હોતી નથી માટે ઝકાત અદા થતી નથી. હાં, અગર ઝકાતના મુસ્તહિક (હકદાર)ને વિના બદલે આપી ખરી રીતે માલિક બનાવી આપે પછી

તે માણસ પોતાના તરફથી સામાન બનાવી આપવા માટે રકમ આપે તો ઝકાત અદા થઈ જશે અને પેલા માણસને સામાન બનાવી આપવાનો સવાબ પણ મળશે પરંતુ પહેલેથી રકમ પાછી આપવા અથવા સામાન બનાવી આપવાની વાતચીત કરવામાં આવે નહીં, કારણ કે માત્ર ઝાહિરી હેરફેરથી ઝકાત અદા થતી નથી. ખરી રીતે માલિક બનાવી આપવું ઝરૂરી છે. (દુર્રે મુખ્તાર શામી સાથે) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખૈરાતના હકદાર કોણ?

(૨૪૯) સવાલ :-ખૈરાત કોને-કોને આપી શકાય છે?

જવાબ :-નફલી સદકાત અને ખૈરાત બધાય ઝરૂરતમંદોને આપી શકાય છે. સગાવહાલા મુકદ્દમ છે અને દીનદારો વધુ હકદાર છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સંસ્થામાં ખૈરાત આપવાનો શું સવાબ છે?

(૨૫૦) સવાલ :-મસ્જિદોમાં અને દારૂલ ઉલૂમોમાં તથા અંજુમનોમાં ખૈરાત આપવાની ફઝીલત અને હુકમો જણાવશો. બીજે ખૈરાત આપવાના મુકાબલામાં એ સંસ્થાઓમાં ખૈરાત આપવાની ફઝીલત અને દરજ્જો જણાવશો.

જવાબ :-મસ્જિદ અને મદ્રસા અને દીની ઈદારામાં ખૈરાત આપવાની ઘણી ફઝીલત છે. હઝરત ઈમામે રબ્બાની મુજદિદ્દે અલ્ફેસાની (રહ.) ફરમાવે છે સૌથી મોટી અને ઉચ્ચ નેકી એ જ છે કે ઈલ્મે દીનની ઈશાઅત (પ્રચાર) અને તેના હુકમો પૈકી કોઈ હુકમને ઝિંદહ કરવામાં કોશિષ કરે ખાસ કરી એવા ઝમાનામાં જયારે ઈસ્લામી શિઆરો (નિશાનીઓ) મટી ગઈ છે. કરોડો રૂપિયા ખુદાના રસ્તામાં ખર્ચ કરવા શરીઅતના એક મસ્અલાની ઈશાઅત કરવા બરાબર નથી, તે માલોને ખર્ચ કરવામાં જે શરીઅતની તાઈદ અને મઝહબની તબ્લીગ માટે છે ઘણો મોટો દરજ્જો છે અને આ નિય્યતથી એક પૈસો ખર્ચ કરવો બીજી કોઈ નિય્યતથી લાખો રૂપિયા ખર્ચ કરવા બરાબર છે. (મક્તૂબ ૪૮ મક્તૂબાત ભાગ ૧ પાનું ૬૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુલ - હજ્જ

### હજ્જ કરવામાં વિલંબ કરે તો?

(૨૫૧) સવાલ :-હજ્જ કરવામાં વિલંબ કરવાથી માણસ ગુનેહગાર અને અઝાબને પાત્ર થાય છે કે નહી ?

જવાબ :-હજ્જ ફર્ઝ થયા પછી તેને અદા કરવાનો ટાઈમ મળવા છતાં પહેલા જ વર્ષે હજ્જ અદા નહી કરે અને મરણ પામે તો સખત ગુનેહગાર અને અઝાબને પાત્ર થશે. અને જો હજ અદા કરી મરણ પામશે તો મોડું કરવાનો ગુનોહ માફ થઈ જશે. ગુનેહગાર થશે નહી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહની હજ્જ હજ્જે અકબરી કહેવાય ?

(૨૫૨) સવાલ :- આ વર્ષે હજ્જ જુમ્અહની થઈ છે, માટે લોકો એને હજ્જે અકબરી કહે છે. શું એ બરાબર છે ?

જવાબ :- બેશક ! જુમ્અહના દિવસની હજ્જની મોટી ફઝીલત આવી છે. મોઅતબર કિતાબોમાં છે કે જુમ્અહની હજ્જ ૭૦ દરજા વધુ ફઝીલત ધરાવે છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૩૪૮) (અહયાઉલ ઉલુમ ભાગ ૧ પાનું ૨૪૭)

પરંતુ જુમ્અહની હજ્જને હજ્જે અકબરી કહેવું મોઅતબર નથી.

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હાજીઓનો ઈસ્તિકબાલ કરવો.

(૨૫૩) સવાલ :- હાજીઓને પાદર પર અને સ્ટેશન પર લોકો લેવા જાય છે. એની કંઈ અસલિય્યત છે કે માત્ર રિવાજ છે ?

જવાબ :- હાજીઓનો ઈસ્તિકબાલ કરવો સવાબનું કામ છે. હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.)એ ફરમાવ્યું કે જ્યારે તુ કોઈ હાજીને મળે તો તેમને સલામ કર અને તેમની સાથે મુસાફહો કર, અને તારા માટે દુઆએ મગ્ફિરત કરાવ એ પહેલા કે તેઓ ઘરમાં દાખલ થાય, બેશક તેઓ બખ્શાએલા છે." અને હઝરત હસન (રહ.)થી રિવાયત છે કે જ્યારે હાજી રવાના થાય તો તેમને વિદાય કરવા જાવ અને દુઆએ ખૈર કરવાની વિનંતિ કરો. અને જ્યારે તેઓ હજ્જ કરીને આવે તો તેમને મળો અને મુસાફહો કરો તે પહેલાં કે તેઓ દુન્યાના કામમાં લાગી ગુનાહમાં મુબ્તલા થાય. બેશક તેમના હાથમાં બરકત છે. અને આપ (સલ.)એ દુઆ ફરમાવી કે અય ખુદા તુ હાજીની મગ્ફિરત ફરમાવ અને તેની પણ જેના હકમાં તેઓ મગ્ફિરતની દુઆ કરે. (અહયાઉલ ઉલુમ ભાગ-૧ પાનું ૨૪૮)

પરંતુ ઔરતોનું પાદર ઉપર નિકળવું અને સ્ટેશને જવું ખોટું અને ગુનાહિત છે. મજાલિસુલ અબ્રારમાં છે કે હાજીઓ જાય અને આવે ત્યારે તેમને રૂખ્સત કરવા અને લેવા જવું ઔરતો માટે ખોટું છે. તેમના માટે ઘરમાં બેસી રહેવું ઝરૂરી છે. મરદો નહી રોકશે તો તે પણ ગુનેહગાર થશે. (પાનું ૧૪૫)

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજ્જ નહી પઢનારા યહુદી અને નસ્રાની શા માટે ?

(૨૫૪) સવાલ:- હદીસમાં હજ્જ નહી પઢનારને યહુદી અને નસ્રાની સાથે શા માટે તશ્બીહ દેવામાં આવે છે ? એનો ખુલાસો કરશો.

જવાબ :- હજ્જ ઈસ્લામી ઈબાદતનો ચોથો મહત્વનો રૂકન છે અને ફર્ઝે એન છે, એને ફર્ઝ નહી માનનાર કાફિર છે, અને અમલ નહી કરનાર સખ્ત ગુનેહગાર છે. હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.)નું ફર્માન છે :- મન મલક ઝાદન વ રાહિલતન તુબલ્લિગુહુ ઈલા બય્તિલ્લાહિ વલમ યહુજ્જ ફલા અલય્હિ અંય્યમૂત યહૂદિય્યન અવ નસ્રાનિય્યન.

અર્થાત :- જેની પાસે પુરતો સફર ખર્ચ હોય અને એવી સવારીનો બંદોબસ્ત હોય કે જે બય્તુલ્લાહ શરીફ સુધી પહોંચાડી આપે અને તે છતાં હજ્જ ન કરે તો નવાઈ નથી કે તે યહુદી થઈને અથવા નસ્રાની થઈને મરે. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૧૦૦)

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) મઝકુર હદીસ નકલ કરી હજ્જ નહી પઢનારને યહુદી અને નસ્રાની સાથે તશ્બીહનું કારણ લખે છે કે યહુદી અને નસ્રાની નમાઝ પઢતા હતા પણ હજ્જ કરતા ન હતા અને અરબ મુશ્રિકો હજ્જ કરતા હતા પણ નમાઝ પઢતા ન હતા. માટે હજ્જનો ત્યાગ કરનારને યહુદી અને નસ્રાની સાથે સરખાવવામાં આવ્યો અને નમાઝ છોડનારને મુશ્રિકો સાથે સરખાવવામાં આવ્યો. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ ૨ પાનું ૧૮૫)

અને હઝરત ઉમર (રદિ.) એવા માણસ માટે ફરમાવતા હતા કે 'મા હુમ બિમુસ્લિમીન મા હુમ બિમુસ્લિમીન.' અંર્થાત:- એવા લોકો (હજ્જ ન પઢનારા) મુસલમાન હોય શકતા નથી, એવા માણસો કદી મુસલમાન હોય શક્તા નથી,

અને ફરમાવતા કે 'લા યજૂઝુ-સ્સલાતુ અલલ મય્યિતિ મુસ્તતીઈ-લ્લઝી લમ યહુજ્જ' એટલે એવી મય્યિત ઉપર જેણે કુદરત હોવા છતાં હજ્જ નહી કરી તેની જનાઝહની નમાઝ પઢવું જાઈઝ નથી.

હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર (રદિ.) અને હઝરત ઈબ્રાહીમ નખ્ઈ (રહ.) અને હઝરત મુજાહિદ (રહ.) અને હઝરત તાઉસ (રહ.) વિગેરે કેટલાક મુહદ્દિસો અને બુઝુર્ગોનો એ જ ફત્વો હતો કે એવા પાપી માણસના જનાઝહની નમાઝ પઢવામાં ન આવે. માટે જેની ઉપર હજ્જ ફર્ઝ થઈ જાય તે હજ્જ કરવા ચુકે નહી અને ઢીલ પણ નહી કરે, કદાચ મૌત આવી જાય અથવા મુફલિસ બની જાય અને માથા ઉપર ફર્ઝ હજ્જ રહી જાય, એટલા જ માટે આપ (સલ.)એ હિદાયત ફરમાવી છે કે :- 'મન અરાદલ હજ્જ ફલ્યતઅજ્જલ.' અર્થાત :- જે હજ્જનો ઈરાદો રાખે (એટલે જયારે હજ્જ ફર્ઝ થઈ જાય) તો જલ્દી કરવી જોઈએ. (અબૂ દાઉદ ભાગ ૧ પાનું ૨૪૯)

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મારા બાજીના સગા કાકાની ઔરત મારી સાથે હજ્જ પઢવા આવી શકે?**

(૨૫૫) સવાલ :-મારો આ વર્ષે હજ્જ માટે જવાનો ઈરાદો છે, મારી સાથે મારા બાજીની સગી કાકી (સગા કાકાની ઔરત) અને બીજી રીતે પિત્રાઈ ફોઈ પણ થાય છે તો તે આવી શકે કે નહી ? મારા માં-બાપ મને નાનપણમાં ૩-૪ વર્ષનો મુકી ગુઝરી ગયા હતા, ત્યારથી એ બાઈએ મને છોકરા તરીકે પાળીને મોટો કર્યો છે, જેથી હું પણ એમને માં તરીકે જ બોલાવું છું. અને એવણની આજ લગભગ ૬૦-૬૫ વર્ષની ઉમર છે. આવી હાલતમાં હું એમને મારા પોતાના ખર્ચે લઈ જવા માંગુ છું, તો એ પણ મારી સાથે આવી શકે કે નહી? એનો ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબ :-આપના બાજીની સગી કાકી એટલે આપના બાજીના સગા કાકાની ઔરત અને બીજી રીતે આપની પિત્રાઈ ફોઈના આપ મહરમ નથી. આપની સાથે એમના નિકાહ શરઅન જાઈઝ છે, હરામ નથી. માટે એ બાઈ આપની સાથે હજ્જમાં આવી શકતી નથી. એમના ઉપર હજ્જ ફરઝ હોય તો પણ આવી શકતી નથી તો હજ્જ ફરઝ ન હોવાની હાલતમાં કેવી રીતે આવી શકે ? અગર લઈ જશો તો બન્ને જણ ખુદા અને તેના રસૂલ (સલ.) ના નાફરમાન અને શરીઅતના કાનૂનના ભંગ કરનારા ઠરશો.

હદીસ શરીફમાં છે કે અજનબી (પરાયા) મર્દ-ઔરત એકાંતમાં બેસે નહી, અને ઔરત "મહરમ" વગર મુસાફરી કરે નહી. (બુખારી, મુસ્લિમ)

બીજી હદીસમાં છે કે કોઈ ઔરત "મહરમ" વિના હજ્જ (માટે સફર) કરે નહી. (ઝુજાજતુલ મસાબીહ ભાગ ૨ પાનું ૧૦૦-૧૦૧)

બીજી એક હદીસમાં છે કે ખુદા અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવનાર ઔરત માટે હલાલ નથી કે બાપ, ભાઈ, ધણી અથવા પુત્ર વિગેરે "મહરમ" વગર ત્રણ અને ત્રણ થી વધુ મંઝિલ( ૩ મંઝિલ ૪૮ માઈલ)ની મુસાફરી કરે.(મિશ્કાત)

ઔરત જવાન હોય કે વૃધ્ધ દરેક માટે એક જ હુકમ છે "ફતાવા કાઝીખાન" માં છે કે ફુકહા (રહ.) નો ઈજમાઅ (એકમત) અને ઈત્તિફાક છે કે ઝઈફહ (ઘરડી ઉમરની) ઔરત પણ "મહરમ" વિના શરઈ સફર કરે નહી અને અજનબી (પરાયા) મર્દ સાથે (એકાંત) માં રહે નહી પછી તે અજનબી મર્દ ઝઈફ હોય કે જવાન, (ભાગ ૧ પાનું ૮૭)

ઉમ્મુલ મઅમિનીન હઝરત આઈશા સિદ્દિકા (રદી.)અને એમના વાલિદે બુઝુર્ગવાર હઝરત અબુ બકર સિદ્દીક (રદી.)જેઓ તમામ ઉમ્મતથી અફઝલ છે, એકાંતમાં બેઠા હતા તો આપ (સલ.) એ ફરમાવ્યું કે હે અબુ બકર શય્તાન દૂર નથી, એકાંતમાં દીકરી સાથે પણ નહી બેસો, બલ્કે ત્રીજા માણસને સાથે રાખ્યા કરો. (મેઅયારૂ-સ્સુલૂક પાનું ૧૬૪)

માટે પરાઈ ઔરત સાથે ગમે તેવા ગાઢ સંબંધ હોય. બહેન, માસી, ફોઈ, માં, વિગેરે કહી બોલાવતા હોય પણ આખર તે અજનબી જ છે. માં, બહેન, માસી, ફોઈ અને દીકરી વિગેરે કહેવાથી મહરમ બની જતાં નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હાજી બુદનાના બદલે સાત બકરા ઝબહ કરે તો?

(૨૫૬)સવાલ :- જે હાજી ઉપર દમે બુદના (ઊંટ અથવા ગાય) ઝરૂરી હોય તે બુદના (મોટા જાનવર)ની જગ્યાએ સાત બકરા ઝબહ કરી આપે તો ચાલી શકે કે નહી ?

જવાબ :- પુછેલી સુરતમાં બુદનાના બદલે સાત બકરા ઝબહ કરવા પુરતા નથી, ઊંટ અથવા ગાય મોટું જાનવર ઝબહ કરવું ઝરૂરી છે. (ફતાવા અસ્અદિયહ ભાગ ૧ પાનું ૧૯)

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### અરફાતથી મુઝદલિફા સુર્ય આથમવા પહેલાં જાય તો ?

(૨૫૭) સવાલ :-અરફાતથી સુર્ય આથમતાં પહેલાં મુઝદલિફા માટે રવાના થનાર હાજી માટે કંઈ ગુનોહ છે?

જવાબ :-અરફાતથી મગ્રિબ પછી નિકળે, સુર્યાસ્ત પહેલાં નિકળી જાય તો પાછો ફરે, અને મગ્રિબ થઈ જવા પછી અરફાતથી નિકળે, નહી તો ગુનેહગાર થશે અને દમ લાગુ પડશે. (ફતાવા

અસ્અદિયહ ભાગ ૧ પાનું ૨૧) ફક્ત ખુદા પાક વધુ જાણનાર છે.

**હાઈઝહ ઔરત માટે તવાફે ઝિયારતનો હુકમ.**

(૨૫૮) સવાલ :- હૈઝવાળી સ્ત્રી તવાફે ઝિયારત કર્યા વિના મકકહથી ચાલી આવે તો શું હુકમ છે?

જવાબ :-તવાફે ઝિયારત કર્યા વિના હજ્જ અદા થતી નથી, આખી ઉમરમાં કદી પણ એ તવાફ કરવો પડશે, જ્યારે તવાફ અદા કરશે ત્યારે હજ્જ અદા થયેલી ગણાંશે. જ્યાં લગી તવાફે ઝિયારત અદા કરશે નહી હજ્જ અદા થયેલી ગણાંશે નહી, અને મર્દના કામની રહેશે નહી, એટલે સોહબત કરવું-કરાવ્વું હલાલ થશે નહી, માટે પાક થતાં સુધી થોભી જાય, પાક થયા પછી તવાફ કરીને આવે. અંજાણપણામાં અને મસ્અલાથી નાવાકિફિયતના કારણે તવાફે ઝિયારત કરી લેશે તો જો કે હજ્જ અદા થઈ જશે પણ તૌબહ, ઈસ્તિગ્ફાર લાઝિમ થશે અને ઊંટ અથવા ગાય ઝબહ કરવું પડશે. (ફતાવા અસ્અદિયહ ભાગ ૧ પાનું ૨૧)

**ઉમ્રાના એહરામથી હલાલ થવા માટે હલક પહેલાં બગલ કે મૂંછના વાળ કાપ્યા તો?**

(૨૫૯) સવાલ :- ઉમ્રો કર્યો એટલે ઉમ્રાનો તવાફ અને સઈથી ફારિગ થઈ પહેલાં બગલના વાળ સાફ કરાવી અથવા મૂંછો કપાવી પછી માથું મુંડાવ્યું તો કઈ વાંધો છે?

જવાબ :- હા, દમ લાઝિમ આવશે, પહેલાં માથાના વાળ કપાવી પછી મૂંછ વિગેરેના વાળ કપાવવા જોઈએ, ઉલ્ટું કરવાથી દમ લાગુ પડે છે. (ફતાવા અસ્અદિયહ ભાગ ૧ પાનું ૨૧)

ફક્ત ખુદાપાક વધૂ જાણનાર છે.

**મકકામાં દાખલ થવા માટે એહરામ ફરીથી બાંધવો કે નહી ?**

(૨૬૦) સવાલ :- હજ્જ પછી મદીના ગયા, ત્યાંથી વતન જવા માટે જિદ્દહ આવ્યા, પરંતુ જહાઝને ઘણી વાર છે માટે દસ પંદર દિવસ અહી રહેવાના બદલે મકકએ મુઅઝઝમહ જઈને રહીએ અને તવાફ કરીએ તો એહરામ બાંધવુ પડશે કે વગર એહરામે જઈ શકાશે.

જવાબ :- એહરામ બાંધવુ પડશે, ઉમ્રહનો એહરામ બાંધી જઈ શકાશે.
(કુર્રતુલ અય્નય્ન ભાગ ૧ પાનું ૫૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ્જમાં વિલંબ કરે તો શું હુકમ છે ?**

(૨૬૧) સવાલ :-જે વર્ષે હજ્જ ફર્ઝ થઈ જાય તે જ વર્ષે હજ્જ પઢવા જવું ઝરૂરી છે અથવા એક વર્ષ મોડું કરીને જાય તો શું હુકમ છે?

જવાબ :- જેના ઉપર હજ્જ ફર્ઝ થઈ જાય તેના માટે ઝરૂરી છે કે શકય હોય એટલું જલ્દી અદા કરે. જો પ્રથમ વર્ષે જ હજ્જ અદા ન કરી અને રહી ગઈ તો ગુનેહગાર થશે, અને જો હજ્જ ફર્ઝ થવાના પહેલા વર્ષે હજ્જ અદા ન કરી બીજા અથવા ત્રીજા વર્ષે અદા કરી એટલે મોડેથી અદા કરી, ત્યાર પછી મરણ પામ્યો તો ગુનેહગાર નહી થાય. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મજબૂરીના લઈ હયાતીમાં હજ્જે બદલ કરાવે કે નહી ?**

(૨૬૨) સવાલ :- બીમારી અથવા કમઝોરીના કારણે પોતાની હયાતીમાં હજ્જે બદલ કરાવી લે તો વિશ્વાસ્ પાત્ર ગણાંશે કે નહી ? અથવા મરણ પછી ફરી વાર હજ્જે બદલ કરાવવું ઝરૂરી થશે ?

જવાબ :- હજ ફર્ઝ થઈ પણ સખ્ત બુઢાપા અથવા હમેશાની બીમારી અથવા કાયમી માંદગીના કારણે હજ માટે જવાથી લાચાર છે તો તે પોતાની હજ પોતાની ઝિંદગીમાં કોઈ બીજા પાસે અદા કરાવી શકે છે, અને તેના હજ્જે બદલ કરાવી દેવાથી તેના માથેથી હજનો ફર્ઝ એ રીતે અદા થઈ જશે કે તેનો તે જ ઉઝર (અગવડ) એની મૌત સુધી રહ્યાં હોય, જો તે તંદુરસ્ત અને સશક્ત બની ગયો તો તેણે ખૂદ અદા કરવી પડશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ્જે બદલની વસિય્યત નહી કરી તો વારિસો પોતે હજ્જ કરાવી શકે ?**

(૨૬૩) સવાલ :- હજ્જ ફર્ઝ હતી પણ વસિય્યત કરી નહી, તો વારસદારો પોતાના માલમાંથી હજ્જે બદલ કરાવી શકે ?

જવાબ :-કોઈ મરણ પામનાર ઉપર હજ ફર્ઝ હતી અને તેણે વસિય્યત પણ કરી નહી તો તેના તરફથી પોતાના માલમાંથી વારસદાર અથવા બિન વારસદારનું હજ અદા કરી દેવું પણ જાઈઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફાસિદ થએલા હજ્જની કઝા કરવી પડશે ?**

(૨૬૪) સવાલ :-હજ ફાસિદ થઈ જાય તો બીજા વર્ષે તેની કઝા ઝરૂરી છે?

જવાબ :-હજ ફાસિદ થઈ જાય, ચાહે તે ફર્ઝ હોય કે નફિલ, તેની કઝા ઝરૂરી થઈ જાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુરાહિક હજ્જે બદલમાં જઈ શકે ?**

(૨૬૫) સવાલ :- હજ્જે બદલમાં કરીબુલ બુલૂગ છોકરો ચાલી શકે છે કે નહી? બાલિગ હોવું ઝરૂરી છે?

જવાબ :-હજ્જે બદલમાં મુરાહિક કરીબુલ બુલૂગ જયારે હોશિયાર, સમજદાર, મસાઈલે હજ્જથી વાકિફ હોય તો ચાલી શકે છે, પણ અમુક ઉલમા ખિલાફ કરે છે.માટે એહતિયાત એમાં છે કે બન્તા લગી બાલિગને જ પસંદ કરે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ ફર્ઝ હોય પણ મદીના જવાની રકમ ન હોય તો ?**

(૨૬૬) સવાલ :- એક માણસ પાસે એટલી રકમ છે કે મકકએ મુઅઝ્ઝમહ લગી જઈ શકાય છે પણ મદીના જવાની હૈસિયત નથી તો તેને હજ્જ માટે જવું ઝરૂરી છે કે નહી ?

જવાબ :- પુછેલી સુરતમાં તે માણસ ઉપર હજ ફરઝ છે. માટે હજ કરવા જવું ઝરૂરી છે, નહી જશે તો ગુનેહગાર થશે.

જયારે મદીનએ મુનવ્વરહ જવાની હૈસિયત થાય તો બીજી વખત કયાં જઈ શકાતું નથી? ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**પંદર વર્ષનો છોકરો મહરમ લેખાશે?**

(૨૬૭) સવાલ :-એક બાઈ વિમાનથી હજ પઢવા જનાર છે, જિદ્દહથી ખાવિન્દ સાથે છે અને અહિંયાથી તેનો છોકરો સાથે છે, જેની ઉમર ૧૫ વરસની છે, હાફિઝે કુર્આન છે અને ઘણો હોશિયાર છે. એ મહરમ તરીકે ચાલી શકે છે કે નહી ? સાથીઓમાં દેવર-દેરાણી પણ છે.

જવાબ :-એ છોકરો વગર વાંધે મહરમ તરીકે ચાલી શકે છે. જે છોકરો બાલિગ ન હોય, એટલે મુરાહિક હોય એટલે કરીબુલ બુલૂગ હોય પણ હોશિયાર હોય તે પણ મહરમ તરીકે ચાલી

શકે છે. 'જવ્હરહ' માં છે. વલ્મુરાહિકુ કલ્બાલિગ. (ભાગ૧ પાનું૧૫૪)

૧૫ વરસનો છોકરો તો બાલિગની ગણત્રીમાં હોય છે એની સાથે માંને સફર કરવું જાઈઝ છે, મના નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઘરડી સ્ત્રી મહરમ વગર હજ માટે જઈ શકે?

(૨૬૮) સવાલ :-એક સ્ત્રી ૫૦-૬૦ વર્ષની વય ધરાવે છે, બે ત્રણ વર્ષથી તેના ઉપર હજ ફર્ઝ થઈ છે, ધણી કે શરઈ મહરમ સાથ ન હોવાથી હજ અદા કરી શકી નહી, પડોશી નેક - દીનદાર, ભરોસા પાત્ર હજ માટે જઈ રહ્યો છે.તેમની સાથે જાય તો હજ અદા થશે કે નહી? મહોલ્લામાંનો એક માણસ ઔરત સાથે જઈ રહયો છે તેની સાથે જાય તો કેમ છે. ? સગાઈ પણ છે. બીજા ગામની અમુક સ્ત્રીઓ પણ જઈ રહી છે, તેમની સાથે જાય તો કંઈ વાંધો છે? એ સિવાય હજ પઢવાની કોઈ સુરત નથી. ફર્ઝ હજ ઝિમ્મે રહી જશે. માટે ગુંજાઈશ નિકળી શકે તો બહેતર છે.

જવાબ :- સ્ત્રી એવી હૈસિયતની હોય કે પોતે જ હજ માટે જઈ શકે છે, મહરમને સાથે લઈ જવાને શક્તિમાન નથી તો એવી સ્ત્રી ઉપર હજ ફર્ઝ નથી (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨-પાનું ૧૯૯)

અગર મહરમને સાથે લઈ જવાની શક્તિ પણ હશે તો હજ ફર્ઝ થઈ જશે, પરંતુ જયાં લગી ધણી અથવા મહરમ સાથે ન હશે વુજૂબે અદા લાગુ પડશે નહી અને હજ માટે પોતે જવું ઝરૂરી થશે નહી (શામી) કારણકે નફસે વુજૂબ પછી વુજૂબે અદા માટે ધણી અથવા મહરમનું મયસ્સર હોવું શર્ત છે. માટે હજ પઢવા નહી જશે તો ગુનેહગાર બનશે નહી, બલ્કે ધણી અને મહરમ વિના હજ માટે જશે તો જો કે હજ કરાહતે તહરીમી સાથે અદા થઈ જશે પણ આપ (સલ.)ના ફરમાન વિરૂધ્ધ કરવા અને શરીઅતનો કાનૂન તોડવાનો ગુનોહ લાગુ પડશે અને ગુનેહગાર થશે.

આપ (સલ.)નું ફરમાન છે :-ખુદાપાક અને રોઝે કિયામત ઉપર ઈમાન લાવનાર સ્ત્રી માટે હલાલ નથી કે પોતાના બાપ અથવા ધણી યા ભાઈ અથવા બીજા કોઈ ઝી રહમ મહરમ વગર ત્રણ દિવસ અને એનાથી વધારે મુસાફરી કરે.(મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૪૩૪)

મહરમ તે મર્દ છે જેની સાથે કદી કોઈ પણ હાલતમાં નિકાહ દુરૂસ્ત થઈ શકે નહી. મહરમ કેવો હોવો જોઈએ એના માટે પણ અમુક શરતો છે.

બીજી રિવાયતોમાં એક તથા બે દિવસની મુસાફરીનો પણ હુકમ આવ્યો છે મતલબ કે મસ્અલો ઘણો અહમ છે.

એક હદીસમાં છે; લા તહુજ્જન્ન ઈમ્રઅતુન ઈલ્લા વ મઅહા મહરમુન.

અર્થાત :- કોઈ સ્ત્રી મહરમ વિના હરગિઝ હજ માટે ન નિકળે.

(ઝુજાજતુલ મસાબીહ ભાગ ૨ પાનું ૧૦૧)

અને ફતાવા આલમગીરીમાં છે કે :- વુજૂબે અદાની શરતોમાંની એક શરત એ છે કે સ્ત્રી અને મકકહ વચ્ચે ત્રણ દિવસ કિંવા ત્રણ મંઝિલનો ફાસ્લો (અંતર) હોય તો સાથે મહરમનું હોવું ઝરૂરી છે. સ્ત્રી જવાન હોય કે ઘરડી હોય. (ભાગ ૧ પાનું ૧૪૧) (મત્બઅ મુસ્તફાઈ)

અને ફતાવા કાઝીખાનમાં છે કે :- વ અજમઉ અલા અન્નલ અજ્ઝુ લા તુસાફિરૂ બિગય્રિ મહરમિન વ લા તખ્લૂ બિરજુલિન શાબ્બન કાન અવ શય્અન વલા તુસાફિહ-શ્શુયૂખ.

અર્થાત :- ફુકહા (રહ.)નો ઈજમાઅ છે કે ઘરડી સ્ત્રી પણ મહરમ વિના મુસાફિરી નહી કરે, અને મર્દ જવાન હોય કે ઘરડો, તેની સાથે એકાંતમાં ન બેસે, ઘરડી ઔરત ઘરડા મર્દો સાથે હાથ મુલાકાત કરી શકે છે. (એ શરતે કે બન્નેવ તરફથી શહવતનો ખત્રો ન હોય.) (ભાગ ૧ પાનું ૮૭)

હિદાયહ વિગેરે કુતુબે ફિકહમાં છે કે:- ધણી અને મહરમ વિના સફર કરવામાં ફિત્નાનો ભય છે,અને સ્ત્રીઓ સાથે જવામાં ફિત્નાનો ભય વધી જાય છે. એટલા માટે પારકી સ્ત્રીઓ સાથે એકાંતમાં રહેવું જો કે તેની સાથે ત્રીજી ઔરત પણ હોય, જાઈઝ નથી, મના છે. (હિદાયહ ભાગ ૧ પાનું ૨૧૩)

સારાંશ કે મઝકુર બાઈ ગૈર મહરમ પાડોશી અને મહોલ્લાના માણસ સાથે જઈ શકતી નથી, ભલે તે ગમે તેટલો નેક, દીનદાર, વિશ્વાસપાત્ર હોય, તેમજ ઔરતો સાથે જવાની પણ ઈજાઝત નથી. હઝરત શૈખ નસીરઆબાદી (રહ.)ને કહેવામાં આવ્યું કે લોકો પારકી ઔરતો પાસે બેસે છે અને કહે છે કે તેઓ (પારકી ઔરતો)ને જોવાથી અમારી નઝર અને નિય્યત પાક છે.

આપે ફરમાવ્યું :- મા દામતિલ અશબાહુ બાકિયતન ફઈન્નલ અમ્ર વન્નહય બાકિન, વત્તહલીલુ વત્તહરીમુ મુખાતબુમ બિહી.

અર્થાત :- જયાં સુધી ઈન્સાનનું જિસ્મ બાકી છે અમ્ર અને નહી (શરઈ અહકામ) પણ બાકી છે. અને હલાલ - હરામની સાથે મુખાતબ છે

હદીસ શરીફમાં છે કે જયારે એક મર્દ પારકી ઔરત સાથે એકાંતમાં હોય છે તો તેઓમાં ત્રીજો શય્તાન હોય છે.

અને શય્તાનનો મકૂલો છે કે :- અગર જુનૈદ (રહ.) જેવો મર્દ અને રાબિઅહ બસરી (રહ.)જેવી ઔરત એકાંતમાં બેસે તો અમે તેમના મોં પણ કાળાં કરી દઈએ (ખુદાપાક તેની પનાહમાં રાખે, આમીન)

મત્લબ કે ધણી અને મહરમ વગર હજ કરવા જવાની કોઈ સુરત નથી. જવું જ હોય તો નિકાહ કરી ધણી સાથે જઈ શકે છે, એ સિવાય ગુંજાઈશ નથી. હજ માટે નહી જઈ શકે તો છેવટે હજ્જે બદલની વસિય્યત કરવી લાઝિમ છે ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### સગા જેઠની છોકરીનો છોકરો (પિતરાઈ નવાસો) મહરમ છે કે નહીં ?

(૨૬૯) સવાલ :-મારા નાની સાહિબહ ચાલુ સાલે હજ પઢવા માટે જનાર છે, તેમની સાથે તેમના સગા જેઠની છોકરીનો છોકરો એટલે પિત્રાઈ નવાસો જનાર છે તો શું આ હજ દુરૂસ્ત છે કે કેમ ? મારા નાનીની ઉમર લગભગ ૫૫ થી ૬૦ વર્ષની છે. એમની ઉપર હજ ફઝ છે, તો આ બાબતનો જવાબ આપશો.

જવાબ:- બાઈ માણસ સાથે ધણી અથવા મહરમ ન હોય તો જો કે તેના ઉપર હજ ફઝ હોવા છતાં તેના માટે હજ કરવા જવું ફઝ નથી. સગા જેઠની છોકરીનો છોકરો મહરમ નથી, માટે એની સાથે જવાની શરઅન ઈજાઝત નથી. જશે તો જો કે હજ કરાહતે તહરીમી સાથે અદા થઈ જશે પણ ગુનેહગાર થશે. આખિર લગી મહરમ ન મળે તો હજ્જે બદલની વસિય્યત કરી જવું વાજિબ છે. (શામી ભાગ ૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### છોકરો પોતાની માંની સગી મામી માટે મહરમ છે કે નહીં ?

(૨૭૦) સવાલ :- મારી સગી મામી મારા સગા છોકરા સાથે હજ પઢવા માટે જઈ શકે

કે કેમ? (એટલે મારી સગી મામી મારા સગા છોકરાની દાદી થઈ) તાકીદે જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબ :-તમારી સગી મામી તમારા સગા છોકરા સાથે હજ પઢવા જઈ શકતી નથી, કારણકે તમારો છોકરો તમારી મામીનો મહરમ નથી (કહેવાની દાદી છે. હકીકતમાં એ દાદી નથી.) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજ્જે બદલમાં જનાર બીમાર થઈ જાય તો શું કરે ?

(૨૭૧) સવાલ :- હજ્જે બદલમાં જનાર માણસ બીમાર પડી જાય તો બીજા માણસ પાસે હજ્જે બદલ કરાવ્વાનો તેને અધિકાર છે કે નહી ?

જવાબ :-જેના તરફથી હજ માટે ગયો છે તેણે ઈજાઝત આપી હોય તો બીજા પાસે હજ્જ કરાવી શકે છે, માટે બેહતર એ છે કે ઈજાઝત આપી મોકલે કે તમને ઈખ્તિયાર છે, જેમ યોગ્ય લાગે તેમ કરશો. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૩૩૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજ્જે બદલમાં જનાર હજ પહેલા મરણ પામે તો ?

(૨૭૨) સવાલ :- એક મર્હુમ તરફથી તેની વસિય્યત પ્રમાણે હજ્જે બદલ માટે તેના માલમાંથી માણસ મોકલવામાં આવ્યો. પંરતુ બદકિસ્મતીથી ૯ મી ઝિલ્હજ્જ પહેલાં ગુઝરી ગયો, હજ અદા કરી શકયો નહી તો હવે મર્હુમના માલથી બીજા માણસને મોકલવું ઝરૂરી છે?

જવાબ :- હા! હજ્જે બદલ માટે જનાર 'વુકૂફે અરફાત' પહેલાં મરણ પામે તો મર્હુમનો જે બાકી માલ છે તેના ત્રીજા ભાગમાંથી અગર હજ્જ માટે પુરતો હોય તો હજ કરાવે, અગર ત્રીજો ભાગ વતનથી મોકલવા પુરતો ન હોય તો જયાંથી હજ કરાવી શકાય ત્યાંથી કરાવે. જેટલી વખત આવો બનાવ બને વારંવાર હજ કરવા મોકલવું પડશે, ત્યાં લગી કે મર્હુમના માલનો ત્રીજો ભાગ હજ કરાવવા પુરતો નહી રહે. હજ્જે બદલની રકમ અગર ચોરી થઈ જાય તેનો પણ એ જ હુકમ છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૩૩૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજ્જે બદલમાં જનાર એહરામ કયાંથી બાંધે ?

(૨૭૩) સવાલ :- એક માણસ ગુઝરી ગયો તેની વસિય્યત ન હતી, તે છતાં તેની ઔરત પોતાના પૈસે એક માણસને ફરઝ હજ બદલ મુલ્કથી મોકલવા ચાહે છે, તો તે માણસ સ્ટીમરમાં હજ્જે બદલ માટે જાય છે, તો તેને મીકાતથી સૌની સાથે એહરામ બાંધવુ જોઈએ? અને તે માણસનો વિચાર સીધા મદીના શરીફ જવાનો છે, અને હજ આગળ તે મકકા શરીફ આવી જશે, હવે પુછવાનું એ જ છે કે તે મદીના શરીફ એહરામ સાથે જાય અથવા મકકા શરીફ પહોંચી તવાફથી પરવારી મદીના શરીફ જાય ? એનો ખુલાસો વિગતવાર આપવા મહેરબાની કરશો. નિય્યત કેવી કરે ? અને એ મુસાફરી દરમ્યાન જે ખર્ચ આવે છે તેના હિસાબ વિષે પણ ખુલાસો કરશો.

જવાબ :- મોકલનારે ઈજાઝત આપી છે તો પહેલાં મદીના શરીફ જવામાં વાંધો નથી, જઈ શકે છે. જયારે મદીના શરીફ જવાનો ઈરાદો છે તો એહરામ બાંધવાની ઝરૂરત નથી, મદીના શરીફથી મકકા શરીફ જશે ત્યારે "ઝુલ્હુલયફહ"થી જેને "બીરે અલી" કહેવામાં આવે છે, અને મદીના વાસીઓનું તે 'મીકાત' છે ત્યાંથી "ઈફરાદ" એટલે માત્ર હજનો એહરામ બાંધે, અગર મોકલનારે "કિરાન" એટલે હજ અને ઉમ્રહરા બન્નેનો એક જ એહરામ બાંધી, હજ અને ઉમ્રા કરવાની રજા આપી હોય તો

"કિરાન" પણ કરી શકાય છે. પરંતુ 'દમે કિરાન' (કુર્બાની) પોતાને આપવી પડશે.

એહરામ વખતે નિય્યત કરે તો જેના તરફથી હજ કરવી છે તેનું નામ લીએ. સફરે હજમાં સામાન્ય રીતે ખર્ચ કરે, હદ ઉપરાંત ખર્ચ કરશે તો તેનો ઝિમ્મેદાર ખર્ચ કરનાર છે, અને હજથી ફારિગ થઈ જે કાંઈ રોકડ, કપડાં, સરસામાન હોય તે પાછો આપવો ઝરૂરી છે. અગર મોકલનાર તેને બખ્શીશ આપી દે તો બીજી વાત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝઈફહ સાથે મહરમ ઝરૂરી છે?**

(૨૭૪) સવાલ :- ઉમર રસીદહ બાઈ મહરમ વગર મહોલ્લાના લોકો સાથે હજ પઢવા જાય છે તો કાંઈ વાંધો છે? મહરમ કોણ છે? અને કોણ નથી ?

જવાબ :- બાઈ જવાન હોય કે ઉમર રસીદહ ડોસી હોય, જ્યારે તેના વતન અને મકકહ મુઅઝઝમહના દરમિયાન સફરની મસાફત હોય એટલે ૪૮ માઈલનું અંતર હોય તો વિના મહરમે શર્અન હજ પઢવા જવાની ઈજાઝત નથી, મહરમ તે છે જેના સાથે નસબી સંબંધના લીધે અથવા દુધની સગાઈના કારણે અથવા દામાદી (શાદી) રિશ્તાને લીધે કદી નિકાહ થઈ શકતા ન હોય.

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**એહરામની હાલતમાં ઈન્જિકશન લેવું કે આપવું કેવું છે?**

(૨૭૫) સવાલ :- હાજી એહરામની હાલતમાં ઈન્જિકશન લઈ શકે છે ? અને બીજાને ઈન્જિકશન આપી શકે છે ?

જવાબ :-હા, એહરામની હાલતમાં ઈન્જિકશન લઈ શકાય છે, અને આપી પણ શકાય છે.

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હાજી હજ્જના સફરમાં વેપાર કરે તો ?**

(૨૭૬) સવાલ :-હાજી રસ્તામાં વેપાર કરતો જાય, અને મકકા શરીફમાં પણ વેપાર કરે તો હજમાં કાંઈ વાંધો આવશે કે નહી?

જવાબ :-હદીસ "ઈન્નમલ અઅમાલુ બિન્નિય્યાત." મશ્હુર છે એટલે દારોમદાર નિય્યત પર છે, સફરે હજનો અસ્લી મકસદ અને મૂળ હેતુ વેપાર હોય અથવા હજ અને વેપાર બન્નેવ બરાબર મકસૂદ હોય તો ઈખ્લાસના ખિલાફ છે, જો કે હજ અદા થઈ જશે પણ સવાબ કમ થઈ જશે, અગર અસ્લી મકસદ અને મુળ હેતુ હજ હોય, સોદાગરીનો માલ સાથે ન હશે તોય હજ માટે જશે જ, વેપાર તો તાબેઅ અને ઝિમ્નન છે, મકસૂદે અસ્લી વેપાર નથી જ તો ઈખ્લાસના વિરૂધ્ધ નથી. અને હજનો સવાબ પણ કમ થશે નહીં, કુર્આન શરીફમાં છે, "લય્સ અલય્કુમ જુનાહુન અન તબ્તગુ ફઝલમ મિર્રબ્બિકુમ". અર્થાત :-તમારા માટે એમાં ઝરાય ગુનોહ નથી કે હજમાં રોઝીની તલાશ કરો. (સુરએ બકરહ) બેહતર એ છે કે એ મુબારક સફરમાં વેપારની નિય્યત ન હોવી જોઈએ, અગર ખર્ચની તંગીના લીધે વેપાર કરે કે હજમાં મદદ મળે તો કાંઈ વાંધો નથી. (બયાનુલ કુર્આન ભાગ ૧ પાનું ૧૧૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મારા બાજીની કાકી મારા સાથે હજ્જ માટે આવી શકે?**

(૨૭૭) સવાલ :-ચાલુ મહિનામાં (માર્ચ)માં હું હજ પઢવા જનાર છું. સાથે મારી ઔરત છે અને મારા ફોઈ તથા ફુવા પણ છે, એટલે અમારા એક કુટુંબમાં અમો બે પુરૂષ અને બે સ્ત્રીઓ છે. તેમાં હમારા વાલિદ સાહબના કાકી જે હાલ વિધવા છે. અને ઉમર વરસ ૫૦ ની

છે અને અમારા જ ઘરમાં રહે છે. અને તે પણ અમારી સાથે હજમાં આવવાનું કહે છે. તો શું તેઓ હમારા સાથે હજ્જમાં આવી શકે? માટે જલ્દીથી જવાબ આપશો.

બીજું શરીઅત મુજબ જેની સાથે નિકાહ હરામ હોય તેની સાથે વિધવા બાઈ જઈ શકે છે! એવો ફત્વો તો અહીયા તેમજ બહારથી પણ મળ્યો છે. પરંતુ અમોએ ઉપરની હકીકત લખીને કે હમો એક કુટુંબમાં છે. અને સાથે સ્ત્રીઓ છે. તેમજ દરેકની ઉમર પણ મોટી જ છે તો મસ્અલો હલ થઈ શકતો હોય તો ખુલાસાવાર જવાબ લખવા મહેરબાની કરશો.

જવાબ :-પુછેલી સુરતમાં આપના વાલિદ સાહબની કાકી સાહિબહ જો કે ઉમર ૫૦ વરસની છે અને સાથે ઔરતો પણ છે. પણ સાથે મહરમ ન હોવાથી હજ માટે જઈ શકતાં નથી. અને જશે તો ખુદાપાક અને તેના રસૂલ (સલ.)ના નાફરમાન બનશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઔલાદ શાદી લાયક હોય તો માં-બાપ હજ કરે કે શાદી કરાવે ?**

(૨૭૮) સવાલ :- છોકરો, છોકરી શાદી લાયક થઈ ગયાં હોય તો જયાં લગી તેમની શાદી થાય નહીં માં-બાપ ઉપર હજ ફર્ઝ થતી નથી એ માન્યતા ખરી છે?

જવાબ :-હજ ફર્ઝ થઈ ગઈ હોય તો અવ્લાદની શાદી થઈ ગઈ હોય કે ન હોય હજ માટે જવું ઝરૂરી છે, નહી જશે તો ગુનેહગાર થશે. અવ્લાદની શાદી કરાવ્યા વિના હજ માટે જઈ શકાય નહી અને હજ ફર્ઝ થતી નથી એ માન્યતા ખોટી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ્જ ફર્ઝ હોવા છતાં અદા નહી કરે તો ?**

(૨૭૯) સવાલ :- હજ ફર્ઝ હોવા છતાં હજ નહીં કરે તો તેના માટે કાંઈ વઈદ છે?

જવાબ :- હા, એવા માણસ માટે આપ (સલ.)નો ઈર્શાદ છે કે "બરાબર છે કે તે યહુદી અથવા નસ્રાની થઈને મરે." (ઝુજાજતુલ મસાબીહ ભાગ -૨ પાનું ૯૫-૯૬) એટલે ભય છે કે એવા માણસનો ખાતિમો સારો નહી થાય. (અલ્લાહની પનાહ) માટે હજ ફર્ઝ થતાં જ વિલંબ કર્યા વિના તે જ વર્ષે હજ અદા કરવાની કોશિષ કરે. કદાચ મૌત આવી જાય અથવા બીજા કોઈ કારણને લઈ હજથી મહરૂમ રહેવું પડે, એટલા માટે આપ (સલ.) ફરમાવે છે કે જે હજનો ઈરાદો રાખતો હોય (એટલે જેના ઉપર હજ ફર્ઝ થઈ ગઈ હોય) તેને જલ્દી કરવું ઝરૂરી છે. (ઝુજાજતુલ મસાબીહ ભાગ ૨ પાનું ૯૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મક્કહ પહોંચી હજ અદા કરવા પહેલાં મરણ પામે તો ?**

(૨૮૦) સવાલ :- એક માણસ જેની ઉપર હજ ફર્ઝ હતી. હજના ઈરાદે ગયો, મક્કએ મુઅઝ્ઝમહમાં પહોંચી હજ અદા કરવા પહેલાં ગુઝરી ગયો તો તેની હજ અદા થઈ કે નહી ?

જવાબ :- જે વર્ષે હજ ફર્ઝ થઈ તે જ વર્ષે હજ માટે ગયો અને હજ અદા કરવા પહેલાં ગુઝરી ગયો તો હજ તેના ઉપરથી ઉતરી ગઈ, તેને હજ્જે બદલની વસિય્યત કરવી ઝરૂરી નથી અને જો હજ ફર્ઝ થવા પછી વર્ષ, બે વર્ષ પછી ગયો હોય તો હજ્જે બદલની વસિય્યત કરવી વાજિબ હતી. નહી કરશે તો ગુનેહગાર થશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ્જે બદલ કરાવ્યા બાદ બીમાર તંદુરૂસ્ત થયો તો ?**

(૨૮૧) સવાલ :-બીમાર માણસે ફર્ઝ હજ બીજા માણસ પાસે કરાવી. પછી પોતે તંદુરૂસ્ત થઈ ગયો તો હવે તેને પોતે હજ કરવા જવું પડશે કે નહી ?

જવાબ :-હા, તેને પોતે જવું પડશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તંદુરૂસ્તીની હાલતમાં હજ્જે બદલ કરાવ્યા બાદ કાયમી ઉઝર લાગુ પડી ગયો તો પઢાવેલી હજ સહીહ ગણાંશે ?**

(૨૮૨) સવાલ :- તંદુરૂસ્ત માણસે પોતાની ફર્ઝ હજ બીજા માણસ પાસે કરાવી. પછી તેને સદાનો ઉઝર લાગુ પડી ગયો. મૌત સુધી ઉઝર દુર થયો નહી, તો મઝકુર હજ્જે બદલ કરાવેલી મોઅતબર ગણાંશે કે નહી. ?

જવાબ :- મોઅતબર ગણાંશે નહીં, કારણ કે તંદુરસ્તીની હાલતમાં કરાવેલ ફર્ઝ હજ મોઅતબર ગણાંતી નથી. પાછળથી લાગુ પડેલ ઉઝરનો એઅતેબાર નથી. માટે મૌત પહેલાં હજ્જે બદલની વસિય્યત કરવી ઝરૂરી છે. નહી કરે તો ગુનેહગાર થશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ગરીબ હજ કર્યા પછી માલદાર થઈ જાય તો ?**

(૨૮૩) સવાલ :- જેના ઉપર ગરીબાઈને લીધે હજ ફર્ઝ ન હોય અગર તેને કોઈ માણસ મહેરબાની ખાતર નફિલ હજ માટે પૈસા આપે અને તે હજ કરવા જાય પછી તે માલદાર થઈ જાય તો તેને બીજી હજ કરવી પડશે કે નહી ?

જવાબ :- ખાસ નફિલ હજની નિય્યત કરી હોય તો નફિલ હજ થશે અને માલદાર થયા પછી બીજી હજ કરવી પડશે અને જો ફર્ઝ હજની નિય્યત કરી હોય અથવા માત્ર હજની નિય્યત કરી હોય તો ફર્ઝ હજ ગણાંશે અને માલદાર થયા પછી બીજી હજ કરવી પડશે નહી. (શામી ભાગ-૨ પાનું-૧૯૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નફિલ હજ્જ બીજા પાસે કરાવી શકાય કે નહીં ?**

(૨૮૪) સવાલ :-વગર ઉઝરે નફિલ હજ પોતે ન કરે બીજા માણસ પાસે કરાવે તો થશે કે નહી ?

જવાબ :- નફિલ હજ માટે ઉઝર શર્ત નથી. માટે ઉઝર વિના પણ નફિલ હજ બીજા માણસ પાસે કરાવી શકાય છે. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૨૫૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ્જે બદલમાં જનાર કેવો એહરામ બાંધે ?**

(૨૮૫) સવાલ :- હજ્જે બદલમાં જનાર માણસ માટે શું એ ઝરૂરી છે કે ''ઈફરાદ''નો એહરામ બાંધે ? 'કિરાન' તથા 'તમત્તુઅ'નો એહરામ બાંધી શકે કે નહી ?

જવાબ :- હજ્જે બદલ કરનાર માણસ 'ઈફરાદ' એટલે માત્ર હજનો એહરામ બાંધે. જેના તરફથી હજ કરે છે અગર તેણે 'કિરાન' એટલે હજ અને ઉમ્રા બેઉનો એક સાથે એહરામ બાંધી હજ અને ઉમ્રો કરવાની રજા આપી હોય તો 'કિરાન' પણ કરી શકાય છે પરંતુ દમે કિરાન (કુર્બાની) પોતે આપવી પડશે. 'તમત્તુઅ' (એટલે પહેલાં ઉમ્રાનો એહરામ બાંધી હજ કરવા) બાબત ઈખ્તિલાફ છે. યોગ્ય એ છે કે રજા આપી હોય છતાં 'તમત્તુઅ' કરી શકાય નહી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફર્ઝ હજ અદા કરવા પહેલાં મરણ પામે તો વસિય્યત ઝરૂરી છે ?**

(૨૮૬) સવાલ :- હજ ફર્ઝ થઈ ગઈ પરંતુ અદા કરવાનો સમય મળ્યો નહી અને મરણ પામ્યો તો તેની ઉપર હજ્જે બદલ બાબત વસિય્યત કરવી ઝરૂરી છે કે નહી ?

જવાબ :- હજ અદા કરવાનો સમય જ મળ્યો નહી અને તે જ વરસે મરણ પામ્યો તો

તેના માથેથી ફર્ઝ ઉત્રી ગયો માટે હજ્જે બદલની વસિય્યત કરવી વાજિબ નથી. એ જ હુકમ રસ્તામાં મરી જવા બાબત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નફિલ હજ્જ માટે ચંદો કરવું કેવું છે ?

(૨૮૭) સવાલ :- અમારે ત્યાંથી કેટલાક માણસો હજ્જે બય્તુલ્લાહ માટે જઈ રહ્યા છે તેઓમાંથી અમુક માણસોએ અમારા ગામના એક મુદર્રિસને હજ માટે લઈ જવા ચંદો કર્યો છે જે લોકો હજ માટે જાય છે તેમની પાસેથી ચંદો વસૂલ કરવામાં આવ્યો છે. મઝકુર મુદર્રિસ સાહિબે માલ નથી, તેમના માથે હજ ફર્ઝ નથી છતાં તેઓ આ ચંદાની રકમથી હજ માટે જવા તૈયાર થયા કે ચંદો આપનારાઓમાંથી અમુક માણસોએ પોતાની મરઝી વિરૂદ્ધ એક-બીજાની શરમથી ચંદો આપેલો છે, ચંદો આપનારાઓમાંથી જે લોકોએ રાઝી ખુશીથી પૈસા આપેલા છે તેઓએ બક્ષિશના નિય્યતે અને હજની શરતે પૈસા આપેલા છે. તો આ પ્રમાણે ચંદો કરવો જાઈઝ છે કે કેમ ? તથા એ ચંદામાં પૈસા આપનારને સવાબ મળી શકે કે કેમ ? તે કિતાબોના હવાલાથી જણાવશો.

જવાબ :- નફિલ હજ માટે પોતે ચંદો કરવો કે કરાવવો જાઈઝ નથી. હા, કોઈ માણસ કે માણસો ખર્ચ ઉઠાવી સાથે લઈ જાય અથવા હજ કરવા માટે રકમ બક્ષિશ આપે તો એ જાઈઝ છે. નિય્યત પ્રમાણે બદલો પણ મળશે. બક્ષિશ કબૂલ કરવું ઝરૂરી નથી. કબૂલ કરી લીધા પછી હજ માટે જવું ઝરૂરી થઈ પડે છે.

પૂછેલી સુરતમાં અગર મુદર્રિસ સાહબે ચંદો કરાવ્યો હોય અથવા લોકો ઉપર દબાણ કરી ચંદો વસૂલ કરાવ્યો હોય તો ચંદાની રકમ પાછી આપી દેવી જોઈએ. અને જો મુદર્રિસ સાહબે ચંદો કરાવ્યો ન હોય અને લોકોએ ખુશીથી રકમ આપી હોય તો તેને કબુલ કરવું જાઈઝ છે પરતુ આ ચંદાની પ્રથા યોગ્ય નથી. આવા બિન ઝરૂરી ચંદા બંધ થવા જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજ્જે બદલ ફાસિદ થવા પછી ફરીથી હજ્જ કરવાથી હજ્જે બદલ અદા થશે કે કેમ?

(૨૮૮) સવાલ :- હજ્જે બદલ કરનારે વુકૂફે અરફાત પહેલાં ઔરત સાથે સોહબત કરી હજ ખરાબ કરી નાખી, માટે એક વર્ષ રહી બીજી હજ કરી તો હજ્જે બદલ અદા થએલી ગણાંશે કે નહી ?

જવાબ :- વુકૂફે અરફાત પહેલાં સોહબત કરવાથી હજ ફાસિદ થઈ જાય છે. પરંતુ હજના બાકી કામો પૂરા કરવા પડશે અને પોતાના માલમાંથી કુર્બાની આપવી પડશે અને આવતે વર્ષે પોતાના ખર્ચે ફાસિદ હજની કઝા કરવી ઝરૂરી છે અને એ હજ પોતાની ગણાંશે. હજ્જે બદલ ગણાંશે નહી. આગલા વર્ષે ત્રીજી હજ, હજ કરાવનાર તરફથી કાયદેસર કરશે તો હજ્જે બદલ અદા થશે, નહી તો હજ્જે બદલ અદા થએલી ગણાંશે નહી. (શામી ભાગ ૨ પાનું ૩૩૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મઅઝુર હજ્જે બદલ કરાવ્યા બાદ તંદુરૂસ્ત થયો તો ફરીથી હજ પઢવી પડશે ?

(૨૮૯) સવાલ :- આંખોમાં મોતી ઉતરવાથી દેખાતું ન હતું. માટે હજ્જે બદલ કરાવી લીધી, પછી આંખનું ઓપરેશન કરાવ્યું તો આંખો સારી થઈ ગઈ. આ સ્થિતિમાં હજ્જે બદલ મોઅતબર ગણાંશે કે પોતે જ જવું પડશે ?

જવાબ :- જે ઉઝર અને બીમારીના કારણે હજ્જે બદલ કરાવી શકાય છે તેનાથી તે ઉઝર

ખુલાસો કરવા કૃપા કરશો.

જવાબ :- શરીઅતની પરિભાષામાં નબીએ બર હક (સલ.)ની હિદાયત અને ફરમાન પ્રમાણે હક તઆલાની તાબેદારી અને ફર્માબરદારીનું નામ ઈસ્લામ છે, અને ઈસ્લામના પાંચ અરકાનો છે.

(૧) કલિમએ શહાદત (૨) નમાઝ (૩) ઝકાત (૪) રોઝહ (૫) હજ્જે બય્તુલ્લાહ. દરેક રૂકન પોતાના સ્થળે અટલ છે. એટલે એક - બીજાની ગરઝ સારી શકે એમ નથી. નમાઝના બદલામાં ઝકાત-ખૈરાત અને ઝકાતના બદલામાં રોઝા અને રોઝાના બદલામાં હજ પુરતી થઈ શકતી નથી. વળી દરેક ઈબાદતને તેના સિદ્ધાંતો અને નિયમો મુજબ અમલમાં લાવવું ઝરૂરી છે. પોતાની બુદ્ધિ અને ઈચ્છા અનુસાર અમલ કરવું જાઈઝ નથી. દાખલા તરીકે જુઓ કુર્બાની માટે રૂા. ૧૦ નું જાન્વર (જે કુર્બાની લાયક હોય) ઝબહ કરવાને બદલે હઝાર રૂપિયાની ખૈરાત કુર્બાનીની ગરઝ સારી શકતી નથી, તેમજ જે અને જેવું જાન્વર કુર્બાની માટે શરીઅતે પસંદ કર્યું છે તેના બદલે એક હઝાર જાન્વર ઝબહ કરવાં કુર્બાની માટે પુરતાં નથી.

હજ ઈસ્લામનો એક મુબારક રૂકન છે, અને ફર્ઝે ઐન છે. એનો ઈન્કાર કરનાર કાફિર છે. આખી દુન્યામાં માત્ર એક જ જગ્યા મકકએ મુઅઝ્ઝમહમાં અને વર્ષમાં માત્ર એક જ નકકી કરેલા ટાઈમે ઝિલ્હજ માસમાં ખાસ કરીને અદા કરવામાં આવે છે. અસલ તો શું એની નકલ પણ બીજી જગ્યાએ કરવી હરામ છે.

કિતાબ નિસાબુલ એહતિસાબમાં છે કે :-હઝરત ઉમરે ફારૂક (રદિ.) એ અમુક લોકોને હાજીઓના રૂપમાં બય્તુલ મુકદ્દસની ઝિયારત માટે જતા જોઈ અટકાવ્યા અને દુર્રાથી ફટકાર્યા અને કહ્યું, શું તમે બય્તુલ મુકદ્દસને કઅબતુલ્લાહ જેમ બનાવ્વા માંગો છો? (બાબ ૨૪ પાનું ૬૦)

ઝરા વિચારો, બય્તુલ મુકદ્દસ જેવી જગ્યા જે એક મુદ્દત સુધી કિબ્લા હોવાનું માન ધરાવે છે અને જયાં એક નમાઝ પઢવાનો સવાબ પચાસ હઝાર નમાઝ પઢવા બરાબર છે. જયાં બેશુમાર નબીઓ અને રસુલો (અલ.) દફન થએલા છે. જયાં આપ (સલ.) એ મેઅરાજની રાત્રે સઘળા પય્ગમ્બરોની ઈમામત ફરમાવી છે. જેની સાથે કઅબતુલ્લાહ જેમ વર્તન કરવું જાઈઝ નથી તો હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના મઝાર સાથે આવો અકીદો રાખવો કેવી રીતે જાઈઝ થઈ શકે? હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના મઝારની ઝિયારતને હજના કાઈમ મુકામ સમજવું તદ્દન બદદીની અને મુશ્રિકાના માનસની પૈદાવાર છે. (અઆઝનલ્લાહુ મિન્હા.)

હઝરત ગૌસે અઅઝમ (રહ.) ફરમાવે છે કે :-શિર્ક માત્ર બુત પરસ્તી જ નથી બલ્કે શિર્ક એ છે કે પોતાની મનેચ્છાઓનું અનુકરણ કરે. (ફુતૂહુલ ગૈબ મકાલા ૭)

સારાંશ કે મઝકુર માન્યતાથી અને હાજત માંગવા માટે અજ્મેર વિગેરેની ખાસ સફર કરવી જાઈઝ નથી, મના છે.

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) ફરમાવે છે :-જાહિલિય્યતવાળા અમુક જગ્યાને પોતાના ખ્યાલથી મુકદ્દસ અને બરકતવાળી માની ત્યાંની હાજરીનો ઈરાદો કરતા અને તેમની ઝિયારત માટે જતા હતા. જો કે એમાં ખુલ્લી રીતે દીનમાં ફેરફાર અને ફસાદ હતો, એટલા જ માટે આપ (સલ.) એ (એક હદીસમાં મસ્જિદે હરામ, મસ્જિદે અકસા અને મસ્જિદે નબ્વી સિવાય બીજી જગ્યાએ સફર કરી જવાની મનાઈ કરી) ફસાદનો દરવાઝો બંધ કરી દીધો. જેથી શિઆરે દીન ગૈર શિઆર સાથે જે દીન નથી શામિલ નહી થઈ જાય અને આગળ જતાં ગૈર ખુદાની ઈબાદતનો સબબ ન બની શકે.

અને મારા નઝદીક હક એ છે કે અવ્લિયા (રહ.)માંથી કોઈ વલીની કબર અને તેમની ઈબાદતની જગ્યા તથા કોહે તૂરની ઝિયારત માટે સફર કરી જવું (મઝકુર હદીસની રૂએ) મના છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ પાનુ ૧૯૭)

અને ખાસ અજમેરના નામ સાથે હઝરત શાહ સાહબ ફર્માવે છે કે :-"દરેક તે માણસ જે પોતાની હાજત માંગવા માટે "અજમેર" જાય અથવા સય્યિદ સાલાર મસ્ઉદ ગાઝી (રહ.) ની કબર ઉપર તેમજ બીજી જગ્યાએ જઈ મુરાદ માંગે તો ચોકકસ તેણે અલ્લાહ તઆલાનો બહું ભારે ગુનોહ કર્યો, એવો ગુનોહ જે ખૂન અને ઝિનાથી પણ મોટો ગુનોહ છે. (કારણ કે એનાથી ઈમાન જવાનો ભય છે.) શું તેઓ પેલા મુશ્રિકો જેવા નથી જે પોતાના હાથે બનાવેલી વસ્તુઓની પૂજા કરે છે, અને "લાત, ઉઝ્ઝા" જેવા બુતોને (હાજતો માટે) પુકારે છે. (તફહીમાતે ઈલાહિય્યહ ભાગ ૨ પાનુ ૪૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### સ્ત્રીઓ સાથે સ્ત્રીઓ હજમાં જઈ શકે?

(૨૯૨) સવાલ :-એક બાઈ માલદાર છે, હજ પઢવા જવા ચાહે છે. ધણી કે મહરમ સાથે નથી, બે-ત્રણ સ્ત્રીઓ સાથે છે તો શું હજ માટે જવું જાઈઝ છે? સાથે મહરમ હોવું જરૂરી છે?

જવાબ :-સ્ત્રી સાથે મહરમ અથવા તેનો ધણી ન હોય તો તેના માટે હજ પઢવા જવું ફર્ઝ નથી, બલ્કે ધણી અને મહરમ વિના અથવા ગૈર મહરમ સાથે અથવા સ્ત્રીઓ સાથે જવું જાઈઝ નથી.

આપ (સલ.)નું ફરમાન છે, "અલ્લાહ અને કિયામતના દિવસ ઉપર ઉમાન ધરાવનાર બાઈ માટે હલાલ નથી કે બાપ, ભાઈ, ધણી અને પુત્ર વિગેરે મહરમ વિના ત્રણ અથવા ત્રણ દિવસથી વધારેની મુસાફરી કરે."

ઔરત માટે ઝરૂરી છે કે આપ (સલ.) ની તાબેદારી કરે અને નાફરમાની કરી ગુનેહગાર નહી બને. સવાલમાં વર્ણવેલી હાલતમાં જાઈઝ નથી કે ધણી અને મહરમ વિના હજ માટે સફર કરે. અગર જશે તો હજ થઈ જશે. પરંતુ શરીઅતના કાનૂનના ભંગ બદલ ગુનોહ લાગુ પડશે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### સ્ત્રી હજ્જે બદલમાં જઈ શકે?

(૨૯૩) સવાલ :-સ્ત્રી હજ્જે બદલ માટે જઈ શકે છે?

જવાબ :-હા, મહરમ અથવા ધણી સાથે હોય તો જઈ શકે છે, પરંતુ પુરૂષને મોકલવું બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજ્જે બદલ માટે કેવા માણસને મોકલવો જોઈએ?

(૨૯૪) સવાલ:-(૧) એક સજ્જને પોતાના મર્હુમ સગા માટે હજ્જે બદલ કરાવવા એક ભાઈને પૂરતો ખર્ચ આપી મોકલ્યા, તે જનાર ભાઈ આ અગાઉ હજ કરવા ગયા ન હતા, તો સવાલ એ છે કે એ હજ્જે બદલ અદા થઈ ગઈ કે ફરી કરાવવી પડશે?

(૨) અગર જનાર ભાઈ ગરીબ હતા અને તેમના ઉપર હજ ફર્ઝ ન હતી તો તેઓ હજ્જે બદલ માટે જઈ શકે છે કે નહીં? અને એ હજ પોતાની થઈ જાય તો તેમણે પોતાની ફર્ઝ હજ અદા કરવા ફરી જવું પડશે કે નહીં?

(૩) હજ્જે બદલ કરવા જનાર ભાઈ માલદાર હતા તેમના ઉપર હજ ફર્ઝ થઈ ચુકી હતી પણ

અદા કરી ન હતી તો એ સુરતમાં હજ્જે બદલ કરાવનારની હજ અદા થઈ કે ખુદ જનારની ? અને જો એમની હજ ન થઈ હોય તો પોતાની હજ માટે તેમણે ફરી જવું પડશે કે નહીં?

હજ્જે બદલમાં એક વખતે હજ પઢીને આવેલા માણસને મોકલવો બેહતર છે કે હજ માટે કદી પણ ગયો ન હોય તેવા માણસને?

જવાબ :-(૧) પુછેલી સુરતમાં હજ અદા થઈ ગઈ. ફરી હજ કરાવવી પડશે નહીં.

(૨) જઈ શકે છે. પણ બેહતર નથી. આ સુરતમાં હજ્જે બદલ કરાવનારની હજ અદા થઈ ગઈ. હા. માલદાર થઈ ગયા પછી પોતાની હજ માટે જવું પડશે.

(૩) એ હજ. હજ્જે બદલ કરાવનારની અદા થઈ. કરનારની નહીં. તેણે પોતાની હજ અદા કરવા પોતે જવું ઝરૂરી છે.

જેના ઉપર હજ ફર્ઝ થઈ ચુકી હોય તેને હજ્જે બદલ માટે મોકલવું મકરૂહે તન્ઝીહી છે અને જનાર માટે કરાહતે તહરીમી. કારણ કે તે પોતાની ફર્ઝ હજની જવાબદારી માથે લઈ બીજાના તરફથી જઈ રહ્યો છે, તેને પ્રથમ પોતાની ફર્ઝ હજથી ભાર મુક્ત થવું જોઈતું હતું હજ્જે બદલ માટે અફઝલ એ છે કે જેણે પોતાની ફર્ઝ હજ અદા કરી હોય અને હજના અહકામથી વાકિફ હોય તેને મોકલવામાં આવે. હજ્જે બદલના મસ્અલા ઘણાં મુશ્કિલ અને નાજુક છે. અભણ માણસ મોટા ભાગે ભૂલ કરી હજ્જે બદલ બરબાદ કરી દે છે. (શામી ભાગ ૨ પાનું ૩૩૧)

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

મક્તાબ-એ-અશ્રફ

# કિતાબુલ - ઉઝહિય્યહ

### કઝા કુર્બાનીની સાથે અદા કુર્બાનીની અદા થશે કે કેમ?

(૨૯૫) સવાલ :-કુર્બાનીના સાત ભાગીદારોમાંથી એક ભાગીદારની નિય્યત ગયા વર્ષની કઝા કુર્બાનીની હોય તો સાથીઓની કુર્બાની દુરૂસ્ત થશે કે કેમ?

જવાબ:-હા, દુરૂસ્ત થઈ જશે પણ પેલા ભાગીદારની નફિલ કુર્બાની થશે. કઝા અદા થશે નહી. કઝાના બદલામાં એક સાધારણ બકરાની કીમત ખૈરાત કરવી ઝરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુર્બાનીમાં અકીકાનો હિસ્સો રાખી શકાય?

(૨૯૬) સવાલ :-કુર્બાનીના મોટા જાનવરમાં અકીકાનો હિસ્સો રાખી શકાય કે નહી.?

જવાબ :-હા, કુર્બાનીના જાનવરમાં અકીકાનો ભાગ રાખવામાં કાંઈ વાંધો નથી. જાઈઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મય્યિત તરફથી કુર્બાની.

(૨૯૭) સવાલ :-મય્યિત તરફથી કુર્બાની કરવી હોય તો દરેક મય્યિત માટે અલગ હિસ્સો રાખવો ઝરૂરી છે કે એક ભાગમાં બધાનો સમાવેશ થઈ શકે છે.?

જવાબ :-દરેક માટે અલગ ભાગ રાખવો જોઈએ. એક ભાગ એકથી વધુ મુર્દાઓ તરફથી કાફી નથી, હા, પોતાના તરફથી નફિલ કુર્બાની કરી તેનો સવાબ એકથી વધુ મુર્દા તથા ઝિંદાને બખ્શી શકાય છે. જેમકે આપ (સલ.) એક કુર્બાનીનો સવાબ પુરી ઉમ્મતને બખ્શતા હતા. ગુન્જાઈશ હોય તો મુર્દાઓ માટે ઝરૂર કુર્બાની કરે ઘણાં સવાબની વસ્તુ છે. એનાથી મુર્દાઓને ઘણો ફાયદો થાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### વાંઝ જાનવરની કુર્બાની જાઈઝ છે કે નહી?

(૨૯૮) સવાલ:- વાંઝ બકરી વિગેરે જે જણતી ન હોય તે કુર્બાની માટે જાઈઝ છે કે મના છે?

જવાબ :- જાઈઝ છે, મનાઈનો હુકમ જોવામાં આવ્યો નથી. વાંઝ હોવું કુર્બાની માટે ઐબ નથી જેમકે જાનવરનું ખસ્સી હોવું અને સોહબત કરવાથી આજિઝ હોવું કુર્બાની માટે ઐબ નથી, વાંઝ જાનવર રૂષ્ટ-પુષ્ટ હોય છે. અને એનો ગોશ્ત પણ ઉમ્દહ હોય છે.

મોટી ઉમર હોવાથી જણવાનું બંધ થયું હોય તેની પણ કુર્બાની જાઈઝ છે. (શામી ભાગ ૧ પાનું ૨૮૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે

### માલદારે કુર્બાનીના દિવસોમાં કુર્બાની નહી કરી તો?

(૨૯૯) સવાલ:- અમીર માણસે જેના ઉપર કુર્બાની વાજિબ હતી, કુર્બાની કરી નહી. અને કુર્બાનીનો ટાઈમ નિકળી ગયો તો હવે તેને શું કરવું જોઈએ?

જવાબ:- પૂછેલી સુરતમાં એક બકરાની કીમત ખૈરાત (એટલે સદકો) કરી આપે. અગર કુર્બાની માટે જાનવર લઈ લેવાયું હોય તો હવે ઈખ્તિયાર છે કે તેને (જીવતું) ખૈરાત કરી દે અથવા તેની

કીમત ખેરાત કરી આપે. (શામી ભાગ ૫ પાનું ૨૮૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઉધાર મહેર ઔરત માટે દાખિલે નિસાબ ગણાય?**

(૩૦૦) સવાલ :-એક બાઈ માલિકે નિસાબ નથી, ગરીબ છે. પરંતુ તેની મહેર ધણીના ઝિમ્મે બાકી છે અને તે નિસાબથી વધારે છે પણ હાલ મળે એમ નથી તો મહેરની હકદાર હોવાના લીધે બાઈ માલદાર ગણાંશે? અને તેના ઉપર કુર્બાની વાજિબ થશે?

જવાબ:-ધણીના ઝિમ્મે મહેર બાકી હોવાના લીધે બાઈ માલદાર ગણાંશે નહીં. અને કુર્બાની વાજિબ થશે નહી. (ફતાવા આલમગીરી ભાગ-૫ પાનું ૨૯૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નિય્યતમાં ફેરફાર હોય તો કુર્બાનીનો શું હુકમ છે?**

(૩૦૧) સવાલ :-મોટા જાનવરના સાત ભાગીદારોમાંથી એક ભાગીદારની ચાલુ વર્ષની કુર્બાની કરવાની નિય્યત હોય અને બાકીના ભાગીદારોની ગયા વરસની કઝાની નિય્યત હોય તો ચાલી શકે કે નહી.?

જવાબ :-પુછેલી સુરતમાં જેઓની નિય્યત આ વર્ષની કુર્બાનીની છે તેમની કુર્બાની સહીહ થઈ જશે, બીજાઓની સહીહ થશે નહી. ગયા વર્ષની કઝા કુર્બાની આ વર્ષે અદા થઈ શકતી નથી. એ કુર્બાની નફિલ ગણાંશે અને બધા ગોશ્તનો સદકો કરવો પડશે.(શામી ભાગ-૫ પાનું ૨૮૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કુર્બાનીના જાનવરના વાળ, ઉન અને દૂધ ઉપયોગમાં લઈ શકાય?**

(૩૦૨) સવાલ:- કુર્બાનીના જાનવરના વાળ(ઉન વિગેરે) કાપી અને દૂધ દોહી પોતાના કામમાં લઈ શકાય કે નહી?

જવાબ :-કુર્બાની કરવા પહેલાં કુર્બાનીના જાનવરના વાળ કાપી અને દૂધ દોહી પોતાના કામમાં લઈ શકાય નહી. કાપેલા વાળ અને દોહેલું દૂધ ખેરાત કરી દેવું લાઝિમ છે. હા, કુર્બાની કરવા પછીના કપાયેલા વાળ અને થાનમાંથી નિકળેલું દૂધ કામમાં લઈ શકાય છે કારણ કે જાનવરને ઝબહ કરવાથી મકસદ (ઈકામતે કુર્બત)હાસિલ થઈ ગયો છે. હવે જેવી રીતે તેનો ગોશ્ત પોતાના કામમાં લઈ શકાય છે. વાળ, દુધ, ચામડું વિગેરે પણ પોતાના કામમાં લઈ શકાય છે. (ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૩૦૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કુર્બાનીના જાનવરને કાપવા પહેલાં બચ્ચું થાય તો?**

(૩૦૩) સવાલ :-અગર આપણી કુર્બાનીના જાનવરને કાપવા પહેલાં બચ્ચું થાય તો તેને શું કરવું?

જવાબ :-કુર્બાની કરવા પહેલાં કુર્બાનીના જાનવરને બચ્ચું થઈ જાય તો તેને પણ તેની માંની સાથે ઝબહ કરી નાંખે અથવા જીવતું ખેરાત કરી આપે. અગર કાંઈ કર્યું નહી અને કુર્બાનીના દિવસો નિકળી ગયા તો જીવતું ખેરાત કરી દેવું ઝરૂરી છે, ખેરાત નહી કર્યું અને બીજો કુર્બાનીનો સમય આવી ગયો તો એને પોતાની કુર્બાની માટે ઝબહ કરી શકાશે નહીં. કરશે તો ગોશ્ત ખેરાત (સદકો) કરી દેવો પડશે અને જાનવરને કાપવાથી કીમતમાં જે કમી આવશે તેને પણ ખેરાત કરવું લાઝિમ છે અને પોતાના ઝિમ્મે કુર્બાની છે તેના માટે બીજું જાનવર કાપવું ઝરૂરી છે. (ફતાવા આલમગીરી ભાગ ૬, પાનું ૨૦૨ ઉઝહિય્યહ બાબ-૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુર્બાનીના જાન્વરમાંથી જીવતું બચ્ચું નિકળ્યું તો?

(૩૦૪) સવાલ :-અગર કુર્બાની કરવા પછી પેટમાંથી જીવતુ બચ્ચું નિકળ્યું તો તેને શું કરવું?

જવાબ :-જીવતું નિકળે તો તેને પણ કાપી નાંખે. મરેલું નિકળે તો કામમાં લઈ શકાશે નહીં. (શામી ભાગ-૫ પાનું ૨૮૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### એકના બદલે સાત બકરાની કુર્બાની કરે તો?

(૩૦૫) સવાલ :-જેના ઉપર કુર્બાની વાજિબ છે તે એક બકરાને બદલે સાત બકરાની કુર્બાની કરે તો વાજિબ કુરબાની એક બકરાથી અદા થએલી ગણાંશે કે સાત બકરા મળીને અદા થશે? તેમજ જેના ઉપર કુરબાની વાજિબ છે તે મોટા જાનવરમાં સાતમો ભાગ રાખવાના બદલે આખા જાનવરની કુર્બાની કરે તો સાતમા ભાગથી વાજિબ કુરબાની અદા થશે કે આખા જાનવરથી?

જવાબ :-પોતાની વાજિબ કુર્બાની અદા કરવા માટે એક બકરાને બદલે અમુક બકરા કાપે તો એકથી વાજિબ અદા થશે અને બાકી બકરાની કુર્બાની નફિલ ગણાંશે. પરંતુ મોટા જાનવરમાં સાતમો ભાગ રાખવાના બદલે આખા (પૂરા) જાનવરની કુર્બાની કરશે તો આખા જાનવરથી વાજિબ અદા થશે. સાતમો ભાગ વાજિબ અને છ (૬) ભાગ નફિલ ગણાંશે નહીં. હા! અગર એવી નિય્યત કરી હોત તો એમ ગણાંત. (ખુલાસતુલ ફતાવા ભાગ ૪ પાનું ૩૧૫) (ફતાવા કાઝીખાન ભાગ ૪ પાનું ૭૪૭,) (શામી ભાગ ૫ પાનું ૨૯૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે

### ગરીબ કુર્બાનીની નિય્યત કરે પછી કુર્બાની ન કરે તો?

(૩૦૬) સવાલ:-એક ગરીબ માણસ પાસે (જે માલિકે નિસાબ નથી) બકરો ઘરનો પાળેલો છે. ઈદ આવેથી ઘરમાં જ કુર્બાની કરવા ઈરાદો કર્યો હતો પણ હાથ તંગ હોવાના લીધે બકરો વેચવા માંગે છે તો વેચી શકે કે નહીં? એક ભાઈ કહે છે કે ગરીબ માણસ કુરબાનીની નિય્યત કરી લે તો પછી તે જાનવર વેચી શકાય નહીં તેની કુરબાની કરવી ઝરૂરી થઈ જાય છે?

જવાબ :-બકરાનો માલિક અમીર હોય કે ગરીબ કુર્બાની કરવાની નિય્યત કરે કે હું એ બકરાની કુર્બાની કરીશ, તો એથી તેના ઉપર તે જાનવરની કુર્બાની કરવી લાઝિમ થશે નહીં. બદલવા માંગે તો બદલી શકાય છે અને વેચવા ચાહે તો વેચી પણ શકાય છે.

શામી વિગેરેમાં છે :-ફલવ કાનત ફી મિલ્કિહી ફ નવા અંય્યુઝહહિય બિહા લા યજિબુ (અર્થાત) જેની માલિકીમાં પ્રથમથી જાનવર હોય તો તેની કુર્બાની કરવાની નિય્યત કરી લેવાથી તેની કુર્બાની વાજિબ થઈ જતી નથી. (શામી ભાગ ૫ પાનું-૨૮૦) (ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૨૯૧) તેમજ જાનવર ખરીદ કરતી વખતે કુર્બાની કરવાની નિય્યત ન હોય તો પાછળથી નિય્યત કરવાથી તે જાનવરની કુર્બાની કરવી લાઝિમ થશે નહીં. શામીમાં છે, અવિશ્તરાહા વલમ યન્વિલ ઊઝહિય્યત વકત-શિરાઈ સુમ્મ નવા બઅદ ઝાલિક લા યજિબુ લિઅન્ન-ન્નિય્યત લમ તુકારિનિશ શિરાઅ ફલા તુઅતબરૂ. (ભાગ પાનું-૨૮૦) (ફતાવા આલમગીરી ભાગ પાનું-૨૯૧)

હા! ગરીબ માણસ (જેના ઉપર કુર્બાની વાજિબ નથી) કુરબાની કરવાના ઈરાદે અય્યામે નહર (તા. ૧૦-૧૧-૧૨ ઝિલ્હજ) માં કુર્બાનીનું જાનવર ખરીદ કરે તો તેના ઉપર તે જાનવરની કુર્બાની લાઝિમ થઈ જાય છે, તેને વેચી કે બદલી શકતો નથી. દુર્રે મુખ્તારમાં છે :- ફકીરૂન શરાહા લહા લિવુજૂબિહા અલય્હિ બિઝાલિક' અને શામીમાં છે :-લિઅન્ન શિરાઅહુ લહા યજરી

મજરલ ઈજાબિ (ભાગ ૫ પાનું ૨૮૦)

શામીની ઈબારતથી પુરવાર થાય છે કે અય્યામે નહર પહેલાં કુરબાનીના ઈરાદે જાનવર ખરીદ કર્યું હોય તો તે જાનવરની કુર્બાની વાજિબ થશે નહી. બદલી અને વેચી શકાશે. શામીમાં છે :-બિકવ્લિહી શરાહા અય્યામ-ન્નહરિ વ ઝાહિરૂહુ અન્નહુ લવ શરાહા લહા કબ્લહા લા યજિબુ. (ભાગ ૫ પાનું ૨૮૦)

ફતાવા દારૂલ ઉલૂમ, અઝીઝુલ ફતાવામાં પણ એ જ પ્રમાણે છે :-અગર ફકીર અય્યામે નહરમેં કુર્બાનીકી નિય્યતસે કોઈ જાનવર ખરીદે તો વોહ મુતઅય્યન હો જાતા હે કુર્બાનીકે લિયે, લેકિન અગર અય્યામે નહરમેં ન ખરીદા બલ્કે અય્યામે નહરસે પહેલે ખરીદા તો દોનોં (અમીર, ગરીબ) કો બદલના જાઈઝ છે. (ભાગ ૫ પાનું ૬૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**કુર્બાની પોતે કરે કે બીજા દેશમાં મોકલી શકે? બેહતર શું છે?**

(૩૦૭) સવાલ :-કેટલાક આફ્રિકનો પોતાની કુરબાની હિન્દુસ્તાનમાં કરાવે છે. ત્યાં પોતે કરતા નથી. શું એમાં વાંધા જેવું નથી?

જવાબ :-પુછેલી સુરતમાં કુર્બાની તો વગર વાંધે અદા થઈ જાય છે. પરંતુ બેહતર એ છે કે જાનવર પોતે પસંદ કરે અને તેની ખિદમત ચાકરી કરી તેની સાથે મહબ્બતનો સંબંધ પૈદા કરે. કારણ કે એ એક મહાન સવાબનો ઝરીઓ બનાવનાર છે. એટલું જ નહીં બલ્કે પોતાની ઔલાદની કુર્બાનીના કાઈમ મુકામ છે એટલે એને કુર્બાન કરવું ઔલાદને કુર્બાન કરવા સમાન છે. અને મુસ્તહબ એ છે કે પોતે પોતાના હાથે કાપે. નહીં કાપી શકે તો એ મુબારક સમયે હાજર રહે. હદીસ શરીફમાં છે કે આપ (સલ.) એ હઝરત ફાતિમહ (રદિ.) ને ફરમાવ્યું કે હે ફાતિમહ ! પોતાની કુર્બાની પાસે મૌજુદ રહે ! કારણ કે કુર્બાનીના (લોહીના) દરેક કત્રા (ટીપા)ના બદલામાં તારા આગલા ગુનાહો માફ થઈ જશે. (માટે આવી ઈનાયતે ખુદાવંદીના સમયે હાઝિર રહેવું ઘણું યોગ્ય અને ઈન્આમે ખુદાવંદીની કદર કરવા સમાન છે) હઝરત ફાતિમહ (રદિ.) એ અર્ઝ કરી યા રસુલલ્લાહ! શું ખુદાની આ નવાઝિશ ફકત અમો અહલે બૈત માટે જ ખાસ છે, યા દરેક માટે છે? આપ (સલ.) એ ફરમાવ્યું કે (ખાસ નથી) બલ્કે આપણા માટે અને દરેક મુસલમાનો માટે છે. (તબ્રાની) અને મુસ્તહબ છે કે પોતાની કુર્બાનીમાંથી ખાય, બન્તા લગી ઈદના મુબારક દિવસે ખાણાંની શરૂઆત પોતાની કુર્બાનીના ગોશ્તથી જ કરે, અને પાડોશી, સગા-સ્નેહીઓ, સંબંધીઓ અને ગરીબોને ખવડાવે. બીજી જગ્યાએ કુર્બાની અપાવવામાં મઝકૂર બરકતોથી મહરૂમ રહેવું છે. અગર કોઈ ઉઝર અથવા શરઈ મસ્લિહત અનુસાર આમ કરવામાં આવતું હોય તો પૂરા અજરની બલ્કે વધુ સવાબની પણ ઉમ્મીદ રાખી શકાય છે. સહીહ તરીકા અને નિય્યત ઉપર અવલંબિત છે. વતનમાં સગાવહાલાનો હક અદા કરવા માટે અમુક કુર્બાનીનો ત્યાં પણ ઈન્તિઝામ કરી શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**જાનવર ખરીદયા પછી કુર્બાની કરી શકયો નહીં તો ?**

(૩૦૮) સવાલ :-કુર્બાની મારા ઉપર ફર્ઝ હતી પણ કોઈ ખાસ મજબુરીને લીધે કુર્બાની કરી શકયો નહી અને ટાઈમ નિકળી ગયો તો હવે મારે શું કરવું ?

જવાબ :-પુછેલી સુરતમાં જો કુર્બાનીનું જાનવર ખરીદયું હોય તો તેને ઝિન્દા (જીવતું) ખેરાત કરી દેવું, અથવા તેની કીમત ખેરાત કરવી ઝરૂરી છે. અગર જાનવર ખરીદેલું ન હોય તો એક બકરાની કીમત ખેરાત કરી આપે. ફકત ખૂદાપાક વધુ જાણનાર છે.

## કુર્બાનીનું ચામડું કોને આપવું જોઈએ?

(૩૦૯) સવાલ :-કુર્બાનીનું ચામડું કોને આપી શકાય છે?

જવાબ:-જેને કુર્બાનીનું ગોશ્ત આપી શકાય છે તેને ચામડું પણ આપી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મય્યિત તરફથી કુર્બાની કરવા વિષે?

(૩૧૦) સવાલ :- ગુઝરી ગયેલા માણસ તરફથી કુરબાની કરી શકાય કે નહીં?

જવાબ :-મય્યિત તરફથી અને મય્યિત માટે કુર્બાની કરી શકાય છે, અને તેની અમુક સુરતો છે.

(૧) મય્યિતે વસિય્યત કરી હોય કે મારા માલમાંથી મારા નામની કુર્બાની આપશો અને વસિયત પ્રમાણે તેના માલમાંથી કુર્બાની કરવામાં આવે તો જાઈઝ છે, પરંતુ કુર્બાનીનું સઘળું ગોશ્ત વિગેરે હકદારોને (જેઓ ઝકાતના હકદાર હોય) સદકો કરી દેવું વાજિબ છે.

(શામી ભાગ ૫ પાનું ૨૯૩)

(૨) મય્યિતે વસિય્યત કરી હોય કે ન હોય, લાગતા-વળગતા પોતાના પૈસે મય્યિત તરફથી નફિલ કુર્બાની કરે તો દુરૂસ્ત છે, અને તેનું ગોશ્ત અમીર, ગરીબ હર કોઈ ખાઈ શકે છે, (શામી ભાગ-૫ પાનું ૨૯૩)

(૩) નફિલ કુર્બાની પોતાના માલથી અને પોતાના નામથી કરી તેનો સવાબ એક મય્યિતને અથવા એકથી વધુ મય્યિતોને બખ્શવામાં આવે તો એ પણ દુરૂસ્ત છે. અને એનું ગોશ્ત પણ અમીર, ગરીબ સૌ કોઈ ખાઈ શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## નાબાલિગ અવ્લાદ તરફથી કુરબાની કરવી કે નહીં ?

(૩૧૧) સવાલ :-હું માલદાર છું એટલે મારા ઉપર કુર્બાની વાજિબ છે. મારી નાની ઔલાદ પણ છે, તો શું તેમના તરફથી પણ કુર્બાની કરવું મારા ઉપર વાજિબ છે? જણાવશો.

જવાબ :-માં-બાપ ઉપર ઔલાદ તરફથી કુર્બાની વાજિબ નથી. મુસ્તહબ છે. (ફતાવા કાઝીખાન ભાગ ૪ પાનું ૭૪૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઔરત તરફથી કુરબાની કરે કે નહીં?

(૩૧૨) સવાલ :-મારી ઔરત તરફથી મારા ઉપર કુર્બાની કરવી વાજિબ છે?

જવાબ :-ના, વાજિબ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ભાડે આપેલા મકાનની કીમતનો કુર્બાનીમાં શુમાર થશે?

(૩૧૩) સવાલ :-જેની પાસે બે ઘરો હોય એકમાં પોતે રહેતો હોય અને બીજું ભાડે આપેલું હોય તો કુર્બાની બાબત માલદારીમાં તેનો એઅતેબાર કરવામાં આવશે કે નહીં?

જવાબ :- બીજું મકાન ભાડે આપે કે ન આપે, કુર્બાની અને ફિત્રા બાબત માલદારીમાં તે બીજા મકાનની કીમતનો એઅતેબાર કરવામાં આવશે. કારણ કે એ મકાન પોતાની ઝરૂરત ઉપરાંત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## એક જ મકાન છે અને તે ભાડે આપ્યું છે તો કુર્બાનીમાં તેનો શુમાર થશે ?

(૩૧૪) સવાલ:-જેની પાસે એક જ ઘર હોય પણ તેની અંદર પોતે રહેતો નથી, ભાડે

આપે છે, અને પોતે ભાડાના ઘરમાં રહે છે તો કુર્બાની બાબત માલદારીમાં તે ઘરની કીમતનો એઅતેબાર થશે કે નહી?

જવાબઃ-પોતાનું મકાન ભાડે અથવા ફ્રી રહેવા આપેલું હોય, અથવા ખાલી પડેલું હોય અને પોતે બીજાના મકાનમાં ભાડે કે ફ્રી રહેતો હોય, આ બધી સૂરતોમાં કુર્બાની અને ફિત્રા બાબત માલદારીમાં એ મકાનની કીમતનો એઅતેબાર થશે કારણ કે એ મકાન હાલમાં અસ્લી હાજત ઉપરાંત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુર્બાની કરનાર માટે વાળ, નખ કાપવાની મનાઈ વિષે

(૩૧૫) સવાલ :-ઝિલ્હજનો ચાંદ જોયા પછી કુર્બાની કરવા લગી વાળ અને નખ કાપવાની મનાઈનું શું કારણ છે?

જવાબ :-કુર્બાની કરવાનો ઈરાદો હોય તેને માટ મુસ્તહબ છે કે ઝિલ્હજ માસ શરૂ થયા પછી કુર્બાનીનું જાનવર ઝબહ કરે ત્યાં સુધી શરીરના કોઈ પણ ભાગના વાળ તથા નખને દૂર કરે નહી. કારણ કે કુર્બાની કરનાર પોતાની જાનના બદલામાં ફિદયો આપવા કુર્બાની કરે છે એટલે કુર્બાનીના જાનવરના દરેક ભાગો કુર્બાની કરનારના શરીરના દરેક ભાગનો બદલો છે. શરીરનો કોઈ પણ ભાગ રહમત ઉતરતી વખતે ગાઈબ થઈ કુર્બાનીની રહમતથી મહરૂમ ન રહે, એટલા માટે આપ (સલ.) એ મઝકુર હુકમ આપ્યો છે પરંતુ ૪૦ દિવસથી વધુ મુદ્દત થઈ જતી હોય તો કરાહતથી બચવા ખાતર વાળ વિગેરે સાફ કરવામાં ઢીલ કરે નહી. (શામી)

## ઈદના દિવસો (૧૦-૧૧-૧૨ ઝિલ્હજ) માં ગરીબ માલદાર થઈ જાય તો કુર્બાની વાજિબ છે. ?

(૩૧૬) સવાલ :-કુર્બાની વાજિબ હોવા માટે માલદારીનો એઅતેબાર કુર્બાનીના પહેલા દિવસનો છે કે છેલ્લા દિવસનો ? એક માણસ કહે છે કે ઈદના દિવસે સુબ્હે સાદિક વખતે જે માણસ માલદાર હશે તેની ઉપર કુર્બાની વાજિબ છે, પછી માલદાર થવાથી કુર્બાની વાજિબ થતી નથી.

જવાબ :-છેલ્લા દિવસનો એઅતેબાર છે. અગર પહેલા દિવસે માણસ ગરીબ હોય, અથવા મુસાફિર હોય યા કાફિર હોય. પરંતુ કુર્બાનીના દિવસો (૧૦-૧૧-૧૨ ઝિલ્હજ) ગુઝરવા પહેલાં ગરીબ માલદાર થઈ જશે અને મુસાફિર મુકીમ બની જશે તેમજ કાફિર ઈસ્લામ કબૂલ કરી લેશે. (આ શર્તે કે માલદાર હોય) તો કુર્બાની વાજિબ થઈ જશે. (ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૨૯૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુર્બાનીના દિવસમાં વહેમ પડી જાય તો?

(૩૧૭) સવાલ :-કુર્બાનીના દિવસમાં વહેમ પડી જાય કે બારમી ઝિલ્હજ છે કે તેરમી ઝિલ્હજ તો કુર્બાનીનું શું ?

જવાબ :-પુછેલી સુરતમાં ઈદના ત્રીજા દિવસ લગી મોડું કરે નહી. મોડું થઈ જવાની સ્થિતિમાં કુર્બાની કરી સઘળો ગોશ્ત ખૈરાત કરી દેવો મુસ્તહબ છે. (ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૨૯૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## માલિકે નિસાબ કુર્બાની નહી કરે તો શું હુકમ છે?

(૩૧૮) સવાલ :-કુર્બાની કરી શકે એવી સ્થિતિ હોવા છતાં નહી કરે તેના માટે પણ કંઈ વઈદ છે.?

જવાબ :-હા, છે. આપ (સલ.) નું ફરમાન છે કે કુર્બાની કરવાની શકિત હોવા છતાં કુર્બાની ન કરે તો મારી ઈદગાહના નઝદીક પણ ન આવે. એટલે કે તે અલ્લાહના દરબારમાં આવવા લાયક નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**તકબીરે તશરીકની અસ્લિય્યત શું છે?**

(૩૧૯) સવાલ :-તકબીરે તશરીકની અસ્લિય્યત શું છે?

જવાબ :-ફુકહાએ લખ્યું છે, તકબીરે તશરીકની અસ્લિય્યત એ છે કે જયારે હઝરત ઈબ્રાહીમ (અલ.)એ હઝરત ઈસ્માઈલ (અલ.)ને ઝબહ કરવા માટે સુવાડયા તો અલ્લાહ તઆલાએ જિબ્રાઈલ (અલ.)ને હુકમ આપ્યો કે ફિદયો લઈને જાવ પરંતુ જિબ્રાઈલ (અલ.) ફિદયો લઈને આવ્યા તો આ બીકથી કે હઝરત ઈબ્રાહીમ (અલ.) હઝરત ઈસ્માઈલ (અલ.) ને ઝબહ કરી નાંખશે **"અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર"** બોલવા લાગ્યા. હઝરત ઈબ્રાહીમ (અલ.) હઝરત જિબ્રાઈલ (અલ.)નો અવાઝ સાંભળી બશારત સમજી **લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર** બોલી ઉઠયા. હઝરત ઈસ્માઈલ (અલ.) સમજયા કે ફિદયો આવી ગયો **અલ્લાહુ અકબર વ લિલ્લાહિલ હમ્દ** કહી અલ્લાહના વખાણ અને શુક્ર કરવા લાગ્યા. (શામી ભાગ-૧ પાનું-૭૮૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ અકીકહ

**કુર્બાનીના દિવસોમાં અકીકો થઈ શકે?**

(૩૨૦) સવાલ :-કુર્બાનીના દિવસોમાં અકીકો થઈ શકે છે કે નહી?

જવાબ :-હા થઈ શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બાળકના અકીકાનો શરઈ હુકમ શું છે.**

(૩૨૧) સવાલ:-બાળકના અકીકાનો શું હુકમ છે, એક ભાઈ કહે છે કે અકીકો એક રિવાજી વસ્તુ છે, ઈસ્લામી તરીકો નથી. ઈમામ અબૂ હનીફા (રહ.) પોતે એ તરીકાને બિદઅત અને મકરૂહે તહરીમી માને છે, શું એ બરાબર છે?

જવાબ :-અકીકો આપણા હન્ફી મઝહબમાં મસ્નૂન અને મુસ્તહબ છે, રિવાજી નથી, ઈસ્લામી તરીકો છે. હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) ઉપર બિદઅત અને મકરૂહ માનવાનો આરોપ ખોટો અને બનાવટી છે.

"માલા બુદ્દ મિન્હુ" માં છે :-બેદાંકે અકીકહ નિઝદે ઈમામે માલિક વ શાફિઈ વ અહમદ સુન્નતે મુઅકકદહ અસ્ત વ બરિવાયતે અઝ ઈમામે અહમદ વાજિબ, વ નિઝદે ઈમામે અઅઝમ મુસ્તહબ વ કૌલ બબિદઅત બૂદનશ ઈફતિરાસ્ત બર ઈમામે હુમામ,

અર્થાત :-જાણી લો કે અકીકો ઈમામ માલિક(રહ.) અને ઈમામ શાફિઈ (રહ.) તથા ઈમામ અહમદ (રહ.)ના નઝદીક સુન્નતે મુઅકકદહ છે અને ઈમામ અહમદ (રહ.) ની એક રિવાયત વાજિબ હોવાની પણ છે અને ઈમામે અઅઝમ (રહ.)ના નઝદીક મુસ્તહબ છે અને તેમનો બિદઅત હોવાનો કૌલ બનાવટી અને ઈમામ હુમામ ઉપર બોહતાન છે. (ઝમીમએ માલા બુદ્દ મિન્હુ પાનું ૧૭૮)

બાળક પૈદા થયાની ખુશાલીમાં શુક્રિયહ તરીકે અને બલા બીમારીથી બાળકની હિફાઝત અને સલામતી માટે સાતમા દિવસે (બાળકનો જન્મ જુમ્અહનો હોય તો જુમેરાતે અને જુમેરાતનો જન્મ હોય તો બુધવારે) છોકરા માટે બે બકરાં અને છોકરી માટે એક બકરૂં ઝબહ કરવામાં આવે. અને બાળકનું માથું મુંડાવી વાળના હમવઝન (ભારોભાર) ચાંદી ગરીબોને ખૈરાત કરવામાં આવે અને બાળકના માથા ઉપર ઝઅફરાન (કેસર) લગાડવામાં આવે. આ બધી બાબતો મુસ્તહબ અને હદીસથી સાબિત છે. આપ (સલ.) નો ઈર્શાદ છે કે:-

(૧) બાળક પોતાના અકીકહ બદલ મરહૂન (ગીરો) હોય છે તો સાતમા દિવસે તેના તરફથી જાનવર ઝબહ કરવામાં આવે, અને તેનું નામ નકકી કરી લેવામાં આવે અને તેનું માથું મુંડાવવામાં આવે. (તિરમિઝી શરીફ ભાગ ૧ પાનું ૧૮૩)

મરહૂન (ગીરો) ની અમુક મત્લબો બયાન કરવામાં આવી છે. (૧) હૈસિયત હોવા છતાં જે બાળકનો અકીકો કરવામાં આવ્યો ન હશે અને નાનપણમાં ગુઝરી જશે તે પોતાના માં-બાપની કિયામતના દિવસે શફાઅત કરી શકશે નહી. જેવી રીતે કે ગિરો મુકેલી વસ્તુ તેના માલિકના કામમાં આવતી નથી.

(૨) અકીકા વગરનું બાળક સલામતી અને ખૈરો-બરકતથી વંચિત રહે છે. એટલે જ્યાં લગી અકીકો થશે નહી બીમારીથી નઝદીક અને સલામતીથી દૂર રહે છે. (૩) અકીકા વિના નું બાળક ઈઝા, પલીદી, મેલ-કૂચેલ વિગેરેમાં સંડોવાયલું અને સ્વચ્છતાથી દૂર રહે છે.

(૨) અને આપ (સલ.) નું ફરમાન છે. બાળકના માટે અકીકો છે, તેના તરફથી ઝબહ કરો અને તેનાથી વાળ મેલ કુચૈલ વિગેરે દુર કરો. (બુખારી શરીફ પારો ૨૨, ભાગ ૨ પાનુ ૮૨૨)

(૩) એક હદીસમાં છે કે આપ (સલ.) એ એક બકરૂં ઝબહ કરી ઈમામ હુસૈન (રઝી.) નો અકીકો કર્યો અને હઝરત ફાતિમહ (રઝી.) ને કહ્યું કે એનું માથું મૂંડી નાંખ અને તેના વાળના વઝન જેટલી ચાંદી ખૈરાત કરી દે. (તિરમિઝી ભાગ ૧ પાનું ૧૮૩)

(૪) હઝરત બુરય્દહ (રઝી.)એ ફરમાવ્યું કે જાહિલિય્યતના ઝમાનામાં (ઈસ્લામ પહેલાં) બાળક પૈદા થતું તો અમે બકરૂં ઝબહ કરતા અને તેનું લોહી બાળકના માથા ઉપર લપેડતા, જયારથી ઈસ્લામનું આગમન થયું ત્યારથી અમે સાતમા દિવસે બકરૂં ઝબહ કરીએ છીએ અને બાળકનું માથું મુંડીએ છીએ અને તેને માથે ઝાફરાન (કેસર) લગાડીએ છીએ. (અબૂદાવુદ ભાગ ૨ પાનું ૩૭)

(૫) આપ (સલ.) એ ફરમાવ્યું કે અકીકામાં છોકરાના તરફથી બે બકરાં અને છોકરીના તરફથી એક બકરૂં અને એમાં પણ વાંધો નથી કે બન્નેવ બકરાં નર હોય કે માદહ, (અબુદાવુદ ભાગ ૨ પાનું ૩૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## અકીકાની મુદ્દત કયાં સુધીની છે?

(૩૨૨) સવાલ :-અકીકાની મુદ્દત કયાં સુધીની છે?

જવાબ :-અકીકાનો મુસ્તહબ તરીકો એ છે કે સાતમા દિવસે કરી લેવામાં આવે જેમકે આગલા ફત્વામાં હદીસ નં. ૧ માં આવ્યું છે, અગર સાતમા દિવસે નહી બની શકે તો ૧૪ મા દિવસે અથવા ૨૧ મા દિવસે કરે. આપ (સલ.) નું ફરમાન છે કે અકીકાનું જાન્વર સાતમા દિવસે ઝબહ કરવામાં આવે અથવા ૧૪ માં દિવસે અથવા ૨૧ માં દિવસે (તબ્રાની)

કેટલાક ઉલમા સાતમા દિવસની ગણત્રીનો લિહાઝ રાખી બાલિગ થવા સુધીની મુદ્દત લખે છે, અને કેટલાક કોઈ કૈદ માનતા નથી, અને દલીલમાં આપ (સલ.) નું ૫૦ વર્ષની વયે પોતાનો અકીકો કરવાનું પેશ કરે છે. પરંતુ એ રિવાયત સહીહ નથી. ઝઈફ છે. વળી એ એક મજબૂરીની સુરત કહેવાશે. આપણા ત્યાં તો અગવડ વિના મહીનાઓ બલ્કે વર્ષો ટાળતા રહે છે. અને ઘરમાં કોઈની શાદી, મંગણીના ટાંકણાની રાહ જોવાય છે. અને સાતમા દિવસનો લિહાઝ પણ રહેતો નથી. એના ખિલાફે મુસ્તહબ હોવામાં કોને ઈન્કાર હોય શકે છે? અકીકો ખૂદ મુસ્તહબ છે, એને મુસ્તહબ રીતે જ અદા કરવું જોઈએ માટે સાતમા દિવસે કરી લેવું બેહતર છે. નહી બની શકે તો ૧૪ મા અથવા ૨૧ મા દિવસે કરી લે, મજબૂરી વિના એથી વધુ મોડું કરે નહી.

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## અકીકાનું જાનવર ઝબહ કરતી વખતે કઈ દુઆ પઢવી?

(૩૨૩) સવાલ :-અકીકાનું જાનવર ઝબહ કરતી વખતે કઈ દુઆ પઢવાની છે?

જવાબ :-અકીકાનું જાનવર ઝબહ કરતી વખતે આ દુઆ પઢે,

અલ્લાહુમ્મ હાઝિહી અકીકતુબ્ની (બાળકનું નામ)દમુહા બિદમિહી વ લહમુહા બિલહમિહી વ અઝમુહા બિઅઝમિહી વ જિલ્દુહા બિજિલ્દિહી વ શઅરૂહા બિશઅરિહી, અલ્લાહુમ્મ જ અલ્હા ફિદાઅન લિબ્ની (બાળકનું નામ)

**નોટ** :-છોકરી હોય તો **'અકીકતુબ્ની'**ના બદલે **અકીકતુ બિન્તી** અને **લિબ્નિના** બદલે **લિબિન્તી** અને **બિદમિહીના** બદલે **બિદમિહા** અને **બિલહમિહીના** બદલે **બિલહમિહા** અને **બિઅઝમિહીના** બદલે **બિઅઝમિહા** અને **બિજિલ્દિહીના** બદલે **બિજિલ્દિહા** અને **બિશઅરિહીના** બદલે **બિશઅરિહા** કહે.

બાપ સિવાય બીજો કોઈ માણસ ઝબહ કરે તો ઈબ્ની અથવા બિન્તીની જગ્યાએ બાળકનું અને તેના બાપનું નામ લે.

અર્થાત :-"યા અલ્લાહ! આ મારા લડકા (અથવા લડકી)નો અકીકો છે, આ અકીકાના જાનવરનું લોહી આ બાળકના લોહીના બદલામાં, એનું (જાનવરનું) માંસ એના (બાળક)ના માંસના બદલામાં, એના હાડકાં એના હાડકાના બદલામાં, એનું ચામડું એના ચામડાના બદલામાં, એના વાળ એના વાળના બદલામાં કુરબાન કરૂં છું. યા ખુદા! આ અકીકાને મારા દીકરા માટે જહન્નમથી છુટકારાનો ફિદયો બનાવી આપ!' મઝકૂર દૂઆ સાથે **'ઈન્ની વજજહતુ થી વ અન મિનલ મુસ્લિમીન'** સુધી પઢે અને અલ્લાહુમ્મ મિન્ક વલક પઢી બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર કહી ઝબહ કરે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મર્હુમ બાળકનો અકીકો કરવો કે નહી?

(૩૨૪) સવાલ :-મર્હુમ બાળકનો અકીકો કરવાનો હુકમ છે કે નહીં?

જવાબ :-ગુઝરી ગયેલા બાળકના અકીકાનું મુસ્તહબ હોવું સાબિત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### અકીકો માં-બાપમાંથી કોના ઝિમ્મે છે?

(૩૨૫) સવાલ:- અકીકો કોના સિરે છે? માંના સિરે કે બાપના?

જવાબ:- જેના ઝિમ્મે બાળકનો નફકો (ખોરાકી) વાજિબ હોય છે તેના ઝિમ્મે અકીકો પણ છે. બાપની હેસિયત ન હોય તો માં અકીકો કરે, હેસિયત ન હોય તો કર્ઝ કરી અકીકો કરવાની ઝરૂરત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### છોકરા માટે એક બકરો કાફી છે?

(૩૨૬) સવાલ:- છોકરા માટે એક બકરો પૂરતો થઈ શકે કે નહીં?

જવાબ:- હેસિયત હોય તો છોકરા માટે બે બકરાં કે બે ઘેટાં કે કુરબાનીની ગાય, ઉંટ, ભેંસ, પાડામાં બે ભાગ અફઝલ છે, નહી તો એક બકરૂં અથવા મોટા જાન્વરમાં એક ભાગથી પણ અકીકો થઈ જાય છે (જુઓ ફત્વો નં, ૧ હદીસ નં.૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુર્બાનીના મોટા જાન્વરમાં અકીકાનો હિસ્સો રાખી શકાય?

(૩૨૭) સવાલ:- મારે કુર્બાની કરવી છે. પરંતુ મારા છોકરાનો અકીકો હજુ બાકી છે તો શું મોટા જાન્વરના સાત હિસ્સામાં અકીકો ઉમેરી શકાય? અમુકનું કહેવું છે કે કુર્બાનીમાં અકીકો થતો નથી. તો શરઈ હુકમ જણાવશો.

જવાબ:-કુર્બાનીના મોટા જાન્વરમાં કુર્બાનીના અમુક ભાગો સાથે અકીકાનો ભાગ પણ રાખી શકાય છે. જેમકે છ ભાગ કુર્બાનીના અને એક ભાગ અકીકાનો, પાંચ ભાગ કુર્બાનીના અને બે ભાગ અકીકાના રાખવામાં વાંધો નથી. વગર વાંધે કુર્બાની થઈ જાય છે. (શામી ભાગ ૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### જેનો અકીકો ન થયો હોય તેની કુર્બાની

(૩૨૮) સવાલ :-જેનો અકીકો ન થયો હોય તેની કુર્બાની થઈ શકે કે નહીં?

જવાબ :-વગર વાંધે થઈ શકે છે. હેસિયતવાળા ઉપર કુર્બાની વાજિબ છે. અકીકો થયો હોય કે ન થયો હોય.

અકીકો થયો ન હોય તેની કુર્બાની થઈ શકતી નથી એમ સમજવું ખોટું છે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુઝ-ઝબાઈહ

### બિલાડીએ મુંડી તોડી નાંખેલ મરઘી હલાલ છે?

(૩૨૯) સવાલ :-મરઘી ઉપર બિલાડીએ તરાપ મારી મૂંઢુ તોડી લીધું પરંતુ મરઘી જીવતી છે, કૂદાં રહી છે, તો હલાલ કરી ખાવી દુરૂસ્ત છે?

જવાબ :-પુછેલા પ્રકારમાં જો મરઘી જીવતી હોય અને ગરદનનો એટલો ભાગ બાકી હોય કે ઝબહ કરી શકાય તો ઝબહ કરી ખાવું દુરૂસ્ત છે. પરંતુ તોડી લેવાયલું મુંઢુ ખાવું દુરૂસ્ત નથી. અને જો મુંડા સાથે આખી ગરદન પણ તોડી લીધી હોય અને ગરદનની એટલી જગ્યા પણ બાકી રહી ન હોય કે ઝબહ કરી શકાય તો પછી ઝબહ કરવાનો કોઈ રસ્તો નથી, ખાવું હરામ છે. (શામી ભાગ ૫ પાનું ૨૬૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝબહ વખતે જાનવરનું મોં કિબ્લા તરફ ન હોય તો?

(૩૩૦) સવાલ :-ઝબહ કરતી વેળા જાનવરનું મોં કિબ્લા તરફ નહી રાખે તો કાંઈ વાંધો છે?

જવાબ :-ઝબહ કરતી વેળા જાનવરનું મોં કિબ્લા તરફ રાખવું સુન્નત છે. અગવડ વિના કિબ્લા તરફ મોં નહી રાખવું સુન્નત વિરૂદ્ધ હોવાને લીધે મકરૂહ છે. (દુર્રે મુખ્તાર-શામી સાથે ભાગ ૫ પાનું ૨૫૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### પિસ્તોલ કે બંદુકથી ગોળી મારવા અથવા ગરદન પર છુરો મારવા પછી ઝબહ કરવું કેવું છે?

(૩૩૧) સવાલ :-અહી (આફ્રિકા)માં ગાયને ઝબહ કરતાં પહેલાં પિસ્તોલ અગર બંદુકથી માથામાં ગોળી મારી અથવા ગરદન પર મોટો છરો મારી ઝમીન પર પાડે છે, અને પછી ઝબહ કરે છે, તો હદીસ શરીફની રૂએ આમ કરવું જાઈઝ છે? આવી રીતે ઝબહ કરેલ જાનવરનો ગોશ્ત ખાવો જાઈઝ છે?

ગાયો છુટી ફરતી હોવાથી તેમને પકડવી, બાંધવી મુશ્કિલ હોવાથી એમના પર પિસ્તોલ, બંદુક અગર છરાથી વાર કરવો જાઈઝ છે? અહી આ વસ્તુ ચર્ચાસ્પદ બની છે. સવિસ્તાર જવાબ આપશો.

જવાબ :-સવાલમાં દર્શાવ્યા અનુસાર જાનવર એવું મસ્તાન અને તોફાની હોય કે દોરડાથી બાંધી કબ્જે કરી શકાય એમ ન હોય તો લાચારીએ ગરદન કે પગ વિગેરે જગ્યાંએ (બની શકે ત્યાં સુધી માથામાં નહી) છરા અથવા પિસ્તોલ વિગેરેનો વાર કરી, ઝમીન પર પાડી મરતાં પહેલાં ઝબહ કરી લેવાય તો કોઈ વાતના વાંધા વિના જાઈઝ અને હલાલ છે.

આપણા "ફુકહા" (રહ.) હદીસની રોશનીમાં અહી સુધી લખે છે કે ગાય બહું જ તોફાની હોવાથી કાબુમાં આવી કે ઝબહ કરી શકાતી ન હોય તો લાચારીએ શરીરના કોઈ પણ ભાગને તકબીર કહી છરા વિગેરે ધારદાર વસ્તુથી કાપી કે ઝખ્મી કરી લોહી વહાવી હલાલ કરે તો એનું ખાવું જાઈઝ છે, જેમકે શિકારમાં થાય છે. પરંતુ જો પિસ્તોલ કે છુરા વિગેરેથી ઝખ્મી એટલા માટે કરવામાં આવતું હોય કે જાનવરને બાંધવા અને સુવડાવવાની તકલીફ ન ઉઠાવવી પડે તો એ સુરત સખત મકરૂહ છે. ઝબહથી પહેલાં એ પ્રમાણેની ઈઝા પહોંચાડવી દુરૂસ્ત નથી. (ફતાવા આલમગીરી, ભાગ ૫ પાનું ૨૮૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મરઘીને ઝબહ કર્યા પછી પીંછા તથા ચામડું કાઢવા માટે ગરમ પાણીમાં નાખવું કેવું?**

(૩૩૨) સવાલ :- એક મુસ્લિમે મરઘીને ઝબહ કરી, ત્યાર બાદ મરઘીમાંથી ખરાબ (આંતરડુ, ઝરબાદો) વિગેરે કાઢી લીધાં. ત્યાર બાદ તે મરઘીને ઉકળતા પાણીમાં નાંખી અને પીછાં સાફ કર્યા તો તે મરઘી ખાવી હલાલ છે કે હરામ ?

**નોટ** :- મરઘીને ઝબહ કર્યા બાદ ચામડું ઉતારવામાં ટાઈમ લાગે છે પણ ગરમ પાણીમાં ઝબહ કરેલ મરઘીને નાખવામાં આવે તો પીંછા તરત જ નિકળી જાય.

જવાબ :- હા, મરઘીને ઝબહ કરી તેને લાગેલુ લોહી ધોઈ નાંખી તેના અંદરની નાપાકી દૂર કરી ગરમ પાણીમાં નાંખવામાં આવે તો ખાવામાં વાંધો નથી.અલબત્ત નાપાક વસ્તુ અને ગલાઝત દૂર કર્યા વગર ગરમ પાણીમાં નાખવાથી મરઘી નાપાક થઈ જાય છે મુફતા બિહી કથન મુજબ ધોવાથી પણ પાક થશે નહીં.(તહતાવી ભાગ ૧ પાનું ૨૪૯) (શામી ભાગ ૧ પાનુ ૩૦૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નાપાક વસ્તુમાં જોશ આપેલી વસ્તુ સુકવવાથી પાક થઈ શકે ?**

(૩૩૩) સવાલ :- હલ્દીના ગાંઠયા ગાય, બળદના મુત્ર અથવા છાણમાં નાખી જોશ આપે પછી રેતીથી સાફ કરી તડકામાં સુકવવામાં આવે તો પાક થશે કે નહીં ?

જવાબ :- છાણ વિગેરે નાપાક વસ્તુમાં જોશ આપેલા ગાંઠયા સુકવવાથી પાક થશે નહીં. "હિન્તતુન તુબિખત ફી ખમરિન લા તુતહહરૂ અબદન બિહી યુફતા (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૧ પાનુ ૩૦૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુઈને ઝાબિહ (મદદ કરનાર) પર બિસ્મિલ્લાહ.....ઝરૂરી છે?**

(૩૩૪) સવાલ :- "અગ્લાતુલ અવામ" નામની કિતાબમાં છે કે :- અવામમેં મશ્હુર હે કે ઝાબેહ (જાનવર ઝબહ કરનાર) કે મુઈન (મદદગાર) પર ભી બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર કેહના વાજિબ હે સો યે મહઝ ગલત હે (પાનું ૭) જયારે માલાબુદ્દ મિન્હુના ઝમીમહમાં છે કે કોઈ માણસ પોતાની કુર્બાનીનું જાનવર બીજા માણસની મદદ લઈ ઝબહ કરે તો ઝાબેહ (ઝબહ કરનાર) અને મુઈન (મદદગાર) બન્નેવને બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર કહેવું વાજિબ છે, જો બન્નેમાંથી કોઈ એક પણ બિસ્મિલ્લાહ કહેશે નહી તો જાનવર હરામ થઈ જશે. અસલ ફારસી ઈબારત આ છે :- અગર કસે ઉઝહિય્યએ ખૂદશ બઈઆનતે દિગર ઝબહ નુમાયદ પસ વાજિબ સ્ત તસ્મિયહ બર મુઈન વ ઝાબેહ વ અગર યકે અઝાં હમ તર્ક નુમાયદ હરામ ગરદદ. (પાનું ૧૭૩)

એ બન્નેવમાં ખરૂં શું છે? કિતાબના હવાલા સહિત જણાવવા તસ્દી લેશો ?

જવાબ :- એ મસ્અલાની અલગ-અલગ સૂરતો છે, અને એ બન્નેવ- સૂરતો પોત-પોતાની જગ્યાએ સહીહ છે.

કિતાબ " અગ્લાતુલ અવામ" માં "મુઈને ઝાબેહ"ની મતલબ એ છે કે જેઓ ઝબહ કરતી વખતે જાનવરના હાથ પગ, મૂંડી, સીંગ વિગેરે પકડી રાખી ઝબહ કરવામાં મુઈન અને મદદગાર બને છે તેમના માટે બિસ્મિલ્લાહ કહેવું વાજિબ નથી. ઝબહ કરનારનું બિસ્મિલ્લાહ પઢી લેવું પૂરતુંછે.

અને ઝમીમએ માલાબુદ્દ મિન્હુમાં મુઈનથી ઝબહ કરનારનો સાથી મુરાદ છે, એટલે જે માણસ ઝબહ કરનારના હાથની સાથે હાથ રાખી અથવા છુરી પકડી છુરી ચલાવવામાં મુઈન અને મદદગાર બને છે તેના માટે પણ બિસ્મિલ્લાહ કહેવું ઝરૂરી છે. બન્નેવમાંથી એક પણ છોડી દેશે તો જાનવર

હલાલ થશે નહી. દુર્રે મુખ્તારમાં છે ફવઝઅ યદહુ અલા યદિલ કસ્સાબિ ફિઝ્ઝબ્હિ વ અઆનહૂ અલઝ-ઝબ્હિ સમ્મા કુલ્લુન વુજુબન, અર્થાત :- કુર્બાની કરનારે ઝબહ કરવા માટે પોતાનો હાથ કસ્સાબના હાથ ઉપર મુકી ઝબહ કરવા માટેની મદદ કરી તો બન્નેને બિસ્મિલ્લાહ પઢવું વાજિબ છે. અગર બન્નેવમાંથી કોઈ એક પણ બિસ્મિલ્લાહ છોડી દેશે અને ગુમાન કરશે કે એકનું કહેવું પુરતું છે તો જાનવર હરામ થઈ જશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૫ પાનું ૨૯૨)

સારાંશ કે જેઓ માત્ર જાનવરના હાથ, પગ વિગેરે પકડી રાખી ઝબહ કરવામાં મુઈન અને મદદગાર બને છે તેમની ઉપર બિસ્મિલ્લાહ કહેવું વાજિબ નથી, હા, છુરી ચલાવવામાં મદદગાર બને છે તેના ઉપર બિસ્મિલ્લાહ વાજિબ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જાનવર ઝબહ કરતી વેળાની ઝરૂરી સૂચનાઓ

(૩૩૫) સવાલ :- કુર્બાનીના જાનવર સાથે કેટલાક કાપનારા ઘણી બેરહમીનો વર્તાવ કરે છે. માટે એ વખતે કઈ કઈ બાબતોનો લિહાઝ રાખવો ઝરૂરી છે?

જવાબ :- (૧) જાનવરોને ઝબહ કરવા પહેલાં ખવડાવી - પીવડાવી લેવું, ભુખું તરસ્યું કાપવું મકરૂહ છે.

(૨) કાપવાની જગ્યાએ લઈ જવા માટે પગ કે પુછડી પકડીને ઘસડીને લઈ જવું મકરૂહ છે.

(૩) સહેલાઈથી પછાડવું, નાહક સખ્તી કરવી મકરૂહ છે.

(૪) કિબ્લા રૂખ ડાબી કરવટે સુવડાવવું (કે જીવ આસાનીથી નિકળે) એથી ખિલાફ કરવું મકરૂહ છે

(૫) ચાર પગોમાંથી માત્ર ત્રણ પગ બાંધવા.

(૬) છુરી તેઝ રાખવી, બુઠ્ઠી છુરીથી કાપવું મકરૂહ છે.

(૭) છુરી તેઝ કરવી હોય તો જાનવરથી છુપાવી તેઝ કરવી, જાનવરના સામે તેઝ કરવું મકરૂહ છે.

(૮) જાનવરને સુવાડતાં પહેલાં છુરી તેઝ કરી રાખે, સુવડાવવા પછી તેઝ કરવું મકરૂહ છે.

હદીસ માં છે કે એક માણસ જાનવરને પછાડી છુરી તેઝ કરવા લાગ્યો, આ જોઈ આપ (સલ.) એ ફરમાવ્યું કે તુ બકરાને એકથી વધુ મૌતે મારવા માંગે છે?

(૯) એક જાનવરને બીજા જાનવરની સામે કાપવું મકરૂહ છે!

(૧૦) સુવડાવ્યા પછી તરત જ ઝબહ કરી નાંખે, બેફાયદા વાર લગાડવી મકરૂહ છે.

(૧૧) સખ્તાઈથી ઝબહ કરવું નહી કે માથું અલગ થઈ જાય, અથવા હરામ મગઝ (ગરદનના હાડકાના અંદરની સફેદ નસ) લગી છુરી ઉતરી જાય એ મકરૂહ છે.

(૧૨) ગરદન ઉપરથી ઝબહ કરવું સખ્ત મકરૂહ અને મના છે, કારણકે એમ કરવું જાનવરને નાહકની અને ઝરૂરત ઉપરાંતની ઈઝા આપવું છે.

(૧૩) ઝબહ કર્યા પછી જાનવરને ઠંડુ થવા પહેલાં ગરદન જુદી કરવી નહીં અને ચામડું પણ ઉતારવું નહી એમ કરવું મકરૂહ છે. (હિદાયહ, દુર્રે મુખ્તાર, શામી વિગેરે)

ઉપર વર્ણવાએલ સઘળી વર્તણુંક અને રિવાયત કુર્બાનીના જાનવર સાથે ખાસ નથી બલ્કે પ્રત્યેક ઝબીહા માટે આ હુકમ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જાનવરને ઝબહ કરતી વખતે ડોકું અલગ થઈ જાય તો?

(૩૩૬) સવાલ :- જાનવરને ઝબહ કરતાં તેનું ડોકું અલગ થઈ જાય તો ઝબહ કરેલું જાનવર ખાઈ શકાય કે નહી ? કેટલાક એને હરામ કહે છે અને કેટલાક એને મકરૂહ માને છે એમાં ખરૂ શું છે ? તે જણાવવા તકલીફ લેશો.

જવાબ :- ખાવું હલાલ છે, હરામ કે મકરૂહ નથી.(હિદાયહ ભાગ ૪ પાનું ૪૨૨)હા, જાણી જોઈને અથવા બેદરકારીથી આવી રીતે કાપવું એ કૃત્ય મકરૂહ છે કારણકે જાનવરને નાહક ઝરૂરત ઉપરાંત ઈઝા અને તકલીફ આપવું છે. હદીસ શરીફમાં છે કે ખુદાપાકે દરેક મખ્લુક સાથે એહસાન અને ખુબીનો વર્તાવ કરવું ફર્ઝ ઠેરાવ્યું છે, અગર કોઈ (ગુનેહગાર)ને કત્લ કરો તો સારી રીતે કત્લ કરો, (કે તેને વધુ ઈઝા ન થાય) અને જાનવરને ઝબહ કરો તો સારી રીતે ઝબહ કરો (કે વધુ ઈઝા ન પામે) અને છુરી તેઝ રાખો. તેમજ જાનવરને રાહત પહોંચાડવાની કોશીષ કરો (એટલે કાપતી વેળા, તે પહેલાં અને પછી એવું કામ કરો નહીં કે જેનાથી જાનવરને ઈઝા થાય.)(મુસ્લિમ શરીફ ભાગ ૨ પાનું ૧૫૨)

નોટ :- આથી સાબિત થાય છે કે આફ્રિકામાં કેટલેક સ્થળે જે દસ્તુર છે કે જાનવરને ઝબહ કરવા પહેલાં મસ્તકમાં મોટો ભારે પત્થર મારી બેહોશ કરી ઝબહ કરે છે, અને તેઓ આ રીતને એમ સમજે છે કે આમ કરવાથી જાનવરનો જીવ જલ્દી નિકળી જાય છે. આ રીત ઘાતકી અને ઝાલિમાના તેમજ સખ્ત મકરૂહ છે. જાનવરની જે રિઆયત નકકી શરીઅતે કરી છે તે કોઈ કરી શકતું નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## આજના કહેવાતા અહલે કિતાબ યહુદ, નસારાના ઝબીહા વિષે

(૩૩૭) સવાલ :- યહુદ અને નસારાનું ઝબહ કરેલું જાનવર હલાલ છે કે નહી? હમારા કેનેડામાં અરબ દેશોથી આવેલ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ કહે છે કે તેઓનું ઝબહ કરેલ જાનવર હલાલ છે અને કહે છે કે હમારી પાસે મિસર અને ફલસ્તીન અને બીજા અરબ મુલ્કોના ઉલ્માએ કિરામના ફતાવા છે. અને દલીલમાં કુર્આનની આયત ' વતઆમુ-લ્લઝીન ઉતુલ કિતાબ હિલ્લુલ લકુમ' પેશ કરે છે. મેં એમને ટુંકમાં જવાબ આપ્યો કે મૌજુદહ ઝમાનાના અહલે કિતાબ ફકત નામના જ અહલે કિતાબ છે. છતાં પણ તેઓ માનતા નથી, અને દલીલો કરે છે. જેથી આપ ખુલાસા પૂર્વક જણાવશો કે યહુદ અને નસારાનું ઝબહ કરેલ જાનવર હલાલ છે કે નહી?

જવાબ :- બેશક ! કુર્આન શરીફમાં છે 'વતઆમુ-લ્લઝીન ઉતુલ કિતાબ હિલ્લુલ લકુમ' પરંતુ મઝકુર આયતના મિસ્દાક તે યહુદ અને નસારા હતા જે તેઓના મઝહબના ઉસુલ અને પૈગમ્બર અને આસ્માની કિતાબોને માનતા હતા. લા મઝહબ, દહરિયા, સાઈન્સ અને સિતારા પરસ્ત ન હતા, ઝબીહા પર ગેરૂલ્લાહનું નામ લેતા ન હતા. અલ્લાહનું નામ લઈ ઝબહ કરતા હતા. તો અવા યહુદ-નસારાનું ઝબહ કરેલું જાનવર હલાલ હતું. જો મૌજુદહ દૌરમાં પણ મઝકુર અકીદાવાળા યહૂદ-નસારા મૌજુદ હોય તો એઓનું ઝબહ કરેલું જાનવર પણ મઝકુર આયતની દ્રષ્ટિએ જાઈઝ હોવામાં કાંઈ કલામ નથી. પરંતુ આ ઝમાનાના જે યહુદ અને નસારા છે એઓમાં વધુ ભાગે મુલહિદ, બદ્દીન, દહરિયા, સાઈન્સ પરસ્ત અને નુજુમ પરસ્ત છે. એઓના અકીદા તદ્દન બગડેલા છે.ફકત નામના જ અહલે કિતાબ છે તેઓને મઝહબથી કોઈ લગાવ રહ્યો નથી બલ્કે એઓના અહવાલ અને અફઆલથી જણાય છે કે તેઓ મઝહબથી બેઝાર છે તો પછી કઈ રીતે તેઓને અહલે કિતાબ કહી તેમના ઝબહ કરેલા જાનવરને હલાલ કહી શકાય અને એમના હકમાં આ

આયતથી કઈ રીતે દલીલ પકડી શકાય ? ઝરૂરી છે કે હલાલ અને ગૈરમુશ્તબેહ વસ્તુને અપનાવે. મુશ્તબેહ (શંકાસ્પદ) વસ્તુને છોડી દેવામાં આવે અને તેઓના ઝબીહાથી સંપૂર્ણ રીતે બચવામાં આવે.

હઝરત અલી (રદી.)એ પોતાના ઝમાનામાં બની તગ્લબના નસારાના હાલાત જોઈ તેમના ઝબીહાને હરામ ફરમાવ્યું. આજકાલના યહૂદ અને નસારાના હાલાત તો એમનાથી કઈ દરજા બુરા છે. પછી કઈ રીતે એમના ઝબીહાને હલાલ કહી શકાય ?

મિસર અને ફલસ્તીનના ઉલ્માના ફત્વાઓ પેશ કરવામાં આવે છે . એના વિષે "હઝરત મૌલાના મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) લખે છે કે :- અબસે નિસ્ફ સદી પેહલે મિસરકે મુફતી અબ્દહને પુરી ઉમ્મતે ઈસ્લામિય્યહ ઔર અઈમ્મએ અરબઅહકે ખિલાફ યુરોપમેં હોનેવાલે સબ ઝબાઈહકે હલાલ હોનેકા ફત્વા દે દિયા થા જિસ પર પૂરે આલમમેં ઈઝતિરાબ પૈદા હુવા. મુફતી અબ્દહકો ઉનકે ઓહદેસે હટાને કે મુતાલિબાત હુએ.

અત્રાફે આલમકે ઉલ્માને ઉનકે ફત્વેકી તરદીદ કી. (ઈલા કવ્લિહી....)ઈસ લિયે ઉલ્માએ ઉમ્મતને મુફતી અબ્દહકે ઈસ ફત્વેકો કુર્આન વ સુન્નતકે નુસૂસ ઔર અઈમ્મએ અરબઅહ ઔર જમ્હુર ફુકહાકે ખિલાફ કરાર દિયા. ઔર ઈસ્લામી દુનિયાકે હર ઈલાકેસે ઉસકી તરદીદમેં મઝામન લિખ્ખે ગયે. મુફતી અબ્દહકે શાગિર્દ અલ્લામહ રશીદ રઝા મિસરકે અહલે કલમ સહાફી ઔર ઝી ઈલ્મ હૈં. ઉન્હોંને અપને ઉસ્તાદકી હિમાયતમેં મઝામીન લિખ્ખે ઔર અપને સિયાસી ઈકતિદાર ઔર ખાસ કોશિશોકે ઝરીએ કુછ ઉલ્માકી મુવાફિકત ભી હાસિલ કર લી. ઈસ તરહ યે ફિત્ના મિસરમેં દબ ગયા. મગર ફિત્નાકા દબ જાના ઔર ચીઝ હે ઔર ફત્વાકા માન જાના દુસરી ચીઝ, ઉસ ઝમાનેકે અખ્બાર વ રસાઈલ દેખે જાએ તો યે હકીકત કિસી પર મખ્ફી નહી રેહ શકતી કે પુરી દુનિયાકે ઉલ્માને મુફતી અબ્દહકે ઈસ ફત્વેકો ગલત, નાકાબિલે એઅતિબાર કરાર દિયા થા. (ઈસ્લામી ઝબીહા બહવાલા જવાહિરૂલ ફિકહ સફા-૪૦૫-૪૦૬ જિલ્દ-૨)

આ હકીકત છે મુફતી અબ્દહ અને અલ્લામહ રશીદ રઝાના ફત્વાની. એટલા માટે હવે મુફતી અબ્દહ અને અલ્લામહ રશીદ રઝાના ફત્વાઓનો સહારો લઈને યહૂદ, નસારાના ઝબીહાને હલાલ કહેવું અને પુરી ઉમ્મતે મુસ્લિમહના ખિલાફ કરવુ સહીહ નથી. મુઅમિનની સઆદતમદી અને કામયાબી એમાં જ છે કે એના પેટમાં હલાલ અને પાક ખોરાક પહોંચે, એનાથી દિલ મુનવ્વર રોશન થાય છે. રૂહાનિયત નસીબ થાય છે. ઈબાદતનો શોક વધે છે. ઈબાદતમાં દિલ લાગે છે. ખુદાની મહબ્બત અને મઅરિફત હાસિલ થાય છે અને જ્યારે પેટમાં હરામ અને મુશ્તબેહ ગિઝા જાય છે તો દિલમાં ઝુલ્મત અને તારીકી પૈદા થાય છે. ઈબાદતનો શોક જતો રહે છે. માટે એવી ખોરાકથી બચીને રહેવું ઝરૂરી છે.

મુફસ્સિરે કુર્આન હઝરત મૌલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.) ફર્માવે છે :-મગર યાદ રહે કે હમારે ઝમાનેકે નસારા ઉમૂમન બરાયે નામ નસારા હે ઉનમેં બકસરત વો હૈં જો ન કિસી આસ્માની કિતાબકે કાઈલ હૈં ન મઝહબકે, ન ખુદાકે, ઉન પર અહલે કિતાબકા ઈત્લાક નહી હો સકતા લિહાઝા ઉન્કે ઝબીહા ઔર નિસાઅકા હુકમ અહલે કિતાબકા સા ન હોગા, નીઝ યે મલ્હુઝ રહે કે કિસી ચીઝકે હલાલ હોનેકે મઅના યે હે કે ફી હદ્દિ ઝાતિહી કોઈ વજહ તહરીમકી નહી લેકિન અગર ખારજી અસરાત વ હાલાત એસે હો કે ઈસ હલાલસે મુનતફિઅ હોનેમેં બહોતસે હરામકા મુરતકિબ હોના પડતા હો, બલ્કે કુફ્રમેં મુબ્તલા હોનેકા એહતિમાલ હો તો એસે હલાલસે ઈન્તિફાઅકી ઈજાઝત નહી દી જાએગી (ફવાઈદે ઉસ્માની સુરએ માઈદહ પારહ ૬)

પાકિસ્તાનના મુફતીએ અ'ઝમ હઝરત મૌલાના મુફતી મુહમ્મદ શફીઅ (રહ.) તહરીર ફર્માવે

છે :-આજ-કલ યુરોપકે ઈસાઈ ઔર યહૂદીયોંમે એક બહુત બળી તઅદાદ ઐસે લોગોંકી ભી હે જો અપની મરદુમ શુમારીકે એઅતેબારસે યહુદી યા નસ્રાની કેહલાતે હેં મગર દર હકીકત વો ખુદાકે વુજૂદકે ઔર કિસી મઝહબ હી કે કાઈલ નહી. ન તવ્રાત વ ઈન્જીલકો ખુદાકી કિતાબ માનતે હેં, ન મુસા વ ઈસા (અલ.) કો અલ્લાહકે નબી વ પયગમ્બર તસ્લીમ કરતે હેં યે ઝાહિર હે કે વો મહઝ મરદુમ શુમારીકે નામકી વજહસે અહલે કિતાબકે હુકમમેં દાખિલ નહી હો સકતે. નસારએ બની તગ્લબકે બારેમેં જો હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુને ફર્માયા કે ઉન્કા ઝબીહા હલાલ નહી. ઔર ઉસ્કી વજહ યહી બતલાઈ કે યે લોગ દીને નસ્રાનિય્યતમેંસે બજુઝ શરાબ નોશીકે ઔર કિસી ચીઝકે કાઈલ નહી. હઝરત અલી (રદી.) કા ઈર્શાદ હે :-ઈબ્ને જવ્ઝી (રહ.) ને સનદકે સાથે હઝરત અલી (રદી.) કા યે કોલ નકલ કિયા હે કે નસારએ બની તગલબકે ઝબાઈહકો ન ખાઓ કયું કે ઉન્હોને મઝહબે નસ્રાનિય્યતમેંસે શરાબ નોશીકે સિવા કુછ ન લિયા. ઈમામ શાફેઈ (રહ.) ને ભી સનદે સહીહકે સાથ યે રિવાયત નકલ કી હે, (તફસીરે મઝહરી સુરએ માઈદહ જિલ્દ ૩ સફા-૩૪)

હઝરત અલી (રદી.) કો બની તગ્લબકે મુતઅલ્લિક યેહી મઅલુમાત થી કે વો બેદીન હેં, નસ્રાની નહી, અગરચે નસ્રાની કેહલાતે હેં. ઈસ લિસ ઉન્કે ઝબીહાસે મના ફરમાયા. (ઈસ્લામી ઝબીહા બહવાલએ જવાહિરૂલ ફિક્હ જિલ્દ-૨ સફા ૩૯૩-૩૯૪)

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી થાનવી (રહ.) ફરમાવે છે:-

લેકિન ઈસ ઝમાનેમેં જો નસારા કેહલાતે હેં વો અકસર કૌમી હેસિયતસે નસારા હેં, મઝહબી હેસિયતસે મહઝ દહરી વ સાઈન્સ પરસત હેં, એસોકે લિયે યે હુકમ જવાઝે નિકાહ (વ ઝબીહા)કા નહી હે, (ઈમ્દાદુલ ફતાવા જિલ્દ-૨ સફા-૧૭૦) (બયાનુલ કુર્આન પારા-૯ જિલ્દ-૩)

અને ફરમાવે છે :-કિતાબીકા ઝબીહા હલાલ હે દો શર્તસે, એક યે કે અસ્લી કિતાબી હો. ઔર દુસરી શર્ત યે કે ઝબહકે વક્ત અલ્લાહકે સિવા ઔરકા નામ ન લે, વરના હરામ હોગા. (દુર્રે મુખ્તાર) ઔર યે યાદ રખના ચાહિયે કે હમારે ઝમાનેમેં અકસર નસારા બરાએ નામ હેં એસોકા હુકમ નસારા (અહલે કિતાબ) કા સા નહી હેં. (બયાનુલ કુર્આન ભાગ-૩ પાનું ૯)

ફતાવા દારૂલ ઉલૂમમાં છે :-આજ કલ જો લોગ નસારા કેહલાતે હેં ઉન્મેં બહોતસે લોગ એસે ભી હેં જો દહરી હેં, કિસી મઝહબ હી કો નહી માનતે બલ્કે ખુદાકે વુજુદ હી કે કાઈલ નહી, યે લોગ અગરચે બએઅતેબારે મરદુમ શુમારી નસારા કેહલાતે હેં મગર હુકમે શરઅમેં એસે લોગ અહલે કિતાબ નહી હો સક્તે, (ફતાવા દારૂલ ઉલૂમ કદીમ જિલ્દ-૧-૨ સફા-૧૬૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુર્બાનીનું જાનવર ઝબહ કરવા માટે ઈમામને મજબુર કરી શકાય?

(૩૩૮) સવાલ :-અમુક ગામોમાં ઈમામને મજબુર કરી કુર્બાની માટે બોલાવે છે. અને નિય્યત કરાવી તેમના હાથથી ઝબહ માટે છુરી ફેરવાવે છે. ચાહે ઈમામ ઝબહથી નાવાકિફ હોય અથવા હિમ્મત ન રાખતો હોય. સાફ કરનાર બીજો માણસ હોય છે તેના કહેવાથી કે આ જગ્યાએ છુરી ફેરવો ઈમામ સાહબ છુરી ફેરવે છે તો આ પ્રમાણે કરાવવું કેવું છે?

જવાબ :-અફઝલ એ જ છે કે જે મર્દની કુર્બાની હોય તે જ ઝબહ કરે. નહી કરી શકે તો કોઈ જાણકાર દીનદાર પાસે ઝબહ કરાવે, ઈમામ સાહબને મજબૂર કરવું મુનાસિબ નથી. ઝબહ કરવું ઈમામની નોકરીમાં શામિલ નથી. (દુર્રે મુખ્તાર ભાગ ૫ પાનું ૨૮૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુ-નિકાહ

### સોહબત છોડી દઈ ઔરતને માંના બરાબર સમજવા બાબત

(૩૩૯) સવાલ :-હું રાત્રે મારી ઔરત પાસે હમબિસ્તરી માટે ગયો તો તેણીએ મને ખાસ મરજી પ્રમાણે સોહબત માટે ના પાડી જેથી મને ઘણો જ ગુસ્સો આવી જવાથી મેં કહી દીધું કે "કુર્આન શરીફને સાક્ષી રાખીને કહું છું કે આજ પછી કોઈ પણ દિવસે તારી સાથે સોહબત કરીશ નહીં, તું મારી માં બરાબર છે."

આ વાત મેં તલાકના ઈરાદે નહીં પરંતુ હમબિસ્તરી ન કરવાના ઈરાદે આ પ્રમાણે કહ્યું છે તો આવી સુરતમાં શરીઅત શું હુકમ ફરમાવે છે તે તાકીદે જણાવશો. કારણકે મારા માટે જાઈઝ છે કે નહીં તેની મને ઘણી જ ફિકર છે અને ખુદાનો ઘણો જ ડર છે માટે આપ તાકીદે ફત્વો આપવા મહેરબાની કરશોજી.

જવાબ :-પુછેલી સુરત કસમની નથી, ઝિહારની છે માટે ઝિહારનો કફ્ફારો અદા કરવા પહેલાં ઔરત સાથે સોહબત વિગેરે જાઈઝ નથી. કફ્ફારામાં બે માસના લગાતાર રોઝા રાખે, રોઝાની તાકત ન હોય તો ૬૦ મિસ્કીનોને બન્નેવ ટાઈમ પેટ ભરીને ખવડાવે અથવા દરેકને બંગાલી તોલથી પોણા બશેર ઘઉ આપે તો કફ્ફારો અદા થઈ જશે અને ઔરત સાથે સોહબત જાઈઝ થઈ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખિલ્વત પહેલાં છોકરી મહેરની હકદાર છે?

(૩૪૦) સવાલ :-છોકરીની શાદી તો થઈ પણ ધણીને ત્યાં જવા પામી ન હતી કે ધણી મરણ પામ્યો અથવા ધણીએ તલાક આપી દીધી તો ઔરત મહેરની હકદાર ગણાંશે કે નહી?

જવાબ :-હા, ધણી મરણ પામે તો ઔરત પુરી મહેરની હકદાર થશે, અને તલાક આપવાની સુરતમાં અડધી મહેરની મુસ્તહિક છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### છોકરી અને તેની સાવકી માંને નિકાહમાં સાથે રાખી શકાય?

(૩૪૧) સવાલ :-સાવકી સાસુ એટલે ઔરતની સાવકી માંની સાથે નિકાહ દુરૂસ્ત થઈ શકે છે ? અને ઔરત અને તેની એ સાવકી માં બન્નેને એક સાથે નિકાહમાં રાખી શકાય છે?

જવાબ :-હા! સાવકી સાસુ (ઔરતની સાવકી માં)ની સાથે નિકાહ જાઈઝ છે અને ઔરત અને તેની સાવકી માં બન્નેવને નિકાહમાં જમા કરી શકાય છે.

ફજાઝલ જમ્ઉ બય્ન ઈમરઅતિન વ બિન્તિ ઝવ્જિહા (તન્વીરૂલ અબ્સાર મઅ દુર્રે મુખ્તાર વ શામી ભાગ ૨ પાનું ૩૯૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સાલી સાથે ઝિના કરવાથી નિકાહમાં ખરાબી આવે કે નહી?

(૩૪૨) સવાલ :-ઔરતની બહેન એટલે સાલી સાથે ઝિના કરે તો ઔરત હરામ થઈ જાય કે નહી?

જવાબ :-પુછેલી સુરતમાં ઔરત હમેશના માટે હરામ થશે નહી પરંતુ જ્યાં લગી સાલીને એક હૈઝ ન આવી જાય ત્યાં લગી પોતાની ઔરત સાથે સોહબત કરી શકાશે નહી. કરશે તો સખ્ત ગુનેહગાર થશે. (શામી ભાગ ૨ પાનું ૩૮૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### બેટાની સાસુ સાથે છોકરાના બાપના નિકાહ થઈ શકે?

(૩૪૩) સવાલ :-એક માણસે હિન્દહ સાથે શાદી કરી છે હવે તે માણસનો સગો બાપ હિન્દહની સગી માં એટલે પોતાના છોકરાની સાસુ સાથે નિકાહ કરી શકે છે કે નહીં ? હિન્દહ અને છોકરો હયાત છે. અને હિન્દહ છોકરાના નિકાહમાં છે.

જવાબ:- હાં, કરી શકે છે. એ રિશ્તો હરામ નથી. હલાલ છે.

શામીમાં છે "વલા તહરૂમુ ઉમ્મુ ઝવ્જતિલ ઈબ્નિ"

અર્થાત:- પોતાના છોકરાની ઔરતની માં સાથે નિકાહ હરામ નથી.

(શામી ભાગ ૨ પાનું ૩૮૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હિન્દુ છોકરી સાથે નિકાહ કરવા અને તે મજલિસમાં શરીક થવા વિષે

(૩૪૪) સવાલ:- અગર કોઈ મુસલમાન આર્યસમાજ મંદિરમાં હિન્દુ છોકરીથી નિકાહ કરે તો તે કેવું છે? એવી મજલિસમાં શરીક થવું કેવું છે?

જવાબ:- ગૈર મુસ્લિમહ (કાફિરહ અને મુશ્રિકહ) ઔરતથી નિકાહ કરવું હરામ અને કબીરો ગુનોહ છે. કુર્આનમાં છે કે "વલા તન્કિહુલ મુશ્રિકાતિ હતા યુઅમિન્ન'

અર્થાત:- મુશ્રિકહ ઔરત જ્યાં સુધી ઈમાન ન લાવે ત્યાં સુધી એમનાથી નિકાહ ન કરો. (સુરએ બકરહ) માટે એવી મજલિસમાં શરીક થવું જાઈઝ નથી, અગર હલાલ સમજીને નિકાહ કર્યા તો મુજિબે કુફ્ર છે. ઝાહિરમાં તજદીદે ઈમાન લાઝિમ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નિકાહનો વકીલ બીજાને પોતાનો નાઈબ બનાવી શકે કે નહીં?

(૩૪૫) સવાલ:- નિકાહ વખતે દુલ્હનનો વકીલ પોતે નિકાહ પઢાવતો નથી, નાઈબ કાઝી વિગેરે બીજાને નિકાહ પઢાવવાનું સોંપે છે, તો શું વકીલ, બીજા માણસને નિકાહ પઢાવવાનો વકીલ બનાવી શકે છે? અને એનાથી નિકાહમાં કંઈ વાંધો આવે છે કે નહીં?

જવાબ:- બેશક! વકીલને એ ઈખ્તિયાર નથી કે બીજાને નિકાહ પઢાવવાનો વકીલ બનાવે. પરંતુ પહેલા વકીલની હાઝરીમાં બીજો વકીલ , નાઈબ કાઝી વિગેરે નિકાહ પઢાવે તો નિકાહમાં કંઈ વાંધો આવતો નથી. નિકાહ થઈ જાય છે.

ફતાવા કાઝીખાનમાં છે; "અલ્વકીલુ બિત્તઝવ્વુજિ લય્સ લહુ અંય્યુઅકકિલ ગય્રહુ ફઈન ફઅલ ફઝવ્વજહુ-સ્સાની બિહઝરતિલ અવ્વલિ જાઝ"

અર્થાત :- નિકાહના વકીલને હક નથી કે બીજાને વકીલ બનાવે અગર તેણે એમ કર્યું અને બીજા વકીલે પહેલા વકીલની હાજરીમાં નિકાહ પઢાવ્યા તો જાઈઝ થઈ ગયા. (ભાગ ૩, પાનુ ૫૮૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈસાઈ ઔરત સાથે ઈસાઈ મઝહબ પ્રમાણે નિકાહ કર્યા, પછી ઈસ્લામી તરીકા પ્રમાણે નિકાહ પઢે તો ?

(૩૪૬) સવાલ :- મુસલમાન પુરૂષે ઈસાઈ મઝહબની સ્ત્રી સાથે ઈસાઈ મઝહબના દેવળમાં જઈ ઈસાઈ મઝહબના રિવાજ પ્રમાણે શાદી કરી, પાછળથી થોડા મહીના પછી ઈસ્લામી ઉસૂલ પ્રમાણે બે સાક્ષીઓના સમક્ષ ઈજાબ-કુબુલ કરાવી.

(૧) હવે મુળ પુછવાનો મતલબ એ છે કે તે બાઈને ઔલાદ થઈ તો તે ઔલાદની ઈસાઈ

મઝહબ પ્રમાણે ચર્ચમાં જઈ બાપટીસ્ટ કરાવવા કે કેમ ?

બાપટીસ્ટ કરાવવાથી તે મુસલમાન પુરૂષના નિકાહમાં ખરાબી આવી કે કેમ? અને ખરાબી આવી હોય તો શું કરવું ? ફરીથી ઈજાબ-કુબુલ કરાવવી કે કેમ?

(૨) તે ઔલાદ મુસલમાન ગણાંય કે ઈસાઈ ?

(૩) તે ઔલાદનો અકીકો કરી શકાય કે નહી ?

જવાબ :- બેશક ! જે ઈસાઈ અને યહુદી સ્ત્રી અસ્લી કિતાબિયહ હોય (ઈસ્લામ છોડી ઈસાઈયહ અને યહુદિયહ બની ન હોય) અને પોતાના મઝહબી ઉસુલ અને પયગમ્બર તથા આસ્માની કિતાબના માનનારી હોય, માત્ર નામની કિતાબિયહ અને દર હકીકત લામઝહબ, દહરિયહ અને સાયન્સ પરસ્ત ન હોય( જો કે હઝરત ઈસા (અલ.) અને હઝરત ઉઝૈર (અલ.) ને ઈબ્નુલ્લાહ એટલે (નઉઝુ બિલ્લાહ) ખુદાના બેટા તરીકે માનતી હોય) તો તેની સાથે નિકાહ હલાલ છે.

કુર્આનમાં છે; ''વલ્મુહસનાતુ મિન-લ્લઝીન ઊતુલ કિતાબ મિન કબ્લિકુમ''

અર્થાત :- અને જેઓને તમારા પહેલાં (આસ્માની કિતાબ આપવામાં આવી તેઓમાંની પાકદામન સ્ત્રીઓ હલાલ છે. (સુરએ માઈદહ-૫)

પરંતુ આ ઝમાનામાં શરઈ મસ્લિહત ઈસાઈ અને યહુદી ઔરત સાથે શાદી કરવાની અને મેળ-મેળાપની ઈજાઝત આપી શકતી નથી, ખાસ કરી દારૂલ હર્બ અને કુફ્રસ્તાનમાં, કારણકે તેના સમાગમ અને ખરાબ વાતાવરણના અસરથી ઔલાદના અને પોતાના પણ અકીદા અને અખ્લાક બગાડવાનો ખાસ અને પૂરતો સંભવ છે. (શામી ભાગ ૨ પાનું ૩૯૭)

ખુદાનું ફરમાન છે. ''વલા તર્કનૂ ઈલલ્લઝીન ઝલમૂ ફતમસ્સકુમુ-ન્નાર.''

અર્થાત :-હે મુસલમાનો ! એવા ઝાલિમો તરફ વલણ નહી રાખો, નહી તો તમને દોઝખની આગ ચોંટશે. (સૂરએ હુદ ૧૧)

માટે એઅતેકાદની રૂએ નિકાહ જાઈઝ માને અને અમલની રૂએ બચીને રહે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની માન્યતા હતી કે હરબી કિતાબિયહ સાથે નિકાહ હલાલ નથી. -(તફસીરે રૂહુલ બયાન ભાગ ૨ પાનું ૩૪૮)

બીજા ખલીફા હઝરત ઉમરે ફારૂક (રદિ.)ના મુબારક સમયમાં જ એવી પરિસ્થિતિ પૈદા થઈ ગઈ હતી કે અમીરૂલ મુઅમિનીન ફારૂકે અ'ઝમ (રદિ.)ને કિતાબી ઔરત સાથે નિકાહની મનાઈનો હુકમ કાઢવો-પડયો, અને ખુલાસો કર્યો કે ખુદાપાકે કિતાબી ઔરત સાથે નિકાહ હલાલ કર્યો છે, હું હલાલને હરામ કરી શકતો નથી પરંતુ મસ્લિહતની રૂએ મનાઈનો હુકમ આપ્યો છે.

મઝકુર હુકમ કિતાબી ઔરત બાબત છે. પણ આ ઝમાનામાં કિતાબી ઔરતો કયાં છે? અને કેટલી છે? મોટે ભાગે લામઝહબ અને સાયન્સ પરસ્ત છે, એમની સાથે નિકાહ જાઈઝ થઈ શકતા નથી.

તફસીરે હકકાનીમાં છે; આજકલકે મુલાહિદએ યુરપ તો હરગિઝ ઈસાઈ શુમાર ન હોંગે (ભાગ ૪ પાનું ૧૧)

હકીમુલ ઉમ્મત હઝરત મવ. થાનવી (રહ.)નો ફત્વો-

અર્થાત :- પરંતુ આ ઝમાનામાં જેઓ નસારા કહેવાય છે તેઓ વધુ ભાગે કૌમી હેસિયતથી

નસારા છે, મઝહબી હેસિયતથી ખાલિસ દહરિયહ અને સાયન્સ પરસ્ત છે. તેઓ માટે નિકાહ જાઈઝ હોવાનો હુકમ નથી.

(ઈમ્દાદુલ ફતાવા ભાગ ૨ પાનું ૧૭૦) (તફસીરે બયાનુલ કુર્આન ભાગ ૨ પાનું ૯)

ફતાવા-દારૂલ ઉલુમમાં છે કે :-

અર્થાત :- આજકાલ જે લોકો નસારા કહેવાય છે તેમાં મોટા ભાગે દહરિયહ છે, કોઈ મઝહબને જ માનતા નથી, બલ્કે ખુદાના વુજૂદને જ માનનારા નથી, તેઓ જો કે વસ્તી ગણત્રી ના આધારે નસારા છે, પણ શરઅન એવા લોકો અહલે કિતાબ હોય શકતા નથી. (ફતાવા દારૂલ ઉલૂમ ભાગ ૧-૨ પાનું ૧૬૦)

**ઉમ્દતુલ મુફસ્સિરીન હઝરત અલ્લામહ શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)ની તહકીક:-**

પરંતુ એ યાદ રહે કે અમારા ઝમાનાના નસારા આમ તોર પર નામના નસારા છે, એમાં કેટલાક તે છે જે નતો આસ્માની કિતાબને માનનારા છે! ન તો મઝહબને ! ન તો ખુદાને માને છે! એમના ઉપર અહલે કિતાબની વ્યાખ્યા લાગુ પડી શકતી નથી, કિંવા એમને અહલે કિતાબ કહી શકાય નહી, માટે એમના ઝબીહા (એમના હાથે કપાએલું જાનવર) અને ઔરતોનો હુકમ અહલે કિતાબ જેવો હશે નહીં, એ પણ ધ્યાનમાં રાખો કે કોઈ ચીઝ હલાલ હોવાનો અર્થ એ છે કે તેની ઝાતમાં હરામ હોવાનું કોઈ કારણ નથી, પંરતુ અગર બહારનો અસર અને પરિસ્થિતિ એવી હોય કે તે હલાલથી લાભ ઉઠાવવામાં કેટલાક હરામ કામો કરવાં પડતા હોય, બલ્કે કુફ્રમાં મુબ્તલા હોવાનો સંભવ હોય તો એવા હલાલથી લાભ ઉઠાવવાની છુટ આપી શકાય નહી. (ફવાઈદે સૂરએ માઈદહ રૂકુઅ-૧ પાનું- ૧૭૦)

અને ફરમાવે છે જે કિતાબી ઔરતો સાથે નિકાહની ઈજાઝત મળી છે તેનો ફાયદો એ હોવો જોઈએ કે મુ'મિન કાનિતની હકકાનિય્યત ઔરતના દિલમાં ઘર કરી લે, નહી કે તેના ઉપર ફિદા થઈ પોતાની ઈમાની દોલત ખોઈ બેસે અને 'ખસિરદ -દુન્યા વલઆખિરહ'નો મિસ્દાક બનીને રહી જાય.( ફવાઈદે સુરએ માઈદહ પાનું ૧૭૧) ઝઈફુલ ઈમાન અને કમઝોર એઅતિકાદ મુસલમાનનો અંત એવો જ હોય છે. સર્વમાન્ય હકીકત છે કે ઝાહિરનો બાતિન પર અસર હોય છે,

વિદ્વાનોનું પણ એક પ્રખ્યાત કથન છે કે ' અલ્કબાઈહુ મુતઅદ્દિયતુન વત્તબાઈઉ મુતસર્રિકતુન.

અર્થાત :- બુરી ખસ્લતો અને ખરાબ આદતો મુતઅદ્દી હોય છે, (સાથીઓને લાગી જાય છે) અને તબીઅતો ચોર છે ખરાબ વાતોનો અસર કબુલ કરી લે છે.

એટલા માટે બુઝુર્ગાને દીન (રહ.)ની સોનેરી શિખામણ છે કે;

તા તવાની દુર શવ અઝ યારે બદ, યારે બદ બદતર બુવદ અઝ મારે બદ.
મારે બદ તન્હા હમી બર જાં ઝનદ, યારે બદ બર જાનો બર ઈમાં ઝનદ

અર્થાત :- "બનતી કોશીશે બુરા સાથીથી દુર રહો, બુરો સાથી ઝેહરીલા સાંપથી વધુ ખતરનાક છે, સાંપ તો ફકત પ્રાણ લે છે, પણ બુરો સાથી ઝિંદગી ખરાબ કરી દે છે, અને ઈમાન પણ હડપ કરી જાય છે." (ખુદા બચાવે)

સારાંશ કે આપના સવાલોના જવાબો ટુંકમાં નીચે પ્રમાણે છે

(૧) મુસલમાન પુરૂષે ઈસાઈ મઝહબની સ્ત્રી સાથે ઈસાઈ મઝહબના દેવળમાં જઈ ઈસાઈ

મઝહબના ઉસૂલ પ્રમાણે શાદી કરી. એ શાદી વિશ્વાસપાત્ર નથી. જો દર હકીકત ઔરત કિતાબિયહ હોય, પોતાના મઝહબના ઉસુલ તથા પયગમ્બર અને આસ્માની કિતાબને માનનારી હોય,(ભલે અમલ તેવા ન હોય) તો સવાલમાં દર્શાવ્યા મુજબ ઈસ્લામી ઉસુલ પ્રમાણે ઈજાબ કબુલ કરવાથી નિકાહ સહીહ થઈ જશે. અને ઔલાદની "બાપટિસ્ટ" કરાવવું રિસાલત કિંવા પયગમ્બરને માનવા વિરૂદ્ધ અને અણ ઈસ્લામી કૃત્ય છે માટે તૌબહ, ઈસ્તિગફાર અને નવેસરથી ઈમાન લાવવા અને નવેસરથી નિકાહ કરવાનો હુકમ લાગુ પડશે.

તફસીરે બૈઝાવીમાં છે કે ઝુન્નાર વિગેરે બાંધવાને એટલા માટે કુફ્ર ગણવામાં આવ્યું છે કે એ ચીઝો તે માણસની તકઝીબ (જુઠા હોવા) ની નિશાની છે જેણે રસુલે ખુદા(સલ.)ની તસ્દીક કરી છે કે આપની તસ્દીક કરનાર (એટલે સાચા માનનાર) આવા કૃત્યો કરી શકતો નથી. (સુરએ બકરહ પાનું ૨૩)

માટે નવેસરથી ઈમાન લાવવા અને નિકાહ કરવાનો હુકમ કરવામાં આવશે. દુર્રે મુખ્તારમાં છે; યુમરૂ બિલ ઈસ્તિગ્ફારિ વત્તવ્બતિ વ તજદીદિ-ન્નિકાહિ. (શામી ભાગ ૩ પાનું ૪૧૪)

(સવાલ નં.૨ નો જવાબ) :- (૨) હા! નાની અવ્લાદ મુસ્લિમ બાપની તાબેઅ થઈ મુસલમાન ગણાશે. બાપ મુસલમાન તો અવ્લાદ પણ મુસલમાન.

(સવાલ નં ૩ નો જવાબ) (૩) હા ! અકીકો કરી શકાય છે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### નિકાહનો ખુત્બો કયારે પઢવો જોઈએ ?

(૩૪૭) સવાલ :- ખુત્બએ નિકાહ, નિકાહ પહેલાં પઢવો જોઈએ કે નિકાહ પછી ?

જવાબ :-નિકાહનો મસ્નુન તરીકો એ છે કે નિકાહની મજલિસમાં પહેલાં ખુત્બો પઢવામાં આવે, પછી ઈજાબો-કુબુલ અમલમાં આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### નિકાહમાં ખુત્બો નહીં પઢે તો શું હુકમ ?

(૩૪૮) સવાલ :- નિકાહ પહેલાં કે પછી ખુત્બો પઢાય જ નહીં તો નિકાહ થશે કે કેમ?

જવાબ :- અગર ખુત્બો નહીં પઢાયો તો નિકાહ થઈ જશે. પરંતુ ખિલાફે સુન્નત થશે, અને બરકતથી મહરૂમ ગણાંશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખાનગીમાં નિકાહ કરી લીધા તો શું હુકમ છે?

(૩૪૯) સવાલ :- ખાનગીમાં (ચુપ-ચાપ) નિકાહ પઢી લેવામાં આવે તો નિકાહ થશે કે નહીં ?

જવાબ :- અગર ઈજાબો-કુબુલ વખતે શરઈ ગવાહો મૌજુદ હશે તો નિકાહ થઈ જશે, પરંતુ વિના ઉઝરે આવી રીતે ચુપ-ચાપ નિકાહ કરી લેવું ખિલાફે સુન્નત છે. નિકાહ એઅલાન (જાહેરાત) કરી કરવા જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### નાબાલિગની ઈજાબો-કબુલનો એઅતેબાર વલીની કબૂલિયત ઉપર છે?

(૩૫૦) સવાલ :- નાબાલિગ છોકરો સફરમાં તેના માં-બાપ સાથે રહે છે, એની શાદી ઈન્ડિયામાં રહેનાર નાબાલિગ છોકરી સાથે કરવા વિચાર છે, છોકરીની સાથે તેની માં છે અને

ભાઈ સફરમાં છે જ્યાં શાદી કરનાર છોકરો છે જેની ઉમર ૧૯ વરસની છે, તો મઝકુર છોકરા-છોકરીની શાદી માટે છોકરો પોતે રજા આપે કે તેના વાલી? તેમજ છોકરી પોતે રજા આપે કે તેના સાથે રહેનાર તેની મા ? અથવા સફરમાં રહેનાર ભાઈ રજા આપે?

મઝકુર નિકાહ પઢવા. પઢાવવાની શરઈ રીત જણાવશો !

જવાબ :- નાબાલિગ છોકરા-છોકરીની ઈજાબો કબુલ મોઅતબર નથી. વાલીઓની મન્ઝુરી ઉપર મૌકુફ હોય છે. માટે પુછેલી સુરતમાં નિકાહ કરવાની આસાન રીત એ છે કે છોકરીનો ભાઈ મજલિસે નિકાહમાં શરઈ ગવાહોની રૂબરૂ છોકરાના બાપને કહે કે મેં મારી બહેન નામે.....ને............મહેરના એવજમાં તમારા આ છોકરા નામે.....ના નિકાહમાં આપી છે, જવાબમાં છોકરાનો બાપ કહે કે હું મારા આ છોકરા નામે....ના તરફથી કબુલ કરૂં છુ તો નિકાહ થઈ જશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**નાબાલિગ સાથે નિકાહ કરાવ્યા બાદ તલાક લઈ આગલા ધણી સાથે નિકાહ કર્યા તો?**

(૩૫૧) સવાલ :- એક માણસે તેની ઔરતને ત્રણ તલાક આપી. ચાર-પાંચ મહીના પછી તે બાઈના નિકાહ ૧૨-૧૩ વર્ષના નાબાલિગ છોકરા સાથે કર્યા પછી તેનાથી તલાક અપાવી, પછી આગલા ધણીએ તે બાઈ સાથે નિકાહ કર્યા તો જાઈઝ છે કે કેમ ?

જવાબ :- ત્રણ તલાક આપી હોય તો હલાલા માટે જરૂરી છે કે ઈદ્દત પુરી થયા પછી બીજા સાથે નિકાહ કરે અને તે એની સાથે કમ અઝ કમ એક વખત સોહબત કરે પછી, તલાક આપે અથવા મરણ પામે અને ઈદ્દત પુરી થાય ત્યારે આગલા ધણી સાથે નિકાહ કરી શકે છે. પૂછેલી સૂરતમાં ૧૨-૧૩ વર્ષનો નાબાલિગ છોકરો સમજદાર અને સોહબત કરી શકે એવો હોય અને તેના નિકાહ તેના વલીએ કબૂલ રાખ્યા હોય અને તે સોહબત કરી મરણ પામે અથવા બાલિગ થયા પછી તલાક આપે અને બાઈ ઈદ્દત પૂરી થયા બાદ આગલા ધણી સાથે નિકાહ કરે તો તેના માટે હલાલ થઈ શકે છે. નાબાલિગને તલાક આપવાનો હક પણ નથી. બાલિગ થયા પછી જ તલાક આપી શકાય છે. માટે મઝકુર સુરતમાં બાઈના નિકાહ આગલા ધણી સાથે થએલા મોઅતબર નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ-રઝાઅત

## પોતાની ઔરતની છાતી ચુસવાથી નિકાહમાં કાંઈ વાંધો આવશે?

(૩૫૨) સવાલ :-મર્દ પોતાની ઔરતની છાતી મોંમાં લઈ ચુસે અને મોંમાં દુધ આવી જાય અને ગળામાં પણ ઉતરી જાય તો ઔરત હરામ થઈ જશે કે નહીં?

જવાબ :-મઝકુર સુરતમાં ઔરત મર્દ ઉપર હરામ થઈ નથી. (ફતાવા કાઝીખાન ભાગ ૧ પાનું ૧૮૯) પરંતુ જાણી જોઈ આવી હરકત કરવી જાઈઝ નથી. કારણ કે દુધ પીવાની મુદ્દત પછી માણસને ઔરતનું દુધ પીવું હરામ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ભાઈની રઝાઈ બહેન અને રઝાઈ ભાઈની હકીકી બહેન સાથે નિકાહ.

(૩૫૩) સવાલ :- એક છોકરાએ પોતાની કાકીનું દુધ પીધું છે હવે તે છોકરાનો ભાઈ આ કાકીની છોકરી સાથે નિકાહ કરી શકે છે કે નહી.? એ નિકાહ હલાલ છે કે હરામ ?

જવાબ :- જયારે દુધ પીનાર છોકરાના ભાઈએ મઝકુર કાકીનું દુધ પીધું નથી તો તેના નિકાહ તે કાકીની છોકરી સાથે થઈ શકે છે. ભાઈની રઝાઈ (દુધ શરીક)બહેન સાથે નિકાહ હલાલ છે. હરામ નથી, એવી જ રીતે રઝાઈ ભાઈની હકીકી બહેનની સાથે નિકાહ જાઈઝ છે. તેમજ ભાઈની રઝાઈ બહેન સાથે પણ નિકાહ દુરૂસ્ત છે (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૩૪૩) ફકત........

## હકીકી ભાઈની રઝાઈ બહેનની હકીકી બહેનથી નિકાહ થઈ શકે છે?

(૩૫૪) સવાલ :-મારા મોટા છોકરાની છોકરીએ મારા નાના છોકરાની ઔરતનું દુધ પીધું. હવે તે છોકરી અને તેના બીજા છોકરા એ તો દુધ-ભાઈ થઈ ગયા. પણ મોટા છોકરાના જે બીજા છોકરા-છોકરી જેણે દુધ પીધું નથી નાના છોકરાની ઔરતનું તો તે છોકરા-છોકરીના નિકાહ નાના છોકરાની બીજી અવ્લાદ સાથે થઈ શકે કે નહી ?તે લખી જણાવશો.

જવાબ :- પુછેલી સૂરતમાં મોટા છોકરાની અવ્લાદ જેણે નાના છોકરાની ઔરતનું દુધ પીધું નથી. નાના છોકરાની બીજી અવ્લાદ સાથે તેમના નિકાહ થઈ શકે છે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રઝાઅતની મુદ્દત કેટલી છે ?તે પછી દુધ પીવડાવવાનો શું હુકમ ?

(૩૫૫) સવાલ :- રઝાઅતની મુદ્દત કેટલી છે? કિંવા કેટલી ઉંમરમાં દુધ પીવાથી નિકાહ હરામ હોવાનો હુકમ લાગુ પડે છે? તેનો ખુલાસો કરશો.

જવાબ :- બાળકને દુધ પીવડાવવાની મુદ્દત બે વર્ષ છે, બે વર્ષ પછી બાળકને દુધ પીવડાવવું જાઈઝ નથી, હરામ છે પણ નિકાહ હરામ હોવા માટેની મુદ્દત અઢી વર્ષ લગીની છે. એટલે અઢી વર્ષની ઉંમર દરમિયાન બાળક કોઈ બાઈનું દુધ પી લેશે તો તે બાઈ એની માં અને તેણીની અવલાદ એના ભાઈ-બહેન અને તેણીનો ભાઈ એનો મામો, અને તેણીની બહેન એની ખાલા(માસી) અને તેણીના માં-બાપ, એના નાના-નાની અને તેણીનો ધણી (જેની સોહબતથી તેણીને બાળક થયું અને દુધ ઉતર્યુ છે )એનો બાપ, અને તેની અવલાદ (એ બાઈના પેટથી હોય કે બીજી ઔરતના પેટથી)એના માં-બાપ એના દાદા- દાદી બની જશે અને નિકાહ હલાલ, હરામ હોવાનો હુકમ લાગુ પડી જશે.

દુધ પીવડાવનાર બાઈનો ધણી દુધ પીનાર બાળકનો બાપ ત્યારે જ ગણાંશે કે તે ઔરત તેની સોહબતથી બચ્ચું જણે, અને તેણીને દુધ ઉતરે, તો અગર તેની સોહબતથી બચ્ચું નહી થયું

આમ જ દુધ ઉતર્યુ તો દુધ પીનારની એ બાઈ માં તો બની જશે પણ તેનો ધણી દુધ પીનાર બાળકનો રઝાઈ બાપ બનશે નહી. (પણ તે બાળક અને તેની અવ્લાદ, એની મદખુલહની અવ્લાદ હોવાના લીધે હરામ થશે. બીજા હરામ થશે નહી.) એવી જ રીતે પહેલા ધણીથી અવલાદ થઈ અને દુધ ઉતર્યુ તે પછી તે બાઈ મુતલ્લકહ અથવા બેવહ બની ગઈ અને બીજો ધણી કર્યો. અને કોઈ બાળકે દુધ પીધું તો પહેલો ધણી એનો રઝાઈ બાપ બન્યો. બીજો ધણી રજાઈ બાપ બનશે નહી(પણ તે બાળક અને તેની અવલાદ. એની મદખુલહની અવ્લાદ હોવાને લીધે હરામ થશે નહી) હાં જયારે બીજા ધણીથી તેણીને બાળક થશે અને તે પછી તેણી કોઈ બાળકને દુધ પીવડાવશે તો પહેલો ધણી નહી પણ બીજો ધણી બાપ ગણાશે. કારણકે દુધ ઉતરવાનું કારણ બીજા ધણીની સોહબત અને બાળકના જન્મનો નતીજો છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨) (જવ્હરહ ભાગ ૩ પાનું ૯૬) (ફતાવા આલમગીરી ભાગ ૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

મકતાબ-એ-અશરફ

# કિતાબુ-ત્તલાક

### તલાક આપવા ઊપર અંકુશ લગાવવું કેવું છે?

(૩૫૬) સવાલ :- ખેડા ઝિલ્લામાં સુન્ની મુસલમાન વહોરા ભાઈઓની એક કમીટીની થોડા સમયથી સ્થાપના થઈ છે. જેઓ કૌમમાં સામાજિક સુધારા માટે કૌશિષ કરવાનો પોતાનો ધ્યેય ઝાહિર કરે છે. જેના એક ભાગ તરીકે મઝકુર કૌમમાં હમણાં-હમણાં તલાકનો ઘણો રિવાજ થઈ ગયો હોય, ઘણાં ખરા લોકો વિના કારણે અથવા નજીવા કારણે તલાક આપી દે છે. પરિણામે ઔરતોને ઘણું વેઠવું પડે છે. જેથી એ પ્રથાને હળવી કરવા માટે તથા ઝરૂર પડે જ ઉપયોગ્વી જોઈએ એ ઉપર અંકુશ મુકવા માટે આ પગલું ભરવામાં આવ્યું છે અને વિના કારણે તથા નજીવા કારણે કોઈ માણસ તલાક આપે તો તેને દંડ કરે છે તથા એમ પણ શિક્ષા કરે છે કે તલાક આપનારને કમીટીએ ઠેરવેલ મુદ્દત સુધી કોઈએ લડકી (છોકરી) આપવી નહીં તેમજ તેનો સામાજિક બહિષ્કાર (જનાઝામાં પણ શરીક ન થવા સુધીનો) કરવો, તેમ છતાં પણ જો કોઈ તેને (તલાક આપનારને) લડકી આપે અગર તેનો બહિષ્કાર ન કરે તો તેને પણ દંડ કરવામાં આવે છે.

હવે ઉપર મુજબની બાબતમાં નીચે મુજબના મુદ્દાઓ તરફ આપ સાહબનું ધ્યાન દોરી શરઈ ફેસ્લો માંગીએ છીએ.

(૧) શું શરીઅતમાં માલી દંડ કરવો દુરૂસ્ત છે?

(૨) શું એવી રીતે તલાક આપનારને લડકી આપવા પર પ્રતિબંધ મુકવો તેમજ સામાજિક બહિષ્કાર કરવો દુરૂસ્ત છે?

(૩) શું કોઈ માણસે તલાક આપી હોય તો તેને પંચની રૂબરૂ કારણ જણાવવા મજબૂર કરવું દુરૂસ્ત છે?

વિશેષમાં પુછવાનું એ કે જો આમ કમીટી તરફથી આ રીત અને દંડ વિગેરે પાકી રીતે અમલમાં આવતો રહેશે તો એવો પણ ભય ઉપસ્થિત થવાનો સંભવ છે કે દાખલા તરીકે ઝૈદે તલાક આપી હવે જયારે કમીટી એને કારણ પૂછશે તો સ્વાર્થના કારણે સંભવ છે કે ઝૈદ પોતાના બચાવ માટે ઔરત પર કોઈ એવો આક્ષેપ મુકી દેશે જેથી બિચારી બિન કુસુર તલાક થએલી ઔરત પોતાની આબરૂ પંચની રૂબરૂ ગુમાવશે અને પછી એ ઔરતને કોઈ માણસ સંઘરવા (શાદી કરવા) તૈયાર થશે નહીં. વળી પંચમા એ ઔરતના ભાઈ તથા બાપ વિગેરે હાજર હશે તો તેઓને પોતાની છોકરીની કલ્પિત ઐબ સાંભળી ગુસ્સાનો પાર રહેશે નહીં અને ફિત્નો - ફસાદ શરૂ થશે.

વળી આ વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે કે અમુક સંજોગોમાં તલાક આપનાર પોતાની પાસે સધ્ધર કારણો હોવા છતાં પોતાની શરમ અને લાજની ખાતર કમીટી સમક્ષ કારણ આપવાથી અટકી જઈ શકે તો એવા સંજોગોમાં જો કમીટીને કારણ નહીં આપશે તો બીચારો દંડને પાત્ર થશે અને જો કારણ બતાવશે તો શરમિંદા થવું પડશે.

અંતમાં પુછવાનું કે કમીટીની મઝકુર રીત તથા માલી દંડ તેમજ બહિષ્કાર શરીઅત મુજબ છે કે નહીં ? અને એ કમીટીમાં મેમ્બર ફીસ આપી મેમ્બર થવું અથવા બીજો કંઈ પણ સહકાર કરવો દુરૂસ્ત છે નહીં. ?

જવાબ :-નંબર-૧ :- માલી દંડ કરવો દુરૂસ્ત નથી.

જવાબ :-નંબર ૨. ૩. :- તલાક આપનારનો સામાજિક બહિષ્કાર (જનાઝહ સુધીનો) કરવાનો કાયદો વ્યાજબી નથી. એનાથી સુધારાના બદલે ઘણી ખરાબીઓ ઉત્પન્ન થશે. 'ઈસ્મુહુમા અકબરૂ મિન નફઈહિમા' (કુર્આન) તઅલીમ વઅઝ નસીહત અને અખ્લાકી દબાવથી મઝકુર ખરાબી દુર કરી શકાય છે. ગામે-ગામ, મહોલ્લે-મહોલ્લે વઅઝની મજલિસો અને જલ્સાઓ ગોઠવી વગર કારણે અને નજીવા બહાને તલાક આપવાની બુરાઈ વર્ણવી હેન્ડબીલો છપાવી મઝકુર બુરાઈને રોકવી જોઈએ.

જો કે તલાક ફી નફસિહી જાઈઝ અને મુબાહ છે અને મર્દનો હક છે. પરંતુ અતિશય ઝરૂરત વિના આ હકનો ઉપયોગ કરવો ખુદાપાકને પસંદ નથી. હદીસ શરીફમાં છે કે અલ્લાહના નઝદીક મુબાહ વસ્તુઓમાં ઘણી નાપસંદ વસ્તુ તલાક છે. એક હદીસમાં છે કે નિકાહ કરો અને તલાક ન આપો. તલાક આપવાથી અર્શ કંપી ઉઠે છે. બીજી એક હદીસમાં છે કે શય્તાન પોતાનો તખ્ત દરિયામાં પાણી પર બિછાવી પોતાના લશ્કરને લોકોને બેહકાવવા અને ફિત્નો-ફસાદ ફેલાવવા માટે મોકલે છે. લશ્કરમાંથી જે ધણી-ધણીયાણી વચ્ચે જુદાઈ કરાવી આવે છે તેને શયતાન શાબાશી આપી છાતીએ લગાડે છે અને કહે છે કે તેં કોઈ કામ કર્યું!(મુસ્લિમ શરીફ ભાગ ૨ પાનું ૩૭૬)

નિકાહ એક નેઅમત છે અને દીન સાચવવા માટેની એક ગેરંટી છે. તલાક આપવામાં અલ્લાહની નેઅમત (ધણી-ધણીયાણી તથા બેઉ ખાનદાનોમાં પ્રેમ, મેળ - મહબ્બતનો સંબંધ વિગેરે)ની નાકદ્રી અને નાશુક્રી છે. ખાન્દાનોમાં વર્ષો સુધી દુશ્મની અને અણબનાવ રહે છે. ખુદા નારાઝ અને શય્તાન ખુશ થાય છે. તલાક આપવામાં ઔરતને દુઃખ પહોંચે છે. અને કુસુર વિના દુઃખ પહોંચાડવું ઝુલ્મ અને ગુનાહનું કામ છે.

અગર ઔરતની શકલ અને આદત મન પસંદ ન હોય તો પણ સહન કરવું જોઈએ. તેને દિલમાં જગ્યા આપી ખાના ખરાબી કરવી જોઈએ નહી. આપ (સલ.)એ વાંકી પાંસળીથી ઔરતની પૈદાઈશનો હવાલો આપી નજીવી બાબતોને દરગુઝર કરવાની અને તેની સાથે ભલાઈ કરવાની ખાસ સુચના આપી છે. દરેક વસ્તુના અંજામ (પરિણામ)ની ખુદાને જાણ છે. શકય છે કે નાપસંદ ઔરતની અંદર ખુદાપાકે ઘણી ભલાઈ અને બરકત રાખી હોય. નવી ઔરતમાં શું-શું ખામીઓ અને બુરાઈઓ હશે તેની શી ખબર? અલ્લાહ તઆલા ફરમાવે છે કે અગર તમે તેમને (ઔરતોને) પસંદ નહી કરો તો બનવા જોગ છે કે એક બાબત તમને નાપસંદ હોય પરંતુ અલ્લાહ તઆલાએ તેના અંદર મોટી ભલાઈ રાખી હોય.(સુરએ નિસાઅ) એ જ પ્રમાણે ઔરતને પણ સમજવું જોઈએ અને ખુદાના ફેસ્લા પર રાઝી રહી રાઝીખુશીથી ઝિન્દગી ગુઝારવી જોઈએ. શર્હે શર્અતુલ ઈસ્લામમાં છે કે અસ્મઈ નામના એક બુઝુર્ગે જંગલમાં એક બહુ જ ખુબ સુરત ઔરત અને બહુ જ બદસુરત મર્દને જોઈ કહ્યું કે તઅજ્જુબ છે કે આવા મર્દ સાથે તારા જેવી સુંદર ઔરત હસી ખુશી રહે છે. તેણીએ જવાબ આપ્યો કે મારા ખ્યાલ પ્રમાણે મારા ધણીએ કોઈ એવી નેકી કરી હશે અને જેના સવાબ અને બદલામાં મારા જેવી ખુબસુરત ઔરત નસીબ થઈ અથવા તો મારાથી એવો કોઈ ગુનોહ થયો હશે જેની સઝા અને નહુસતમાં મને આવો બદશિકલ ધણી નસીબ થયો. ગમે તેમ એ ખુદાનો ફેસ્લો છે જેના ઉપર મારે રાઝી રહેવું જોઈએ. એ જ કિતાબમાં છે કે એક બહું જ સુંદર ઔરત ઘણાં જ બદશિકલ ધણીને કહેતી હતી કે આપણે બેઉ જન્નતમાં જઈશું ધણીએ કહ્યું તને શી ખબર ? ઔરતે કહ્યું કે તમારી બદસુરતીમાં મારી આઝમાઈશ છે. મેં સબ્ર કરી છે અને સબ્ર કરનારનું સ્થાન આખિરતમાં જન્નત છે અને મારી ખુબસુરતીમાં તમારી પણ

આઝમાઈશ છે અને તમે ખુદાની નેઅમત પુર શુક્ર અદા કરો છો અને શુક્ર કરનારનું સ્થાન પણ જન્નત છે એટલે આપણે બેઉ જન્નતી થયા.

છોકરી આપવા ઉપર પ્રતિબંધ મુકવાનો કાનૂન પણ વ્યાજબી નથી. તલાક આપનારને કારણ પુછી શકાય છે. પરંતુ તેને મજબૂર કરવો અને છુપી તથા એબની વાતોની ઝાહિરાત કરાવવી જાઈઝ નથી. પરિસ્થિતિથી વાકિફ થવા અને ધણી-ધણીયાણીનો ઝઘડો ચુકવવા માટે બેઉના નઝદીકના સગાવહાલાં જ ઘણાં યોગ્ય છે. તેઓ આંતરિક હાલત અને ખરા બનાવોથી વાકિફ હોય છે અને તેઓથી લાગણીની આશા પણ હોઈ શકે છે. તેઓને પોતાના ખાન્દાનની ઈઝઝત-આબરૂનો પુરતો વિચાર હોવાથી છુપી અને એબની વાતો ખાન્ગીમાં રહેશે,ઝાહિર થશે નહી.

એટલા માટે અલ્લાહ તઆલા ફરમાવે છે; અર્થાત :- અને જો તમને પતિ-પત્નિમાં જુદાઈ થઈ જવાનો ભય હોય તો એક પંચ પતિના સગામાંથી અને એક પંચ પત્નિના સગામાંથી (ઈન્સાફ અને સમજાવટ માટે) નક્કી કરો.અગર પંચ દિલથી સુલહ કરાવી દેશે તો અલ્લાહ તઆલા ઝરૂર બન્નેવમાં (હમેશ માટે) સંપ કરાવી દેશે. (સુરએ નિસાઅ) અગર કમીટીના સભ્યોમાં બહુમતી ઉલમાની હોય અથવા ઉલમાની સલાહ અને સુચના મુજબ કામ-કાજ થતું હોય તો સભ્ય બનવા અને મદદ આપવામાં વાંધો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**હમલની હાલતમાં તલાક થશે કે નહી ?**

(૩૫૭) સવાલ :- ઔરતને હમલની હાલતમાં તલાક થાય કે નહી ?

જવાબ :- હમલની હાલતમાં પણ તલાક પડી જાય છે. વ ઉલાતુલ અહમાલિ અજલુહુન્ન અંય્યઝઅન હમ્લહુન્ન. (કુર્આને હકીમ સુરએ તલાક પારો-૨૮ રૂકુઅ-૧૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઔરતના ગુસ્તાખાના શબ્દોથી નિકાહ પર કાંઈ અસર થાય છે?**

(૩૫૮) સવાલ :- એક ભાઈની ઔરત વખતો-વખત નીચેના શબ્દો બોલ્યા કરે છે કે "અલ્લાહ મિયાંથી હમો જેટલા ડરીએ છીએ તેમ તે વધારે બિવડાવે છે" તો એનાથી નિકાહ તુટી તલાક પડી ઔરત છુટી થઈ જાય છે કે નહી ?

જવાબ :-મઝકુર શબ્દો બુરા અને ગુસ્તાખાના છે તેણી ઉપર તૌબહ વાજિબ છે પણ તલાક પડી ધણીના નિકાહમાંથી નિકળી જવાનો હુકમ લાગુ પડશે નહી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**નામર્દ હોવાના કારણે તલાક લઈ શકાય કે ખુલઅ કરી શકાય ?**

(૩૫૯) સવાલ :-એક માણસની શાદી થએ ચાર વરસ ઉપરાંત થવા આવ્યા છે તે માણસ નામર્દ છે તે સાબિત થયું છે. છોકરી જવાન છે, આજે બે વરસથી તેના બાપને ત્યાં બેઠી છે, છોકરીનો બાપ તલાક માંગે છે તો આપતો નથી અને કહે છે હજુ બે વરસ પછી આપીશ. દવા કરવાનું કહે છે, ચાર વરસથી ઠીક થયું નથી તો હવે શું ઠીક થવાનું હતું? બીમારી મટવાની કોઈ પણ આશા નથી, છોકરી જવાન છે તો કાળું ધોળું થાય તો તેના બાપની ઈઝઝતનો સવાલ છે. આ કામ માટે કોર્ટે ચઢાવાનો વિચાર છે તે પહેલા શરીઅત શું કહે છે એ જવાબ જાણ્યા પછી કોર્ટે જઈશું, માટે એનો જવાબ તાકીદથી રવાના કરી દેશો.

જવાબ :-પુછેલી સુરતમાં ઔરત પ્રથમ 'ખુલઅ'ની દરખાસ્ત કરે, મહેર બાકી હોય તો માફ કરી અથવા કંઈ આપી તલાકની માંગણી કરે, તલાક નહી આપે તો પોતાનો કેસ શરઈ કાઝી અથવા મુસલમાન હાકિમ અને જયાં એની પણ સગવડ ન હોય તો જમાઅતે મુસ્લિમીન (મુસ્લિમ

પંચાયત જેમાં અનુભવી આલિમ પણ હોય અથવા આલિમની સલાહ મુજબ અમલ થતો હોય)ના સામે મામલો પેશ કરે. મુસ્લિમ મેજિસ્ટ્રેટને ગૈર મુસ્લિમ ગર્વમેન્ટ તરફથી મઝકુર મામલાના ચુકાદાનો કાનુની ઈખ્તિયાર અપાયો હોય તો તેની કચેરીમાં પણ કેસ રજુ કરી શકાય છે. અથવા ધણી-ધણીયાણી બન્નેવ રાઝી-ખુશીથી બધી બાબતના સમજદાર આલિમને હુકમ (લવાદ)મુકર્રર કરે (ઈખ્તિયાર આપે) અને એઓ (શરઈ કાઝી, મુસ્લિમ મેજિસ્ટ્રેટ અને આલિમ)મામલાની શરઈ શહાદત વિગેરે દ્વારા પુરતી તહકીક કરે, નામર્દ સાબિત થાય તો ઈલાજ માટે એક વર્ષની મુદ્દત આપે. સારૂં નહીં થવાની સુરતમાં અગર મર્દ તલાક આપવા તૈયાર થાય તો ઠીક, નહીં તો કાઝી અથવા શરઅન જેઓ કાઝીના કાઈમ મુકામ બન્યા હોય તે ઔરતને છુટી કરી શકે છે,

હઝરત સઈદ બિન મુસય્યબ (રદિ.)નું બયાન છે કે જે માણસ કોઈ ઔરત સાથે શાદી કરે અને તેને તેણી સાથે સોહબત કરવાની તાકત ન હોય (નામર્દ હોય) તો તેને એક વર્ષની (ઈલાજ માટે) મોહલત (ટાઈમ) આપવામાં આવશે. અગર એ દરમિયાન સોહબત કરી શકે તો ઠીક, નહીં તો તેણીને મર્દથી છુટી કરી દેવામાં આવશે. (મુઅત્તા ઈમામ માલિક પાનું ૨૧૪)

અને ફિકહની મોઅતબર કિતાબ કુદુરીમાં છે કે :- જયારે કોઈ બાઈનો ધણી નામર્દ હોય તો મુસલમાન હાકિમ તેને ઈલાજ માટે એક વરસનો ટાઈમ આપે. એ દરમિયાન ઔરતને લાયક થઈ જાય તો ઠીક, નહીં તો બન્નેવમાં જુદાઈ કરી દેવામાં આવશે, જયારે કે બાઈ છુટા થવાની માંગણી કરે. (પાનું ૧૬૫-૧૬૬) (અલ્હીલતુન્નાજિઝહ વિગેરે)

ઔરતને છુટી કરવા બાબત ગૈર મુસ્લિમ મેજિસ્ટ્રેટનો ફેસ્લો શરઅન મોઅતબર ગણાંતો નથી. માટે કાનુની કારરવાઈ કરી લેવા પછી ઉપર મુજબ અમલ કરવો ઝરૂરી થશે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગુસ્સામાં ત્રણ તલાક આપે તો પડી જશે કે નહીં ?

(૩૬૦) સવાલ :- એક માણસે પોતાની ઔરતને ગુસ્સામાં આવી ત્રણ તલાક આપી દીધી, અને કહ્યું કે તુ તારા ભાઈને ત્યાં ચાલી જા. એના ગવાહો સાંભળનારાઓમાં તે ઔરતની આગલા ધણીની બે બાલિગ છોકરીઓ છે અને તેના રહેવાના ઝુપડાના પાછળના ભાગમાં રહેનાર બે ઔરતોએ પણ ઘરમાંથી સાંભળ્યું છે કે તલાક આપી દીધી અને તે પણ ગવાહ છે અને તલાક વાળી ઔરતે જવાબ આપ્યો કે હવે તારા ઘરનું પાણી પીવું મારા માટે હરામ છે તો તલાક થઈ કે નહીં ?

જવાબ :- અગર એ હકીકત ખરી છે કે ધણીએ પોતાની ઔરતને ત્રણ તલાક આપી દીધી છે તો તલાક થઈ ગઈ, તલાક હોવા માટે ગવાહોનું મૌજીદ હોવું શર્ત નથી, વગર ગવાહે પણ તલાક પડી જાય છે. હા, ધણી ઈન્કાર કરે કે મેં તલાક આપી જ નથી ત્યારે તલાકની સાબિતી માટે શરઈ ગવાહોનું હોવું ઝરૂરી છે.

ઈન્કાર કરવાની સૂરતમાં સવાલમાં જણાવેલ ગવાહો તલાકની સાબિતી માટે કાફી નથી, પરંતુ જયારે ઔરતે પોતે તલાકના શબ્દો સાંભળ્યા છે અને રૂબરૂ તલાક અપાઈ છે અને છોકરીઓ પણ તલાક આપવાનું કહે છે અને તેને યકીન છે કે તેણીને તલાક અપાઈ ગઈ છે તો તે પોતાને 'મુતલ્લકહ' અને ધણી માટે હરામ સમજે, કારણકે દિયાનતન તલાક થઈ ગઈ છે . તેને જાઈઝ નથી કે પોતાની ઝાતને ધણીને હવાલે કરે અને મિયાં-બીવી જેમ રહે. રહેશે તો બન્નેવ સખ્ત ગુનેહગાર થશે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### "ફારગતી" શબ્દ ત્રણ વખત ઉચ્ચારવાથી કઈ તલાક થઈ?

(૩૬૧) સવાલ :- લગભગ બે વર્ષ થયા માણસે પોતાની ઔરતને નીચે મુજબ તલાક આપી છે. (૧) ફારગતી આપી. (૨)ફારગતી આપી.(૩) ફારગતી આપી. તે વખતે ઔરત હામિલા હતી. હાલમાં સવા વરસનું એક બાળક છે. બીજા પણ બે બાળકો છે. માટે ઔરત ધણીને ત્યાં જવા ચાહે છે. અને ધણી પણ રાખવા માંગે છે તો શરઅન એનો કોઈ રસ્તો છે કે નહી?

જવાબ :- પૂછેલી સુરતમાં ' ફારગતી'ના પહેલા શબ્દથી એક તલાક બાઈન પડી છે, બીજી અને ત્રીજી તલાક પડી નથી. ફિકહનો કાયદો છે. 'અલ્બાઈનુ લા યલ્હકુલ બાઈન' ઈદ્દત પણ વિતી ગઈ છે તો તજદીદે નિકાહ પછી બન્નેવ રહી શકે છે. હલાલહની ઝરૂરત નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨, પાનું ૬૪૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### 'તલાક' નહી 'તલાઅ' કહયું છે તો શું હુકમ છે?

(૩૬૨) સવાલ :- ધણી-ધણીયાણીમાં ઝઘડો થતાં મરદે ગુસ્સામાં આવીને પાડોશમાંથી એક ઝઈફ બાઈને બોલાવી ગવાહ રાખી ઔરતને ત્રણ તલાક આપી છે, બીજી બે ઔરતો અને એક મર્દ પણ પડોશના ઘરમાંથી તલાકના શબ્દો સાંભળ્યા છે અને આખા ગામમાં તલાક આપી દેવાની ચર્ચા છે. ત્રણ-ચાર દિવસ પછી જમાઅતના માણસોએ ઔરત સાથે સંબંધ રાખતાં જોઈ પેલાને બોલાવી પુછયું કે તલાક આપી દેવા પછી શા માટે ઔરત સાથે સંબંધ રાખો છો? ત્યારે જવાબ આપતાં કહે છે કે મેં બારીકી રાખી તલાક આપી છે. ઔરતને ધમકાવવા માટે 'તલાક'ને બદલે 'તલાઅ' કહ્યું છે. સાંભળનારા કહે છે કે 'તલાક' કહ્યું હતું તો મઝકુર સુરતમાં તલાક થએલી ગણાંશે કે નહી?

જવાબ :- શબ્દોની ભુલથી કે મેં તલાકના બદલે તલાઅ કહ્યું છે કાંઈ ફર્ક આવતો નથી. તલાક પડી જશે. બાકી નિય્યત અને ઈરાદાનો એઅતેબાર ઈન્દલ્લાહ તો થઈ શકે છે, પરંતુ જો મામલો ઈસ્લામી અદાલતમાં જાય તો ઈસ્લામી જજ (કાઝી)અલ્ફાઝ ઉપર ફેસ્લો કરશે. નિય્યત પર ફેસ્લો કરશે નહી . અલ્બત્ત ! જયારે એણે તલાક આપવા પહેલાં ઓછામાં ઓછા બે માણસોને ગવાહ બનાવ્યા પછી એમનાથી કહ્યું હોય કે હું મારી ઔરતને ધમકાવવા ખાતર 'તલાઅ' 'તલાઅ' 'તલાઅ' બોલનાર છું 'તલાક'નો શબ્દ બોલીશ નહી. અને એ ગવાહ એની ગવાહી આપે તો બેશક કાઝીનો ફેસ્લો પણ એ જ ગણાશે કે તલાક થઈ નથી.

દુર્રે મુખ્તારમાં છે કે :- અગર મર્દ કહે કે મેં ઔરતને ડરાવવા-ધમકાવવા માટે ઈરાદા પૂર્વક 'તલાક' ના શબ્દને 'તલાઅ' કહ્યું છે તો ઝાહિરન તેની વાત માનવામાં આવશે નહી, અલ્બત્ત, ત્યારે માનવામાં આવશે કે એણે પહેલાંથી એ બાબત માટે સાક્ષી બનાવ્યા હોય. એના ઉપર ફત્વો છે. (ભાગ ૨ પાનું ૫૯૧-૫૯૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ટપાલ દ્વારા મોકલેલું લેખિત તલાકનામું ઔરતે પાછું રવાના કર્યું તો ?

(૩૬૩) સવાલ :- મેં મારી પત્નિને તેની બદ અખ્લાકીના કારણે "એક તલાકે બાઈન" લખી પોસ્ટ મારફત બીજા ગામે જયાં તે તેના માં-બાપની સાથે રહે છે, મોકલી આપી હતી. પણ તેણે તલાકનામું લીધું નથી, પાછું કાઢયું છે, ત્યાર બાદ અત્રેના શહેર કાઝી મારફત તલાકનામું મોકલ્યું તે પણ પાછું કાઢયું છે, મહેર તથા ઈદ્દતનો ખર્ચ શહેર કાઝીના ત્યાં જમા કરાવી આપ્યો છે, પ્રશ્ન એ છે કે પુછેલી સુરતમાં તલાક થઈ કે નહી? ઔરતના માં-બાપ, સગા સંબંધીઓનું કહેવું છે કે કાગળ મારફત આપેલી તલાક થતી નથી, અને જયાં લગી મહેર અને ઈદ્દતનો ખર્ચ

ઔરતને નહીં મળે તલાક થઈ શકતી નથી. શું એ બરાબર છે ?

જવાબ :- તલાક બાબત તહરીર (લખાણ) કલામ (ઝબાનથી બોલાવા)ના જેમ છે. એટલે જે હુકમ ઝબાનથી બોલવાનો છે. તે જ હુકમ લખાણનો પણ છે.

અલ્બત્ત ! હાલતે ઈકરાહમાં એટલે ઝોર-ઝુલમ અને માર-ધાળ કરી તલાક લખાવી લેવાથી જ્યાં લગી ઝબાનથી તલાક ન આપે તલાક થતી નથી.

માટે આપે જ્યારે પોતાની રાઝી-ખુશી અને અક્કલ હોશ્યારીથી ઔરતને તલાકનામું લખી મોકલ્યું તો તલાક થઈ ગઈ છે. તલાક પડવા માટે ઔરતને તલાકનામું પહોંચવાની અને તલાકની ખબર હોવાની શર્ત નથી.

શામીમાં છે :- બિઈન કતબ અમ્મા બઅદ ફઅન્તિ તાલિકુન ફકમા કતબ હાઝા યકઉ-ત્તલાકુ વતલ્ઝમુહલ ઈદ્દતુ મિન વકતિલ કિતાબતિ (ભાગ ૨ પાનું ૫૮૯)

હા ! અગર તલાકનામામાં લખ્યું હોય કે જ્યારે તમારી પાસે આ તલાકનામું પહોંચે ત્યારે તને તલાક છે, તો જ્યારે તલાકનામું પહોંચશે ત્યારે તલાક થશે. નહીં પહોંચશે તો તલાક થશે નહીં.

શામીમાં છે; વ ઈન અલ્લક તલાકહા બિમજીઈલ કિતાબિ બિઅન કતબ ઈઝા જાઅકિ કિતાબી ફઅન્તિ તાલિકુન ફજાઅહલ કિતાબુ, ફકરઅતહુ અવ લમ તકરઅ યકઉ-ત્તલાકુ. (ભાગ ૨, પાનું ૫૮૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુતલ્લકહ પાસે મર્દના ઝેવરો હોય તો ?

(૩૬૪) સવાલ :- મારા ઘરના ઝેવરો (જણસો) વિગેરે મારી ઔરત પાસે છે તે હું માંગી શકું કે નહીં ?

જવાબ :- જણસો વિગેરે શાદી વખતે ઔરતને ચઢાવાના તોર પર આપવામાં આવ્યું છે તે અગર મહેરના એવઝમાં આપ્યું હોય અથવા બખ્શિશ તરીકે આપ્યું હોય તો તેની માલિક ઔરત છે અને જો આરિયતન (વાપરવા) આપ્યું હોય તો તેના માલિક તમો છો, માંગણી કરી શકો છો. મઝકુર બાબતનો સુબૂત ન હોય તો આપને ત્યાંના દસ્તૂરને જોવામાં આવશે અને તેના મુતાબિક અમલ કરવામાં આવશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## વિચિત્ર નહીં વાસ્તવિક છે કે સામટી ત્રણ તલાક નાજાઈઝ અને હરામ હોવા છતાં પડી જાય છે !

(૩૬૫) સવાલ :- "ઈન્ડિયન વ્યુઝ" ૨૯ ઓકટોબર ૧૯૬૦ ના અંકમાં પ્રિટોરિયાના જનાબ ઈસ્માઈલ આઝમ આબિદે આપના એક ફત્વા ઉપર ટીકા કરી છે ! ફત્વો અને ટીકા બંને રજુ કરૂં છે. ખુલાસો કરવા મહેરબાની કરશો.

**ફત્વો** :- આપણા હન્ફી મઝહબમાં એક સામટી (એક મજલિસમાં) ત્રણ તલાક આપવી હરામ અને બિદઅત છે. (દલીલો પછી) મઝકુર હદીસોથી સાબિત થાય છે કે એક સામટી ત્રણ તલાક દેવું કુર્આને કરીમ સાથે મઝાક કરવા સમાન છે. અને ખુદાની નાફરમાની તથા નબી (સલ.)ની નારાઝગીનું કારણ છે. માટે નાજાઈઝ અને ગુનાહનું કામ છે "પણ તલાક થઈ જાય છે."

**ટીકા** :- અમારા જેવા અભણ અને અવામની સમજમાં એ વાત કાયદેસર નથી સમજાતી કે એક કામ જેમાં અલ્લાહની નાફરમાની થાય છે, જેમાં અલ્લાહની કિતાબ સાથે મઝાક કરવામાં

આવે છે, જેમાં નબી (સલ.)ની નારાઝગીનું કારણ છે, જે કામને ખુદ હઝરત ઈમામ અબુ હનીફહ (રહ.) હરામ કહે છે. આ બધું હોવા છતાં તે જાઈઝ છે અને તલાક થઈ જાય છે એ કેમ બની શકે ? કુર્આનમાં દારૂ પીવું, વ્યાજ લેવું એ પણ હરામ છે, પણ આજ દિવસ લગી કોઈ પણ મૌલ્વી સાહબે એમ નથી ફરમાવ્યું કે એ કામો હરામ છે, તેમાં અલ્લાહની નાફરમાની છે, વિગેરે પણ જાઈઝ છે તો પછી "તલાક" બાબતમાં કેમ જાઈઝ થવાનો હુકમ છે ?

જવાબ :- બેશક ! હન્ફી મઝહબમાં એક સામટી ત્રણ તલાક આપવી બિદઅત અને હરામ છે. "અત્તલાકુ સલાસન મુજતમિઅન બિદઅતુન હરામુન"(તફસીરે મઝહરી ભાગ. ૧ પાનું ૩૦૩)

એ પણ સહીહ છે કે એક સામટી ત્રણ તલાક (જુદી ત્રણ તલાકમાં તફસીલ છે.) આપવાથી બિલ્ઈજમાઅ ત્રણ તલાક થઈ જાય છે.

"લાકિન્નહુમ અજમઉ અલા અન્નહુ મન કાલ લિમ્રઅતિહિ અન્તિ તાલિકુન સલાસન યકઉ સલાસન બિલ્ઈજમાઅ. (તફસીરે મઝહરી ભાગ ૧ પાનું ૩૦૦)

એક સાથે ત્રણ તલાક આપેલી વાકેઅ થઈ જવા બાબત જમ્હુર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) અને બીજા ફુકહા, ઉલમા અને મુહદ્દિસીન (રહ.) અને અઈમ્મએ મુસ્લિમીન હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.), હઝરત ઈમામ શાફેઈ (રહ.), હઝરત ઈમામ માલિક (રહ.), હઝરત ઈમામ અહમદ (રહ.) સૌ મુત્તફિક છે.

શામીમાં છે :- "વ ઝહબ જમ્હુરૂસ્સહાબતિ વત્તાબિઈન વ મમ બઅદહુમ મિનલ અઈમ્મતિલ મુસ્લિમીન ઈલા અન્નહુ યકઉ સલાસુન." (ભાગ ૨ પાનું ૫૭૬)

(૧) હદીસમાં છે કે હઝરત ઈબ્ને ઉમર (રદિ.) એ આપ (સલ.)ને પુછયું કે અગર હું ત્રણ તલાક આપું તો રૂજુઅ કરી શકું કે નહીં ? આપ (સલ.)એ ફરમાવ્યું કે નહીં., ઔરત તારાથી જુદી થઈ જશે, અને તુ તારા રબનો નાફરમાન બનશે. (તફસીરે મઝહરી ભાગ ૧ પાનું ૩૦૧)

(૨) ઉબાદહ ઈબ્ને સામિત (રદિ.)ના બાપે ઔરતને હઝાર તલાક આપી. હઝરત ઉબાદહ (રદિ.)એ આપ (સલ.)ને મસ્અલો પુછયો, આપે ફરમાવ્યું કે ખુદાની નાફરમાની સહિત ત્રણ તલાકથી ઔરત જુદી થઈ ગઈ (શર્હુન્નિકાહ ભાગ ૨, પાનું ૨૮) (ઝુજાજતુલ મસાબીહ ભાગ ૨, પાનું ૪૭૦)

(૩) એક માણસે પોતાની ઔરતને ત્રણ તલાકો આપી, હુકમ પુછવા હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) પાસે ગયો, આપે કહ્યું કે માણસ મુર્ખાઈ ઉપર સવાર થઈ તલાક આપી દે છે પછી રસ્તો શોધવા નિકળે છે. તારા માટે કોઈ રસ્તો નથી, ઔરત તારા નિકાહમાંથી નિકળી ગઈ છે. (અબૂ દાઉદ ભાગ ૧, પાનું ૩૦૬)

(૪) હદીસમાં છે કે એક માણસે પોતાની ઔરતને ૧૦૦ તલાક આપી, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને હુકમ પુછવા ગયો, આપે ફરમાવ્યું કે તુ તારા રબનો નાફરમાન બન્યો અને તારી ઔરત તારાથી જુદી થઈ ગઈ. (તહાવી ભાગ ૨ પાનું ૩૩)

(૫) એ જ પ્રમાણે 'મુઅત્તા ઈમામ માલિક'માં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી પણ રિવાયત છે. (પાનું ૧૯૯)

ત્રણ તલાક થઈ એ બાબત સહાબાનો ઈજમાઅ છે.

(શર્હે મઆનિયુલ આસાર, ભાગ ૨, પાનું ૩૨)

(૬) 'ફતાવા આલમગીરી'માં છે કે :- 'ફઈન ફઅલ વકઅત્તલાકુ વકાન આસિયન.

અર્થાત :- સામટી તલાકો આપેલી થઈ જાય છે અને આપનાર ગુનેહગાર થાય છે. (ભાગ ૧ પાનું ૩૪૯) (ફતાવા ખૈરિય્યહ ભાગ ૧ પાનું ૩૬)

ટીકા કરનાર ભાઈ જ્યારે આલિમ નથી, કુર્આન, હદીસ અને ફિકહ તથા ઉસૂલે તફસીર, ઉસૂલે હદીસ અને ઉસૂલે ફિકહ વિગેરેનો કાયદેસર અભ્યાસ કર્યો નથી, તો એમને દીની અહકામમાં અને આવા નાઝુક મસાઈલમાં દખલ દેવાની ઝરૂરત પણ નથી.

હકીમુલ ઉમ્મત હઝરત મવ્લાના થાન્વી (રહ.) એવા લોકો માટે લખે છે કે :-

આજકલકે તઅલીમ યાફતહ ઐસે મુતકબ્બિર હોતે હૈં કે અંગ્રેઝી પઢકર અપનેકો દીનકા ભી મુહકકિક સમજતે હૈં. અહકામે શરઈય્યહમેં રાય દેતે હૈં. મોલ્વીયોંકી તો હસ્તી કયા હે ? રસૂલકી બાતકો ભી રદ કર દેતે હૈં." (મહાસિનુલ ઈસ્લામ પાનું ૪૯)

હઝરત ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે :-આમ લોકોની ફર્ઝ એ છે કે ઈમાન અને ઈસ્લામ લાવી પોતાની ઈબાદતો અને રોઝગારમાં મશગુલ રહે, ઈલ્મની વાતોમાં દખલ (ડહાપણ) નહી કરે, ઉલમાને સોંપી દે. આમી માણસનું ઈલ્મી બાબતોમાં દખલ દેવું ઝિના અને ચોરી કરવાથી વધુ નુકસાનકારક અને ખતરનાક છે, કારણ કે જેઓ ઈલ્મ વિના ખુદા અને તેના દીનમાં દખલ આપશે તો તે બેઈમાન બની જશે અને તેનું એને ભાન પણ રહેશે નહી. એની મિસાલ એવી છે કે તરવું જાણે નહી અને દરિયામાં કુદકો મારે. (અહ્યાઉલ ઉલુમ ભાગ ૩ પાનું ૩૪)

આમ મુસલમાનો માટે શરઈ હુકમ જાણી લેવો અને તેના ઉપર અમલ કરવાની ઝરૂરત છે, બારીકીઓમાં પડવાની ઝરૂરત નથી. હદીસમાં છે કે એક માણસ આપ (સલ.)ની ખિદમતમાં આવી કહેવા લાગ્યો કે યા રસૂલલ્લાહ ! આપ મને ઈલ્મની બારીકીઓ બતાવો. આપ (સલ.)એ તેને અમુક સવાલો કર્યા :-

(૧) તુ ખુદાની મઅરિફત હાસિલ કરી ચુકયો છે ? (૨) તેં ખુદાના હકો કયાં લગી અદા કર્યા છે ? (૩) તુ મૌતને પણ જાણી ચુકયો છે ? (૪) તુ મૌતના માટે તૈયારી કરી ચૂકયો છે ?

અંતમાં આપ (સલ.)એ ફરમાવ્યું, જા ! પહેલાં જડ મઝબૂત કર, પછી આવ તો હું તને ઈલ્મી બારીકીઓથી વાકિફ કરીશ. (જામિઉ બયાનિલ ઈલ્મ પાનું ૧૩૩)

મત્લબ કે ઈલ્મી વાતોમાં દખલ દેવું અવામનું કામ નથી. વળી પુછેલી સૂરતમાં ટીકાની બુન્યાદ (પાયો) ગલત છે, ફત્વામાં 'જાઈઝ છે' નો શબ્દ નથી. સામટી ત્રણ તલાકને મેં જાઈઝ લખ્યું નથી, જાઈઝનો શબ્દ ટીકાકારે પોતે વધારી ખોટી રીતે દારૂ અને વ્યાજની મિસાલો આપી છે. એ મિસાલો અહિંયા ચાલી શકતી નથી. મેં તો સામટી ત્રણ તલાકને નાજાઈઝ અને ગુનાહનું કામ લખ્યું છે. મારા શબ્દો આ છે :-

"મઝકુર હદીસોથી સાબિત થાય છે કે એક સામટી ત્રણ તલાક દેવી કુર્આને કરીમ સાથે મઝાક કરવા સમાન છે, અને ખુદાની નાફરમાની તથા નબી (સલ.)ની નારાઝગીનું કારણ છે. માટે નાજાઈઝ અને ગુનાહનું કામ છે, પણ તલાક થઈ જાય છે. તલાક થઈ જવાની દલીલો ઉપર લખી આવ્યો છું. સામટી ત્રણ તલાક નાજાઈઝ અને હરામ હોવા છતાં પડી જાય છે એમાં નવાઈ નથી.

(૧) હૈઝની હાલતમાં ઔરતને તલાક આપવી શર્અન મના છે. ગુનાહનું કામ છે. પણ

તલાક થઈ જાય છે. (હદીસ)

(૨) ઝિહાર (એટલે ઔરતને માં વિગેરેના જેમ પોતાના ઉપર હરામ કરી લેવું) શરઅન મના અને ગુનાહિત છે. અમુક ઉલમા કબીરો ગુનોહ માને છે. કુર્આનમાં ઝિહાર કરવાને 'મુન્કરમ મિનલ કૌલિ વઝુરા' ફરમાવ્યું છે. પણ ઝિહાર થઈ જાય છે અને કફ્ફારો લાઝિમ આવે છે. (કુર્આન શરીફ)

(૩) હલાલા માટે શર્ત કરી નિકાહ કરવું- કરાવવું નાજાઈઝ અને લઅનતને પાત્ર છે. પણ નિકાહ થઈ જાય છે.

(૪) હૈઝની હાલતમાં વતી હરામ છે, પણ હલાલા માટે કાફી થઈ જાય છે.

(૫) હરામ માલથી હજ કરવું હરામ છે. પણ હજ થઈ જાય છે.

(જો કે મકબૂલ થશે નહી.)

(૬) ધણી કે મહરમ વગર ઔરતને હજ કરવા જવું હરામ છે પણ હજ થઈ જાય છે.

(૭) ઈદ્દતમાં હજ માટે જવું ઔરતને જાઈઝ નથી, ગુનાહિત છે. પણ હજ થઈ જાય છે.

(૮) મુસાફિર માટે બે રકઅત ફર્ઝના બદલે ચાર રકઅત પઢવું જાઈઝ નથી, ગુનાહિત છે. પણ નમાઝ અદા થઈ જાય છે. (બશર્તે કે બે રકઅત પર કાયદો કર્યો હોય)

(૯) ઝમઝમના પાણીથી ઈસ્તિન્જો કરવું મકરૂહ છે અને અમુકના નઝદીક હરામ છે. પણ ઈસ્તિન્જો પાક થઈ જાય છે.

(૧૦) મસ્જિદમાં ગુસ્લે જનાબત કરવું હરામ છે. પણ ગુસલ થઈ જાય છે.

(૧૧) નાપાકીની હાલતમાં કુર્આન લખવું હરામ છે, પણ તે લખેલું કુર્આન છે. તેમાં તિલાવત મુજિબે સવાબ છે. તેની બેહુરમતી જાઈઝ નથી.

(૧૨) ઝિના હરામ છે પણ હુરમતે મુસાહરત સાબિત થઈ જાય છે.

(૧૩) ક્ત્લે અમદ હરામ છે પણ ક્ત્લ થઈ જાય છે.

(૧૪) ઝહર ખાઈ મરી જવું હરામ છે, પણ મરી જવાય છે.

(૧૫) રમઝાનમાં રોઝાની હાલતમાં ઔરત સાથે સોહબત હરામ છે પણ રોઝો તુટી જાય છે.

એ જ પ્રમાણે સામટી ત્રણ તલાક આપવું હરામ છે, પણ તલાક થઈ જાય છે. કિંવા નિકાહ તુટી જાય છે.

હજી પણ સમજમાં ન આવ્યું હોય તો કુસૂર કોનો ગણવો ?

ગર ન બીનદ બરોઝ શપ્પરહ ચશ્મ
ચશ્મએ આફતાબ રા ચે ગુનાહ

(અગર ચિમગાડરની આંખ સૂરજની રોશ્ની જોઈ ન શકે તો એમાં સૂરજનો શું કુસૂર ?)

અગર નાબાલિગ "જિમાઅ"ની લઝ્ઝત જાણવા માંગે અને કોઈ તેને સમજાવી નહી શકે તો કુસૂર કોનો ગણાંશે ? અંતે કહેવું પડશે કે તુ બાલિગ થઈ જશે તો સમજમાં આવી જશે. અમુક સહેલીઓએ શાદીની લઝ્ઝત જાણવા વિષે પરસ્પર વાતો કરી, એક સહેલીએ કહ્યું કે મારી શાદી થશે તો હું તમને સમજાવીશ. શાદી પછી સહેલીઓએ પૂછયું તો તેણે કહ્યું :-

બિયાહ યુંહી જબ તુમ્હારા હો જાએગા
તબ મઝહ મઅલૂમ સારા હો જાએગા

એ જ પ્રમાણે ઈલ્મ હાસિલ કરશો તો આ મસ્અલાઓ સમજમાં આવી જશે. ઈન્સાને ઈલ્મ વિના માત્ર અકલને સહીહ, ગલત અને ખરા-ખોટા પરખવાની કસોટી માની લેવું સહીહ નથી. બેશક ! અકલ મોટી નેઅમત છે. પરંતુ દરેક વસ્તુની હકીકત સમજવા માટે માત્ર અકલ પૂરતી નથી. ઈલ્મે વહી (કુર્આન-હદીસ) ની ઝરૂરત હોય છે. જેમકે આંખ એક મોટી નેઅમત છે પરંતુ ખારિજી રોશ્ની (સૂર્ય, ચિરાગ વિગેરે)ની મોહતાજ હોય છે. બહારની રોશ્ની વિના માત્ર આંખની રોશ્ની પૂરતી નથી. એ જ પ્રમાણે વહીની રોશ્ની વગર નરી અકલ કાફી નથી. વળી દરેક તાકતની એક હદ હોય છે, એનાથી આગળ બીજી તાક્તની તે મોહતાજ હોય છે, જેમકે આંખ એક તાક્ત છે, અને તેની એક હદ છે. તેનાથી આગળ દુરબીનની મોહતાજ હોય છે. કાન એક તાક્ત છે, એની એક હદ છે, તેનાથી આગળ ટેલીફોનની મદદ લેવાની ઝરૂરત હોય છે. એ જ પ્રમાણે અકલ તાક્ત છે, એની પણ એક હદ છે તેનાથી આગળ 'વહીની દૂરબીન'ની ઝરૂરત હોય છે માટે જે દીની બાબતો અકલમાં ન આવે તેને કાયદેસર ન હોવાનો ફત્વો આપવો કયાંની અકલમંદી છે?

એક સબક આમોઝ હિકાયત :- એક જેન્ટલમેન બાગમાં જઈ કોંઠીના ઝાડ નીચે ટોપી ઉતારી બેસી ખુદાની કુદરતનો નઝારો કરવા લાગ્યો. તેને કુદરતની એક મોટી ભુલ નઝરે આવી કે કોંઠીનું લાંબુ ચોડું ઝાડ અને તેનું ફળ (કોંઠુ) નાનું, બીજી તરફ કોળાનો વેલો આંગળા જેટલો પાતળો અને તેનું ફળ (કોળુ) મોટું ? એ કાયદેસર નથી, કાયદેસર તો એ હતું કે કોંઠા જેટલું નાનું ફળ કોળાના વેલા સાથે હોત અને કોળા જેટલું મોટું ફળ કોંઠી ઉપર હોત, તે કાયદેસર ગણાંત કે જેટલું મોટું ઝાડ તેટલું મોટું ફળ હોવું જોઈએ. એટલામાં એક કોંઠુ તુટી માથા ઉપર પડયું, ગરીબ લોટવા લાગ્યો અને બેહોશ થઈ ગયો, હોશમાં આવ્યો તો કહેવા લાગ્યો કે, નહીં, આ જ બરાબર છે અગર મારા વિચાર મુજબ કોંઠુ કોળા જેટલું મોટું હોત તો મારી શી હાલત થાત?

સારાંશ કે દરેક મામલામાં અકલના ઘોડા દોડાવવાની આદત ખોટી અને ખતરનાક છે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### તલાક પડવામાં ઔરતનું જાણવું કે મંઝુરી ઝરૂરી છે ?

(૩૬૬) સવાલ :- એક માણસે પોતાની ઔરતને તલાક ટપાલ દ્વારા રજીસ્ટર્ડથી મોકલી આપી પણ ઔરતે રજીસ્ટર્ડ લીધું નહી અને પાછું રવાના કર્યુ. તે ઔરતને તલાકની ખબર નથી તો તે તલાક શરીઅત મુજબ થઈ કે નહી ?

જવાબ :- તલાક શરતિય્યહ ન હોય તો તલાક આપવાની સાથે પડી જાય છે, ઔરતને ખબર પડવી કે તેનું મંઝુરી આપવું ઝરૂરી નથી. જ્યારે ધણી તલાકનામું લખશે તલાક પડી જશે. ઔરત રજિસ્ટ્રી વસૂલ કરે કે પાછી મોકલી આપે. અલ્બત્ત ! જો એમ લખ્યું હોય કે જ્યારે આ તલાકનામું ઔરતને મળી જાય ત્યારે તલાક છે તો એવા સંજોગોમાં તલાકનામું મળવા પર તલાક પડશે. એથી પહેલાં નહી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખિલ્વત (મેળાપ) પહેલાં તલાક આપે તો શું હુકમ છે ?

(૩૬૭) સવાલ :- એક માણસે શાદી કરી, શાદી કર્યા બાદ રિવાજ છે કે બે-ત્રણ માસ પછી ઔરતની વિદાયગીરી કરવામાં આવે છે તે દરમિયાન કંઈક ઝઘડો ફસાદ થયો જેના આવેશમાં આવી મરદ પાસે (તેના બાપ અને ભાઈઓએ ઝબર દસ્તી) તલાક અપાવી, હવે મર્દને ઘણી જ શરમ અને પસ્તાવો આવે છે, કહે છે કે શરીઅત મુજબ રસ્તો હોય તો કરવો, માટે આપ જવાબ વેળાસર આપશો. મર્દ અને ઔરત નિકાહ થયા બાદ મળ્યાં કે હમબિસ્તર થયાં નથી.

મર્દે ઔરતને તલાક, તલાક, તલાક આવી રીતે ત્રણ વાર આપી છે. તો આ માણસે શું કરવું જોઈએ ? ઔરતને કેવી રીતે નિકાહમાં લાવી શકે છે ? શું કરવું પડશે ? શરીઅતથી જે હુકમ હોય બરાબર હવાલા સાથે જવાબ આપશો !

જવાબ :- જ્યારે નિકાહ થયા બાદ છોકરીની વિદાયગીરી થઈ નથી અને ઔરત મર્દમા મેળાપ થવા પામ્યો નથી અને મર્દે ઔરતને છુટા-છુટા શબ્દે તલાક, તલાક તલાક, આવી રીતે ત્રણ તલાક આપી છે તો એક બાઈન તલાક થઈ છે. ઔરત રાઝી હોય તો નિકાહ થઈ શકે છે. હલાલહની ઝરૂરત નથી. (હિદાયહ ભાગ ૨ પાનું ૩૫૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મફકૂદ ઉર્ફ્ વા શોહર ગુમ થઈ જાય તો શું હુકમ છે ?

(૩૬૮) સવાલ :- લગભગ બાવીસ વર્ષની છોકરીની શાદી આજથી લગભગ ચાર વર્ષ પહેલાં થઈ હતી. શાદી થયા બાદ દોઢ-બે વરસ પછી તેનો ધણી ગુમ થઈ ગયો. જ્યાં જ્યાં બની શક્યું ત્યાં તપાસ કરી પરંતુ બિલ્કુલ પતો લાગતો નથી. લગભગ વીસ મહીનાથી બિલ્કુલ લાપતા છે. ઔરતને ધણીની મિલ્કતમાંથી કાંઈ પણ ખોરાકી - પોશાકીનો ખર્ચ મળતો નથી તો હવે ઔરત શું કરે ? અને તેની ખોરાકી, પોશાકી માટે કોણ જવાબદાર છે ? આ તરફના મૌલ્વીઓને મસ્અલો પૂછતાં નેવું વર્ષ લગી રાહ જોવાનું કહે છે તો ચાલુ ફિત્નાના ઝમાનામાં નવજવાન ઔરત માટે પવિત્ર શરીઅતમાં કાંઈ ગુંજાઈશ હોય તો અરબી ઈબારતના હવાલા સાથે ફત્વો આપવા મહેરબાની કરશો.

જવાબ:- મફકૂદ (લાપતા) માણસને તેના માલ-મિલ્કતના બારામાં જમ્હુર મુજતહિદ ઈમામોએ એકમતે તેની ઉમરના માણસોની હયાતી લગી હયાત માન્યો છે. જ્યારે તેની વસ્તીમાં તેની ઉમરના માણસો ખતમ થઈ જાય ત્યારે (લગભગ ૯૦ વર્ષની ઉમરે) તેની મૌતનો હુકમ આપી તેની માલ-મિલ્કત વારિસોમાં વહેંચી આપવામાં આવશે.

હઝરત ઈમામે અઅઝમ (રહ.) વિગેરે બીજા ઘણાં મુજતહિદોએ ઔરતના વિષયમાં પણ એ જ હુકમ રાખ્યો છે કે જ્યાં સુધી લાપતા માણસના હમઉમર માણસો હયાત હોય તેને પણ હયાત માનવામાં આવશે અને જેવી રીતે તેની માલ-મિલ્કત, ઘરબાર તેના વારિસોમાં તકસીમ કરી શકતા નથી તેની ઔરતને પણ તેણીના ધણીથી છુટી અને બેવા માની બીજા સાથે નિકાહ કરી લેવાની ઈજાઝત આપી શકાય નહી. અને એના માટે હદીસો અને આસારે સહાબાની મઝબૂત દલીલો છે.

(હા! અમુક સૂરતોમાં જેમકે લડાઈમાં ગુમ થયો હોય અથવા ક્ષય, કેન્સર વિગેરે મુહલિક (હલાક કરનારી) બીમારીમાં ગાઈબ થઈ ગયો હોય અથવા દરિયામાં કામ કરતાં બેપતા થઈ ગયો હોય અને શરઈ કાઝીને તેની મૌતનો ગુમાન ગાલિબ થઈ જાય તો મૌતનો હુકમ આપી શકે છે.)

પરંતુ હઝરત ઈમામ માલિક (રહ.)એ ઔરત બાબત અમુક શરતો સાથે ચાર વર્ષની મુદ્દત રાખી છે. દલીલમાં હઝરત ઉમર (રઝિ.)નો ફેસ્લો છે કે :-

અય્યુમા ઈમ્રઅતિન ફકદત ઝજહા ફલમ યદ્ર અય્ન હુવ ફઈન્નહા તન્તઝિરૂ અરબઅ સિનીન સુમ્મ તઅતદ્દુ અર્બઅત અશહુરિવં વ અશરા સુમ્મ તુહલ્લુ.

અર્થાત :- જે બાઈનો ધણી ગુમ થઈ જાય અને પતો લાગે નહી કે ક્યાં છે ? (જીવે છે કે મરણ પામ્યો છે.) તો ઔરત (શરઈ કાઝી વિગેરેના હુકમથી) ચાર વર્ષ રાહ જૂએ, પછી ચાર મહીના અને દસ દિવસ ઈદ્દત ગુઝારી નિકાહ કરી શકે છે. (મુઅત્તા ઈમામ માલિક પાનું

૨૦૯) હઝરત ઈમામ અહમદ (રહ.)એ પણ અમુક સંજોગોમાં ચાર વર્ષની મુદ્દત માની છે. હન્ફી ફુકહા (રહ.)એ પણ સમયની નઝાકત અને ફિત્નાના ઝમાનાનો લિહાઝ કરી લાચારી અને મજબૂરીની સુરતમાં હઝરત ઈમામ માલિક (રહ.)ના મઝહબ અનુસાર ચાર વર્ષની મુદ્દતનો ફત્વો આપ્યો છે.

લવ અફતા હનફિય્યુન ફી હાઝિહિલ મસ્અલતિ બિકવ્લિ માલિકિન ઈન્દઝ-ઝરૂરતિ લા બ'સ બિહી. (ઉમ્દતુ-રિઆયહ અલા શર્હિલ વિકાયહ ભાગ ૨ પાનું ૩૧૩) (દુર્રુલ મુન્તકા શર્હુલ મુલ્તકા ભાગ ૧ પાનું ૨૨) (શામી ભાગ ૩ પાનું ૪૫૬)

સારાંશ કે અગર કોઈ ઔરતનો ધણી લાપતા થઈ જાય. એ પણ માલુમ ન હોય કે મરી ગયો છે કે જીવે છે અને ઔરત ખોરાકી-પોશાકીથી તંગ હોય અથવા પાક દામનીની ઝિન્દગી ગુઝારી શકતી ન હોય તો એવી લાચારી અને મજબૂરીની સુરતમાં ઔરત પોતાનો કેસ શરઈ કાઝીની અદાલતમાં લઈ જાય. જ્યાં શરઈ કાઝી ન હોય અને મુસ્લિમ મેજિસ્ટ્રેટને સરકારે આ પ્રકારના કેસોનો શરીઅત મુજબ ફેસ્લો આપવાનો ઈખ્તિયાર આપ્યો હોય તો તેની કચેરીમાં કેસ રજૂ કરે અથવા દીનદાર મુસલમાનોની પંચાયતમાં (જેઓ શરીઅત પ્રમાણે ફેસ્લો કરી શકે) પોતાનો કેસ પેશ કરી છુટકારાની માંગણી કરે અને કાઝી વિગેરે મામલાની શરઈ તહકીક શોહરની તલાશ કરી ઔરતને વધુ ચાર વરસ ઈન્તિઝાર કરવાનો હુકમ આપે. ચાર વરસ પછી ઔરતની માંગણી ઉપર ધણીની વફાતનો હુકમ આપી વફાતની ઈદ્દત ગુઝારી નિકાહ કરી લેવાની ઈજાઝત આપી શકે છે.

અગર ઔરત મુદ્દત લગી સબર કરી એકદમ આજિઝ અને તંગ આવી ગઈ હોય અને વધુ ચાર વરસ સબર કરી શકે એમ ન હોય અને ફિત્નામાં પડી જવાનો પુરો સંભવ હોય તો એવા ખતરનાક સંજોગોમાં માલિકી મઝહબના બીજા કૌલ મુજબ ફક્ત એક વર્ષ ઈન્તિઝાર કરાવી છુટી કરી તલાકની ઈદ્દત ગુઝારી નિકાહ કરી લેવાની કાઝી વિગેરે ઈજાઝત આપી શકે છે. (અલ્હીલતુ-ન્નાજિઝહ પાનું ૬૧) છુટા થવા લગી ઔરત લાપતા ધણીની મિલ્કતમાંથી ખોરાકી-પોશાકીનો ખર્ચ લેવાની શરઅન હકદાર છે. (તન્વીરૂલ અબ્સાર તથા દુર્રે મુખ્તાર અને શામી ભાગ ૩ પાનું ૪૫૫)

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### એક સામટી ત્રણ તલાક આપવા વિષે શું હુકમ છે ?

(૩૬૯) સવાલ :- "મુસલમાન ખાવિન્દ" નામની, એક કિતાબમાં વાંચવામાં આવ્યું છે કે હન્ફી મઝહબમાં એક સામટી (એક મજલિસમાં) ત્રણ તલાક આપવી હરામ છે. તો શું એ વાત ખરી છે ? અગર ખરી છે તો બરાહે કરમ કિતાબોના હવાલા સાથે જવાબ આપવા મહેરબાની ફરમાવશો. શુ ઈમામે અઅઝમ (રહ.) વગર બીજા ઈમામોના નઝદીક પણ એક સામટી ત્રણ તલાક આપવી હરામ છે ?

જવાબ :- હા, આપણા હન્ફી મઝહબમાં (એક સામટી એક મજલિસમાં) ત્રણ તલાક આપવી હરામ અને બિદઅત છે. હદીસમાં છે કે આપ (સલ.)ને ખબર મળી કે એક માણસે પોતાની ઔરતને ત્રણ તલાક સામટી આપી છે તો આપ (સલ.) ગઝબનાક થઈ ઉભા થઈ ગયા, પછી ફરમાવ્યું કે શું કિતાબુ-લ્લાહની સાથે ખેલ કરવામાં આવે છે ? હજી તો હું તમારી અંદર મૌજૂદ છું, એટલામાં એક સહાબી ઉભા થઈ કહેવા લાગ્યા કે યા રસુલલ્લાહ ! શું હું તેને કતલ નહીં કરી નાખું ? હદીસના શબ્દો આ છે.

ઉખ્બિર રસૂલૂલ્લાહિ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ અન રજુલિન તલ્લક ઈમ્રઅતહુ સલાસ તત્લીકાતિન જમીઅન, ફકામ ગઝબાન સુમ્મ કાલ અયુલઅબુ બિકિતાબિ-લ્લાહિ અઝઝ વ જલ્લ વ અન

બઅ્ન અઝહુરિકુમ, હત્તા કામ રજુલુન ફકાલ યા રસુલલ્લાહિ અલા અક્તુલૂહુ. (નસાઈ ભાગ ૨ પાનું ૩૬)

અને હઝરત ઈબ્ને ઉમર (રઝી.) વાળી હદીસમાં છે કે મેં આપ (સલ.)ને પુછયું કે હું ત્રણ તલાક આપું તો શું હુકમ છે ? ફરમાવ્યું કે ત્યારે તો તુ તારા રબનો નાફરમાન બન્યો. (ઝુજાજતુલ મસાબીહ ભાગ ૨ પાનું ૪૭૦) મઝકુર હદીસોથી સાબિત થાય છે કે એક સામટી ત્રણ તલાક દેવું કુર્આન સાથે મઝાક કરવા સમાન છે, અને ખુદાની નાફરમાની અને આપ (સલ.)ની નારાઝગીનું કારણ છે માટે નાજાઈઝ અને ગુનાહનું કામ છે, પણ તલાક થઈ જાય છે. (બહરૂર્રાઈક ભાગ ૩ પાનું ૯૩૯)(હિદાયહ ભાગ ૨ પાનું ૩૩૫)(દુર્રે મુખ્તાર તથા શામી ભાગ ૨ પાનું ૫૭૬)

હઝરત ઈમામ માલિક (રહ.)ના નઝદીક પણ સામટી ત્રણ તલાક આપવી જાઈઝ નથી. હઝરત ઈમામ શાફિઈ (રહ.) જાઈઝ કહે છે પણ ખિલાફે અવ્લા માને છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ત્રણ તલાક પછી રૂજુઅ કરી શકાય કે નહીં ?

(૩૭૦) સવાલ :-અત્રે એક માણસે પોતાની ઔરતને ત્રણ તલાક આપી છે. આપણા હનફી ઉલમાએ ફત્વો આપ્યો છે કે તલાક થઈ ગઈ, "રૂજૂઅ" જાઈઝ નથી અને શરઈ હલાલા વગર નિકાહ મોઅતબર નથી ત્યારે એક ગૈર મુકલ્લિદ મૌલ્વીએ તેને ભમાવ્યો અને ફત્વો લખી આપ્યો કે ત્રણ તલાક આપવાથી એક જ તલાક પડે છે માટે "રૂજૂઅ" કરી લીએ તો ચાલશે. પેલા ભાઈએ નિકાહ કરી ઔરતને બોલાવી લીધી છે. માટે એ વિષે હદીસો સહિત ફત્વો તાકીદે મોકલી આપવા મહેરબાની કરશો કે લોકો ગુમ્રાહીથી બચે.

જવાબ :- ગૈર મુકલ્લિદનું સમજાવ્યું કે ત્રણ તલાક આપવાથી એક જ તલાક પડે છે તદ્દન ખોટું અને ગુમ્રાહ કરનારૂં છે. કુર્આન, હદીસ, ઈજમાએ ઉમ્મત અને સલફના ઉલમા, ફુકહા, મશાઈખ અને મુહદ્દિસીન તથા અઈમ્મએ મુસ્લિમીન હઝરત ઈમામે અઅઝમ અબૂ હનીફહ (રહ.), હઝરત ઈમામ શાફિઈ (રહ.), હઝરત ઈમામ માલિક (રહ.), હઝરત ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ (રહ.) વિગેરે બુઝુર્ગોના મુત્તફિકહ ફેસલાના વિરૂદ્ધ છે. માટે મઝકુર નિકાહ સહીહ અને દુરૂસ્ત નથી. ત્રણ તલાક આપવા પછી શરઈ હલાલા વિના નિકાહ થઈ શકતા જ નથી, માટે એમનું મિયાં-બીવી જેમ સાથે રહેવું જાઈઝ નથી, કત્ઈ હરામ છે. બન્નેવ ઝાની અને બદકાર ગણાંશે. મઝહબ વિરૂદ્ધ ગૈર મુકલ્લિદનો સહારો લેવાથી હરામ થઈ ગએલી ઔરત હલાલ થઈ શકતી નથી. કુર્આન શરીફમાં છે :- 'અત્તલાકુ મર્રતાન, (સુરએ બકરહ રૂકુઅ ૨૯) (અર્થાત) જે તલાક પછી "રૂજુઅ" કરી શકાય છે તે બે જ તલાક છે કિંવા એકથી બે તલાક લગી "રૂજૂઅ" જાઈઝ છે. (તફસીરે જલાલૈન પાનું ૩૩)

આગળ ત્રીજી તલાક વિષે છે :- ફઈન તલ્લકહા ફલા તહિલ્લુ લહુ મિમ બઅ્દુ હત્તા તન્કિહ ઝવ્જન ગય્રહુ , (સુરએ બકરહ રૂકુઅ ૨૯)

અર્થાત :-પછી જો ધણી ઔરતને બે તલાકો આપવા પછી ત્રીજી તલાક આપે તો હવે તેના માટે હલાલ રહેશે નહી જયાં સુધી તે એ ધણી સિવાય બીજાની સાથે નિકાહ નહી કરી લે. (તફસીરે જલાલૈન પાનું ૩૩)

અને અહકામુલ કુર્આનમાં છે :- ફલકિતાબુ વસ્સુન્નતુ વ ઈજમાઉ-સ્સલફિ તૂજિબુ ઈકાઅ-સ્સલાસિ મઅન.

અર્થાત :-કુર્આન શરીફ અને સુન્નત (હદીસ) તથા ઈજમાએ સલ્ફે સાલિહીનની રૂએ એક સામટી ત્રણ તલાકો પડી જાય છે. (અહકામુલ કુર્આન લિલ્જસ્સાસ ભાગ ૧ પાનું ૪૫૯)

અને તફસીરે મઝહરીમાં છે અર્થાત :- જમ્હુર ઉલમા માને છે કે જે પોતાની ઔરતને ત્રણ તલાક સામટી આપશે તો બિલ્ઈજમાઅ ત્રણ તલાક પડી જશે (ભાગ ૧ પાનું ૩૦૦)

અને ફત્હુલ કદીરમાં છે. અર્થાત :- જમ્હુર ઉલમા, સહાબા (રદી.) અને તાબિઈન (રહ.) અને તેમના પછીના ઈમામો (રહ.) માને છે કે ત્રણ તલાકો વાકેઅ થઈ જાય છે. (ભાગ ૩ પાનું ૩૩૦) અને એ જ કિતાબમાં છે કે ત્રણ તલાક પડવાનો હુકમ ઈજમાઈ અને હક છે. માટે એનો વિરોધ કરવામાં ગુમ્રાહી સિવાય કશું જ નથી અને જો કોઈ શરઈ કાઝી એના વિરૂદ્ધ ફેસ્લો આપે તો તે પણ મોઅતબર નથી, રદ બાતિલ છે કારણ કે ત્રણ તલાક પડી જવાનો મસ્અલો ઈજતિહાદી નથી. ઈજમાઈ છે. (ફત્હુલ કદીર ભાગ ૩ પાનું ૩૩૦) (બહરૂ- ર્રાઈક ભાગ ૩ પાનું ૨૩૯)

શૈખુલ ઈસ્લામ અલ્લામહ એની શર્હે સહીહ બુખારી શરીફમાં ફરમાવે છે કે :- અર્થાત :- જમ્હુર ઉલમા, તાબિઈન (રહ.) અને તેમના પછીના ઉલમા, ફુકહા, મુહદ્દિસીન અને ઈમામ અવ્ઝાઈ (રહ.), ઈમામ નખઈ (રહ.), ઈમામ સૌરી (રહ.), ઈમામ અબુ હનીફહ(રહ.) અને તેમના સાથીઓ અને ઈમામ માલિક (રહ.) અને ઈમામ શાફેઈ (રહ.) અને તેમના સાથીઓ અને ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ (રહ.) અને તેમના સાથીઓ અને ઈમામ ઈસ્હાક (રહ.), ઈમામ અબુ સૌર (રહ.) અને ઈમામ અબુ ઉબૈદ (રહ.) અને બીજા ઘણા ફુકહા, મુહદ્દિસીન કાઈલ છે કે જે માણસ પોતાની ઔરતને ત્રણ તલાક આપશે તો પડી જશે અને ગુનેહગાર પણ થશે. (એની ભાગ ૨૦ પાનું ૨૩૩)

અને અલ્લામહ ઈબ્ને રૂશ્દ (રહ.) ફરમાવે છે કે જમ્હુર ફુકહાએ અમ્સાર માને છે કે ત્રણના શબ્દથી ત્રણ તલાકો પડી જાય છે. (બિદાયતુલ મુજતહિદ ભાગ ૨ પાનું ૬)

એ જ પ્રમાણે સહીહ મુસ્લિમના શારેહ શૈખુલ ઈસ્લામ ઈમામ નવવી (રહ.) લખે છે કે:- ફકાલ-શ્શાફેઈ વ માલિક વ અબૂ હનીફહ વ અહમદ વ જમાહિરૂલ ઉલમાઈ મિનસ્સલફિ વલ ખલફિ યકઉ-સ્સલાસ.

અર્થાત :- ઈમામ શાફેઈ, ઈમામ માલિક, ઈમામ અબૂ હનીફહ, ઈમામ અહમદ (રહ.) વિગેરે જમ્હુર ઉલમાએ સલફથી ખલફ લગી બધાય માને છે કે ત્રણ તલાકો થઈ જાય છે. (શર્હે સહીહ મુસ્લિમ ભાગ ૧ પાનું ૪૭૮)

મિરકાત શર્હે મિશ્કાતમાં છે; વ ઝહબ જમ્હુરૂ-સ્સહાબતિ વ ત્તાબિઈન.

અર્થાત :- અને જમ્હુર સહાબા (રદિ.) અને તાબિઈન તથા એમના પછીના બુઝુર્ગો, ઈમામો, મઝહબી પેશ્વાઓ કાઈલ છે કે ત્રણ તલાકો વાકેઅ થઈ જાય છે. (ભાગ ૨ પાનું ૫૭૬)

આ માનીતા દીની બુઝુર્ગો અને મઝહબી પેશ્વાઓના ખુલાસાઓ પછી કંઈ લખવાનું રહેતું નથી છતાં મઝીદ તસલ્લી અને તાઈદ માટે અમુક હદીસો રજુ કરૂં છુ ;

(હદીસ :-૧) હઝરત ઈબ્ને ઉમર (રદી.) એ આપ (સલ.) ને પૂછયું કે યા રસૂલલ્લાહ! અગર હું મારી ઔરતને ત્રણ તલાક આપી દઉં તો શું થશે ? આપ (સલ.) એ ફરમાવ્યું કે ત્યારે તો તમે તમારા રબના નાફરમાન ગણાંશો અને તમારી ઔરત તમારાથી જુદી થઈ જશે.

(તફસીરે મઝહરી ભાગ ૧ પાનું ૩૦૩, મુગ્ની ભાગ ૭ પાનું ૧૦૩)

(હદીસ :-૨) આપ (સલ.)ને ખબર મળી કે એક માણસે પોતાની ઔરતને ત્રણ તલાકો સામટી આપી છે તો આપ (સલ.) એ ગઝબનાક થઈ ફરમાવ્યું કે શું કિતાબુલ્લાહની સાથે ખેલ કરવામાં આવે છે? હજી તો હું તમારી અંદર મૌજુદ છું. એટલામાં એક સહાબી ઉભા થઈ કહેવા લાગ્યા કે યા રસુલલ્લાહ (સલ.) ! શું હું તેને કત્લ નહી કરી નાખું ? (નસાઈ શરીફ ભાગ ૨ પાનુ ૩૬) અગર ત્રણ તલાક નહીં પડત તો ગુસ્સે થવાનું શું કારણ ?

(હદીસ :- ૩ ) ઉબાદહ ઈબ્ને સામિત (રદિ.)ના બાપે ઔરતને હઝાર તલાક આપી. હઝરત ઉબાદહ (રદી.)એ આપ (સલ.)ને મસ્અલો પુછ્યો તો આપે ફરમાવ્યું કે ખુદાની નાફરમાની સહિત ત્રણ તલાકથી ઔરત જુદી થઈ ગઈ.

(શર્હુ-ન્નિકાયહ ભાગ ૨ પાનું ૨૮) (ઝુંજાજતુલ મસાબીહ ભાગ ૨ પાનું ૪૭૦)

(હદીસ :-૪) એક માણસે પોતાની ઔરતને ત્રણ તલાકો આપી. હુકમ પુછવા માટે હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) પાસે ગયો આપે ફરમાવ્યું, માણસ મુર્ખાઈ પર સવાર થઈ તલાક આપી દે છે પછી રસ્તો શોધવા નિકળે છે. તારા માટે કોઈ રસ્તો નથી. ઔરત તારા નિકાહમાંથી નિકળી ગઈ. (અબુ દાઉદ શરીફ ભાગ ૧ પાનું ૩૦૬)

(હદીસ :-૫) હદીસમાં છે કે એક માણસે પોતાની ઔરતને સો તલાક આપી. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ને હુકમ પુછવા ગયો આપે ફરમાવ્યું કે તુ તારા રબનો નાફરમાન બન્યો અને તારી ઔરત તારાથી જુદી થઈ ગઈ. (તહાવી શરીફ ભાગ ૨ પાનું ૩૩)

(હદીસ :-૬) મોઅત્તા ઈમામ માલિકમાં છે કે હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત ઈબ્ને મસ્ઉદ (રદી.)થી પણ એ જ પ્રમાણે રિવાયત છે. (પાનું ૧૯૯)

(હદીસ :-૭) સહીહ બુખારી શરીફ અને સહીહ મુસ્લિમ શરીફમાં હદીસ છે કે એક માણસે પોતાની ઔરતને ત્રણ તલાકો આપી દીધી, પછી તેણીએ બીજા સાથે નિકાહ કર્યા પણ તેણે સોહબત કર્યા વગર જ તલાક આપી દીધી, આપ (સલ.) ને પૂછવામાં આવ્યું કે પહેલા ધણી માટે એ હલાલ થઈ? આપ (સલ..) એ ફરમાવ્યું જયાં લગી બજો ધણી સોહબત નહીં કરે પહેલા ધણી માટે હલાલ થશે નહી. (બુખારી શરીફ પારો ૨૨ પાનું ૭૯૧ ભાગ ૨)(મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૪૬૩)

ગૈર મુકલ્લિદોને હદીસે રૂકાનહ ઉપર બહું નાઝ છે પણ ખુદ રૂકાનહ (રદી.) થી રિવાયત છે કે આપે પોતાની ઔરતને લફઝે અલબત્તહની સાથે તલાક આપી (જેમાં એકથી ત્રણ તલાક લગીનો સમાવેશ થાય છે, એક તલાકની નિય્યત હોય તો એક, ત્રણની નિય્યત હોય તો ત્રણ) પછી આપ (સલ.)ને એ વિષે ખબર આપી કહ્યું 'વલ્લાહિ મા અરત્તુ ઈલ્લા વાહિદતન (ખુદાની કસમ મેં ફક્ત એક જ તલાકની નિય્યત કરી છે.) આપ (સલ.) એ ફરમાવ્યું 'વલ્લાહિ મા અરત્ત ઈલ્લા વાહિદતન ?(ખુદાની કસમ તુએ એકની જ નિય્યત કરી હતી ?) તો હઝરત રૂકાનહ (રદી.)એ કહ્યું 'વલ્લાહિ મા અરત્તુ ઈલ્લા વાહિદતન' ત્યારે આપ (સલ.)એ એઅતેબાર કરી ''રૂજુઅ''નો હુકમ આપ્યો (અબુ દાઉદ શરીફ ભાગ ૧ પાનું ૩૦૬) (તિરમિઝી ભાગ-૧ પાનું-૧૪૦) (ઈબ્ને માજહ ભાગ-૧ પાનું ૧૭૯) અગર એક જ તલાક પડતી હોત તો કસમ આપી એક તલાકની નિય્યત નકકી કરવાની શી ઝરૂરત હતી ? ફરમાવી દેત કે એક આપી હોય કે ત્રણ એક જ ગણાંશે. આથી પુરવાર થઈ ગયું કે ત્રણ આપવાને ત્રણ આપે તો પણ એક જ પડે છે, ત્રણ પડતી નથી તદ્દન ખોટું છે.

સારાંશ કે ત્રણ તલાક વિરૂધ્ધ ગૈરમુકલ્લિદ મૌલ્વીનું સમજાવવું કુઑન-હદીસ અને ઈજમાએ સહાબા તથા જમહુર અહલે સુન્નતના વિરુધ્ધ છે અને ગુમરાહ કરનારૂં છે. (ઝુજાજતુલ મસાબીહ ભાગ ૨ પાનું ૪૭૦)

માટે મઝહબ વિરૂધ્ધ ઔરત ખાતર કે મર્દ ખાતર ગૈર મુકલ્લિદના સમજાવવા પ્રમાણે અમલ કરવુ જાઈઝ નથી. મુજિબે ગુમરાહી છે અને સુએ ખાતિમાનો ભય છે.

શામીમાં છે :- એક હનફિયુલ મઝહબે અહલે હદીસ ગૈરમુલ્લિદની છોકરી માટે પૈગામ મોકલ્યું તેણીએ શર્ત કરી કે મારા મસ્લક પ્રમાણે નમાઝ પઢે તો મંઝુર છે. હનફિયુલ મઝહબે શાદી ખાતર શર્ત મંઝુર કરી શાદી કરી લીધી. એક શૈખે વક્ત (બુઝુર્ગે જાણી) ફરમાવ્યું. અર્થાત :-શાદી તો થઈ ગઈ, પરંતુ મને આ માણસ વિષે સૂએ ખાતિમાનો (ઈમાન જવાનો) અંદેશો છે કારણ કે એણે ઔરત ખાતર મઝહબની તૌહીન (હલ્કાઈ) કરી છે જેને આજ લગી હક સમજતો હતો, ઔરત ખાતર તેના ખિલાફ કર્યું, (શામી ભાગ ૩ પાનું ૨૬૩) માટે એમને જોઈએ કે પોતાની આકિબત ખરાબ ન કરે અને ગુમરાહીથી બાઝ આવી જાય. નહી માને તો તેમની સાથે મેળ-મેળાપ રાખવો જોઈએ નહી. હદીસ શરીફમાં છે કે અગર કોઈ માણસ ગુનાહમાં મુબ્તલા હોય તો તેને રોકો, ન માને તો ક્ત્એ તઅલ્લુક કરી લો કારણ કે તેના પાપથી પોતાની સાથે કૌમને તબાહ કરે છે.

વધુમાં ત્રણ ફત્વા અત્રે રજુ કરૂં છું :-

ફત્વો નં. ૧ :- **શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલ્વીનો ફત્વો** :-

વ અગર સેહ તલાક દાદ ખ્વાહ યકબાર, ખ્વાહ મુતફર્રિક બાઝ દર નિકાહ નમી તવાનદ આવુર્દ તા વક્તે કે હલાલહ ન કુનદ.

અર્થાત :- અને જો ત્રણ તલાક આપી એક સાથે યા જુદી-જુદી તો જયાં લગી હલાલો ન કરે પાછી નિકાહમાં આવી શક્તી નથી. (ફતાવા અઝીઝી ભાગ ૨ પાનું ૨૦)

ફત્વો નં. ૨ :- **મુફતીએ અઅઝમ મુફતી અઝીઝુર્રહમાન ઉસ્માની દેવબંદી (રહ.)નો ફત્વો** :- તીન તલાકકે બાદ ઔરત મુગલ્લહ બાઈનહ હો જાતી હે ઔર બિલા હલાલહ ઉસ્સે દો બારહ નિકાહ કરના હરામ હે કે નસ્સે કતઈસે સાબિત હે ઔર ઈજમાએ ઉમ્મત ઈસ પર હે કે કિસીકા ખિલાફ ઉસ્મેં મોઅતબર નહી હે. (ફતાવા દારૂલ ઉલૂમ દેવબંદ ભાગ ૩-૪ પાનું ૨૫૮)

ફત્વો નં. ૩ :- **મુફતીએ અઅઝમ મવ. મુહમ્મદ કિફાયતુલ્લાહ (રહ.)** લખે છે કે એ બારામાં ગૈરમુકલ્લિદ મૌલ્વીથી ફત્વો હાસિલ કરવો અને તેના ઉપર અમલ કરવું જાઈઝ નથી, (અલ્જમઈય્યત દેહલી ઈ. સ. ૧૩૫૦) ફકત ખુદાપાક વધુ જાણકાર છે.

# બાબુલ-ઈદ્દત

**ફક્ત નાના છોકરાઓ જ સાથે હોય તો મૌતની ઈદ્દત કયાં ગુઝારે ?**

(૩૭૧) સવાલ :-સ્ત્રી-પુરૂષ ગામથી છેટે વાડીમાં રહેતા હતાં ત્યાં મર્દ મરણ પામ્યો. ઔરતની સાથે નાના બાળકો છે, કોઈ મર્દ અને મોટા માણસ સાથે રહેનાર નથી. ઔરતની ઈઝ્ઝત અને માલ બન્ને જોખમમાં છે તો ઔરત ઈદ્દત પુરી થયા પહેલાં ગામમાં રહેવા આવી શકે કે નહી?

જવાબ :-જયારે વિધવાને જાન-માલ અને ઈઝ્ઝત-આબરૂ વિષે ભય છે. તો તે ગામમાં વાંધા વિના આવી શકે છે. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૫૩૫) ફકત ખુદાપાક વધુ જાણકાર છે.

**ઈસ્કાતે હમલથી ઈદ્દત પૂરી થાય છે કે નહી ?**

(૩૭૨) સવાલ :-ઈસ્કાતે હમલ (હમલ પડી જવાથી) તલાકની ઈદ્દત પુરી થઈ જાય છે કે નહી ?

જવાબ :-ઈસ્કાતે હમલથી ઈદ્દત પુરી થઈ જાય છે એ શર્તે કે બાળકના હાથ-પગ વિગેરે અવ્યવો બની ગયા હોય. ફકત ખુદાપાક વધુ જાણકાર છે.

**ફારગતીની ઈદ્દતમાં નિકાહ કર્યા તો શું હુકમ ?**

(૩૭૩) સવાલ :-એક બાઈના ફારગતી થએ હજી પુરા બે મહીના થયા ન હતા અને કાઝી સાહેબે નિકાહ પઢાવી દીધા, મેં કાઝી સાહેબને કહ્યું તો પોતાની ભૂલ કબૂલ કરી. મેં કહ્યું કે એ ભૂલ અને ગુનોહ શરીઅતનો છે માટે તમારા અને શાહિદ, વકીલના નિકાહ બાતિલ થઈ ગયા. માટે તમે બધા નવા નામથી નિકાહ કરો, નહી તો તમારા પાછળ નમાઝ જાઈઝ નથી. એ પછી બે-ત્રણ દિવસ બાદ કાઝી સાહેબે કહ્યું કે છોકરીને ત્રણ હૈઝ આવી ગયા હતા તમારાથી જે થાય તે કરી લો. તમારી વાત હું માનવાનો નથી. તમે ગમે ત્યાંથી ફત્વો મંગાવો પછી જોઈશું. એવા જ એક નિકાહ પાછા પઢાવ્યા છે તે છોકરીને તલાક આપ્યાને બે માસ અને બાર દિવસ થયા હતા માટે મુફતી સાહેબ આવા માણસને શું ફત્વો લાગુ પડે છે ?

જવાબ :-ઈદ્દત અંદર અંજાણપણામાં નિકાહ પઢાવ્યા હોય તો ગુનેગાર નથી. મઅઝુર છે. છતાં તહકીક કરવા વગર નિકાહ પઢાવી દેવા બાબતની માફી ખુદાપાકથી ચાહે, ઈદ્દત અંદર થએલા નિકાહ મોઅતબર નથી, માટે ઔરત-મર્દ જૂદા થઈ જાય. અગર ઈદ્દત અંદર જાણી જોઈને નિકાહ પઢાવ્યા હોય તો નિકાહ પઢનાર, પઢાવનાર, અને વકીલ, શાહિદો વિગેરે બધા ભાગ લેનાર સખ્ત ગુનેહગાર, પાપી, ખુદા-રસુલના નાફરમાન અને હદ દરજેના ફાસિક છે. કુફ્રનો ભય અને ઝાહિરમાં તૌબહ કરવી લાઝિમ છે. પરંતુ કાફિર થઈ જવા અને નિકાહમાંથી ઔરતો નિકળી જવાનો ફત્વો લાગુ પડશે નહીં, હા, એહતિયાતન તજદીદે ઈમાન અને તજદીદે નિકાહ કરી લેવું બેહતર છે.

મઝકુર બાઈને હમલ ન હોય તો ઈદ્દત ત્રણ હૈઝ છે. તલાક પછી ત્રણ હૈઝ આવી જવા બાદ ઈદ્દત પુરી થઈ જાય છે અને નિકાહ કરી શકાય છે. ઈદ્દત પુરી થવા પહેલાં નિકાહ કરેલ રદ અને બાતિલ છે. ઈદ્દત બાબત ઈખ્તિલાફ પડવાની સુરતમાં તલાકને ૬૦ દિવસ થયા હોય અને બાઈ કસમ ખાઈને કહે કે મને ત્રણ હૈઝ આવી ગયા છે અને મારી ઈદ્દત પુરી થઈ ગઈ છે તો તેની વાત કબુલ મંઝુર થશે અને નિકાહ પઢાવી શકાશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૮૪૨) ફકત ખુદાપાક વધુ જાણકાર છે.

### ઈદ્દતમાં નિકાહ પઢાવનાર વિષે કાંઈ વઈદ છે ?

(૩૭૪) સવાલ :-મિયાં-બીવીમાં ઝઘડો થયો, બીવી ચાર માસથી પોતાના પિયર (બાપના ઘેર) ચાલી ગઈ, ત્યારથી બંનેમાં જુદાઈ વધતી ગઈ, અને છેવટે આજથી ૧૫ દિવસ ઉપર પતિએ ત્રણ તલાક લેખિત આપી દીધા. અને ગઈ કાલે ઈદ્દતની અંદર જ તેણીના નિકાહ બીજા પુરૂષ સાથે કરી દીધા તો (૧) એ નિકાહ ઈદ્દતની અંદર થયા કે નહી અને ઈદ્દત પુરી થએથી ફરી નિકાહ પઢાવવા પડશે? શાહિદ અને વકીલને પણ જાણ હતી તો તેમના વિષે શું હુકમ છે? (૨)આ બાબત જાણ હોવા છતાં ગામના પેશ ઈમામે આ નિકાહ પઢાવ્યા છે અને કહ્યું કે આ શરતી નિકાહ છે. તો શું શરીઅતમાં શરતી નિકાહની કાંઈ સાબિતી છે? (૩) નિકાહ પઢાવનાર ઈમામના નિકાહ તુટી ગયા તો તેમની ઔરત ઉપર કેટલી તલાક પડી અને તે ફરી કેવી રીતે નિકાહ પઢી શકે ? (૪) આવા ઈમામ પાછળ નમાઝ પઢવી કે નહીં અને નમાઝ, તરાવીહ તેની પાછળ પઢી શકાય કે કેમ?

જવાબ :-ઈદ્દતની અંદર કરેલ નિકાહ મોઅતબર થયા નથી. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૨૮૦) માટે ઔરત-મર્દ બંનેને તરત જ અલગ થઈ જવું , અને સાચા દિલથી તૌબહ કરવી વાજિબ છે, નહી તો એવા પાપીઓ સાથે મેળ-મેળાપ તજી દેવો જરૂરી છે, જેથી એમને પણ નસીહત મળે અને બીજાઓ પણ ઈબરત પકડે. તલાકની ઈદ્દત પુરી થયા પછી ઔરત એ મર્દની સાથે નિકાહ કરે ત્યારે સાથે રહી શકશે, નહી તો સાથે રહેવું હરામ છે, શાહિદ, વકીલ અને નિકાહ પઢાવનાર બહું સખ્ત ગુનેહગાર અને ફાસિક છે. તૌબહ કરવી વાજિબ છે પણ નિકાહ તુટવા અને તલાક પડવાનો હુકમ લાગુ પડતો નથી, શરતી નિકાહનું બહાનું ખોટું છે.

મઝકુર ઈમામ સાચા દિલથી જગ ઝાહિર તૌબહ નહી કરે તો એમને ઈમામ રાખવું દુરૂસ્ત નથી. એમની પાછળ નમાઝ મકરૂહે તહરીમી થશે! તૌબહ કરી લે તો પછી નમાઝ પઢવામાં વાંધો નથી ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નવ મુસ્લિમહ હામેલહથી નિકાહ કયારે થઈ શકે?

(૩૭૫) સવાલ :-(ભીલ) હિંદુ કૌમની એક બાઈને મુસલમાન બનાવી અને નામ ઝુલેખા રાખવામાં આવ્યું છે, મઝકુર બાઈ સાથે એક મુસલમાન ભાઈ શાદી કરવા માંગે છે. બંને શાદી કરવા રાઝી છે. હવે સવાલ એ છે કે એ બાઈના હિંદુ ધણીએ રજા આપવાને ફક્ત આઠ દિવસ થયા છે. તો એને હિંદુ ધણીની તલાકની ઈદ્દત ગુઝારવી પડશે.? બીજું એ કે એક મહીનાનો તેને હમલ પણ છે, તો શરીઅત મુજબ જે વાંધો હોય તે જણાવશો અને શાદી કરવા બાબત ખુલાસા સાથે લખશો.

જવાબ :-પુછેલી સુરતમાં હમલવાળી નવમુસ્લિમહ મુતલ્લકહની ઈદ્દત વઝએ હમલ છે. બાળક પૈદા થયા પછી નિકાહ કરી શકાશે. બાળક પૈદા થવા પહેલાં નિકાહ દુરૂસ્ત થશે નહીં.

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નવ મુસ્લિમહથી નિકાહ માટે ઈદ્દત શર્ત છે.

(૩૭૬) સવાલ :-એક છોકરી હિન્દુની છે. તેણે પોતે પોતાના ધર્મ પ્રમાણે નિકાહ કરેલો છે, અને ધણી હયાત છે. પણ તે છોકરી આપણા મુસલમાન છોકરા સાથે બુરી ચાલથી તેના ઘરમાં પેઠી છે. હવે તે દિલથી મુસલમાન થઈ મુસલમાન છોકરા સાથે નિકાહ કરવા માંગે છે. માટે નિકાહ જાઈઝ છે યા નહી?

જવાબ :-પુછેલી સુરતમાં નવમુસ્લિમહ બાઈ ત્રણ હૈઝ આવી જવા પછી, હૈઝ ન આવતું હોય તો ત્રણ મહીના ગુઝરવાથી પોતાના ધણીથી છુટી થયેલી ગણાંશે, એ દરમિયાન અગર હિંન્દુ ધણી ઈસ્લામ સ્વીકારે તો ઔરત તેની છે. તજદીદે નિકાહ વગર મિયાં-બીવી તરીકે રહી શકે છે. અગર ધણી ઈસ્લામ નહી સ્વીકારે તો બીજા ત્રણ હૈઝ ઈદ્દતના પુરા કરી મુસલમાન સાથે નિકાહ કરી શકે છે. (શામી ભાગ ૨ પાનું ૫૩૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈદ્દતના સમયમાં ખર્ચ, નફકો આપવા બાબત શરઈ હુકમ**

(૩૭૭) સવાલ :-મારી પત્નિ વખતો-વખત ઘરમાં ઝઘડો ફસાદ કરી ચાલી જતી હતી. એ જ પ્રમાણે હમણાં પણ તેણીએ કર્યું અને વગર કારણે ઝઘડો કરી મારી રજા વિના તેમજ મારી મરઝી વિરૂધ્ધ તેણી પોતાના માં-બાપને ત્યાં ચાલી ગઈ માટે મેં તેણીને ત્રણ તલાક આપી દીધા છે. હવે આપણા હનફી ફુકહા (રહ.)એ બાઈની ઈદ્દત દરમિયાનના ખર્ચ અને તેણીના રહેવાના ઘર બાબત શું ફરમાવે છે?

જવાબ:-તલાકવાળી બાઈ માટે ઝરૂરી છે કે તે ઘરમાં ઈદ્દત ગુઝારે જે જુદાઈ થવા વખતે તેના રહેવાનું ઘર કહેવાય છે,

ખુદાપાકનું ફરમાન છે :-લા તુખ્રિજુહુન્ન મિમ બુયૂતિહિન્ન વલા યખ્રૂજન

અર્થાત :-ન તો તમે તેમને તેમના (રહેવાના) ઘરોથી કાઢો અને ન તો તેઓ પોતે નિકળે, પણ જો ખુલ્લી બેહયાઈ (બદકારી વિગેરે) કરે તો બીજી વાત છે. (સૂર એતલાક) અને ફરમાવ્યું અસ્કિનૂહુન્ન મિન હય્સુ સકન્તુમ મિંવ વુજદિકુમ.

અર્થાત :-મુતલ્લકહ ઔરતોને તમારી ગુંજાઈશ મુજબ ત્યાં રાખો જયાં તમે રહો છો. (સૂરએ તલાક) માટે ઔરત તલાકની ઈદ્દત ધણીને ત્યાં ગુઝારે યા ધણીની મરઝીથી અથવા હકકે શરઈ યા શરઈ ઉઝરના લીધે બીજી જગ્યાએ રહે તો ખર્ચ વિગેરે લેવાની હકદાર છે અને જો ઔરત શરઈ ઉઝર અને શરઈ વજહ વિના ધણીની નાફરમાન બની તેની મરઝી વિરૂધ્ધ ચાલી જાય તો ખર્ચ વિગેરેની હકદાર રહેતી નથી. માટે પુછેલી સુરતમાં તમારી ઔરત શરઈ ઉઝર વગર તમારી મરઝી વિરૂધ્ધ ચાલી ગઈ છે તો તે ખર્ચ વિગેરે માંગી શકતી નથી.

'હિદાયહ' માં છે :- વ ઈન નશઝત ફલા નફકત લહા હત્તા તઊદ ઈલા મન્ઝિલિહી.

અર્થાત :- ઔરત ધણીની નાફરમાન થઈ ચાલી ગઈ તો જયાં લગી ધણીને ત્યાં પાછી આવે નહીં તો ખર્ચ વિગેરેની હકદાર નથી.(ભાગ ૨ પાનું ૪૧૮)અને શામીમાં છે :- ઈઝા નશઝત ફતલ્લકહા ઝવ્જુહા ફલહન્નફકતુ વસ્સુકના ઈઝા આદત ઈલા બયતિઝ-ઝવ્જિ. અર્થાત :- ઔરત નાફરમાન થઈ ચાલી ગઈ અને ધણીએ તેને તલાક આપી દીધી તો અગર તેણી ધણીના ઘેર ચાલી આવશે તો ખર્ચ અને રહેવાની જગ્યાની હકદાર છે, નહીં તો હકદાર નથી. (ભાગ ૧ પાનું ૯૧૧)

ફતાવા અસ્અદિય્યહમાં છે કે :- '' ઈઅલમ, અન્નલ મઅ્રત ઈઝા તુલ્લિકત ફઈન્નહા તકઉદુ ફિલબય્તિલ્લઝી કાનત ફીહિ સાકિનતન મિન કબ્લુ વયજિબુ અલય્હિ ન્નફકતુ વસ્સુકના વઈન ખરજત બિઈખ્તિયારિહા ફહિય નાશિઝતુન લા તજિબુ લહા નફકતુન. ''

અર્થાત :- બેશક! મુતલ્લકહ બાઈ તે ઘરમાં ઈદ્દત ગુઝારે જેમાં તે પહેલાંથી રહેતી આવે છે, અને ધણીને લાઝિમ છે કે તેણીનો ખર્ચ પુરો કરે, અગર ધણી તેણીને ઘરમાંથી કાઢી મુકે તો તેના ઝિમ્મે તેણીની ખોરાકી અને રહેવાના ઘરનો ઈન્તિઝામ ઝરૂરી છે. અને જો તે બાઈ

પોતાની મરઝીથી ચાલી જાય તો તે નાશિઝહ અને નાફરમાન ગણાંશે. અને ખોરાકી, પોશાકી અને રહેવા માટે ઘરની હકદાર રહેશે નહી. (ભાગ ૧ પાનું ૧૧૫)

અને હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલ્વી (રહ.) લખે છે કે :-"આરે નાનો નફકહ મુકાબિલે ઈહતિબાસ દર ખાનહ અસ્ત અગર અઝ ખાનહ બર આયદ, બિલા ઈઝને ઝજ નફકહ વ કિસ્વહ વાજિબ નમાનદ કાએદએ ફિકહ અસ્ત નફકએ શખ્સ જઝાએ ઈહતિબાસ અસ્ત.'

અર્થાત :- હા! ઔરતની ખોરાકી વિગેરે તેણીને ઘરમાં રોકી રાખવાનો એવઝ અને બદલો છે. અગર ધણીની રજા વગર ચાલી જશે તો ખોરાકી, પોશાકી વિગેરે ધણીના ઝિમ્મે લાઝિમ રહેશે નહીં, ફિકહી કાયદો છે કે " નફકો માણસને રોકી રાખવાનો બદલો છે." (ફતાવા અઝીઝી ભાગ ૧ પાનું ૧૩) ફકત............

**ઔરત ઈદ્દત ગુઝારવા પોતાના ઘેર ચાલી જાય તો?**

(૩૭૮) સવાલ :- તલાકે બાઈન (અને મુગલ્લઝહ) આપેલી ઔરત જે ઘરમાં તેના ઉપર ઈદ્દત વાજિબ થઈ હોય તેને છોડી ચાલી ગઈ અને ધણીની નાફર્માન (નાશિઝહ) બની તો શું તે ઈદ્દતના ખર્ચની હકદાર છે?

જવાબ :- ઈદ્દતનો નફકો નિકાહના નફકહની જેમ છે. નાશિઝહ હોવાથી નફકો સાકિત થઈ જાય છે અને તે (નાશિઝહ હોવું) ધણીના ઘરેથી વિના શરઈ હકે (કારણે) ચાલી જવું છે. (ભાગ ૧ પાનું ૮૬)

રજઈ તલાકની સુરતમાં ઔરત-મર્દ પરદા વગર સાથે રહી શકે છે. તલાકે બાઈન તથા મુગલ્લઝહ (ત્રણ તલાક)ની સુરતમાં ઔરત મર્દ દરમિયાન પરદો લેવો લાઝિમ છે. ગુનાહમાં પડવાનો ભય હોય તો તેમના ઉપર નિગ્રાની (પહેરો) પણ ઝરૂરી છે. મકાનમાં જોગવાઈ અને સગવડ ન હોય તો બાજા ઘરમા રાખે, અથવા ધણી બીજી જગ્યાએ રહે એ વધુ બેહતર છે ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઔરતની ઈદ્દતમાં તેની બહેન સાથે નિકાહ કરી શકાય ?**

(૩૭૯) સવાલ :- શું ફરમાવે છે ઉલમાએ દીન નીચેના મસ્અલામાં કે :- એક ઘરમાં ત્રણ બહેનો છે. તેમાંથી વચલી બહેન સાથે શાદી થયેલી છે. શાદી થયાને ચાર મહીના થયા છે. તે બાઈ રહેવા માંગતી નથી. જેથી છોકરાએ લાચારીથી તે બાઈને એક તરફ તલાક આપી તરત જ તેની મોટી બહેન સાથે નિકાહ કરી લીધા તો એ નિકાહ થએલા ગણાંશે કે નહીં?

જવાબ :- ઔરત ધણી સાથે રહી ચુકી હોય તો તલાકની ઈદ્દત ગુઝારવી ઝરૂરી છે. પુછેલી સુરતમાં ઈદ્દત પુરી થવા પહેલાં તેની બહેન સાથે નિકાહ થઈ શકતા નથી. બાતિલ ગણાંશે. અને ઔરત-મર્દ બંને સખ્ત ગુનેહગાર અને બદકાર ગણાંશે માટે તરત જ એમને જુદા કરી દેવું ઝરૂરી છે. નહી તો સંબંધ રાખનારા બધા ગુનેહગાર થશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ-હિઝાનત

## છોકરાની પરવરિશનો હક માંને કયાં સુધી છે?

(૩૮૦) સવાલ :-મારો એક છોકરો છે. જેની ઉમર ૫ વર્ષની થઈ ગઈ છે તેની માંની પાસે છે. તેને હું લઈ શકું કે નહી જયારે છોકરાની માંની અખ્લાકી હાલત ખરાબ છે. બચ્ચાના અખ્લાક બગડવાનો ખૌફ છે તો એવી હાલતમાં હું તેને લઈ શકું કે નહી?

જવાબ :-બાળકને રાખવાનો હક માંનો છે, બાળક ત્યાં લગી પોતાની પાસે રાખી શકે છે કે જયાં લગી બાળકને ખાવા-પીવા, પહેરવા, પાકી-નાપાકી, ઈસ્તિન્જો કરવાના કામોમાં માંની હાજત રહે એ મુદ્દતનો અંદાઝો છોકરો માટે ૭ વર્ષ અને છોકરી માટે ૯ વર્ષ છે. અગર ખુદા ન ખ્વાસ્તહ માં મુર્તદ થઈ જાય, ગાંડી બની જાય, કે બાળકના ગૈર મહરમની સાથે નિકાહ કરી જાય, ફિસ્કો ફૂજૂર, ઝિના બદકારીમાં મુક્તલા રહે, ગાન તાન વિગેરે હરામ કામોના પેશો ઈખ્તિયાર કરી લે, ઘરથી વધુ ટાઈમ બાહર રહે, ગુસ્લે મય્યિત અથવા દાયાનો ધંધા કરે જેથી બાળકની હિફાઝત કરી શકે નહી તો માંનો હક બાતિલ થઈ બાળકની નાની પર, નાની પછી દાદી, પરદાદી, બહેનો, ખાલા, ફોઈ વિગેરેનો હક લાગુ પડી જાય છે. (હિદાયહ ભાગ ૨ પાનું ૪૧૪) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૮૭૩) (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૫૪૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઔરત મૈકા (પિયર)માં ઈદ્દત ગુઝારે તો નાના બચ્ચાઓનું ભરણ પોષણ કોના ઝિમ્મે છે?

(૩૮૧) સવાલ :-મેં મારી ઔરતને નાફરમાન હોવાથી ત્રણ તલાક આપી છે, તે બાળકોને લઈ તેના મા-બાપને ત્યાં ચાલી ગઈ છે. હવે તેણીને રહેવા-સહેવાનો ખર્ચ મારા સિરે છે કે નહી? છે તો કેટલા મહિના સુધી અને માસિક કેટલો ખર્ચ દેવો પડશે? બાળકો નાના છે તેમનું ભરણ પોષણ કોના માથે છે? બાળકોને તેમની માં કેટલી મુદ્દત સુધી પોતાની પાસે રાખી શકે છે? એ બધી બાબતોનો ખુલાસો કરશો.

જવાબ :-(૧) ઔરતની ઈદ્દત પુરી થવા લગી કિંવા ત્રણ હૈઝ આવી જાય અગર હમલ હોય તો વઝએ હમલ એટલે બાળક જન્મે ત્યાં લગી તેના રહેવા સહેવા અને ખોરાક પોષાકનો બંદોબસ્ત કરવો ધણીના ઝિમ્મે હૈસિયત મુજબ લાઝિમ અને ઝરૂરી છે અગર ધણીના મકાનમાં રહે છે અથવા ધણીની ઈજાઝતથી બાજી જગ્યાએ રહે, નહીં તો ઈદ્દતના ખર્ચની હકદાર નથી આપે ખુશીથી જવા દીધી હોય તો ઈદ્દતના ખર્ચની હકદાર છે.

(૨) તમારા બાળકો માલદાર હોય તો તેમનું ભરણ-પોષણ તેમના પૈસે કરવામાં આવે. નહી તો તમારા ઝિમ્મે છે.

(૩) બાળકોને રાખવાનો હક માંને છે. છોકરાને સાત વર્ષ અને છોકરીને નવ વર્ષની વય લગી રાખી શકાય છે. (નહી રાખે તો તમો ઝબરદસ્તી કરી શકતા નથી) અગર માં બાળકોના મહરમ વગર બાજાની સાથે નિકાહ કરી લેશે તો બાળકોને રાખવાની હકદાર રહેશે નહીં, નાની,

દાદી, બહેન, ખાલા, ફોઈ વિગેરેનો હક લાગુ થઈ જશે. (દુરે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૮૭૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## બાપ, માં પાસેથી છોકરાને લઈ શકે છે?

(૩૮૨) સવાલ :-એક હિન્દી બાઈને તલાક મળી છે. તેની પાસે ચાર વર્ષનો છોકરો છે હવે તે બાઈએ પરદેશી નજદી અરબ સાથે નિકાહ કર્યો છે. અને છોકરાને લઈ નજદ જવા માંગે છે. તો શું તે બાઈ એ છોકરાને લઈ જઈ શકે છે? બાપ છોકરાને લઈ જઈ શકે કે નહીં?

જવાબ :-પૂછેલી સુરતમાં જ્યારે એ બાઈએ એક અજાણી પરદેશી સાથે નિકાહ કરી લીધા છે તો હદીસ અને ઈસ્લામી ફિકહની રૂએ બાઈનો હક રહેતો નથી. માટે છોકરાને પોતાની સાથે લઈ જવાનો એને અધિકાર નથી. માં પછી છોકરાની પરવરિશની હકદાર કોઈ બાઈ ન હોય અથવા તે બાઈ જેને માં પછી છોકરાની પરવરિશ કરવાનો હક છે છોકરાને લેવા તૈયાર ન હોય અથવા તે બાઈ છોકરાની પરવરિશ કરવાની અહલિયત ધરાવતી ન હોય તો માંની ફર્ઝ છે કે છોકરાને તેના બાપને સ્વાધિન કરી આપે. હદીસ શરીફમાં છે કે એક બાઈએ આપ (સલ.)ની ખિદમતમાં અર્ઝ કરી યા રસુલલ્લાહ! મારો છોકરો મારા પેટમાં રહ્યો અને એક સમય લગી મારી છાતીથી દુધ પીતો રહ્યો અને મારી ગોદમાં પલ્યો હવે તેના બાપે મને તલાક આપી છે અને તેને મારી પાસેથી છીનવી લેવા માંગે છે. આપ (સલ.) એ ફરમાવ્યું કે અન્તિ અહક્કુ બિહી મા લમ તન્કહિ (અર્થાત) જ્યાં સુધી તુ નિકાહ નહીં કરી લે એ છોકરાની પરવરિશની તુ જ હકદાર છે. (અબૂ દાવુદ શરીફ વિગેરે) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુલ-મસાજિદ

### મસ્જિદનો હક મુતવલ્લી માફ કરી શકે કે નહી?

(૩૮૩) સવાલ :-મસ્જિદનો હક (રકમ-નાણાં) કોઈના ઉપર નિકળતો હોય તેને મુતવલ્લી માફ કરી આપે તો ચાલે કે નહી?

જવાબ :-નહી ચાલે, મુતવલ્લીને માફ કરવાનો અધિકાર નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મસ્જિદમાં દાખિલ થાય ત્યારે સલામ કરવી કે નહી?

(૩૮૪) સવાલ :-મસ્જિદમાં દાખિલ થતી વેળા સલામ કરવી કે નહી?

જવાબ :-મસ્જિદમાં દાખલ થતી વખતે સલામ કરવી જોઈએ, એ શરતે કે લોકો બેઠા હોય, તિલાવત, દર્સ કે ઝિક્ર વિગેરેમાં મશ્ગુલ ન હોય અને જો મશ્ગુલ હોય તો મના છે. (શામી ભાગ ૧ પાનું ૫૭૬) અગર મસ્જિદમાં કોઈ ન હોય અથવા નમાઝ પઢતા હોય અને તેઓ ન સાંભળી શકે તો આવી રીતે સલામ કરે, અસ્સલામુ અલય્ના મિર્રબ્બિના વ અલા ઈબાદિલ્લાહિસ્સાલિહીન. (ઈસ્લામકા નિઝામે મસાજિદ પાનું ૧૯૧) (નિસાબુલ એહતિસાબ બાબ-૧૫ પાનું-૩૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મસ્જિદ-મદ્રસા માટે સરકારી લોન લેવું કેવું છે?

(૩૮૫) સવાલ :-મસ્જિદ-મદ્રસા માટે સરકારી લોન (કર્ઝ) લેવી કેમ છે? મસ્જિદ મદ્રસાને રેલના લઈ નુકસાન થયું છે.

જવાબ :-સરકારી લોન જેમાં વ્યાજ આપવું પડે છે, લેવી જાઈઝ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મસ્જિદ-મદ્રસા માટે ગૈર મુસ્લિમની મદદ સ્વીકારી શકાય?

(૩૮૬) સવાલ :-મસ્જિદ-મદ્રસાને કોઈ રેલ રાહત કમીટી તરફથી મદદ મળે તો તે લેવા કેવી છે? કારણ કે તેમાં રકમો ગૈર મુસ્લિમો તરફથી પણ આવે છે. માટે ખુલાસો કરશો.

જવાબ :-મસ્જિદ મદ્રસાની ઈમારતને નુકસાન થયું હોય તો મદદ લઈ શકાય છે. નમાઝ પઢવાની જગ્યા વગર બીજી જગ્યાઓ જાજરૂ, ગુસલ ખાના વિગેરે બનાવવા અને તેની મરામ્મત લઈ લેવામાં આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મસ્જિદના મુતવલ્લી કેવા હોવા જોઈએ?

(૩૮૭) સવાલ :-આ તરફ મસ્જિદોના ઈન્તિઝામ માટે વધુ ભાગે દસ્તુર છે કે મહોલ્લા અને જમાઅતનો એક અમીન, દીનદાર નમાઝી મસ્જિદનો મુતવલ્લી બને છે. અને તે વિના પગારે ઈમાનદારીથી મસ્જિદનું કામ બજાવે છે. મોટા કામો માટે નમાઝીઓની સલાહ વખતો-વખત લે છે, વકફ એક હોવાથી ખિયાતનનો પણ ડર રહેતો નથી. હિસાબ બાકાયદા રાખવો જ પડે છે પરંતુ અમુક જગ્યાએ આ દસ્તુર ચાલુ થયો છે કે પાંચ-પાંચ મુતવલ્લીઓની કમીટી બને છે. કમીટી વધુ મતે મસ્જિદને લગતા બધા કામોનો ફેસ્લો કરે છે. કમીટીના માણસોને લેવામાં ઈલ્મ, દીનદારી, તક્વા, પરહેઝગારી જોવાતી નથી. બેનમાઝી પણ મુતવલ્લી બની જાય છે. અને એક બીજાની

શરમ અને મુરૂવ્વતે હમખિયાલ થવું પડે છે. કમીટીમાં એક પ્રમુખ અને એક સેક્રેટરી અને બીજા મેમ્બર તરીકે હોય છે. મઝકુર બન્નેવ તરીકામાં બેહતર તરીકો કયો છે?

જવાબ :-એવી કમીટીથી જેના બધા માણસો અથવા મોટો ભાગ ગૈર દીનદાર અને વકફના અહકામથી નાવાકિફ હોય. એકલો એક દીનદાર અમીન વકફના અહકામથી વાકિફ મુતવલ્લી બેહતર છે. એકલા કામ બજાવી શકે એમ ન હોય તો મદદ માટે બીજા વિશ્વાસુ માણસ કે માણસોને સાથ રાખી શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જિદ હોવા માટે ઈમારત હોવું શર્ત છે?

(૩૮૮) સવાલ :-એક માણસનું કહેવું છે કે મસ્જિદ હોવા માટે તેના ઉપર ઈમારત હોવું શર્ત છે! ઈમારત વિનાની ખુલ્લી જગ્યા સહેન વિગેરે મસ્જિદ નથી. જેથી સહને મસ્જિદ ઉપર મસ્જિદના અહકામ લાગુ પડી શકતા નથી! કારણ કે ઈમારત વિનાની ખુલ્લી જગ્યા છે! શું આ દલીલ બરાબર છે?

જવાબ :-મસ્જિદ એવી જગ્યા, એવી ઝમીન અને એવા મકાનનું નામ છે જેને કોઈ મુસલમાને ખુદાપાકની ઈબાદત ફર્ઝ-એન નમાઝ માટે વકફ કરી હોય, તેની ઉપર ઈમારત અને બાંધકામ હોવું, છત, છાપરૂં, દરો-દીવાર બનવું શર્ત નથી, હન્ફી મઝહબની મશહુર અને મોઅતબર મુસ્તનદ કિતાબ તહતાવી શર્હે દુર્રે મુખ્તારમાં છે કે :- ''વઅલમ અન્નાહુ લા યશ્તરિતુ ફી તહકકુકિ કવ્નિહિ મસ્જિદન અલ-બિનાઉ''

(અર્થાત) જાણી લો કે મસ્જિદ હોવા માટે તેના ઉપર ઈમારત હોવું શર્ત નથી. (તહતાવી ભાગ ૨ પાનું ૫૩૬) (ફતાવા કાઝીખાન ભાગ ૪ પાનું ૭૧૨)

જગ્યા કાફી હોય તો મસ્જિદના બે ભાગ હોય છે એક ઈમારતવાળો, બીજો ખુલ્લો, ઈમારતવાળી જગ્યા વરસાદ અને ઠંડી વિગેરેમાં નમાઝ પઢવા માટે હોય છે, જેને ''મસ્જિદે-શત્વી'' અને જમાઅતખાનું વિગેરે કહેવામાં આવે છે, અને ઈમારત વિનાની ખુલ્લી જગ્યા ગરમીની સીઝનમાં નમાઝ પઢવા માટે હોય, જેને ''મસ્જિદે સૈફી'' અને સહને મસ્જિદ વિગેરે કહેવામાં આવે છે, જેવી રીતે વરસાદ અને સર્દીની સીઝનમાં જમાઅત ખાનામાં નમાઝ બાજમાઅત થાય છે, એવી જ રીતે ગરમીની સીઝનમાં મસ્જિદની સહેનમાં નમાઝ બાજમાઅત પઢાય છે, એ બન્ને ભાગ મસ્જિદમાં ગણાય છે, ફિકહ હન્ફીની મશહુર અને મોઅતબર મુસ્તનદ કિતાબ શામીમાં છે કે :-

''ઈન કાન લિલ્મસ્જિદિ મસ્જિઆનિ મસ્જિદુન શત્વિય્યુન અવ મસ્જિદુન સૈફિય્યુન'' (ભાગ ૧ પાનું ૬૭૧)

મઝકુર ઈબારતમાં સરદીના સમયની મસ્જિદ અને ગરમીના સમયની મસ્જિદ (જમાઅતખાનું અને સહને મસ્જિદ) બન્નેવનો ઝિક્ર મસ્જિદ તરીકે મોજુદ છે.ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જિદના કુવાનો ઉપયોગ કરવો કેવું?

(૩૮૯) સવાલ:- હમારી મસ્જિદની હદમાં એક કુવો છે. જેના બનાવનાર તથા તે પછીના મુતવલ્લી સાહિબો અલ્લાહની રહમતમાં પહોંચી ગયા છે. કુવાના બંધાવનાર અને મસ્જિદના બાંધનાર તરફથી કુવાના ઉપયોગો મસ્જિદના કામ સિવાય બીજા હેતુઓની હાલના વહીવટ કરનાર મુતવલ્લી સાહબને તે માટેની ખબર નથી તેવા સંજોગોમાં તે કુવાને સાર્વજનિક આમ જનતાના ઉપયોગમાં લેવાની છુટ શરઈ રીતે જાઈઝ છે કે કેમ?

જવાબ :-મસ્જિદની હદમાં આવેલા કુવાને આગલા દસ્તુર વિરૂધ્ધ સાર્વજનિક કરી શકાય નહીં બીજી ખરાબી એ પણ છે કે આમ લોકો ઔરતો,બાળકોની ભીડથી મસ્જિદની હુરમત બાકી રહેશે નહી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મસ્જિદના નાણાંનો ઉપયોગ બીજા કામોમાં થઈ શકે ?

(૩૯૦) સવાલ :- હમારા ગામની મસ્જિદ માટે લોકોના ચંદાથી તેમજ પરદેશના સખી ગૃહસ્થો તરફથી પણ ચંદાની રકમ ભેગી કરી મસ્જિદની હદમાં અગાઉની ઝમીનમાં જયાં પેશાબખાનું હતું તે જગ્યા પર મસ્જિદના માટે ચંદાની રકમમાથી જાજરૂ, મોરી, હમામખાના વિગેરેનું બાંધકામ કરવામાં આવ્યું છે. તેના ઉપર પહેલા સવાલમાં પૂછેલા કુવા ઉપરથી મશીનથી પાણી ભરી મસ્જિદની હદમાં ઉપર જણાવેલા બાંધકામ ઉપર એક પાણીની ટાંકી બનાવી ગામમાં પાઈપ વડે પાણી આપવું કેમ છે?

જવાબ :-મઝકુર કુવાથી મસ્જિદના જાજરૂ, પેશાબખાના, હમામખાનામાં પાણી પહોંચાડવામાં વાંધો નથી. વગર વાંધે જાઈઝ છે . પણ મસ્જિદના નામથી આવેલી રકમથી ગામમાં પાણી પહોંચાડવા માટે મસ્જિદની જગ્યા ઉપર ટાંકી બનાવી શકાય નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મસ્જિદના નાણાંનો દુરૂપયોગ ન કરવો જોઈએ.

(૩૯૧) સવાલ :-આમ ચંદાની રકમથી મસ્જિદના બાંધકામમાં ખોટો ખર્ચ કરવો અને એક જ કામ બબ્બે, ત્રણ-ત્રણ વાર ભાંગી તોડી અનેક ઘણો ખર્ચ મુતવલ્લી સાહબ પોતાની મરઝી મુજબ કરાવી શકે ખરા ?

જવાબ :-ગૈર વ્યાજબી અને ખોટા ખર્ચ કરવાનો મુતવલ્લી વિગેરેને અધિકાર નથી. કરશે તો ખુદાના ગુનેહગાર અને જમાઅતના જવાબદાર બનશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### રમઝાન માસમાં મસ્જિદને શણગારવા વિષે

(૩૯૨) સવાલ :- રમઝાનના મુબારક મહીનામાં રાત્રે તરાવીહ વખતે ઝરૂરતથી વધારે અને હદ ઉપરાંત મસ્જિદના શણગાર ખાતર રોશની કરવામાં આવે છે અને તેને ઘણા સવાબનું કામ સમજવામાં આવે છે. એનો શું હુકમ છે?

જવાબ :- રમઝાન મુબારકમાં તરાવીહ વખતે નમાઝીઓ હમેશા કરતાં વધુ હોય છે માટે તેમની રાહત અને સહુલત ખાતર (નહીં કે શણગાર ખાતર) ઝરૂરત પ્રમાણે રોશનીમાં કંઈક વધારો કરવામાં આવે તો જાઈઝ અને મુસ્તહસન (સારૂં) છે. માત્ર મસ્જિદના શણગાર ખાતર હદ ઉપરાંત રોશની કરવાનો ચાલુ રિવાજ જાઈઝ નથી. સખ્ત મના છે. એમાં ફુઝુલખર્ચી ઉપરાંત દીવાળી સાથે મુશાબહત (મળતાપણું) અને મજુસીઓના શિઆરની ઝાહિરાત અને તાઈદ લાઝિમ આવે છે.મસ્જિદ તમાશાનું સ્થળ બની જાય છે. બાળકો ભેગા થઈ શોર-બકોર કરી નમાઝીઓને તરાવીહમાં હૈરાન કરે છે. (એઅતિસામ ભાગ ૨ પાનું ૨૭૩)

મસ્જિદમાં શરીઅત વિરૂધ્ધ કામોથી મસ્જિદનો શણગાર નથી, બેહુરમતી છે. મસ્જિદની ઝીનત તેની સફાઈમાં અને ખુશ્બુ કરવામાં તથા નમાઝીઓના વધારામાં છે. સારા કપડાં પહેરી ખુશ્બુ લગાડી ખુશૂઅ અને ખુઝૂઅની સાથે નમાઝ પઢવા અને અદબ સહિત બેસવામાં છે .ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જિદને મુસાફરખાનું ન બનાવો.

(૩૯૩) સવાલ :- ઘણાં માણસો મસ્જિદમાં પાંચે-પાંચ વખત સુઈ રહે છે. અમે તેમને રોકીએ છીએ તો પણ માનતા નથી અને જવાબ આપે છે કે અમારી જમાઅત જાય છે . તેથી અમે સૂઈ રહીશું, તેઓના ઘર પણ છે. માટે શરીઅતથી કયા આદમીને મસ્જિદમાં સુવું જાઈઝ છે?

જવાબ :-મસ્જિદમાં મુસાફિર તથા મોઅતકિફને સુવાની ઈજાઝત છે. મકામી (સ્થાઈ) માણસ જમાઅતના ઈન્તિઝારમાં એઅતિકાફની નિય્યત કરી સુઈ શકે છે. પરંતુ મસ્જિદમાં આમ તેમ બિસ્તરાઓ નાંખી મસ્જિદને મુસાફિરખાના જેમ બનાવી રાખે નહી. મસ્જિદના આદાબનો ખ્યાલ હર હાલતમાં રાખવો ઝરૂરી છે.(ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૩૨૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જિદમાં દુન્યાની વાતો કરવી.

(૩૯૪) સવાલ :-મસ્જિદમાં ઘણાં આદમીઓ ભેગા થઈ દુન્યવી વાતો કરે છે એનો પણ ખુલાસો કરશો.

જવાબ :- મસ્જિદમાં દુન્યવી વાતોમાં મશ્ગુલ થવું ખતરનાક છે જેની આપ (સલ.)એ ૧૩ સો વર્ષ પહેલાં પેશીનગોઈ કરી છે, એક ઝમાનો આવશે કે દુન્યાની વાતો મસ્જિદમાં થવા લાગશે. એ લોકો સાથે કોઈએ બેસવું નહીં. એઓની અલ્લાહને ઝરૂરત નથી. (મિશ્કાત શરીફ પાનું ૭૧)

આપ (સલ.)એ ફરમાવ્યું કે મસ્જિદમાં દુન્યાની વાતો નેકીઓને ખાય જાય છે જેમકે આગ લાકડાને ખાય જાય છે. એક હદીસમાં છે કે જ્યારે મસ્જિદમાં કોઈ માણસ દુન્યાની વાતો શરૂ કરે છે તો ફરિશ્તા તેને કહે છે ઓ અલ્લાહના વલી ખામોશ થઈ જા, અગર પાછો વાતોમાં લાગે છે તો કહે છે ઓ અલ્લાહના દુશ્મન ચુપ રહી જા. અગર ફરી વાતો કરે છે તો ફરિશ્તા કહે છે તારા ઉપર અલ્લાહની લઅનત, ખામોશ રેહ. (કિતાબુલ મુદખલ ભાગ ૨ પાનું ૫૫)

હા, અગર મસ્જિદમાં વાતો કરવાના હેતુથી બેસે નહી, ઈત્તિફાકન દુન્યાની કોઈ ઝરૂરી વાત ધીમેથી કરે તો ગુન્જાઈશ છે, છતાં બચવું બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જિદની સહેનમાં કુર્આન પઢવા વિષે

(૩૯૫) સવાલ :- રમઝાનમાં રાત્રે તરાવીહ બાદ કેટલાક નવજુવાન મસ્જિદની સહેનમાં કંઈ પણ સમજ્યા વિના એટલે ફર્ઝી તોર પર નહી પરંતુ સવાબની નિય્યતથી કુર્આન શરીફની તિલાવત કરે છે. તેમાં મસ્જિદની બત્તીનો ઉપયોગ થાય છે, એક માણસ પઢે અને બીજા સાંભળે આવી રીતથી દરરોઝ કલાક, દોઢ કલાક પઢે છે. ત્યાર પછી ચા-પાણી કરી છુટા પડે છે. ન તો આવું પઢવું ફર્ઝ, સુન્નત સમજીએ છીએ, ફકત મુસ્તહબ સમજી પઢીએ છીએ.ખાલી બીજા ગપ્પાં મારવા કરતાં બહેતર સમજી આવું કામ કરીએ છીએ તો આ પ્રમાણે પઢવું કંઈ ગુનોહ છે ? અથવા બિદઅત છે?

જવાબ :- રમઝાન શરીફમાં રાત-દિવસ તિલાવતે કુર્આનમાં મશ્ગુલ રહેવાની ઘણી ફઝીલત આવી છે. આપસમાં દૌર કરવું પણ સાબિત છે, કોઈને નમાઝ વિગેરે પઢવામાં તથા ઉંઘનારાઓને હરકત નહી થાય એવી રીતે પઢવામાં કંઈ વાંધા જેવું નથી. હરકત થતી હોય તો મના કરવામાં આવશે.

મસ્જિદમાં હમેશના દસ્તુર મુજબ જેટલા ટાઈમ લગી બત્તી બળે છે ત્યાં લગી તેનો લાભ લઈ શકાય છે, અને જો મઝકુર સહેન મસ્જિદમાં દાખિલ ગણાતી હશે તો તેનો મસ્જિદ જેમ

અદબ એહતેરામ ઝરૂરી છે. ગપ-શપ, શોર-શગબ, ચાય-નોશી વિગેરે અદબ વિરૂધ્ધ કામોંથી બચવું ઝરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સહેનમાં તરાવીહ પઢી શકાય ?

(૩૯૬) સવાલ :- અમારે ત્યાં જુની મસ્જિદ છે. જમાઅતખાના સાથે વિશાળ સહેન પણ છે. ગરમીની ઋતુમાં ફર્ઝ તથા તરાવીહ અને વિત્રની નમાઝ જમાઅત સાથે મસ્જિદની સહેનમાં જ હમેશાથી પઢાતી આવે છે, જનાઝાની નમાઝ માટે અલગ જગ્યા મુકર્રર છે. છતાં નાવાકિફ લોકો ઝિદ કરી કદી-કદી સહેનમાં પઢી લે છે. સમજદાર માણસો ત્યાં પઢતા નથી. હમણાં સવાલ એ ઉભો થયો છે કે સહેનમાં તરાવીહની નમાઝ પઢી શકાય નહીં. પઢનાર ગુનેહગાર થાય છે. અને એઅતિકાફ પણ તુટી જાય છે. એ સવાલ ઝઘડાનું રૂપ લઈ લેશે એમ લાગે છે માટે ખુલાસો કરવા મહેરબાની કરશો !

જવાબ :- મસ્જિદ હોવા માટે એ ઝરૂરી નથી કે તેની ઉપર ઈમારત અને છત કે છાપરૂ હોય, 'તહતાવી શર્હે દુર્રે મુખ્તાર'માં છે **વઅલમ અન્નહુ લા યશતરિતુ ફી તહકકુકિ કવ્નિહી મસ્જિદન અલ્બિનાઉ**

અર્થાત :- જાણી લો કે મસ્જિદ હોવા માટે તેના ઉપર ઈમારત (બાંધકામ) હોવું શર્ત નથી. (ભાગ ૧ પાનું ૫૩૬)

જગ્યા વિશાળ અને કાફી હોય છે તો મસ્જિદના બે ભાગ કરવામાં આવે છે. (૧) છતવાળો (૨) વગર છતનો ખુલ્લો. છતવાળો ભાગ વરસાદ અને ઠંડીની સીઝનમાં નમાઝ પઢવા માટે હોય છે. જેને "મસ્જિદે શત્વી" વિગેરે કહેવામાં આવે છે, જેને આપણે "જમાઅતખાનું" કહીએ છીએ અને છત વિનાનો ખુલ્લો ભાગ ગરમીની સીઝનમાં નમાઝ પઢવા માટે હોય છે. જેને " મસ્જિદે સૈફી" અને 'સહને મસ્જિદ' વિગેરે કહેવામાં આવે છે અને જેવી રીતે વરસાદ અને ઠંડીની સીઝનમાં અને તડકાના સમયે ફર્ઝ વિગેરે નમાઝો બાજમાઅત જમાઅત ખાનામાં પઢાય છે એવી જ રીતે ગરમીમાં ફર્ઝ નમાઝો, વિત્ર અને તરાવીહ સહને મસ્જિદમાં જમાઅત સાથે પઢવામાં આવે છે (જેમકે આપને ત્યાં અમલ થાય છે) એ બન્નેવ ભાગ મસ્જિદ ગણાય છે.

કબીરી શર્હે મુન્યહમાં છે :- **ઈન કાન હુનાક મસ્જિદાનિ સયફિય્યુન વ શત્વિય્યુન** (ભાગ ૧ પાનું ૬૭૧)

**મસ્જિદુન શત્વિય્યુન અવ મસ્જિદુન સયફિય્યુન** (ભાગ ૧ પાનું ૬૭૧)

મઝકુર ઈબારતોમાં સરદી અને ગરમીની મસ્જિદો (જમાઅતખાનું અને સહને મસ્જિદ)નો ઝિક્ર મૌજુદ છે. આથી પુરવાર થાય છે કે આપને ત્યાં પહેલાંથી ગરમીની સીઝનમાં ફર્ઝ, વિત્ર અને તરાવીહની નમાઝની જમાઅત સહને મસ્જિદમાં થતી આવે છે એ ખોટું નથી. વ્યાજબી છે. એઅતેકાફને પણ કાંઈ નુકસાન આવશે નહીં.

જનાઝહની નમાઝ ઉપર અથવા નાવાકિફીના લીધે સહન (દાખિલે મસ્જિદ)માં પઢવાથી તે સહન મસ્જિદથી ખારિજ થઈ જતી નથી. દાખિલ જ રહે છે.

અલ્બત્ત ! જે મસ્જિદનો એક જ ભાગ હોય અને સહન (ખુલ્લો ભાગ) પ્રથમથી જ ખારિજે મસ્જિદ હોય ત્યાં ફર્ઝ નમાઝની જમાઅત થતી ન હોય (પછી ત્યાં જનાઝાની નમાઝ પઢાતી હોય કે ન હોય )એવી સહેનમાં તરાવીહની જમાઅત કરવું ખોટું છે, કરશે તો તર્કે સુન્નત અને તર્કે

મસ્જિદનો ગુનોહ લાગુ પડશે.

મુન્યહ વિગેરેમાં છે **લવ તરક અહલુ મહલ્લતિન કુલ્લુહુમુલ જમાઅત ફકદ તરકુ-સ્સુન્નત વકદ અસાઉ** (પાનું ૯૮) (શામી ભાગ ૧ પાનું ૬૬૦) સહન (ખારિજે મસ્જિદ)માં તરાવીહ વિગેરે પઢવું હોય તો મસ્જિદને લગતા મહોલ્લાના બધા મુસલમાનો ઈત્તિફાક કરી તેને દાખિલે મસ્જિદ હોવાની નિય્યત કરી લેશે તો દાખિલ થઈ જશે અને ત્યાં તરાવીહ વિગેરે વગર વાંધે પઢી શકાશે પરંતુ તે જગ્યાનો અદબ-એહતિરામ પણ મસ્જિદ જેમ જ કરવો પડશે . ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જિદ અને મદ્રસાના ટ્રસ્ટીઓની લાયકાત વિષે સ્પષ્ટ ખુલાસો.

(૩૯૭) સવાલ :- વસ્તી અને કોમ તથા જમાઅતની અંદર અહલે ઈલ્મ મૌલ્વી, હાફિઝ, કારી મૌજુદ હોવા છતાં બેઈલ્મ તારિકે સૌમા-સલાત (નમાઝ, રોઝા છોડનાર) અને તારિકે જમાઅત દાઢી મુંડા ભાઈઓને માત્ર માલદાર હોવાના લીધે મસ્જિદના મુતવલ્લી અને મદ્રસાઓના મોહતમિમ બનાવવામાં આવે છે. એનો શું હુકમ છે?

અને મુતવલ્લી તથા મોહતમિમ કેવા હોવા જોઈએ ?

અહલે ઈલ્મ ગરીબ હોય છે, મુફત કામ કરી શકતા નથી અને અમાનત સોંપવામાં વિચાર કરવો પડે છે વિગેરે, માટે એનો પણ ખુલાસો કરશો?

જવાબ :-કહેવામાં આવે છે કે અહલે ઈલ્મ અને પાબંદે સૌમો-સલાત અને પરહેઝગાર માણસો હોવા છતાં બેઈલ્મ અને બેઅમલ ફાસિક, ફાજિર, દાઢી મુંડા મસ્જિદના મુતવલ્લી અને મદ્રસાના મોહતમિમ હોવાના તેમજ દીની સંસ્થાની સરદારી અને કિયાદત (આગેવાની) ના અહલ નથી, એના સહીહ હકદાર હામિલીને કુર્આન અને શરીઅતના પાબંદ લોકો હોય શકે છે. હઝરત ઈમામ માલિક (રહ.)નો ઈરશાદ છે કે "મુસલમાનોની રહનુમાઈ તે જ કરી શકે છે જેની ઝિંદગી પયગમ્બરે ઈસ્લામ (સલ.)ના ઉસ્વએ હસનહનો નમુનો હોય." અને હઝરત ઈમામ ઈબ્ને તૈમિય્યહ (રહ.)નું ફરમાન છે કે ઉમ્મતનો ઈત્તિફાક છે કે સરદારી અને કિયાદતનો અહલ તે મુસલમાન હોઈ શકે છે જે આલિમ બાઅમલ હોય, અગર એવો જામેઅ માણસ નહી મળે તો મજબૂરન આ મન્સબ (હોદ્દો) બે માણસોમાંથી એકને સોંપવામાં આવશે:

(૧) આલિમ ફાસિક કિંવા આલિમે બેઅમલ.

(૨) જાહિલ મુત્તકી કિંવા બેઈલ્મ બાઅમલ. (કિતાબ અસ્સિયાસતુ-શ્શરઈય્યહ પાનું ૧૭)

હદીસમાં છે કે જેણે એવા માણસને જમાઅતનો આમિલ સરદાર બનાવ્યો, હાલાંકે તેઓમાં તેનાથી વધુ લાયક ખુદાનો ઘણો વહાલો નેક બંદો મૌજુદ હતો તો ખરેખર તેણે (બનાવનારે) ખુદાની ખિયાનત કરી અને તેના રસુલ (સલ.) ની ખિયાનત કરી અને તમામ મુસલમાનોની ખિયાનત કરી. (ઈઝાલતુલ ખિફા મકસદ ૧ ફસ્લ ૨)

ફતાવા ઈબ્ને તૈમિય્યહમાં છે કે **વલા યજૂઝુ તવ્લિયતુલ ફાસિકિ મઅ ઈમ્કાનિ તવ્લિયતિલ બિર્રિ.**

અર્થાત :- નેક માણસ મળવા છતાં ફાસિકને સરદારી આપવી જાઈઝ નથી.

(ભાગ ૧ પાનું ૧૫૦)

હદીસમાં છે કે દરેક કામો તેના અહલને સોંપવામાં આવે અને આપ (સલ.) એ ફરમાવ્યું કે **'ઈઝા વુસ્સિદલ અમ્રૂ ઈલા ગય્રિ અહલિહી ફન્તઝિરિ-સ્સાઅહ!**

અર્થાત :- જયારે (જવાબદારીના) કામો નાઅહલને સોંપવામાં આવે તો કિયામતની રાહ જુઓ, એટલે કિયામત નઝદીક આવેલી સમજી લેવી. (બુખારી શરીફ) અને આપ (સલ.) એ કિયામતની અલામતો બયાન કરતાં ફરમાવ્યું કે મોટા-મોટા કામો નાઅહલને સોંપવામાં આવશે, અને કૌમના આગેવાન ફાસિક બનશે.'' (મિશ્કાત ૪૭૦) અને જે ઈખ્તિયારી કામો અલામાતે કિયામતમાંથી હોય તે ગુનાહિત છે. એટલા માટે હકીમુલ ઉમ્મત હઝરત થાન્વી (રહ.) ફરમાવે છે :- હઝરત ગંગોહી (રહ.)એ મને જવાબમાં લખ્યું કે :- ''નાઅહલને મદ્રસાનું કામ સોંપવું ખિયાનત છે, એમ કરવાથી અમને પુછ થશે, અસલ મકસૂદ ખુદાની રઝા છે, મદ્રસો મકસૂદ નથી'' જેટલું કામ થાય ઉસૂલે સહીહહના તાબેઅ રહીને થાય, શરઈ હુદૂદના માતહત રહીને થાય, મકસૂદ ખુદાની રઝા છે, મુસલમાનોના દરેક કામનો મકસદ ખુદાની રઝા હોવી જોઈએ, અને તેની ખુશ્નુદી, મદ્રસો રહે યા ન રહે, મદ્રસાની મુલ્કમાં બદનામી થાય કે નેકનામી, ચંદો બંધ થાય યા જારી રહે, છોકરાં વધે યા ઘટે કાંઈ પણ થાય ઉસુલે સહીહહના તાબેઅ રહેવું જોઈએ. (મલ્ફુઝ નંબર ૭૩૮ ભાગ ૫ પાનું ૪૨૪)

અને ફરમાવ્યું :- નાઅહલને મેમ્બર નહીં બનાવી શકાય. (ભાગ ૫ પાનું ૪૦૩)માત્ર માલદાર અને મદદગાર હોવાથી માણસ અહલ થઈ જતો નથી.

ન હરકે ચેહરહ બર અફરોખ્ત દિલ્બરી દાનદ
ન હરકે આઈનહ દારદ સિકન્દરી દાનદ
હઝાર નુક્તએ બારીકતર ઝે મુ ઈંજાસ્ત
ન હર કે સર બતરાશદ કલંદરી દાનદ.
(આરિફ શીરાઝી-રહ.)

હઝરત મવ. અબ્દુલ હય કફલેત્વી (રહ.) ફરમાવે છે :- જો કે મદારિસના મોહતમિમ દૌલતમંદ છે, દુન્યાની નીચ ઉંચને સારી પેઠે જાણે છે, પરંતુ જયારે તેઓએ ન તો ઈસ્લામી મદારિસ જોયા હોય, ન તો તેના ઈન્તિઝામી કાનૂનોથી કોઈ રીતે વાકિફ હોય તો મુદર્રિસીનની સલાહ વગર સ્વતંત્ર રીતે મદારિસનો કેવી રીતે ઈન્તિઝામ કરી શકે છે?

આવા ઈન્તિઝામનો છેવટે એ નતીજો હોય છે કે મદ્રસામાં એવી અવ્યવસ્થા થઈ જાય છે કે ઈલ્મની તરકકીના જેટલા દરવાઝા છે સૌ બંધ થઈ જાય છે. (સવાનિહે ઉલૂમે ઈસ્લામિયહ પાનું ૩૮ મત્બઅ નિઝામી કાનપુર)

સારાંશ કે મુતવલ્લી અને મોહતમિમ આલિમ બાઅમલ હોવા જોઈએ. અગર એવા ન મળી શકે તો સૌમો-સલાતના પાબંદ, અમાનતદાર, અને વકફના મસાઈલના જાણકાર, ખુશ અખ્લાક અને રહમ દિલ, મુન્સિફ મિઝાજ, ઈલ્મ દોસ્ત, અહલે ઈલ્મની તઅઝીમ-તકરીમ કરનારા વિગેરે વિગેરે, નેક સિફતો અને ખુબીઓ જેમાં વધુ હોય તેમને જ મુતવલ્લી અને મોહતમીમ વિગેરે ચુંટવા જોઈએ. સરદારીની અહલિયત માટે શફકત અને રહમદિલીની સિફત પણ હોવી જોઈએ. હઝરત મુસા (અલ.) એ ખુદાપાકને પુછયું કે મને કઈ ખુબીના આધારે નબી બનાવ્યો ? ફરમાવ્યું કે મારી મખ્લુક ઉપર તમારી શફકતના લીધે, જયારે હઝરત શુએબ (અલ.) ના બકરાં ચરાવતાં હતા તે વખતે ટોળામાંથી એક બકરૂં નાસી છુટયું, તેને પકડવામાં તમે ઘણાં થાકી ગયા , પણ જયારે તે હાથમાં આવ્યું ત્યારે તેને તમોએ છાતીએ ચાંપી કહ્યું કે હે મિસ્કીન ...! તેં પોતાને પણ થકાવ્યું અને મને પણ થકાવ્યો, મારી મખ્લૂક ઉપર તમારી આ શફકત જોઈ મેં તમને ચુંટયા અને નુબુવ્વતથી નવાઝયા. (અલ્બસાઈર ફી તઝકીરિલ અશાઈર પાનું ૩૭૭)

એક વખતે મદીના શરીફ બાહર કાફલામાં દુધ પીતું બાળક રડતું જોઈ અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમર (રઝી.) એ તેની માંને કહ્યું કે બાળકને રડાવ નહી. ફરી ત્યાંથી પસાર થયા તો તેને રડતો જોઈ માંના ઉપર ગુસ્સો કર્યો કે બાળકને કેમ રડાવે છે? તેણે કહ્યું કે અસલ વાત એમ છે કે ઉમર (રઝિ.) એ હુકમ આપ્યો છે કે બાળકો જયાં સુધી દૂધ નહી છોડે, બૈતુલ માલથી તેમનો વઝીફો મુકર્રર કરવામાં ન આવે. માટે હું એને દૂધ છોડાવ્વાની કોશિશ કરી રહી છું. એટલા માટે રડે છે. હઝરત ઉમર (રઝિ.)ને રિકકત તારી થઈ (ગળગળા થઈ ગયા) અને કહેવા લાગ્યા. હાય............ઉમર-! તેં કેટલા બાળકોનું ખૂન કર્યું હશે? અને તે જ દિવસે એઅલાન કરાવ્યું કે બાળકો જે દિવસે પૈદા થાય તે જ તારીખથી તેમનો વઝીફો ચાલુ કરી દેવામાં આવે. (અલ્ફારૂક ભાગ ૨ પાનું ૯૫)

આજે કેટલાક ઈમામો મુઅઝ્ઝિનો, મુદર્રિસો એકદમ તંગદસ્તીની ઝિન્દગી ગુઝારવા મજબુર છે. હમેશાના કરઝદાર, ખસ્તહ હાલત, પરેશાન સુરત, પેશ્ગી પગારની માંગણી અને કર્ઝ-ઉધારનો સિલ્સિલો તમામ ઉમર ચાલુ જ, આ સૌ તેમના મુતવલ્લીઓ, મોહતમિમો જાણે છે અને જુએ છે, પણ તદારૂકની કામયાબ કોશિશ થતી નથી. શું એઓના દિલોમાંથી સહાબાનો આ જઝબો નિકળી ગયો છે?

અલ્લામહ કફલેત્વી (રહ.) ફરમાવે છે. હાલાંકે અહીંના મદ્રસાઓની આમદની ખુદાની મહેરબાનીથી અકસર ઈસ્લામી મદ્રસાઓ કરતાં વધુ સારી છે તો પણ મુદર્રિસોને એટલો કમ પગાર આપવામાં આવે છે કે તેમના ગુઝારા માટે પુરતો થઈ શકતો નથી જેથી અહીંના મુદર્રિસો જીવન નિર્વાહના ગમમાં હરઘડી એટલા બધા ગિરિફતાર રહે છે કે બીચારા દિલ ખોલી મદ્રસાની તરકકી કરી શકતા નથી. (સવાનિહે-ઉલૂમે-ઈસ્લામિયહ પાનું ૩૮)

ગુંજાઈશ ન હોવાનું બહાનું કરાય છે, પણ બાંધકામો, ફુઝૂલ નકશો નિગાર અને ગૈર ઝરૂરી ઝેબો-ઝીનત, રંગ-રોગનમાં ખર્ચ કરવામાં કયાંથી ગુંજાઈશ નિકળી આવે છે?

ખલીફહ હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)ને ખબર મળી કે લોકોએ "દમિશ્ક"ની મસ્જિદમાંના સુતૂનો (થાંભલાઓ)ને લાલ બનાવ્યા છે. અને ઝાફરાનથી રંગ્યા છે. તો આપે "દમિશ્ક"ના ગવર્નરને લખી જણાવ્યું કે એ રૂપીઆ-ઓની (જે રંગમાં ખર્ચ થયા છે)સુતૂનો કરતાં વધારે મિસ્કીનોને ઝરૂરત હતી. (બહવાલૂ-સ્સાલિહીન)

નાઅહલ મુતવલ્લી અને મોહતમિમ માતહત કામ કરનારા અહલે ઈલ્મને પોતાના નોકર સમજે છે.

અલ્લામહ કફલેત્વી (રહ.) ફરમાવે છે :- અહીંના લોકો મુદર્રિસીનને જેમકે તેઓ ઝાહિરમાં ખાદિમ છે તેમજ તેમને હકીકતમાં પણ ખાદિમ સમજે છે.એટલે લગી કે તેમના ઉપર જાબિરાના હુકુમત કરવામાં આવે છે. જેવી રીતે કે અદના નોકર ઉપર, એવી હાલતમાં મુદર્રિસોથી મદ્રસાની તરકકીની ઉમ્મીદ રાખવી કેટલું અચંબા ભર્યું છે અને ભવિષ્યમાં કઈ ઉમ્મીદ ઉપર માણસને ઈલ્મ હાસિલ કરવાનો શૌક ઉત્પન્ન થઈ શકે છે? (સવાનિહે ઉલૂમે ઈસ્લામિયહ પાનું ૩૮)

આજે આ બધું થઈ રહ્યું છે. રોઝ-રોઝના નવા-નવા કાયદા-કાનુનો ઘડી તંગ કરવામાં આવે છે, છુટ્ટીના દિવસોમાં તંગી, રજા આપવામાં સખ્તાઈ ! ખુશામદ કરે તેમની સાથે દરગુઝરનો સુલૂક ! નહી કરે તેમની સાથે સખ્તીની વર્તણુંક ! નેકનામી ખુશામદ ઉપર મૌકુફ ! જુઓ! અલ્લામહ કફલેત્વી (રહ.) ફરમાવે છે અત્રેના લોકોની તબીઅતોમાં ખુશામદ તલબીનું તત્વ એટલું

બધું વધી ગયું છે કે ઉલમા ઘણાં બુઝુર્ગ સમજાય છે, છતાં તેમની તઅઝીમ અને તેમની સાથે સુલૂક કરવું તેમની ખુશામદ ઉપર મૌકુફ રહે છે. પરંતુ જેઓ દૌલતે ઈલ્મ ઉપર કનાઅત કરી ખુશામદ કરવાથી દુર રહે છે તેમની તઅઝીમ તો દુર રહી, એટલા બધા તેમને તંગ કરવાની વાતો ઉપસ્થિત કરવામાં આવે છે કે ઉલૂમે ઈસ્લામિયહની તરક્કી બાબત જેટલા તેમના ખ્યાલાત હોય છે તે બધા ખાકમાં મળી જાય છે. (પાનું ૩૮) અને ફરમાવે છે કે મુદર્રિસોની નેકનામી અને બદનામી અહીં માત્ર ખુશામદ અને અદમે ખુશામદ ઉપર મૌકુફ છે. મુદર્રિસ જો કે કેટલો બધો લાયક હોય અને પઢાવ્વામાં ગમે તેટલા ખંતથી કામ કરતો હોય પરંતુ જ્યાં લગી ખુશામદ ન હશે, ન તો તેના પગારમાં તરક્કી થઈ શકે છે, ન તો નેકનામીનો તેને તમ્ગો મળી શકે છે. (સવાનિહે ઉલૂમે ઈસ્લામિયહ પાનું ૩૮)

ઉપરાંત દિન પ્રતિ દિન નિત-નવી પાબંદીઓ તેમના ઉપર થોપી તેમને તંગ કરવામાં આવે છે પણ તેઓને આ કાયદાઓ નઝરે પડતા નથી.

(૧) ઝરૂરત અને ઈલ્મો-ફઝલ પ્રમાણે પગાર આપવામાં આવે, એમાં કોતાહી કરશે તો ખુદાને ત્યાં પૂછ થશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૭૮)

(૨) મસ્જિદના ઈમામ અને બાંગીઓ અને ખાદિમોના નાઈબ હોવા જોઈએ કે જયારે તેમને કંઈ ઉઝર હોય તો નાઈબ તેમનું કામ અંજામ આપે. (ઈસ્લામી નિઝામે હુકુમત પાનું ૧૭૦)

ગરઝ કે નાઅહલને મુતવલ્લી અને મોહતમિમ વિગેરેના ઈસ્લામી ઉચ્ચ ઓહદહ આપવામાં ઘણી ખરાબીઓ છે જે પૈકી અમુક નીચે ટાંકવામાં આવે છે;

(૧) ઈસ્લામી તઅલીમાતની મુખાલિફત લાઝિમ આવે છે.

(૨) કિયામત કરીબ લાવવાની કોશીષ કરવા સમાન છે જેનું ગુનાહિત હોવું સાબિત છે.

(૩) બેઈલ્મ અને બે અમલ ફાસિકોને આવા માનપ્રદ હોદ્દા આપવામાં તેમની તઅઝીમ લાઝિમ આવે છે. હાલાંકે ફાસિક વાજિબુલ ઈહાનત છે.તઅઝિમનો મુસ્તહિક નથી. (શામી ભાગ ૧)

(૪)હામિલીને કુર્આનને જાહિલો અને ફાસિકોની માતહતી અને તાબેદારીમાં કરી દેવાથી તેમની તૌહીન અને તઝલીલ લાઝિમ આવે છે જેમકે પુરૂષનું સ્ત્રીઓની માતહતી અને તાબેદારીમાં રહેવું તેમના અપમાન અને ઝિલ્લત સમાન છે.

હદીસમાં છે :- ઈઝા કાન ઉમરાઉકુમ શિરારકુમ વ અગ્નિયાઉકુમ બુખલાઅકુમ વઉમૂરૂકુમ ઈલા નિસાઈકુમ ફબત્નુલ અર્ઝિ ખય્રુલ લકુમ મિન ઝહરિહા.

અર્થાત :- જ્યારે તમારા સરદારો ફાસિક હોય અને તમારા દૌલતમંદ બખીલ હોય અને તમારા કામો ઔરતોના કહેવા મુજબ થતાં હોય ત્યારે તમારા માટે ઝમીનનું પેટ (કબ્ર) બેહતર છે તેની પીઠ કરતાં, એટલે એવા સમયે તમારા માટે જીવવા કરતાં મરી જવું બેહતર છે. (મિશ્કાત પાનું ૪૫૯)

આપ (સલ.)નું ફરમાન છે કે:- હામિલીને કુર્આનની તઅઝીમ-તકરીમ કરો, બેશક જેણે એમની ઈઝ્ઝત કરી તેણે મારી ઈઝ્ઝત કરી. (જામેઅ સગીર ભાગ ૧ પાનું ૪૫)

એક હદીસમાં છે કે હામિલીને કુર્આનની ફઝીલત બીજા પર એવી છે જેવી ખાલિકની ફઝીલત મખ્લુક ઉપર. (જામેઅ સગીર ભાગ ૨ પાનું ૬૩)

એક હદીસમાં છે કે :- હામિલીને કુર્આન ઈસ્લામના અલમબરદાર છે (ઈસ્લામનો ઝંડો ઉઠાવનાર છે) જેણે તેમની ઈઝઝત કરી તેણે ખુદાની ઈઝઝત કરી અને જેણે તેમને ઝલીલ કર્યા તેના ઉપર ખુદાની લઅનત છે. (જામેઅ સગીર ભાગ ૧ પાનું ૧૨૨)

(૫) જ્યારે મુતવલ્લી અને મોહતમિમ વિગેરે નાઅહલ હશે તો તેમના માતહત કામ કરનારા ઈમામો, બાંગીઓ, મુદર્રિસો પણ નાઅહલ મળશે, અહલ હશે તો તેમના માન મરતબા અને કામની કદ્ર કરી શકશે નહી. પરિણામે બદદિલ થઈ છોડી દેશે, અગર મજબૂરન રહેશે તો તેમની ખ્વાહિશ મુજબ તરકકીનું કામ કરી શકશે નહી, આવી રીતે તબ્લીગી અને તઅલીમી કામોને હાના પહોંચશે અને પહોંચી રહી છે.

રહ્યો સવાલ, અહલે ઈલ્મ ગરીબ હોવાથી મુતવલ્લી અને મોહતમિમનું કામ મુફત નહી કરી શક્વાનો? જવાબ એ છે કે મઝકુર હાલતમાં તેઓ પગાર લેવાના હકદાર છે.

''વ મન કાન ગનિય્યન ફલ્યસ્તઅફિફ, વ મન કાન ફકીરન ફલ્યઅકુલ બિલ્મઅરૂફ.''

અર્થાતઃ- અને જો ગુંજાઈશ વાળો હોય તો તેણે બચવું જોઈએ. (એટલે નહી લેવું જોઈએ) અને જો મોહતાજ હોય તો મુનાસિબ મિકદાર ખાવું જોઈએ, એટલે ઝરૂરત પ્રમાણે લઈ શકે છે. (કુર્આને હકીમ)

એમ પણ અહલે ઈલ્મ ખાસ કરીને હાફિઝે કુર્આનને બૈતુલ માલથી સાલાનહ મઅફૂલ વઝીફો મળતો હતો. ''જામેઅ સગીર'' માં રિવાયત છેઃ-

હામિલુ કિતાબિ-લ્લાહિ તઆલા લહુ ફી બય્તિ માલિલ મુસ્લિમીન ફી કુલ્લિ સનતિન મિઅતા દીનારિન

અર્થાતઃ- હામિલે કુર્આન માટે મુસલમાનોના બૈતુલ માલમાં વાર્ષિક બસો દિનાર છે. (ભાગ ૧ પાનું ૧૨૨)

રહ્યો અમાનતની ઝિમ્મેદારીનો સવાલ? તો હામિલીને કુર્આનથી બીજા બેહતર થઈ શકતા નથી.

કુર્આનમાં છેઃ- ઈન્નમા યખ્શલ્લાહુ મિન ઈબાદિહિલ ઉલમાઉ

અર્થાતઃ- લોકોમાં ઈલ્મ અને અકલ જેટલા પ્રમાણમાં વધુ હશે તેટલા જ પ્રમાણમાં તેઓ અલ્લાહથી ડરશે.

ખલીફા હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)એ પોતાના માતહત આલિમો (હાકિમો)ને હુકમ લખી મોકલ્યો કે આપણાં કામો ઉપર અહલે કુર્આન (ઉલમા, હુફ્ફાઝ અને કારીઓ) સિવાય બીજા કોઈને મુકર્રર કરવું નહી. તેઓએ અમાનત બાબત શંકા ઝાહિર કરી તો ખલીફાએ ફરી લખી જણાવ્યું કે અહલે કુર્આન વગર કોઈ બીજાને મુકર્રર કરશો નહીં, અગર એમને નિયુકત કરવામાં ભલાઈ અને બેહતરી નથી તો બીજાઓમાં બદરજએ અવ્લા ભલાઈ અને બેહતરી ન હોવી જોઈએ. (મકારિમુલ હફઝહ પાનું ૪૭)

અલ્લામહ શામીએ એક બુઝુર્ગનો કૌલ નકલ કર્યો છેઃ- ખય્રૂહુમ ખય્રૂમ મિન ખૈરિ ગૈરિહિમ વ શર્રૂહુમ ખય્રૂમ મિન શર્રિ ગૈરિહિમ

અર્થાતઃ-અહલે ઈલ્મના ભલા માણસો બીજા ભલા માણસોથી બેહતર છે અને તેમના ખરાબ માણસો બીજા ખરાબ લોકોથી બેહતર છે. (શામી ભાગ ૫ પાનું ૬૬૧)

છતાં હમેશાથી અમારા અકાબિરીનનો મશ્વેરો એ છે કે અમાનતની ઝિમ્મેદારી ઉલમા પોતાના

સિરે લિયે નહીં.

પણ દીનના કામો તેના અહલ (આલિમ, હાફિઝ, કારી અને દીનદાર)ને જ સુપ્રત કરવાં જોઈએ અને બીજાઓની ફર્ઝ છે કે દામે, દિરહમે, કલમે, સખુને તેમજ જાન અને સલાહ તથા ઝાતી તજરૂબાથી મદદ કરતા રહે. તેમાં કોતાહી કરશે તો જવાબદાર ઠરશે. મસ્જિદ-મદ્રસાનું કામ પણ ઘરના કામ જેમ તકસીમે કાર (કામની વહેંચણી) ના ઉસૂલ પર અને એક બીજાના તઆવુન (મદદ) થી બેહતર થઈ શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મેહરાબમાં સૂર્યની આકૃતિ બનાવવા વિષે

(૩૯૮) સવાલ :-અમારા ગામમાં એક મસ્જિદ નવી તૈયાર કરી છે, તેમાં એક મેહરાબ બનાવ્યો છે જેમાં નકશો નિગાર કર્યો છે. "સૂર્ય જેવી આકૃતિ પણ તેમાં બનાવી છે." અગર તેની સામે ઉભા રહી નમાઝ પઢે તો કંઈ વાંધા જેવું છે કે નહીં? અગર વાંધો નથી તો સૂર્ય પરસ્તી અને મૂર્તિ પૂજામાં કાંઈ ફરક જેવું રહેશે નહીં તો જવાબ હવાલા સાથે આપી મમ્નૂન વ મશ્કૂર ફરમાવશો. અને મેહરાબમાં એવી આકૃતિ બનાવવું કેવું છે ? ખુલાસા સાથે જવાબ આપશો.

જવાબઃ- મેહરાબમાં નકશો-નિગાર અને સૂર્યની છબી બનાવવી મના અને મકરૂહ છે કે એનાથી નમાઝીઓના "ખુશૂઅ-ખુઝૂઅ"માં ખલલ આવે છે, પરંતુ સૂર્યની છબીની સામે ઉભા રહી નમાઝ પઢવાને સૂર્ય પરસ્તી અથવા સૂર્ય પરસ્તીની મુશાબહતનો હુકમ લાગુ પડતો નથી, કારણ કે પૂજા સૂર્યની છબીની થતી નથી, તેની ઝાતની થાય છે. બન્નેવમાં ફર્ક છે.

દુર્રે મુખ્તારમાં છે;"અવ લિગૈરિ ઝી રૂહિન લા યકરહુ લિઅન્નહા લા તુઅબદુ"

અર્થાતઃ- તસ્વીર ગૈર ઝી રૂહ (નિર્જીવ)ની હોય તો મકરૂહ નથી કારણ કે તેની ઈબાદત થતી નથી.

શામીમાં છેઃ- ઈન કીલ ઉબિદ-શ્શમ્સુ વલ્કમરૂ વલ્કવાકિબુ વશ્શજરૂલ ખઝરાઉ કુલ્ના ઉબિદ અય્નુહુ લા તિમ્સાલુહુ.

અર્થાતઃ- અગર કહેવામાં આવે કે સૂર્ય અને ચાંદ તેમજ સિતારા અને લીલા ઝાડોની પૂંજા થાય છે, અમે કહીશું કે એઓની ઝાતની પૂંજા થાય છે, નહીં કે એમની છબીની, માટે જેમની ઝાતની પૂંજા થતી હોય તેની સામે ઉભા રહી નમાઝ પઢવું મકરૂહ છે, તેની છબી સામે મકરૂહ નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૧ પાનું ૬૦૭)

એટલે છબી સામે નમાઝ પઢવાથી મુશાબહત અને પરસ્તિશ (પૂંજા)નો હુકમ લાગુ પડતો નથી પરંતુ "ખુશૂઅ-ખુઝૂઅ"માં ખલલરૂપ હોવાથી એવી તસ્વીરો નમાઝીની સામે હોવું મના અને મકરૂહ થશે.

ખાનએ ખુદા અને મસ્જિદની ઈમારત મઝબૂત અને નફીસ (સ્વચ્છ) હોય પણ તેની સાથે સાદગીનો ખ્યાલ રાખવો ઝરૂરી છે. ગુલ-કારી, નકશો-નિગાર, ફુલ-બુટાની ભરમાર ખાસ કરી મેહરાબ અને કિબ્લા તરફની દીવારમાં શરઅન જાઈઝ નથી. મના અને મકરૂહ છે. અને કૌમની બદઆમાલીની નિશાની છે.

હદીસ શરીફમાં છે 'મા સાઅ અમલુ કૌમિન કત્તુ ઈલ્લા ઝખ્રફુ મસાજિદહુમ'

અર્થાતઃ- "જયારે કોઈ કૌમની અમલી હાલત બગડે છે ત્યારે પોતાની મસ્જિદોને ખૂબ મુઝય્યન (સૌંદર્ય) કરે છે." (સુનને ઈબ્ને માજહ ભાગ ૧ પાનું ૨૪૫)

અને આપ (સલ.)ના ખાદિમે ખાસ હઝરત અનસ (રઝિ.)ની પેશીનગોઈ છે કેઃ-યતબાહવ્ન બિહા સુમ્મ લા યઅમુરૂનહા ઈલ્લા કલીલા

અર્થાત :- મસ્જિદોની ખૂબસૂરતી ઉપર લોકો પરસ્પર ફખર કરશે પણ તેની આબાદીનો ખ્યાલ થોડાક જ લોકોને હશે.(સહીહ બુખારી ભાગ ૧ પારો ૨ પાનું ૬૪)

અને આપ (સલ.)ની પણ પેશનગોઈ છે કે હું જોઈ રહ્યો છું કે અનકરીબ તમે મસ્જિદોને ઊંચી અને બુલંદ બનાવવા લાગી જશો, જેમ કે યહુદ અને નસારા પોતાની કલીસા અને ગિર્જાઓ બનાવે છે." (સુનને ઈબ્ને માજહ ભાગ ૧ પાનું ૨૪૪)

અને ફરમાને નબવી (સલ.) છે કેઃ-લા તકૂમુ-સ્સાઅતુ હત્તા યતબાહ ન્નાસુ ફિલ્મસાજિદિ.

અર્થાતઃ- કયામત ત્યારે આવશે જ્યારે લોકો મસ્જિદની ઈમારત બાબત પરસ્પર ફખ્ર કરવા લાગશે." (સુનને અબુ દાવુદ ભાગ ૧ પાનું ૭૧) (સુનને ઈબ્ને માજહ ભાગ ૧ પાનું ૨૪૪)

આપ (સલ.)ના મુબારક ઝમાનામાં અને હઝરત સિદ્દિકે અકબર (રદિ.) અને હઝરત ઉમરે ફારૂક (રઝી.)ની ખિલાફતના મુબારક ઝમાના લગી મસ્જિદે નબવી તદ્દન સાદી હતી. હઝરત ફારૂકે અ'ઝમ (રદી.)ની ખિલાફતના ઝમાનામાં તઅમીરની ઝરૂરત પેશ આવી તો આપે હુકમ કર્યો કે હું નમાઝીઓને વરસાદના પાણીથી બચાવવા માંગુ છું સાંભળી લો! મસ્જિદને લાલ, પીળી બનાવવી નથી કે લોકો ફિત્નામાં પડી જાય. (સહીહ બુખારી ભાગ ૧ પારો ૨, પાનું ૬૪) હઝરત ઉસ્માને ગની (રદી.)ની ખિલાફતના ઝમાનામાં લોકો મહેલો બનાવવા લાગ્યા તો આપે મસ્જિદની ઈમારતમાં તરક્કી આપવાની એટલા માટે ઝરૂરત મહસુસ ફરમાવી કે લોકો મહેલોના મુકાબલામાં મસ્જિદને હિકારતની નઝરે નહી જાુએ, આપે તૈયાર કરેલ મસ્જિદમાં ગુલ-કારી, બેલ-બુટાની ભરમાર ન હતી, એઅતેદાલની હદમાં રહી નફાસત અને ખૂબસૂરતીમાં સાધારણ વધારો કર્યો હતો. એનાથી પણ સહાબા (રદી.) ખુશ થયા ન હતા. ત્યાર પછી બની ઉમય્યહની હુકુમતમાં વલીદ ઈબ્ને અબ્દુલ મલિકની ખિલાફતમાં મસ્જિદે નબવીની તઅમીર વખતે ગુલકારી નકશો નિગારીની બેહદ ભરમાર થઈ, કામ પુરૂ થયું તો ખલીફા વલીદ ઈબ્ને અબ્દુલ મલિક મુઆઈનો કરવા (જોવા) ગયા. ત્યાં હઝરત ઉસ્માને ગની (રઝિ.)ના એક ફરઝન્દ મૌજાુદ હતા, તેમને ખલીફાએ કહ્યું "જોયું આપના બાજીની બનાવેલ મસ્જિદ અને આ મસ્જિદમાં કેટલો ફર્ક છે? સાહબઝાદહએ જવાબમાં કહ્યું, હા, મારા બાજીની તઅમીર મસ્જિદ હતી, અને આપની આ તઅમીર યહૂદ અને નસારાના કલીસા જેવી છે. (જઝબુલ કુલૂબ ઈલા દિયારિલ મહબૂબ ફારસી પાનું ૧૨૦) આ હતા મસ્જિદના શણગાર બાબત સલ્ફે સાલેહીનના મુબારક વિચારો, નમાઝની રૂહ "ખુશૂઅ-ખુઝૂઅ" છે. "ખુશૂઅ-ખઝૂઅ" વિનાની નમાઝ બેજાન છે. મસ્જિદની દીવાર ખાસ કરી "મેહરાબ" અને મેહરાબવાળી કિબ્લહ તરફની દીવાર અને સીધી તથા ડાબી બાજુની દીવારો ઊપર રંગીન બેલ-બુટા નકશો-નિગારનો વધારો યકીનન નમાઝીના ખ્યાલ અને તવજ્જુહને પોતાના તરફ ખેંચતો રહેશે. હદીસ શરીફમાં છે કે આપ (સલ.)એ ઉમ્મુલ મુંઅમિનીન હઝરત આઈશહ (રઝિ.) ના દરવાઝા ઉપર ખુબસુરત પરદો જોઈ ફરમાવ્યું કે તમારા આ બારીક ખૂબસુરત પરદાને હટાવી દો એની તસ્વીરો નમાઝમાં મને આકર્ષે છે.(સહીહ બુખારી ભાગ ૧ પારો ૨ પાનું ૫૪)

આપ (સલ.)એ ફલદાર (ફૂલાવર) ચાદર પણ પોતાના માટે પસંદ નહી કરી, અને ફરમાવ્યું કે આ ચાદર મને નમાઝમાં ગાફિલ કરે છે. (સહીહ મુસ્લિમ ભાગ ૧ પાનું ૨૦૮)

ઈમામ નવવી (રહ.) મઝકુર હદીસની શર્હમાં લખે છે કે:-

મસ્જિદની ઝીનત અને તેની દરો-દીવારના નકશો નિગાર એવી વસ્તુ છે કે નમાઝીઓના ખ્યાલ અને તવજ્જુહને પોતાના તરફ માઈલ કરે છે, માટે મેહરાબ અને દરો-દીવારની ઝીનત અને નકશો-નિગાર મકરૂહ છે, કારણકે આપ (સલ.) એ ચાદર હટાવ્વાનો હુકમ આપતાં એ જ કારણ બયાન ફરમાવ્યું હતું(નવવી શર્હે મુસ્લિમ ભાગ ૧ પાનું ૨૦૮)

હઝરત શાહ અ. અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે કે:- "મસ્જિદોને ધુળ-કચરા પૂંજા અને થુકથી અને જેનાથી તબીઅતને કરાહત આવે (બીડી-સીગારેટ વિગેરે)ની (દુર્ગંધ) અને ગંદગીથી પાક રાખે, અને ઉદ, (લોબાન, અગરબત્તી) વિગેરેથી મસ્જિદને ખુશ્બુદાર રાખે અને ફર્શ સાફ અને સ્વચ્છ પણ તકલ્લુફથી પાક હોવું જોઈએ."

"હદીસ શરીફમાં છે કે મસ્જિદથી કચરો દૂર કરવો અને ઝાડુ આપવી જન્નતની હુરોની મહેર છે, પરંતુ એહતિયાત કરે કે ઝીનતની હદ સુધી નહી વધે, અને મસ્જિદને સુનેરી નહી બનાવે, અને ફુલ-બુટા નહી કાઢે અને લીલા વિગેરે રંગથી રંગીન નહી કરે કે એનાથી મસ્જિદ તમાશાગાહ બની જાય છે, એટલા માટે અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમરે ફારૂક (રદિ.)એ મસ્જિદની તઅ-મીર વખતે ફરમાવ્યું હતું કે એટલી હદે મઝબુત બનાવે કે પાણી ટપકવાનો ખૌફ રહે નહી, ખબરદાર એને લાલ-પીળા રંગશો નહી કે લોકો ફિત્નામાં પડી જાય" ઈબાદત વખતે નકશો નિગાર તરફ તવજ્જુહ જશે અને ઈબાદતમાં ખલલ આવશે. (તફસીરે ફત્હુલ અઝીઝ ફારસી ભાગ ૧ પાનું ૪૧૭)
(ઉર્દુ ભાગ ૧ પાનું ૬૬૫)

અને ફિકહની પ્રખ્યાત તેમજ વિશ્વાસપાત્ર કિતાબ બહરૂ-ર્રાઈકમાં છે કે:- બેહતર એ જ છે કે મસ્જિદની દરો-દિવાર સફેદ હોય, નકશો-નિગારથી પાક હોય, તેના ઉપર કંઈ લખાણ ન હોય, તસ્વીરો અને લખાણથી નકશીદાર બનાવવું મકરૂહ છે. (ભાગ ૫ પાનું ૨૫૧)

જો કે ઝમાના અનુસાર કેટલાક આલિમોએ અમુક શર્તો સહિત મસ્જિદોને ખુબસુરત અને સાધારણ કક્ષાએ સુશોભિત બનાવ્વાની ઈજાઝત આપી છે કે લોકો પોતાના મકાનો ઉંચા અને હદ ઉપરાંત સુશોભિત બનાવે છે, જો મસ્જિદો પહેલાંની જેમ સાદી લાકડાં અને માટીની હશે તો કદાચ લોકોની નઝરોમાં તુચ્છ દેખાશે, પરંતુ લોકો આલીશાન મસ્જિદ બનાવી લેવાને જ પુરતું સમજે છે, તેને આબાદ કરવાની ચિંતા રાખતા નથી.

મસ્જિદની આબાદી કાબિલ આલિમ, બાઅમલ બુઝુર્ગ ઈમામો, લાયક, જાણકાર, શરીઅતના પાબંદ, બુલંદ આવાઝ તેમજ ખુશ ઈલ્હાન મુઅઝ્ઝિન રાખવા અને નમાઝીઓ વધારવા, તેમજ કાયદેસર નમાઝ પઢતાં સીખવા-સીખવવાથી થાય છે, જેના માટે ઝરૂરી છે કે દરેક મસ્જિદ સાથે દીની મદ્રસા કાયમ કરી કાબિલ ઊસ્તાદો રાખી વહાલી અવ્લાદની દીની તઅલીમ અને રૂહાની તર્બિયતનો પુરતો બંદોબસ્ત કરવામાં આવે. નહી તો આપ (સલ.)ની વઈદી અગમચેતીઓને પાત્ર તેમજ એ લાયક ઠરશો, આપ (સલ.)નું ફરમાન છે. મસાજિદુહુમ મઅમૂરતુન વહિય ખરાબુન.'

અર્થાત :-એવો ઝમાનો આવશે કે લોકોની મસ્જિદો ઝાહિરમાં આબાદ અને આલીશાન હશે પણ હકીકતમાં તે વેરાન અને ગૈર આબાદ હશે.

ખુદાપાક આપણને સીધા માર્ગે ચાલવાની તૌફીક અતા ફરમાવે, આમીન.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### કોઈક વાર મસ્જિદ તરીકે વપરાતું મકાન હોય તેનો શું હુકમ ?

(૩૯૯) સવાલ :- અહીયા એક પહાડ હવા ખાવાનું સ્થળ છે ત્યાં ઈસાઈ કૌમની વસ્તી છે અને આપણા મુસલમાનોના પણ માલિકીના મકાન તેમજ બંગલાઓ ડુમ્મસના જેમ છે (અને મુસલમાનોની દુકાનો પણ છે) જયારે સ્કુલનું બે મહીનાનું વેકેશન પડે છે ત્યારે ફક્ત બે મહીના માટે મુસલમાનોની ફેમીલી હવા ખાવા માટે જાય છે. પણ મર્દો સદંતર જતા નથી. તેઓ અઠવાડિયામાં ફક્ત ઈતવારના દિવસે જાય છે. અહીયા એક સાહિબે દિલ ગૃહસ્થે પોતાનું મકાન નમાઝ પઢવા માટે મસ્જિદ તરીકે વાપરવા અને તે પણ દરરોઝ નહી, અઠવાડિયામાં એક-બે વખત માટે આપ્યું છે. તો આવા સંજોગોમાં આ રીતે મકાન મસ્જિદ તરીકે આપી શકાય કે કેમ ? અગર આપી શકાય તો મસ્જિદના શું હકો લાઝિમ આવે છે?

જવાબ :- મઝકુર સાહિબે દિલ ગૃહસ્થે પોતાનું મકાન અઠવાડિયામાં એક-બે વખત નમાઝ પઢવા અને મસ્જિદ તરીકે વાપરવા આપ્યું છે, એ બહું મુબારક અને સવાબનું કામ છે પણ મઝકુર જગ્યા ઉપર પોતાના માલિકીપણાના હકો બાકી રાખી આપ્યું હશે તો એ જગ્યા મસ્જિદે શરઈના હુકમમાં નથી અને એના ઉપર મસ્જિદના અહકામ લાગુ પડશે નહી. હાં, જમાઅતથી નમાઝ પઢવામાં આવશે તો જમાઅતનો સવાબ મળશે. મસ્જિદમાં નમાઝ પઢવાનો સવાબ મળશે નહી. અને જો મઝકુર જગ્યા ઉપરથી પોતાના માલિકીપણાંના બધા હકો ઉઠાવી લઈ આમ મુસલમાનો માટે મસ્જિદ તરીકે વકફ કરી આપી હોય તો બેશક એ જગ્યા મસ્જિદે શરઈ છે એના ઉપર મસ્જિદના બધા અહકામ લાગુ પડશે, જયારે પહાડ ઉપર મુસલમાનો આબાદ છે અને મુસલમાનોના ઝાતી મકાનો અને દુકાનો તથા બંગલા પણ છે અને હવાખોરી માટે લોકો આવ-જાવ કરે છે તો અહીયા મસ્જિદની ખાસ ઝરૂરત છે. માટે મઝકુર સાહિબે દિલ ઝરા મોટું દિલ કરી મઝકુર મકાન હમેશ માટે મસ્જિદ તરીકે વકફ કરી આપે તો એ સદકએ જારિયહ અને મોટા અજરનું કામ થશે. હદીસ શરીફમાં મસ્જિદ બનાવી આપનાર માટે જન્નતી હોવા અને જન્નતમાં બેહતરીન મકાન (મહેલ) મળવાની બશારત આવી છે. (સહીહ બુખારી ભાગ ૧ પારો ૨ પાનું ૬૪)

ત્યાંના રહીશ મુસલમાનોને લાઝિમ છે કે મસ્જિદને સાફ અને આબાદ રાખે. ઈમામનો બંદોબસ્ત કરે, જે પાંચ વખત અઝાન આપી નમાઝ પઢાવે. અને બાળકોને તઅલીમ આપે. મોટાઓને વઅઝ નસીહત કરી નમાઝી અને પાકા મુસલમાન બનાવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુલ-વકફ

### મસ્જિદના નાણાં મદદ તરીકે યતીમ ખાનામાં આપી શકાય ?

(૪૦૦) સવાલ :- મસ્જિદોના નાણાં ચેરીટી તરીકે યતીમ ખાનામાં આપી શકાય છે?

જવાબ :- મસ્જિદોના વકફ નાણાં ચેરીટી તરીકે યતીમ ખાનામાં આપી શકાય નહી. એક વકફના નાણાં બીજા વકફમાં વાપરવા જાઈઝ નથી, મના છે.

દુર્રે મુખ્તારમાં છે કે બે માણસોએ અલગ-અલગ બે મસ્જિદો બંધાવી, અથવા એક જણે મસ્જિદ અને મદ્રસો બંધાવ્યો અને બન્નેવ વકફો માટે જુદું-જુદું વકફ કર્યું તો કાઝીને બલ્કે વકફ કરનારને પણ હક નથી કે એક વકફની આમદની બીજા વકફ ઉપર ખર્ચ કરે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૩ પાનું ૫૧૫)

અગર વકફ કરનારે વકફ કરતી વખતે વકફનામામાં ઝરૂરત ઉપરાંતની વધારાની આમદની ઝરૂરત વખતે બીજા હાજતમંદ અને ગરીબ વકફોને મદદ કરવા અને નેક કામોમાં ખર્ચ કરવા દર્શાવ્યું હોય તો વકફ કરનારની શર્ત અનુસાર કિંવા વકફનામામાં દર્શાવ્યા મુજબ બીજા વકફને મદદ કરવું અને નેક કામમાં ખર્ચ કરવું જાઈઝ થશે. હા, અગર કોઈ વકફ બહું માલદાર હોય, વકફ સારી રીતે ચલાવવા છતાં વધારાના નાણાં એટલાં હોય કે વકફને તે નાણાંની હાલ બિલ્કુલ ઝરૂરત નથી અને બીજું વકફ ઝરૂરતમંદ છે તો તેને કર્ઝ તરીકે આપી શકાય છે અને જો વકફ પાસે વધારાના પૈસા એટલા બધા હોય કે તેની ન તો હાલમાં ઝરૂરત છે, ન તો ભવિષ્યમાં તેની ઝરૂર પડશે. અને જમા રહેવામાં ગૈરવલ્લે પડી જશે અને નજાઈઝ ઉપયોગ થશે અને વકફ કરનારનો હેતુ માર્યો જશે તો એવા સંજોગોમાં નઝદીકના બીજા ઝરૂરતમંદ વકફોને વધારાના નાણાં મદદરૂપ (મફત)આપી દેવું જાઈઝ થશે. (ફતાવા આલમગીરી ભાગ ૨ પાનું ૪૬૪)

મઝકુર સૂરતમાં એનો પણ ખ્યાલ રાખવો જોઈએ કે મસ્જિદના વધારાના નાણાં નઝદીકની મોહતાજ મસ્જિદને અને મદ્રસાના વધારાના નાણાં નઝદીકના ઝરૂરતમંદ મદ્રસાને આપવામાં આવે. યતીમખાના અને મુસાફિરખાના વિગેરે વકફોનો પણ એ જ હુકમ છે. આ સ્થિતિમાં મસ્જિદની આબાદીમાં વધારો થાય એવી રીતે મસ્જિદ સંબંધી દીની તઅલીમનો મદ્રસો પણ કાયમ કરી શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મસ્જિદના નાણાં સ્કોલરશીપ તરીકે આપી શકાય ?

(૪૦૧) સવાલ :- મસ્જિદો તથા મકબરાના નાણાં સ્કોલરશીપ માટે દુન્યવી તઅલીમ (કોલેજો અને સ્કુલોમાં)ભણતા બાળકોને આપી શકાય છે?

જવાબ :- મસ્જિદો તથા મકબરાના નાણાં સ્કોલરશીપ તરીકે દુન્યવી તઅલીમ (કોલેજો તથા સ્કુલોમાં) લેતા બાળકોને આપવા જાઈઝ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મદ્રસાનું જુનું મકાન ભાડે આપી શકાય ?

(૪૦૨) સવાલ :- અમારે ત્યાં મદ્રસો ન હતો. જેની અગવડતા દુર કરવા એક સખી ગૃહસ્થે પોતાના તરફથી મદ્રસો બંધાવી આપ્યો હતો. પરંતુ દિન પ્રતિ દિન બાળકોની સંખ્યામાં વધારો થવાથી મઝકુર મદ્રસાની જગ્યામાં તંગી જણાઈ, બાળકોને બેસાડવાની તકલીફ હતી જેથી હમોએ બીજો નવો વિશાળ મદ્રસો બંધાવ્યો. હાલમાં બાળકો આ નવા મદ્રસામાં તઅલીમ લઈ રહ્યાં છે. એટલે સખી ગૃહસ્થે બંધાવી આપેલો જુનો મદ્રસો બંધ છે, કોઈ ઉપયોગમાં આવતો નથી

તો એ જુનો મદ્રસો ભાડે આપી શકાય કે કેમ? અને આપી શકાતો હોય તો ભાડાની રકમ મદ્રસાના ખર્ચમાં લઈ શકાય કે નહીં?

જવાબ :- જુનો મદ્રસો સખી ગૃહસ્થે જે નિય્યતે અને જે મકસદે બંધાવી આપ્યો છે તેનો ખ્યાલ રાખી બન્તા લગી તેનાથી તે જ કામ લેવામાં આવે, છોકરાઓનો નહીં તો છોકરીઓનો ક્લાસ ચલાવવામાં આવે અગર એની પણ ઝરૂરત ન હોય અને બેકાર જ પડેલો હોય તો ભાડે આપી શકાય છે. અને ભાડાની રકમ મદ્રસાના ખર્ચમાં વિના વાંધે લઈ શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મદ્રસામાં ગંભીર આર્થિક ભીડ વર્તાતી હોય તો કબ્રસ્તાન તથા મદ્રસાના કુતુબ ખાનાની રકમ એમાં લઈ શકાય?

(૪૦૩) સવાલ :- અમારા ગામનો મદ્રસો હાલમાં ઘણી જ નાઝુક હાલતમાં છે, એટલે નાણાંની ભીડના કારણે મુદર્રિસોના પગારો આપવા જોગવાઈ નહીં હોવાના કારણે મદ્રસો બંધ થવાની હાલતમાં છે. કારણકે મદ્રસાની આમદની ઝમીનના ગણોત ઉપર જ ચાલે છે, ઝમીનની ઉપજ કરતાં મદ્રસાનો ખર્ચ વધુ છે, અને પાછલા વર્ષ નબળા ગયાને કારણે ગણોતના પૈસા બાકી પડે છે. જેથી હવે અમારે આવા ફિત્નાના દૌરમાં મદ્રસો ચાલુ રાખવા શું કદમ ઉપાડવા ? હાલ તુરતમાં બાકી ગણોત મળી શકે એમ નથી, એટલે પુછવાનું એ છે કે અમારા ગામના મદ્રસામાં કુતુબખાનું છે તો તેમાં રૂપિયા હાલ ઝરૂરતથી વધારે છે, તેમજ ગામના કબ્રસ્તાનમાં પણ હાલ ઝરૂરતથી વધારે રૂપિયા છે, બન્નેવ ખાતાં હાલ તો સદ્ધર છે જેથી મઝકુર ખાતામાંથી રૂપિયા લઈ મુદર્રિસોના પગાર આપવા વિચાર રાખીએ છીએ, હવે પુછવાનું એ છે કે આવા નાઝુક સંજોગોમાં આવી ફૈઝદાઈ સંસ્થા (મદ્રસાને) ચાલુ રાખવા માટે કુતુબખાના અથવા કબ્રસ્તાન વિગેરે ખાતામાંથી રૂપિયા એમ જ મફત લઈ વાપરી શકીએ છીએ ? યા બીજી કોઈ રીતે લઈ શકીએ છીએ? જેવી રીતે કે ઉછીના લઈએ અથવા કરઝે હસના તરીકે લઈએ? મસ્અલો વધુ ચોખવટ માંગી લે છે જેથી ખુલાસા સાથે લખી જણાવશો. આ મસ્અલા અથવા આ બાબતમાં આપની તેમજ શરીઅતે મોહમ્મદિયહની રૂએ રેહબરી ચાહીએ છીએ. અમારે આ ફૈઝદાઈ ઝરણાંને આબાદ રાખવા એટલે ચાલુ રાખવા શું તરકીબ કરવી ? આશા છે કે મઝકુર બાબત ઉપર ઝરૂર અમારી રેહબરી ફરમાવી આભારી થશો !

જવાબ :- વકફના અહકામો ઘણાં નાઝુક છે. વાકિફ (વકફ કરનાર) નો આશય અને હેતુ તથા જાઈઝ શર્તનો લિહાઝ અને પાબંદી ઝરૂરી છે, માટે અસલ મઝહબ એ છે કે એક વકફની રકમ બીજા વકફમાં ખર્ચ કરવું જાઈઝ નથી. દુર્રે મુખ્તારમાં છે :- (અર્થાત ) બે માણસોએ (અલગ-અલગ) બે મસ્જિદો બનાવી. અથવા એક માણસે મસ્જિદ અને મદ્રસો બનાવ્યો અને એ બન્નેવ વકફો માટે (જુદું-જુદું) વકફ કર્યું તો કાઝીને હક નથી કે એક વકફની આમદની બીજા વકફ ઉપર ખર્ચ કરે.(દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૩ પાનું ૫૧૫) હાં, અગર વકફ કરનારે વકફનામામાં ઝરૂરત વખતે વધારાની આમદની બીજા નેક કામોમાં વાપરવા માટે લખ્યું હોય તો શર્ત અનુસાર બીજા વકફ વિગેરે નેક કામોમાં વાપરવું જાઈઝ છે, નહીં તો જાઈઝ નથી, અલ્બત્ત પાછલા મશાઈખો (રહ.) એ એટલી ગુંજાઈશ કાઢી છે કે અગર કોઈ વકફ પાસે પુષ્કળ રકમ હોય. કિંવા બહું માલદાર હોય, વકફ સારી રીતે ચલાવવા અને તેમાં કમા હકકહુ ખર્ચ કરવા છતાં એટલી રકમ વધારાની હોય કે તેને એની હાલ બિલ્કુલ ઝરૂરત ન હોય અને બીજું વકફ ઝરૂરતમંદ છે તો તેને કરઝ આપી શકાય છે અને જો વકફ એટલું બધું માલદાર હોય કે તે માલની તેને હાલમાં ઝરૂરત નથી અને ભવિષ્યમાં પણ તેને હાજત પડે એમ નથી, અગર બીજા નેક કામોમાં ખર્ચ

કરવામાં ન આવશે તો ગૈરવલ્લે જશે, કિંવા નાજાઈઝ ઉપયોગ થશે અને વકફ કરનારનો હેતુ પુરો નહી થાય તો એવા સંજોગોમાં બીજા નઝદીકના ઝરૂરતમંદ વકફને મદદરૂપ મફત આપવું જાઈઝ છે. (ફતાવા આલમગીરી ભાગ ૨ પાનું ૪૬૪)

મઝકુર સુરતમાં એનો પણ લિહાઝ રાખવો જોઈએ કે મસ્જિદની વધારાની રકમ નઝદીકની મોહતાજ મસ્જિદમાં અને મદ્રસાની વધારાની રકમ નઝદીકના ઝરૂરતમંદ મદ્રસામાં વપરાય અને મસ્જિદની આબાદી વધે એટલા માટે વધારાની રકમથી તે મસ્જિદ સંબંધી મદ્રસો પણ ખોલી શકાય છે. મઝકુર ખુલાસાની રોશનીમાં કઈ સુરત આપના મદ્રસાને લાગુ પડે છે અને બંધબેસ્તી આવે છે,એ આપ સારી રીતે સમજી શકો છો અને તે પ્રમાણે અમલ કરી શકો છો. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વકફ કબ્રસ્તાનનું લીલું ઘાસ લીલામ કરી શકાય ?

(૪૦૪) સવાલ :- કબ્રસ્તાનનું લીલું ઘાસ લીલામ કરી શકાય કે નહી? કબ્રસ્તાનને ચારેવ બાજુ કાંટાની વાડ કરી કબ્જે કરી લીધું હોય તો ઘાસ વેચી શકાય કે નહી ?

જવાબ :- વણ મેહનતે અને પાણી પીવડાવ્યા વિના કુદરતી રીતે આપ મેળે ઉગેલું ઘાસ મબાહુલ અસલ હોય છે. એનો દરેક લાભ ઉઠાવી શકે છે. કોઈની માલિકીનું નથી, જયાં લગી કાપી કબ્ઝામાં નહી લેવાય વેચી શકાય નહી. કાંટાની વાડ કે તાર વિગેરેથી કમ્પાઉન્ડ કરી લેવાથી ઘાસ કબ્જે કરી લીધેલુ અને માલિકીનું ગણાંતુ નથી એ જ પ્રમાણે કબ્રસ્તાનનું ઘાસ પણ મબાહુલ અસલ છે. કોઈના માલિકીનું નથી કે વેચી શકાય. હા ! કપાવી લીધા પછી વેચી શકાય છે, પરંતુ કબ્રસ્તાનનું લીલું ઘાસ કાપવાની મનાઈ છે, કારણકે મુર્દાઓ તેની તસ્બીહના લાભથી મહરૂમ થઈ જાય છે. હા. સુકું ઘાસ કાપવું મના નથી.

નુરૂલ ઈઝાહમાં છે :- અર્થાત :- કબ્રસ્તાનનું ઘાસ ઉખેડવું અને ઝાડ કાપવું મકરૂહ છે, અને બન્ને સુકાઈ ગએલાં હોય તો મકરૂહ નથી. (પાનું ૧૪૨)ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સુધારણા માટે કબ્રસ્તાનનું લીલું ઘાસ કાપી શકાય ?

(૪૦૫) સવાલ :- કબ્રસ્તાનનું ઘાસ જો લીલું નથી કાપતા અને પુરૂં ચોમાસું રહેવા દઈએ અને સુકાયા પછી જ કાપીએ તો સુકું ઘાસ થાય તો છે પરંતુ ઘણું જ ખરાબ થઈ જાય છે. મોટું-મોટું , જાડું જાડું અને સડેલું થઈ જાય છે કારણ કે ચોમાસામાં પુષ્કળ વરસાદથી આડું પડી જાય છે અને મુળોમાંથી લગભગ સડવા લાગે છે એટલે એવું ઘાસ સુકાય છે તો એના પૈસા પણ ઓછા આવે છે અને ચોમાસામાં પણ સડેલું સારૂં લીલું નથી દેખાતું બલ્કે મુળોમાંથી સડેલું દેખાય છે, માત્ર ઉપર-ઉપરનો ભાગ જ લીલો માલમ પડે છે તો એવી હાલતમાં કબ્રસ્તાનનું ઘાસ ચોમાસામાં એકાદ વખત કાપી શકાય છે કે નહી ?

જવાબ :- કબ્રસ્તાનનું લીલું ઘાસ કાપવાની મનાઈનો હુકમ એટલા માટે છે કે તેની તસ્બીહથી જે લાભ મુર્દાઓને થાય તેનાથી તેઓ મહરૂમ થઈ જાય છે. પરંતુ કબરો સિવાયનું ખાલી જગ્યાનું પાણીથી ભીંજાઈ ખરાબ થએલું ઘાસ રસ્તા અને જગ્યાની સફાઈ માટે કાપવામાં વાંધો નથી. જાઈઝ છે, તેમજ ઘાસની ઈસ્લાહ (સુધારણા) માટે કબર ઉપરનું ઘાસ છોડી એકાદ વેળા કાપવાની ગુંજાઈશ નિકળી શકે છે, પણ મુર્દાઓના લાભ ખાતર નહી કાપવું બેહતર છે, હા, સુકાઈ જવા પછી કાપવામાં વાંધો નથી.

'કબીરી' માં છે કે અર્થાત :- કબર ઉપરનું લીલું ઘાસ કાપવું મકરૂહ છે, સુકું ઘાસ કાપવું મકરૂહ નથી. (પાનું ૫૯૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મકબરાના નાણાં મુશાયરા પાછળ ખર્ચી શકાય ?**

(૪૦૬) સવાલ :-રવ્ઝહ તથા મકબરાના નાણાં મુશાયરા પાછળ ખર્ચ કરવું કેવું છે?

જવાબ :- જયારે એક વકફના નાણાં બીજા વકફમાં વાપરવાની શરઅન ઈજાઝત નથી તો મુશાયરામાં ખર્ચ કરવું કેવી રીતે જાઈઝ થઈ શકે ? ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**યતીમખાનાના નાણાં ડ્રામા પાછળ ખર્ચી શકાય ?**

(૪૦૭) સવાલ :- યતીમખાનાના નાણાં નાટક, ડ્રામા વિગેરે પાછળ ખર્ચ કરવું કેવું છે?

જવાબ :- યતીમખાનાના નાણાં નાટક, ડ્રામા વિગેરે પાછળ ખર્ચ કરવું જાઈઝ નથી, હરામ છે .ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**દુન્યવી તઅલીમના વર્ગો ચલાવવા કેવા છે ?**

(૪૦૮) સવાલ :- દુન્યવી તઅલીમની સ્કુલો કે ધંધાથી તઅલીમી વર્ગો ચલાવ્વા કેવા છે?.

જવાબ :- દુન્યવી તઅલીમ અને ધંધાથી તઅલીમ ઝરૂરત મુજબ જાઈઝ રીતે સીખવું-સીખાડવું જાઈઝ છે. મના નથી, તેમજ દુન્યવી તઅલીમ અને ધંધાર્થી તઅલીમી વર્ગો ચલાવ્વા, જેથી હલાલ રોઝી કમાવ્વામાં મદદ મળે જાઈઝ છે અને નેકીનું કામ છે, પણ દીની તઅલીમ અને દીની મદારિસને અગ્રસ્થાન આપે.

તુમ શૌકસે કાલિજમેં ફલો, પાર્કમેં ફુલો,
જાઈઝ હે ગુબારોંમેં ઉળો, ચર્ખમેં ઝુલો!
બસ એક સખુન બંદએ નાચીઝકા રહે યાદ,
અલ્લાહકો ઓર અપની હકીકતકો ન ભુલો!

(મર્હુમ અકબર ઈલાહઆબાદી)

દીની તઅલીમને બાજુએ મુકી અને દીની મદારિસને નાઝુક હાલતમાં છોડી દુન્યવી તઅલીમ પાછળ પડી જવું નેકીનું કામ નથી, બલ્કે ખુદાને નારાઝ કરવા સમાન છે.

કુર્આન શરીફમાં છે ; **બલ તુઅસિરૂનુલ હયાત-દૂન્યા વલ્આખિરતુ ખય્રૂંવ વઅબ્કા.**

અર્થાત :- બલ્કે તમે દુન્યવી જીવનને મુકદૃમ રાખો છો હાલાંકે (દુન્યાના મુકાબલામાં) આખિરત અનેક રીતે ઉત્તમ અને સદાકાળ બાકી રહેનાર છે. (સુરએ અઅલા)

માટે પ્રયન બાળકોને કુર્આને-પાકની સહીહ અને કાયદેસર તઅલીમ આપે. શરઈ અહકામ અને દીનની ઝરૂરિયાતથી યોગ્ય રીતે વાકિફ કરે,તેમના દિલોમાં ઈસ્લામી નકશ પડી જાય કે જેથી ઈસ્લામી ભાવના અને ઈમાની ધગશને કોઈ કુવ્વત ઠંડી કરી શકે નહી, અને અમલી હાલતને કોઈ તાકત બદલી શકે નહી અને સ્કુલો-કોલેજોની ઈસ્લામી અઅમાલ અને ઈસ્લામી ખુસૂસિય્યાત, કલચર વિગેરે મુસલમાનોની મખ્સૂસ ચીઝોને ખત્મ કરનારી તઅલીમનો ઉતાર અને તોડ બની શકે. જો એનાથી મહરૂમ અથવા કમઝોર રહેશે તો સ્કુલો અને કોલેજોની ઝેહરીલી તઅલીમ અને વિરોધી વાતાવરણ અને સોસાયટીથી બાળકો ઝરૂર પ્રભાવિત થઈ જશે. કિંવા બાળકો ખરાબ અસર કબુલ કરી લેશે અને (મઆઝલ્લાહ) બદદીન બની જશે. ઈસ્લામી અકાઈદ, ઈસ્લામી અઅમાલ અને ઈસ્લામી ખુસૂસિયાતથી નફરત કરવા લાગશે. માટે જો દીન વહાલું હોય તો તેમાં મકકમ અને મઝબૂત બને, ભલે દુન્યાનું નુકસાન થતું હોય! ઔલાદ અને કૌમની સહીહ ખૈર ખ્વાહી એમાં જ છે કે તેમનું દીન દુરૂસ્ત હોવા અને આખિરતનું ભલું થવાની ચિંતા દુન્યાની દુરૂસ્તીથી વધારે રાખે.

મજાલિસુલ અબ્રારમાં છે કે માણસનો દોસ્ત અને ખૈર ખ્વાહ તે છે જે તેની આખિરતની દુરૂસ્તીમાં કોશિશ કરે. ભલે તેમાં તેનું દુન્યાનું કાંઈ નુકસાન થતું હોય અને માણસનો દુશ્મન તે છે જે તેની આખિરતનું નુકસાન કરે ભલે તેમાં તેની દુન્યાનો નફો થતો હોય. (મજલિસ ૮૫, પાનું ૫૦૦)

માટે વાલીઓની ફર્ઝ છે કે પોતાના બાળકોની દુન્યાની દુરૂસ્તી કરતાં આખિરતની દુરૂસ્તીની ચિંતા વધુ પ્રમાણમાં રાખે. માં-બાપ ઉપર મોટી જવાબદારી છે.

ખુદાનું ફરમાન છે **યા અય્યુહ-લ્લઝીન આમનૂ કૂ અન્ફુસકુમ વ અહલીકુમ નારા.** અર્થાત :-"હે ઈમાનવાળાઓ! તમે પોતાને અને પોતાના ઘરવાળાઓને (જહન્નમની) આગથી બચાવો! (સૂરએ તહરીમ પારો ૨૮)

અગર એમાં ચુકશો તો ખુદાને ત્યાં પુછ થશે.

ફરમાને નબવી છે અર્થાત :-સાંભળો. તમે દરેક સરદાર અને આગેવાન છો અને દરેકથી તેના હાથ નીચેનાઓની બાબત પુછ થશે. (બુખારી, મુસ્લિમ શરીફ)

હદીસમાં છે કુલ્લુ મવ્લૂદિંય યુલદૂ અલલ ફિત્રતિ ફઅબ્વાહુ યુહવ્વિદાનિહિ અવ યુનસ્સિરાનિહિ અવ યુમજ્જિસાનિહિ (અવ કમા કાલ) અર્થાત :-દરેક બાળક ફિત્રતે ઈસ્લામ ઉપર જન્મે છે, પણ મા-બાપ (પોતાની ખોટી કારકિર્દીથી) તેને યહુદી બનાવી દે છે. અને નસ્રાની બનાવી દે છે. અને મજૂસી બનાવી દે છે. એક ઈબ્રત્નાક અને બોધપ્રદ બનાવ હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના થાન્વી (રહ.) લખે છે કે ગ્વાલિયરના એક માણસે પોતાના છોકરાને નાનપણથી જ દુન્યવી તઅલીમમાં લગાડી દીધો હતો, લંડન પણ પાસ થવા મોકલ્યો હતો, ત્યાંથી આવી બીમાર પડયો અને મરવા લાગ્યો તો બાપ પાસે બેસી રડવા લાગ્યો, હાય દિકરા! મેં તારી તઅલીમ પાછળ વીસ-પચ્ચીસ હઝાર રૂપિયા ખર્ચ કર્યા. મેં મારી મેહનતનું ફળ જોયું નહીં. છોકરો આંખો ખોલી કહેવા લાગ્યો બાવાજી ! હમણાં શું રડો છો? જયારે મને આખિરતમાં જહન્નમમાં જતો જોશો ત્યારે રડજો! કારણ કે આપે વીસ-પચ્ચીસ હઝાર રૂપિયા ખર્ચ કરી મને જહન્નમમાં ફેંકવાની વ્યવસ્થા કરી છે. મને દીનની તઅલીમથી તદ્દન કોરો રાખ્યો. હમણાં હું જોઈ રહ્યો છું કે મારી બધી તઅલીમ બેકાર છે. મૌતના ફરિશ્તા આવનાર છે. બાવાજી! આપે આટલી મોટી રકમ ખર્ચી મારી સાથે દોસ્તી નહીં બલ્કે સરાસર દુશ્મની કરી છે. (વઅઝ અલ્હુદા વલ્મગ્ફિરહ પાનું ૩૭) આ છે દુન્યવી તઅલીમમાં મશ્ગુલ રહી દીની તઅલીમથી વંચિત રહેવાનું પરિણામ ! એટલા માટે હઝરત મૌલાના ગીલાની (રહ.) ફરમાવે છે કે ગો મઆશી નુકતએ નઝરસે જદીદ તઅલીમગાહોંકે પઢને વાલોંકી હાલત બઝાહિર બેહતર હી કયું ન નઝર આતી હો લેકિન દીનકે મુતઅલ્લિક ઉન્કી કાફી તઅદાદને અપને તરઝે અમલસે ખુદ યેહ સાબિત કરકે દિખાયા કે ઈસ્લામકે લિયે ઈન્કા અદમ ઈન્કે વુજૂદસે બેહતર થા, જિસ કિસ્મકે શુકુક વ શુબહાતકી ચિંગારિયાં આમ મુસલમાનોમેં ઉન્કી તરફસે ઉડાઈ ગઈ, ઈસ્લામી અકાઈદ વ ઈસ્લામી અઅમાલકી તહકીર વ તૌહીનકે સિલસિલેમેં જિન નાગુફતનિયોં ઔર ના કર્દનિયોંકે વો મુર્તકિબ હુએ ખુદ ઈન્હોને ઉન્કો ઈસ ફેસ્લેકા મુસ્તહિક બના દિયા કે ઈસ્લામકે ઈન કપુત ફર્ઝંદોંકી નેસ્તી ઈન્કી હસ્તીસે યકીનન બેહતર થી. (માહનામા અલ્ફુર્કાન ઈફાદતે ગીલાની નંબર પાનું ૧૮૮) આ છે દીની તઅલીમથી બેપરવાઈ અને બેદરકારી વર્તવાનું અફસોસનાક પરિણામ!

ગુજરાતના મહાન બુઝુર્ગ અને રંગુનના ખતીબ અને મુફતી હઝરત મૌલાના અબ્દુલ હય કફલેત્વી સુરતી (રહ.) ૫૦ વર્ષ પહેલાં કૌમની સામે ડંકાની ચોટ ગવાહી આપી ગયા છે કે

"અલબત્ત ઈસ તઅલીમને અકસર મુસલમાનોમેં ઈસ કદર તો ઝરૂર અસર કિયા હે કે પાબંદિયે શરીઅતકા ઈન્કે પાસ જો કાબિલે કદર જવ્હર થા વો ઈન્કે હાથોંસે ઝાઈઅ હો ગયા. ન ઈન્કે દિલમેં ઈમાનકી હરારત બાકી રહી, ન ઈન્કે ચહેરોં પર કોઈ ઈસ્લામકી અલામત (દાઢી) મોજુદ હે. મુસલમાનોંકો ઈત્તિફાકકે લિયે હિદાયત કરતે હેં ઔર ખુદ મુસલમાનોંસે સૂરત ઔર લિબાસમેં મુખાલિફત કરતે જાતે હેં. ....(નસીમુસ્સબા પાનું ૩) અને મર્હુમ અલ્લામહ ઈકબાલ એક નઝમમાં જેનું શિર્ષક "ફિરદોસમેં એક મુકાલમહ" છે પોતાના ખ્યાલને એમ ઝાહિર ફરમાવે છે:-

હાતિફને કહા મુજસે કે ફિરદૌસમેં એક રોઝ.  
હાલીસે મુખાતબ હુવે યુ સઅદિયે શીરાઝ.  
કુછ કૈફિયતે મુસ્લિમે હિંદા તો બયાં કર,  
દરમાંદએ મંઝિલ હે કે મસ્રૂફે તગોતાઝ.  
મઝહબકી હરારત ભી હે કુછ ઉસ્કા રગોમેં,  
થી જિસ્કી ફલક સોઝ કભી ગરમિયે આવાઝ.  
બાતોંસે હુવા શૈખકી હાલી મુતઅસ્સિર,  
રો-રો કે લગા કેહને કે અય સાહિબે એઅજાઝ  
જબ પીરે ફલકને વરક અય્યામકા ઉલ્ટા,  
આઈયે સદા પાઓગે તઅલીમસે એઅજાઝ.  
આયા હે મગર ઈસ્સે અકીદોંમે તઝલ્ઝુલ  
દુન્યા તો મિલી તાઈરે દી કર ગયા પરવાઝ!  
બુન્યાદ લરઝ જાએ જો દીવારે ચમનકી,  
ઝાહિર હે કે અંજામે ગુલિસ્તાંકા હે આગાઝ.  
પાની ન મિલા ઝમઝમે મિલ્લતસે જો ઉસ્કો,  
પૈદા હે નઈ પૌદમેં ઈલ્હાદકે અંદાઝ,  
ખુરમા ન તવાં યાફત અઝાં ખ્વાર કે કિશ્તેમ,  
દીબાં ન તવાં બાફત અઝાં પશ્મ કે રિશ્તેમ.

આથી પુરવાર થઈ ગયું કે ખરાબીનું મુળ કારણ દીની તઅલીમથી મહરૂમિયત અથવા તેમાં કમઝોરી છે. માટે જેવી રીતે ખરાબ હવાથી બચવા માટે કોલેરાના ઈન્જિકશનો લેવાય છે તેવી જ રીતે દુન્યવી તઅલીમ સાથે દીની ઈલ્મની પણ ઝરૂરત છે. માટે પ્રથમ એનો પુરતો બંદોબસ્ત હોવો જોઈએ,

હકીમુલ ઉમ્મત હઝરત મવ. થાનવી (રહ.) ફરમાવે છે:-

"ઈન્તિઝામ તો મુસલમાનોંમેં હે નહી, અગર દીનિયાત પઢકર ઝરૂરતકે લિયે અંગ્રેઝી તઅલીમ હો તબ અંદેશાહ અકાઈદ ખરાબ હોનેકા બહુત કમ હોતા હય, ઔર જબ અપને મઝહબકે અકાઈદકી ખબર નહી હોતી તો અકસર બિગાડ હી હો જાતા હય.(મલ્ફુઝાત ભાગ ૫ મલ્ફુઝ નં. ૪૩૬)

માટે આજના સંજોગોમાં દુન્યા કરતાં દીનની વધારે ફિકર હોવી જોઈએ. દુન્યવી તઅલીમ અને ધંધાથી તઅલીમી વર્ગો ચલાવનારા બહું છે, સરકાર પોતે હિમાયત કરે છે. આપણને આપણા મઝહબી કમ્ઝોર ઈદારા (ઈસ્લામી કિલઅ)ને મઝબૂત બનાવવા અને તેની સંખ્યા વધારવા અને દરેક મસ્જિદ સાથે મદ્રસા કાઈમ કરવા અને મહોલ્લે-મહોલ્લે અને ગલીએ-ગલીએ મકતબો ચલાવ્વાની ઝરૂરત છે.

હકીમુલ ઉમ્મત હઝરત મવ. થાનવી (રહ.) ફરમાવે છે કેઃ-

"ઈસ્મેં તો ઝરા શુબહ નહીં કે ઈસ વકત મદારિસે ઉલૂમે દીનિય્યહકા વુજૂદ મુસલમાનોંકે લિયે એક ઐસી બળી નેઅમત હે કે ઉસ્સે ફૌક (બળહકર) મુતસવ્વર નહીં. દુન્યામેં અગર ઈસ વકત ઈસ્લામ કે બકાકી કોઈ સુરત હેં તો યે મદારિસ હેં." (હુકૂકુલ ઈલ્મ પાનું ૫૧)

હઝરત મવ. ગીલાની (રહ.) ફરમાવે છે :-

"સચ તો યે હે કે મુસલમાન બાપોં ઔર મુસલમાન માંઓંકે બચ્ચોંકો ઉન્કી ગોદસે છીન છીન કર અસરી જામેઆત ઔર યુનિવર્સિટીયોંમેં દાખિલ કર-કરકે તુગ્યાન વ સરકશી, ઈલ્હાદ વ ઈર્તિદાદકે કાફિરાના જરાસીમ ઉન્કે દિલો-દિમાગમેં એક તરફ જહાં પરવરિશ કરને વાલે પરવરિશ કર રહે થે, તો દુસરી તરફ ઈન્કે મુકાબલેમેં હમારે યેહી કહફી મદારિસ થે જિન્હોંને મુસલમાનોંકી આઈન્દહ નસ્લોંકે એક તબ્કેકો ખ્વાહ ઉન્કી તઅદાદ જિતની ભી કમ હે એઅતેકાદી વઅખ્લાકી ગંદગિયોંસે પાક રખનેકી કામયાબ કોશીશ કી." (માહનામાં અલ્ફુર્કાન ઈફાદાતે ગીલાની નંબર, પાનું ૧૮૮)

માટે આવા દીની મદારિસને બાકી રાખવા અને મઝબુત બનાવવા તેમજ તેની સંખ્યા વધારવામાં માલી કુરબાની આગળ વધીને પેશ કરવાની ઝરૂરત છે.

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) ઈર્શાદ ફરમાવે છે કેઃ-

"સૌથી મોટી અને ઉચ્ચ નેકી એ જ છે કે શરીઅતના પ્રસારમાં અને તેના હુકમો પૈકી કોઈ હુકમને ઝિન્દા કરવામાં કોશિશ કરે, ખાસ કરીં એવા ઝમાનામાં જયારે ઈસ્લામી શિઆરો (નિશાનીઓ) મટી ગયા છે, કરોડો રૂપિયા ખુદાના રસ્તામાં ખર્ચ કરવા શરીઅતના એક મસ્અલાની ઈશાઅત કરવા બરાબર નથી.... તે માલોને ખર્ચ કરવામાં જે શરીઅતની તાઈદ અને મઝહબની તબ્લીગ માટે છે બહું મોટો દરજો છે અને આ નિય્યતથી એક પૈસો ખર્ચ કરવો કોઈ નિય્યતથી લાખો ખર્ચ કરવા બરાબર છે. (મકતૂબાતે ઈમામે રબ્બાની ભાગ ૧ પાનું ૬૬-૬૭ મકતુબ નં.-૪૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## જે વસ્તુ મુકવાની નઝર માની હોય તે પૂરી થઈ છે તો તે જ મુકવું ઝરૂરી છે?

(૪૦૯) સવાલઃ- એક આદમીએ એવી નઝર માની કે ખુદાપાક મારૂં કામ પુરૂં કરી આપે તો હું મોટી મસ્જિદ (જામેઅ મસ્જિદ) માં લાઉડસ્પીકર (માઈક) પાંચ વખત અઝાન માટે અને મસ્જિદમાં મુબારક તહેવારના તકરીર માટે અને મદ્રસાના જલ્સા માટે મૂકું તો એ આદમીનું કામ અલ્લાહના ફઝલો-કરમથી પૂરૂં થઈ ગયું છે અને નઝરને અદા કરવું વાજિબ છે તો એ આદમી અઝાન વિગેરે માટે માઈક લાવે છે તો એ મસ્જિદના મુતવલ્લી સાહબ કહે છે કે આ મસ્જિદ (મોટી)માં માઈકની ઝરૂરત નથી. માઈકના બદલામાં બીજી કોઈ સારી વસ્તુ મુકે. કારણ કે આ મોટી મસ્જિદથી લગભગ બે ફર્લાંગ દૂર બીજી નાની મસ્જિદ છે. તેમાં અઝાન અને તકરીર અને જલ્સા માટે માઈક છે. ફકત એ જ મહોલ્લા માટે, એ મસ્જિદના માઈકથી આખા ગામમાં અવાઝ પહોંચે છે. મસ્જિદના મુતવલ્લી સાહબ કહે છે કે એક માઈકથી આખા ગામમાં આવાઝ (અઝાનનો) પહોંચે છે, તો બીજું માઈક મોટી મસ્જિદ માટે ઝરૂરી નથી. પેલા આદમીએ નઝર માનતી વખતે લાઉડસ્પીકરનો ઝિકર કરેલો છે તો લાઉડસ્પીકર મોટી મસ્જિદમાં મુકે કે નહીં? યા બીજી કોઈ વસ્તુ મુકે? ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબઃ- પુછેલી સુરતમાં માઈકની રકમ મસ્જિદના બીજા ઝરૂરી કામમાં આપી શકાય છે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુલ બુયુઅ વર્રિબા

### અખ્બારોની ખરીદારી બાબત

(૪૧૦) સવાલઃ- દૈનિકો, સાપ્તાહિકો તથા માસિકો વિગેરે અખ્બારોની ખરીદારીનો શું હુકમ છે? શંકાનું કારણ આ છે કે પર્ચાઓની સંખ્યા નકકી નથી. વળી પૃષ્ઠો કેટલાં તે નકકી હોતાં નથી, તેમજ અખ્બારની લંબાઈ, પહોળાઈ અને કદ પણ નકકી નથી અને આ ખુલાસો પણ હોતો નથી કે લેખો અને સમાચારો કેટલા પૃષ્ઠોમાં હશે અને માલિકના લાભવાળાં ઈશ્તિહારો કેટલાં પૃષ્ઠોમાં આવશે? ખાસ અંકો કેટલા હશે? રજાઓને લીધે કેટલા અંક બંધ રહેશે? વિગેરે બાબતો 'મજહુલ' (અચોકકસ) હોય છે.

જવાબઃ- અખ્બારો તથા માસિકોની એ ખરીદારી જાઈઝ છે, એ પ્રકારની જહાલત (અચોકકસતા)થી બૈઅ ફાસિદ અને નાજાઈઝ થતી નથી, કેમ કે એ પ્રકારની 'જહાલત' ઝઘડાનું કારણ બનતી નથી. 'બૈઅ'ને ફાસિદ કરવાવાળી જહાલત (અચોકકસતા) તે છે જેનાથી નિઝાઅ અને ઝઘડો બર્પા થતો હોય. (હુજ્જતુ લાહિલ બાલિગહ ભાગ ૨ પાનું ૩૨૫) (ફૈઝુલ બારી શર્હે બુખારી ભાગ ૩ પાનું - ૨૫૯) (શામી વિગેરે) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### વીમાની રકમ વારિસોથી લઈ શકાય?

(૪૧૧) સવાલઃ- એક માણસ મરવા પહેલાં ચાર વર્ષ ઉપર અમુક વર્ષ માટે અમુક હઝારનો પોતાની ઝિંદગીનો વીમો કર્યો હતો. એ ચાર વર્ષ દરમ્યાન ચાર હઝાર રૂપિયા હફતેથી ભરપાઈ થઈ ચૂકયા છે. હવે કુંપની મર્હુમના વારિસોને લગભગ ૨૦ હઝાર રૂપિયા આપી રહી છે, એ રકમ લઈ શકાય કે નહી?

જવાબઃ- ઝિન્દગીનો વીમો કરાવવો જાઈઝ નથી, પરંતુ જયારે મરહુમે આ કામ કરી લીધું છે તો વીમા કુંપની જે રકમ આપી રહી છે તે લઈ લેવામાં આવે, એ રકમમાંથી ચાર હઝાર રૂપીયા જે મરહુમે ભરપાઈ કર્યા છે, મરહુમના વારસામાં શામિલ થઈ વારિસોને મળશે, અને જે રકમ વધારાની છે તે સદકા તરીકે ગરીબ મોહતાજોને આપી દેવામાં આવે. વધારાની રકમ એક પ્રકારનું વ્યાજ છે એને મરહુમના વારસામાં શામિલ કરી શકાય નહી, ખૈરાત કરવું ઝરૂરી છે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મુર્દારની બૈઅ (વેચવું-ખરીદવું) જાઈઝ નથી!

(૪૧૨) સવાલઃ- મુંબઈ ખાતે ભેંસોના તબેલામાં મુર્દાર ભેંસો તેમજ તેમના મુર્દાર બચ્ચાઓને ઉઠાવવા અને તેનો નિકાલ કરવા માટેનો એવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે કે મુર્દાર ઉઠાવનાર અમુક રકમ તબેલાના ખાતેદારો એટલે ભેંસો ધરાવનારાઓને આપી દે છે અને આખા વર્ષનું કોન્ટ્રાકટ કરી લે છે, આ રકમ ગૈરમુસ્લિમો તો લીએ છે પરંતુ મુસ્લિમો માટે કેમ કે મુર્દારનો વેપાર હરામ છે જેથી તેઓ આવા પૈસા લઈ શકતા ન હોવાથી, મુસ્લિમ ધંધાદારી પોતાની ભેંસો ઉઠાવવા માટે કોઈ પણ ઝાતના વળતર વિના મફત ઢોરો ઉઠાવવામાં કોન્ટ્રાકટર પોતાની ફૂરસતે મુર્દાર ઉઠાવતો હોવાથી બબ્બે, ત્રણ-ત્રણ દિવસ પડી રહે છે જેથી આપ આ વિષયમાં અમને રહનુમાઈ ફરમાવશો ! આ જાતના પૈસા અંગત વપરાશ માટે લઈ શકતા નથી તો શું આ પૈસા લઈ ગરીબોને આપી શકાય છે? અથવા પેશાબખાના કે પછી ચોંતરો કે ઓટલો જે આમ લોકોના ઉપયોગ માટે હોય

અથવા રસ્તો બનાવવા વિગેરે રિફાહે આમના કામોમાં લઈ શકાય છે?

જવાબ:- બેશક! મુર્દાર જાનવરોને વેચવું અને ખાવા માટે કોઈને આપવું જાઈઝ નથી, હરામ છે. મુરદારની 'બૈઅ' (વેચાણ) બાતિલ છે. (હિદાયહ ભાગ ૩ પાનું ૩૩)

પૂછેલી સૂરતમાં મજુરોને પૈસાની લાલચ આપી અથવા મજુરી આપી મુરદારોને ઉઠાવવાનો બીજો અલગ બંદોબસ્ત થઈ શકતો હોય તો તેમ કરવું લાઝિમ છે. અગર નહી જ બની શકે અને લાચારીએ તબેલાના ખાતેદારો સાથે જોડાવું જ પડે તો તે રકમ ખાસ ગરીબો, મોહતાજોને આપી દેવી ઝરૂરી છે. રિફાહે આમના કામમાં પણ લેવાની ગુંજાઈશ છે. મુર્દાર જાનવરોના ચામડાં દિબાગત પછી વેચી શકાય છે, અને કામમાં લઈ શકાય છે. દિબાગત પહેલાં જાઈઝ નથી. (હિદાયહ ભાગ ૩ પાનું ૩૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## બેંકના વ્યાજ બાબત.

(૪૧૩) સવાલ :- અમારી સોસાયટી છે, તેના પૈસા બેન્કમાં રાખવામાં આવે છે, અને દર વર્ષે તેનું વ્યાજ મળે છે, તો તે પૈસાને અમારે કયા કામમાં વાપરવા ?

જવાબ :- બેન્કમાં નાણાં મુકાય છે તે અમાનત નથી. વપરાશમાં લેવાય છે. માટે બેન્કમાં નાણાં મૂકવું ઈઆનત અલલ મઅસિયત અને ગુનાહના કામમાં મદદ કરવા સમાન છે, અગર નાવાકિફીથી નાણાં મુકયા હોય અથવા કાનુની મજબુરી અને કોઈ લાચારીએ મુકવા પડયા હોય કે ચુક્વવા પડે તો વ્યાજની રકમ લઈ ગરીબ-મોહતાજોને આપી દેવા, પોતે વાપરે નહી, લેવાનો હુકમ પણ એટલા માટે છે કે નહી લેવાથી નાજાઈઝ કામોમાં લઈ લેવાશે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હક ઉપરાંત વ્યાજની રકમ પણ મળે છે તો ?

(૪૧૪) સવાલ :- એક માણસ ઉપર મારા રૂા. ૫૦૦ નિકળતા હતા. લાચારીએ મારે દઅવો કરવો પડયો. કોર્ટે મારા હક ઉપરાંત વ્યાજના રૂા. ૫૦ આપવા ડીગ્રી કરી આપી તે રૂા. ૫૦ મારાથી લઈ શકાય કે નહી ?

જવાબ :- તમારે તો ફક્ત તમારો હક જ લેવાનો છે. વધારાની વ્યાજની રકમ લઈ શકાય નહીં. સામાવાળાઓને જ આપી કે અપાવી દેવું જાઈએ, પોતે લેવું જાઈઝ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## વ્યાજની રકમ પબ્લીક કામોમાં લઈ શકાય ?

(૪૧૫) સવાલ :- બેન્ક તથા વીમા વિગેરેના વ્યાજની રકમ સડક વિગેરે પબ્લીક કામોમાં વાપરી શકાય કે નહી. મસ્જિદ અને તેની જાજરૂ વિગેરેની મરામતમાં લઈ શકાય કે નહી, ઝકાતના જેમ એમાં તમ્લીક (માલિક બનાવવું) શર્ત છે ?

જવાબ :- મસ્અલો ઈખ્તિલાફી છે. ગરીબ મિસ્કીનને આપવું વધુ બેહતર છે. સડક વિગેરે પબ્લીક કામોમાં પણ લેવાની ગુંજાઈશ છે. મસ્જિદમાં નહીં પણ તેની જાજરૂ વિગેરેની મરામતમાં લઈ શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મકાન બાંધવા માટે લોન લઈ શકાય ?

(૪૧૬) સવાલ :- ઝૈદ પાસે એક પોતાની માલિકીની ઝમીન છે તે ઝમીન ઉપર પોતે એક પ્રોપર્ટી બાંધવા ચાહે છે. પરંતુ બાંધકામ માટે તેના પાસે પુરતા નાણાં નથી તો એવા વખતમાં

હુકુમત પાસે અથવા બેંક પાસે (લોન) વ્યાજે નાણાં લઈ એ પ્રોપર્ટી બાંધી શકે છે ?

જવાબ :- પુછેલી સુરતમાં વ્યાજે નાણાં લઈ મકાન બાંધવું જાઈઝ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### વ્યાજથી બચવાની યુકિત નીચે મુજબ કરી શકાય ?

(૪૧૭) સવાલ :- એક વેપારીએ બીજા વેપારી પાસેથી લોન તરીકે પાઉન્ડ ૫૦૦,૦૦ માંગ્યા તો જવાબ મળ્યો કે ૧૦ ટકા લેખે વ્યાજ લઈશ. લેનાર ધણીએ ના પાડી કે હું વ્યાજ લેતો નથી અને દેતો પણ નથી. પરંતુ એક રસ્તો બતાવું તમે મને પાઉન્ડ ૫૦૦ નો માલ (કાપડ) ૧૦ ટકા નફાથી આપો અને તે હું લઈ જાઉ અને પછી તે જ માલ તમે નફા વગર એટલે મુળ કીમત પાઉન્ડ ૫૦૦ એ મારી પાસેથી રોકડેથી લઈ લો અને તમારૂ ભરતિયું પાઉન્ડ ૫૫૦નું આપો અને મારે ખાતે લખી લો. પછી પૈસા ભરી આપીશું. શું વ્યાજથી બચવાની આ રીતો જાઈઝ છે ?

જવાબ :- કર્ઝ આપેલી રકમનો નફો (વ્યાજ) લેવાના હેતુએ ઉપરોકત રસ્તો (એંચ-પેંચ) કરવાથી હરામ વસ્તુ (વ્યાજ) હલાલ બનશે નહીં. ઉપરોકત સુરતમાં ૫૦૦૦ થી વધારેની રકમ વ્યાજ ગણાંશે અને આપનાર તથા લેનાર બેઉ ગુનેહગાર ગણાંશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### આ સુરત પણ વ્યાજની છે.

(૪૧૮) સવાલ :- એક વેપારીએ એક હિંદુ પાસેથી પાઉન્ડ ૫૦૦ અનાજ ખરીદવા લીધા અને લેતી વખતે કહ્યું કે હું તમને ૧૫ ટકા લેખે વ્યાજ નહીં આપું પણ પૈસા પાછા આપીશ ત્યારે ૧૫ ટકા નફા લેખે પાઉન્ડ ૭૫ આપીશ. અનાજ ખરીદનાર નફાનું માથું બાંધી આપે છે. પોતાને જે નફો પડે છે તેમાંથી નફો નહીં, કારણ કે પૈસા ધીરનાર એ વાત કબુલ રાખતો નથી, તે કહે છે કે તને ગમે તેટલો નફો પડે મારે તો ૧૫ ટકા જોઈએ. એ પૈસાનું અનાજ જ લેવામાં આવે છે. બીજું કાંઈ નહીં. ફકત શબ્દોમાં ફેરફાર છે તો જાઈઝ છે ?

જવાબ :- આ પ્રકાર પણ જાઈઝ નથી. વ્યાજમાં શામિલ છે. કર્ઝની રકમ ઉપર નફો લેવો વ્યાજ છે. વેપાર માટે નાણાં આપી નફામાં બેઉનો ભાગ રાખવો એ 'અકદે મુઝારબત' છે. એ અમુક શરતો સાથે જાઈઝ છે. એક શર્ત એ છે કે વેપારમાં નફો થાય તેમાં બન્નેનો આટલો આટલો ભાગ (નફામાં બન્નેનો ભાગ નકકી હોવો જોઈએ) નફો થાય કે નહીં નાણાં આપનારને અમુક રકમ આપવી એ જાઈઝ નથી, વ્યાજુ મામલો છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### નીચે જણાવેલ સૂરત નાજાઈઝ છે.

(૪૧૯) સવાલ :- સીઝનમાં વેપારીઓ ખેડુત પાસેથી રોકડેથી અનાજ લે છે અને કેટલાક ખેડુત પાસેથી અનાજ એ શરતે લે છે કે જો તોલીને પૈસા ઓછા પડતા હોય તો ડબ્બો ભરીને આપો. તમને ઝરા વધુ કીમત મળશે પણ તે પૈસામાં નહીં કાપડ પેટે ચઅની ડબ્બો તોલીને લેવામાં આવે તો શી. ૮) રોકડા અને કાપડ લો તો ડબ્બાના શી. ૧૦) ગણવામાં આવે તો એ પ્રમાણે લઈ શકે છે ? ફકત શી ૧૦) નું કાપડ આપવામાં જે ભાવે રોકડેથી વેચવામાં આવે તે જ ભાવે.

જવાબ :- એ સુરત પણ જાઈઝ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### બેંકમાં નોકરી સ્વીકારવી કેમ છે ?

(૪૨૦) સવાલ :- હું બી. કોમ. પાસ છું અને મને બેંકમાં નોકરી મળે એમ છે. આપ

સારી રીતે જાણતા હશો કે બેંકનું બધું કામકાજ વ્યાજ લેવાનું દેવાનું હોય છે. તો એ નોકરી સ્વીકારવી કેમ છે ?

(૧) કેટલાક લોકોનું કહેવું છે કે આપણે તો કામ કરીને કામનુ મહેનતાણું લેવાનું હોય છે આપણે વ્યાજ સાથે શું લેવા દેવા ?

(૨) એમ પણ કહી શકાય કે આજકાલ જયાં જુઓ ત્યાં વ્યાજનું કામકાજ ચાલે છે. કોઈ બીજી કંપનીમાં પણ મળે. પરંતુ બીજી કંપની પણ નાણાં બેંકમાં મુકી વ્યાજ ખાતી હોય છે. એટલે તેની કુલ ઈન્કમમાં વ્યાજનો પણ સમાવેશ થાય છે. જેમાંથી પગાર ચુકવાય છે. પગારના બે દિવસ અગાઉ નાણાં ઉપાડાય છે. અને પગાર ચુકવાય છે.

જવાબ :- જયારે બેંકનું બધું કામકાજ વ્યાજ લેવાનું હોય છે તો એ નોકરી સ્વીકારવાની શરઅન ઈજાઝત નથી. હદીસ શરીફમાં છે કે આપ (સલ.) એ વ્યાજ લેનાર અને વ્યાજ આપનાર અને વ્યાજુ મામલો લખનાર અને તેના ગવાહો ઉપર લઅનત ફરમાવી કે એઓ (અસલ) ગુનાહમાં બરાબરના શરીક છે. (મિશ્કાત શરીફ પાનું ૨૪૪)

આથી પુરવાર થાય છે કે ગુનાહોના કામોમાં મદદ કરવું અને તેમાં કોઈ પ્રકારનો ભાગ લેવો જાઈઝ નથી. ગુનાહિત છે.

ખુદાપાક ફરમાવે છે, વલા તઆવતુ અલલ ઈસ્મિ વલ્ઉદવાન

અર્થાતઃ- ગુનાહ અને ઝુલ્મ અને ઝિયાદતીના કામોમાં એક બીજાની મદદ નહીં કરો. અને ખુદાથી ડરતા રહો. બેશક ખુદાપાક સખ્ત સઝા આપનાર છે. (સૂરએ માઈદહ)

(૧) માટે જેઓ કહે છે કે આપણે તો કામ કરીને કામાનું મહેનતાણું લેવાનું હોય છે. આપણે વ્યાજ સાથે શું લેવા દેવા? તેઓ ગલતી પર છે. એમના વિચારો સહીહ નથી. અને આ ઝમાનામાં આવા વિચારોનું હોવું તઅજ્જુબની વાત નથી. આપ (સલ.)ની પેશીનગોઈ છે કે લોકો ઉપર એવો સમય આવનાર છે કે માણસ માલ હાસિલ કરવામાં હલાલ-હરામની કંઈ પરવા કરશે નહીં! (મિશ્કાત શરીફ પાનું ૨૪૧)

(૨) આદમી જયાં લગી બચી શકે બચવાની કોશીશ કરે. પગારમાં વ્યાજની રકમ અપાતી હોય એની ખાત્રી હોય તો એવી નોકરી કરે નહીં. ખાત્રી ન હોય તો શક શુબહ કરવાની ઝરૂરત નથી. નાણાં બેંકમાં મુકવાથી વ્યાજુ બની જતા નથી. હાં! વધારાની રકમનો હુકમ વ્યાજ છે. પણ તે પગારમાં આપણને મળી છે એની ખાત્રી શું? માટે જયાં લગી તહકીક ન હોય વહેમમાં પડવું જોઈએ નહીં. અગર આપશે તો તેઓ ગુનેહગાર થશે. એ શય્તાની ધોકો છે કે આ ઝમાનામાં હલાલ રોઝી મળી શકતી નથી.

ખુદાપાકનું ફરમાન છેઃ- વમા મિન દાબ્બતિન ફિલ્અર્ઝિ ઈલ્લા અલલ્લાહિ રિઝકુહા.

(અર્થાત) અને કોઈ (રિઝક ખાનાર) જાનદાર રૂએ ઝમીન ઉપર ચાલનારૂં એવું નથી કે તેની રોઝી ખુદાના ઝિમ્મે ન હોય. (સુરએ હુદ)

મઝકુર ફરમાનમાં ખુદાપાકે રોઝી પહોંચાડવાનો જે વાયદો કર્યો છે તે હલાલ અને પવિત્ર રોઝી વિષે છે, નહીં કે હરામ રોઝી વિષે, જેની નિય્યત હલાલ રોઝીની હશે ખુદાપાક તેને તેવી રોઝી આપશે. ખુદાપાકને ત્યાં કોઈ વાતની કમી નથી. તમો બેંકની નોકરીનો ઈરાદો છોડી જાઈઝ નોકરી કરો. અથવા બિઝનેશ કરો તો બેહતર છે. હદીસમાં છે કે દસ ભાગમાંથી નવ ભાગ

રોઝીના તિજારતમાં છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**બેંકના વ્યાજ બાબત ચોખવટ માંગતા પ્રશ્નો અને તેમના તરતીબવાર જવાબો**

(૪૨૧) સવાલઃ- અમે સાન્ફ્રાન્સિસ્કોમાં લગભગ ૧૦૦ માણસો મુસલમાન છીએ, અને આ સંખ્યામાં અલ્બાનિયા, તુર્કી, સીરિયા, ઈજીપ્ત (મિસર), હિંદુસ્તાન તથા પાકિસ્તાનીઓનો સમાવેશ થાય છે અહીં સાન્ફ્રાન્સિસ્કોમા મસ્જિદ નથી. પણ અમે હાલમાં એક મકાનમાં ભેગા મળી પ્રસંગોપાત જુમા કે ઈદ બકરા ઈદ વિગેરેમા નમાઝ પઢી લઈએ છીએ. અમે બધા આ કારકિર્દી "ઈસ્લામિક સેન્ટર ઑફ સાન્ફ્રાન્સિસ્કો"ના નામથી ચલાવીએ છીએ. અમે મસ્જિદ બાંધવાની કોશીષમાં છીએ પણ હાલમા અમારા સંસ્થામાં લગભગ ૫૦૦૦ ૦૦ ડોલર જેટલા જમા થયા છે. મસ્જિદ મદ્રસો બાંધવા લગભગ એક લાખથી વધારેની ઝરૂર છે. કારણ કે અહીયા વસ્તુઓ ઘણી મોંઘી મળે છે. પણ એટલા બધા પૈસા કયારે ભેગા થાય તેની ખબર નતી. જેથી આ ૫૦૦૦-૦૦ ડોલર બેંકમાં મુકયા છે. હવે એ બેંક ૩ ટકા વ્યાજ આપે છે તે માટે નીચેના સવાલો ઉભા થાય છે?

સવાલ-૧ઃ- ૫૦૦૦-૦૦ ડોલર બેંકમાં છે તેનું વ્યાજ લેવું કે નહીં?

જવાબ-૧ઃ- બેંકમા મુકેલ રકમ અમાનત તરીકે રખાતી નથી. વપરાશમાં લેવાય છે અને નાજાઈઝ રીતે વપરાય છે અને લાભ ઉઠાવાય છે. જેથી બેંકમાં નાણાં મુકવું ઈઆનત અલલ મઅસિયત છે અર્થાત ગુનાહના કામમાં મદદ કરવા સમાન છે. માટે સખ્ત લાચારી વિના બેંકમાં નાણાં ખાસ કરી વકફ રકમ મુકવાની શરઅન ઈજાઝત નથી (વકફની રકમ ઈન્કમ માટે બેંકમાં રખાય છે એ પણ જાઈઝ નથી, ગુનાહનું કામ છે) અગર નાવાકિફીથી બેંકમાં નાણાં મૂકયા હોય અથવા કાનૂનની મજબુરી અને કોઈ લાચારીએ રકમ મુકવી પડી હોય અથવા મુકવી પડે તો તેના વ્યાજની રકમ છોડે નહીં, છોડશે તો ઈસ્લામ વિરૂદ્ધ કામોમાં વપરાશે, માટે તે રકમ લઈ ગરીબો મોહતાજોને આપી દેવાય. મસ્જિદની જાજરૂ, ગુસલખાના, પેશાબખાનામાં એ રકમ લઈ શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

સવાલ-૨ઃ- વ્યાજ લેવું કે દેવું શરીઅતમાં જાઈઝ નથી પણ અહીયા બેંકો વેપારીઓને તથા નાના-મોટા મીલો તથા માલ-મિલ્કતોને વ્યાજે નાણાં ધીરે છે. અહીયાના રીત-રિવાજ મુજબ બિઝનેશ ઈન્ટ્રેસ્ટ ગણાય છે. તો બેંક વ્યાજ આપે તે અમારી સંસ્થાના ખર્ચમાં લેવું કે નહીં? મસ્જિદના ખર્ચ માટે લેવું કે નહીં?

જવાબ-૨ઃ- વ્યાજુ રકમ સંસ્થા ચલાવવામાં, મસ્જિદ, મદ્રસાના પગાર અને ભાડા વિગેરે ચૂકવવામાં લઈ શકાય નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

સવાલ-૩ઃ- બેંકનુ વ્યાજ લઈઆ સંસ્થાના તથા મસ્જિદના કામમાં લેવાની ઈજાઝત નહી હોય તો કોઈ ગરીબોને આપી દેવા અથવા એવા કામમાં જેમાં સવાબ મળવાની આશા ન રાખતા હોય તેવા કામમાં વાપરવું જાઈઝ છે કે નહી?

જવાબ-૩ઃ- એનો હુકમ ઉપલા જવાબોથી જાણી શકાય છે.

સવાલ-૪ઃ- ધારો કે મસ્જિદ મદ્રસાના કામકાજ ચલાવવા માટે એક લાખ ડોલરની ઝમીન અથવા મિલ્કત ખરીદે. અહીયાનો રિવાજ એ છે કે તમારી પાસે પુરા નાણાં નહી હોય તો તે કીમતનો ચોથો ભાગ રોકડ આપી બાકીની રકમ દર મહીને થોડી-થોડી ભરવી, જયાં સુધી પુરી કીમત ભરાઈ જાય નહી ત્યાં સુધી વેચનાર ૯ ટકા વ્યાજ માંગે છે એવી હાલતમાં મસ્જિદ મદ્રસાના કામકાજ માટે આવી ઝમીન અથવા મિલ્કત ખરીદવી જાઈઝ છે કે નહી?

જવાબ-૪:- જેમાં વ્યાજ આપવું પડે તે સોદો જાઈઝ નથી પછી તે મસ્જિદ માટે હોય કે મદ્રસા માટે, રકમ પુરતી ન હોય તો હેસિયત પ્રમાણે મસ્જિદ-મદ્રસા બનાવી લેવાય અથવા ઝમીન લઈ તેમાં શામ્યાનો (તંબુ) નાખી તઅલીમ અને નમાઝ બાજમાઅત શરૂ કરી દેવામાં આવે, નહી તો હાલ કોઈના ઘરમાં અથવા ભાડાના મકાનમાં તઅલીમ અને નમાઝ બાજમાઅતનો બંદોબસ્ત કરી શકાય છે. મોટી રકમ ભેગી થવાની રાહ જુએ નહી. હદીસ શરીફમાં છે કે કોઈ વસ્તી અથવા જંગલમાં ફક્ત ત્રણ મુસલમાન વસતા હોય અને તેઓ જમાઅત સાથે નમાઝ પઢે નહી તો ખરેખર તેઓ ઉપર શય્તાન ગાલિબ થઈ જશે. (નસઈ શરીફ ભાગ ૧ પાનું ૭૪)

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) ફરમાવે છે કેઃ-

આ ઉમ્મતથી અલ્લાહ તઆલાનો મકસદ આ છે કે તેનો કલિમો બુલંદ અને કુફ્રનો કલિમો નીચો થાય અને ઝમીન પર કોઈ ધર્મ ઈસ્લામથી ઉપરવટ ન રહે, અને એ વાત ત્યારે જ થઈ શકે છે કે આ તરીકો મુકર્રર કરવામાં આવે કે સઘળા આમ અને ખાસ નાના અને મોટા મુસાફિર અને મુકીમ મુસ્લિમો પોતાની કોઈ મોટી અને પ્રખ્યાત ઈબાદત માટે ભેગા થતા રહે અને ઈસ્લામની શાનો-શૌક્ત ઝાહિર કરે. આ બધી મસ્લિહતોને લીધે શરીઅતનું પુરૂં લક્ષ 'જમાઅત' પ્રતિ દોરાયું અને તેની તરગીબ (પ્રેરણા) આપવામાં આવી અને તેને ત્યાગવાની સખ્ત મનાઈ કરવામાં આવી. (હુજ્જતુલાહિલ બાલિગહ ભાગ ૨ પાનું ૮૮)

અમેરિકાના એક માહિરે ઈજતિમાઈયાત વ નફસિયાત (સામુહિક વ્યવસ્થા ના અનુભવી અને માનસ શાસ્ત્રના અભ્યાસી) મી. ડેનીસન્સ પોતાના પુસ્તક 'ઈમોશન ઓફ ધી બેસીસ ઓફ સીવીલીઝેશન' ના પેજ ૨૭૫ પર લખે છે કે સઘળા ઈતિહાસકારો કહે છે કે ઈસ્લામને જે હેરત અંગેઝ કામ્યાબી દુન્યાને મુસખ્ખર કરી લેવામાં થઈ તેનું કારણ આ હતું કે તેણે પોતાના વર્તુળમાં ઝબરદસ્ત એકતા અને સંગઠન જન્માવી દીધું હતું, પરંતુ ખુદ એ ચમત્કાર કઈ રીતે શકય બન્યો એને કોઈ ઉકેલી શક્તું નથી. આ વાતમાં સ્હેજ પણ શંકા નથી કે એનું મહાન અને અત્યંત અસરકારક સાધન 'નમાઝ' (બાજમાઅત) હતું. દરરોઝ પાંચ વખતની નમાઝમાં મુસ્લિમો જયાં પણ હોય, ચાહે જંગલ-બયાબાનમાં હોય બધા એક સાથે જમાઅતથી નમાઝ પઢે. મહમ્મદ (સલ.) પ્રથમ વ્યકિત છે જેમણે એકતા સાધવા અને વ્યવસ્થિત થવા અંગે બાજમાઅત નમાઝની અદ્‌ભૂત શકિતનો એહસાસ કર્યો અને એમાં ઝરા પણ શંકા નથી કે ઈસ્લામનું બળ તે પાંચ વખતની નમાઝની કડક પાબંદીનું પરિણામ છે.

સવાલઃ- ઉપર જણાવેલા (૪) માં કોઈ માણસને પોતાના રહેવા માટે ઘર ખરીદવા શરીઅતથી ઈજાઝત છે કે નહી?

જવાબ-૫ઃ- દારૂલ હરબમાં પણ વ્યાજ આપવાની ઈજાઝત નથી ફક્ત...... ડોલર બેંકમાં જમા છે. બેંક તેનું ૩ ટકા વ્યાજ આપે છે. હવે અહિંયા લગભગ ૨૦ ટકા ઈન્કમટેક્ષના ભરવા પડે છે. તે શરીઅત પ્રમાણે નહી પણ દેશના કાનૂનોને લીધે ભરવા પડે છે. માટે બેંકનું વ્યાજ લઈ તે ઈન્કમટેક્ષ ભરવાના કામમાં લઈ શકે કે નહી?

જવાબઃ- પૂછેલી સુરતમાં વ્યાજની રકમ ઈન્કમટેક્ષ ભરવામાં લેવાની ગુંજાઈશ છે, અને લઈ શકાય છે. પણ બેહતર એ છે કે પોતાના કોઈ પણ કામમાં ગુંજાઈશ છે, અને લઈ શકાય છે. પણ બેહતર એ છે કે પોતાના કોઈ પણ કામમાં નહીં લે, બચતો રહે. ગરીબો, મોહતાજોને આપી દેવાય.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વીમો ઉતારવો જાઈઝ છે?

(૪૨૨) સવાલઃ- નીચેના સવાલો ધ્યાનમાં લઈ ખુલાસાવાર જવાબ લખવા મહેરબાની કરશો.

(૧) કેટલાક નાની આવકવાળા લોકો વીમો એટલા માટે ઉતરાવે છે કે ફરઝિયાત કંઈક રકમ બચાવી શકે, અગર બચાવેલી રકમમાં રકમ પોતાની પાસે રાખે અથવા બેંકના સેવિંગ્સ ખાતામાં મુકે તો પણ તે ખર્ચાય જવાનો સંભવ રહે છે. જયારે વીમાના પ્રિમિયમ ભર્યા બાદ તે રકમ વીમાની પોલીસી તારીખ પાકવા પહેલાં મળવી મુશ્કેલ હોય છે. આથી બચત થાય છે અને પોતાની પાછલી ઝિંદગીમાં કામ આવવાની અ'શાએ વીમો ઉતરાવે છે.

(૨) કેટલાક લોકો ઝિંદગીનો વીમો એટલા માટે ઉતરાવે છે કે તેમને પોતાની વાર્ષિક આવક ઉપર સારી એવી રકમનો ટેક્ષ ભરવો પડે છે, જો ઝિંદગીનો વીમો ઉતરાવે તો વાર્ષિક ભરવામાં આવેલા પ્રિમિયમ પુરેપૂરૂં આવકમાંથી બાદ કર્યા બાદ બાકી રહેલી રકમ ઉપર ઈન્કમ ટેક્ષ ભરવાનો રહે છે. જે લોકોની વાર્ષિક આવક ૨૫ હઝાર અથવા તેના ઉપર હોય તેવાઓને આમાં ઘણો સારો લાભ થાય છે, આ લાભ ઉઠાવવા ખાતર કેટલાક લોકો ઝિંદગીનો વીમો એટલા માટે ઉતરાવે છે કે પોતાના આકસ્માતિક મરણના કારણે પોતાના વારસદારોને તાત્કાલિક મદદ મળી શકે અને પોતે જો હયાત રહે તો પોતાની પાછલી ઝિંદગીમાં વીમાની રકમ મળતાં મદદરૂપ થઈ શકે.

જવાબઃ- ઝિંદગીના વીમાનો મામલો કોઈ પણ નિય્યતે અને મસ્લિહતે હોય, જાઈઝ નથી. એમાં વ્યાજ અને જુગાર બંને પ્રકારના ગુનાહ છે અને ગુનાહો પણ મામુલી નથી, ઘણાં જ સંગીન છે.

(૧) હદીસમાં છે કે આપ (સલ.)એ વ્યાજ લેનાર અને આપનાર અને વ્યાજુ મામલો લખનાર અને તેના ગવાહો પર લઅનત ફરમાવી છે, અને ફરમાવ્યું છે કે ગુનાહમાં એ બધાં બરાબરના શરીક છે. (મિશ્કાત પાનું-૨૪૬)

(૨) એક હદીસ શરીફમાં છે કે વ્યાજુ મામલો કરનારને ૭૦ પ્રકારના ગુનાહો લાગુ પડે છે. જેમાં અદના દરજાનો ગુનાહ માંની સાથે ઝિના કરવા સમાન છે.

(મિશ્કાત શરીફ પાનું ૨૪૬)

(૩) એક હદીસ શરીફમાં છે કે વ્યાજુ એક દિરહમ (૪॥ માશા ચાંદી) ખુદાના નઝદીક ૩૬ ઝિનાથી વધુ ગુનાહિત છે. (મિશ્કાત શરીફ પાનું ૨૪૬)

જે મુસલમાનના દિલમાં આપ (સલ.)ના ફરમાનોની અઝમત અને વકઅત હોય તે કદી વ્યાજુ મામલામાં પડવાની જર્અત કરશે નહી. એટલા જ માટે હઝરત ઉમરે ફારૂક (રદિ.) ફરમાવે છે કે ૧૦ હલાલ વસ્તુમાંથી ફકત તે લઈશું જે વ્યાજના શકશુબહથી તદ્દન પાક હોય અને બાકીની વસ્તુ છોડી દઈશું. (મિશ્કાત શરીફ પાનું ૨૪૬)

આપ (સલ.)ની પેશનગોઈ છે લોકો ઉપર ઝરૂર એક સમય આવનાર છે કે કોઈ પણ માણસ વ્યાજથી બચશે નહીં. ચોખ્ખી રીતે નહીં લેશે તો તેનો અસર અને ધુંવો લાગવા વગર રહેશે નહી. (મિશ્કાત પાનું ૨૪૫)

અગર અસલ ભરપાઈ કરેલી રકમ લેવાની અને વ્યાજ છોડી દેવાની નિય્યત હોય તો પણ ઈજાઝત નથી. કારણ કે એમાં શરીક થવું હરામ કારોબારને મદદ કરવા અને ઉત્તેજન આપવા સમાન છે. જેનાથી બચવું ઝરૂરી છે. કુર્આની હુકમ છે કે :- વલા તઆવનુ અલલ ઈસ્મિ વલ

ઉદવાન. ગુનાહ અને ઝિયાદતીના કામોમાં એક-બીજાની મદદ કરવી નહી અને ખુદાથી ડરતા રહો, બેશક ખુદાપાક સખ્ત અઝાબ આપનાર છે. (સૂરએ માઈદહ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બ્રિટીશ પોસ્ટલ ઓર્ડર વટાવ્વા બાબત

(૪૨૩) સવાલઃ- આફ્રિકા વિગેરે દેશોથી આપણા દેશમાં નાણાં આવે છે. આ નાણાં બ્રિટીશ પોસ્ટલ રૂપે કાગળની નોટ દ્વારા આવે છે. નોટ ઉપર પાઉન્ડ, બે પાઉન્ડ, પાંચ પાઉન્ડ એમ એની કીમત લખેલી હોય છે. સદર નોટ ઉપર નાણાં લેનાર ધણીનું નામ તથા ગામ લખવાનું હોય છે.

આ બ્રિટીશ પોસ્ટલ ઓર્ડર અહી વટાવવામાં આવતાં સરકારી રાહે એના એક પાઉન્ડના રૂા. ૧૩-૨૫ ન. પૈ. ચૂકવાય છે. અગર એ કોરા હોય અને એના ઉપર લેનારનું નામ, ગામ લખવામાં આવ્યું ન હોય તો ખાનગી પેઢી વાળા અગર વેપારીઓ એક પાઉન્ડના રૂા. ૧૬ થી ૨૦ સુધી ચૂકવે છે. મતલબ કે પોસ્ટ, બેંક વિગેરેમાં વટાવાય તો એક પાઉન્ડના રૂા. ૧૩-૨૫ ના પૈસા મળે છે. અને ખાનગી રાહે વટાવીએ તો એથી વધુ નાણાં ઉપજે છે.

અહી કેટલાક ભાઈઓનું કહેવું છે કે આ પાઉન્ડના વધારે પૈસા લેવા, ખાનગી પેઢી દ્વારા વટાવવા નાજાઈઝ છે. એમાં સરકારની ચોરી છે. જયારે અમુક ભાઈઓનું કહેવું એમ છે કે પાઉન્ડ ધરાવનાર માલિકને ઈખ્તિયાર છે કે પોતે ગમે ત્યાં ગમે તે કીંમતે પોતાના નાણાં વટાવે. એમનું કહેવું એમ છે કે પોસ્ટ, બેંકો વિગેરે જે ૧ પાઉન્ડના રૂા. ૧૩-૨૫ ન. પૈ. આપે છે તે એમને એટલા આપવા પરવરે છે તેથી આપે છે. બીજા વેપારીઓને વધુ આપવા પરવરે છે, તો માલિક ગમે ત્યાં આપી શકે છે.

તો મોહતરમથી વિનંતી કે આવા પાઉન્ડ ખાનગી પેઢી વિગેરેમાં વટાવીને વધુ ભાવ લેવો જાઈઝ છે કે નહીં? તે જણાવવા મહેરબાની કરશોજી.

જવાબઃ- સરકારે પાઉન્ડની નકકી કરેલી કીંમત રૂા. ૧૩-૨૫ ન. પૈ. થી વધારે લેવા વિષે અમુક ઉલમા નાજાઈઝ માને છે અને અમુક જાઈઝ હોવાનો ફત્વો આપે છે. માટે વધુ લેવાની ગુંજાઈશ છે. પણ નહી લેવું બેહતર છે. સરકારી ગુનોહ હોવાના કારણે કદી સઝાને પાત્ર બની ઝલીલ હોવાનો સંભવ છે, જેનાથી પોતાને બચાવવું પણ ઝરૂરી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## "ઈન્ડિયન વ્યુઝ"ના વ્યાજવાળા લેખ વિષે તફસીલી ફત્વો

(૪૨૪) સવાલઃ- જત સલામ બાદ લખવાનું કે મઝકુર કાગળ સાથે 'ઈન્ડિયન વ્યુઝ'ના કટીંગો (પુસ્તક ૪૭ અંક ૪૮, ૪૯, ૫૦) મોકલું છું. હઝરત મવ. મુફતી સાહબની ખિદમતમાં પેશ કરી આભારી કરશો, મઝકુર કટીંગો પરથી આપ જોઈ શકશો કે 'વ્યાજ' અને 'ચાંદ'ના મઅસ્લા સંબંધી કેટલી બધી ગેરસમજુતી લોકોમાં ફેલાઈ છે અને તેમાંયે વ્યાજના મસ્અલા સંબંધી એક ફિત્નો ઉભો થયો છે કે ઝુલ્મ ન થતો હોય તો વ્યાજ હરામ નથી બલ્કે વ્યાજ આ જે આશિર્વાદ સમાન લેખાય છે, એ વિના કારભાર ચાલી શકે નહી,

જવાબઃ- ઘણાં આશ્ચર્ય અને બહું અફસોસની વાત છે કે ૧૩૦૦ વર્ષ પહેલાંના એક શરઈ, કુર્આની, સર્વમાન્ય અને સર્વ સંમત મસ્અલા વિરૂદ્ધ એક ગૈર આલિમ અને ઉલૂમે શરઈય્યહ કિંવા નુરે નુબુવ્વતથી મહરૂમ ઈન્સાનના અભિપ્રાય તેમજ બેહુદી દલીલ અને બકવાસ ઉપર આફ્રિકાના મુસલમાનો ઢચુ-પચુ અને ડામાડોળ બની ગયેલા લાગે છે, તો જયારે દજ્જાલ આવશે તો હાલત થશે ? ચમત્કારો ઘણાં જ હૈરતનાક હશે, મુર્દા જીવતા કરવાનો કરિશ્મો બતાવશે, તેની સાથે તેની જન્નત અને દોઝખ પણ હશે, તેને માનનારાને જન્નતમાં દાખલ કરશે અને નહી માનનારાને

દોઝખમાં નાંખશે, સખ્ત દુકાળના ઝમાનામાં જયારે લોકો પાસે અનાજ નહી હોય ત્યારે તેના માનનારાને અનાજ આપશે, વરસાદ વરસાવશે. અને અનાજ પકવશે. ઝમીનમાં દાટેલા ખઝાના તેના હુકમના તાબેઅ થઈ જશે, આવા સંજોગોમાં આજના કમઝોર અકીદાના મુસલમાનો પોતાનું ઈમાન કેવી રીતે સંભાળી શકશે?

આ પણ ફિત્નાનો ઝમાનો છે. જેના વિષે આપ (સલ.)ની પેશનગોઈ છેઃ-

આખરી ઝમાનામાં જુઠા દજ્જાલો ઘણાં નિકળશે, જે તમને એવી હદીસો (વાતો) સંભળાવશે કે તમે કદી પણ સાંભળી નહી હોય, ન તો તમારા બાપ-દાદાએ સાંભળી હશે. એવઓથી બચતા રહેશો, નહી તો તમને ગુમરાહ કરી દેશે. અને ફિત્નામાં નાંખી દેશે. (મિશ્કાત પાનું ૨૮)

માટે આવા ભ્રામક લેખો અને લેખકોથી દુર રહેશો.

કુર્આને શરીફની તઅલીમ છેઃ- વઈઝા ખાતબહુમુલ જાહિલુન કાલુ સલામા.

અર્થાતઃ- જયારે કોઈ જહાલતની વાત કરે તો ખુદાના નેક બંદાઓ સાહબ સલામત કહી અલગ થઈ જાય છે. (સુરએ અલ્ફુર્કાન)

ગલત વિચાર સરણી ધરાવનારાઓની કિતાબો અને તેમના લેખો વાંચવાથી દિલ ઉપર ખરાબ અસર પડવાનો સંભવ હોય છે, માટે ઈસ્લામે આવી વસ્તુઓથી દૂર રહેવાની તઅલીમ આપી છે.

હદીસમાં છે કે હઝરત ઉમર (રદિ.) આપ (સલ.)ની પાસે આવી કહેવા લાગ્યા કે અમે યહુદીની હદીસો સાંભળી લઈએ છીએ જે સારી લાગે છે, રજા આપો તો અમુક હદીસો લખી લઈએ! આપ (સલ.)એ ફરમાવ્યું

શું તમે શંકામાં છો જેમકે યહુદી અને નસારા શંકામાં છે? બેશક હું તમારી પાસે રોશન શરીઅત લાવ્યો છું, જો હઝરત મુસા (અલ.) જીવતા હોત તો મારી તાબેદારી કરત. શું શરીઅતે મુહમ્મદીને અધુરી સમજો છો કે બીજાના મોહતાજ છો? (મિશ્કાત પાનું ૩૦)

રિવાયતમાં છે કે હઝરત ઉમર (રદી.)એ આપ (સલ.)ને તવરાતની પ્રત દેખાડી તો આપ (સલ.) ખામોશ રહ્યા, હઝરત ઉમરે પઢવાનું શરૂ કર્યું તો આપ (સલ.) ઘણાં નારાઝ થયા, હાઝરજનો આપ (સલ.)ની નારાઝી સમજી ગયા અને હઝરત ઉમર (રદિ.)ને ઈશારો કર્યો. હઝરત ઉમર (રદી.) એ આ જાણી કહ્યું ''અઉઝુ બિલ્લાહિ મિન ગઝબિલ્લાહિ વ ગઝબિ રસૂલિહી, રઝીના બિલ્લાહિ રબ્બન વ બિલ ઈસ્લામિ દીનન વ બિમુહમદિન નબિય્યન''

અર્થાતઃ- હું ખુદાના ગઝબથી અને તેના રસૂલના ગઝબથી પનાહ લઉ છું અમે ખુદાના રબ હોવા પર, ઈસ્લામના દીન હોવા પર, અને હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)ના નબી હોવા પર રાઝી છીએ. (મિશ્કાત પાનું ૩૨)

ઈસ્લામના આ નાદાન દોસ્ત (વ્યાજ હલાલ કરી દીનમાં ઈસ્લાહ કિંવા સુધારો કરવા નિકળેલા ભાઈ)ની મિસાલ એક લાગણીકારક મુર્ખ ડોસી અને એક અહમક કુર્આનના સુધારક જેવી છે.

એક બાઝ (પક્ષી) ઉડીને એક ડોસીના ઘરમાં ગયું, ડોસીએ તેને પકડી લીધું અને તેની ચોંચ ઘણી લાંબી જોઈ બહું અફસોસ કર્યો કે હાય! એ ખાતું કેવી રીતે હશે? એમ કહી તેની ચોંચ કાપી નાંખી, પછી તેના પંજા પર નઝર પડી તો બહું લાંબા લાગ્યા, કહેવા લાગી, હાય! એ કેવી રીતે ચાલતું હશે? અને પંજા પણ કાપી નાંખ્યા. જે વસ્તુઓ તેના અંદર કમાલાની હતી અને ખાસ કામની હતી તે જ ખલાસ કરી દીધી. અને તે ખુશ થઈ કે મેં બાઝનું ભલું કર્યું

હાલાંકે તેની ઝિંદગી ખતમ કરી નાંખી.

એવા જ સુધારકો આ ઝમાનામાં પૈદા થયા છે. તેઓ દીનની સુધારણા કરવા નિકળી પડયા છે, દીનમાં જે ખુબીઓ અને કમાલની ચીઝો છે તેમને એ લોકો ખામીની વસ્તુઓ આલેખે છે, અને પેલી ડાસીની જેમ કાપકૂપ કરી ઈસ્લામનું સત્યાનાશ વાળવા ચાહે છે.

એક કાતિબ અરબી સારૂં લખતો હતો. પણ જાહિલ હતો. લખતી વેળા જ્યાં જ્યાં તેને ભુલ લાગતી તેને સુધારતો હતો. એક માણસે તેને કુર્આન શરીફ લખવા આપ્યું કે સારા અક્ષરે લખી આપ, પણ એમાં કંઈક સુધારો વધારો કરવો નહીં, જેમનું તેમ લખી આપ! તેણે લખી આપ્યું, લખ્યા પછી પાછું લેતી વેળા લખવા આપનાર ભાઈએ શું કંઈ સુધારો વધારો તો કર્યો નથીને? જવાબ આપ્યો તૌબહ! તૌબહ! કુર્આન અલ્લાહનું કલામ છે એમાં સુધારો વધારો કંઈ કરી શકાય?

અલબત્ત અમુક ચોકખી ભૂલ હતી, "અસા" તો મુસા (અલ.)નો હતો. તે એટલે આદમની જગ્યાએ મુસા લખી દીધુંઃ જેથી "અસા મુસા" કરી દીધું.

એક સ્થળે 'ખર્ર મુસા સઈકા' હતું હાલાંકે 'ખર' તો ઈસા (અલ.)નો હતો એટલે મુસાના બદલે ઈસા કરી દીધું.

એક જગ્યાએ "વલકદ નાદાના નૂહુન" હતું, હાલાંકે હઝરત નુહ (અલ.) તો નાદાન ન હતા, દાના અને ઘણાં જ અકલમંદ હતા, માટે "વલકદ નાદાના નુહુન" ના બદલે વલકદ દાનાના નૂહુન કરી દીધું.

વળી કેટલીક જગ્યાએ ફિરઔન, કારૂન, હામાન અને ઈબ્લીસના નામો હતાં, જે કુર્આનને આપણે ચુમી માથે ચઢાવીએ છીએ તેમાં એવા મલઉનો અને કુફ્ફારોના નામોનું શું કામ? એ મલઉનોના નામોની જગ્યાએ તમારૂં અને તમારા બાપ-દાદાના નામો લખી દીધાં છે. એ સિવાય કંઈ કામ કર્યું નથી, આટલું કર્યે જ છુટકો હતો.

કુર્આન શરીફ લખાવનાર ગરીબે કહ્યું "ખુદા તારો નાશ કરે કે તેં મારા કુર્આનને મસ્ખ કરી દીધો!"

એવા જ સુધારકો દીનનો નાશ કરવા નિકળ્યા છે. ખુદા બચાવે! આમીન.

### "ઈન્ડિયન વ્યુઝ"ના લેખકની માન્યતાનો સાર.

"ઉપલી આયતોમાં કુર્આન શરીફે જે વ્યાજનો ઉલ્લેખ કરી તેનું લેવું હરામ ઠેરવ્યું છે તે એવું વ્યાજ છે જે ઝકાત, ખૈરાત વિગેરે પ્રકારની મદદના હકદાર હોય તેવા ગરીબ મોહતાજો પાસેથી વસૂલ કરી તેમના ઉપર ઝૂલ્મ ગુઝારવામાં આવે. (પુસ્તક ૪૭ અંક ૪૮)

જવાબ :- મઝકૂર અકીદો અને માન્યતા ઈસ્લામી તઅલીમાતથી વિરૂધ્ધ તેમજ બાતિલ છે, ઈસ્લામમાં કોઈ એવી માન્યતાં ધરાવતું નથી કે ગરીબ પાસેથી વ્યાજ લેવું હરામ છે, અને શ્રીમંતો પાસેથી વ્યાજ લેવું હરામ નથી, હલાલ છે.

સહાબએ કિરામ (રદી.) તાબેઈન (રહ.), અઈમ્મએ મુજતહિદીન (રહ.), ઉલમાએ મુહદ્દિસ (રહ.) ફુકહાએ કિરામ (રહ.) તેમજ મશાઈખે ઈઝામ (રહ.) પૈકી કોઈનો પણ એ મઝહબ કે અકીદો નથી, અમુક જાહિલો સહીહ ઈલ્મ અને ફહમે સલીમથી મહરૂમ ગુંમરાહ પ્રકારના માણસો આવી વાતો કહે છે તો તેનો શરીઅતની રૂએ કંઈ વિશ્વાસ મુકી શકાય નહીં. બલ્કે સ્હેજ વાર માટે માની લો

કે જો કોઈ આલિમ પણ એક કતઈ અને ઈજમાઈ મસ્અલા વિરૂદ્ધ તેમજ સલફે સાલિહીનની માન્યતાથી વિરૂદ્ધ ડંકાશ મારે તો તે પણ રદ બાતિલ ગણાંશે, જયારે એક આલિમના શરીઅત વિરૂદ્ધ કથનનો હશ્ર આ થાય તો એક ગૈર આલિમના કથનની શી હકીક્ત ? એવા લોકોનું દીની મામલામાં અને શરઈ અહકામમાં ડહાપણ કરવું નાજાઈઝ તેમજ ગુનાહિત છે.

આપ (સલ.)નું ફર્માન છે કે જેણે કુર્આનનો ભાવાર્થ પોતાની રાયથી (પોતાના મતાનુસાર) બયાન કર્યો તો જો એ સહીહ હશે તો પણ ખતાવર છે. (મિશ્કાત ૩૫)

બલ્કે આપ (સલ.)ના ફર્માન અનુસાર કયામતની નિશાનીઓ પૈકી એક નિશાની છે, આપ (સલ.)એ ફરમાવ્યું છે કે જયારે (જવાબદારીના કામો) નાઅહલોને સોંપવામાં આવે તો કયામત નઝદીક આવી ગએલી સમજી લેવી ! (બુખારી શરીફ ભાગ ૧ પાનું ૧૪)

નોંધ :- જે ઈખ્તિયારી (મરઝિયાત) કામો કયામતની નિશાનીઓ પૈકી હોય તેનું અમલમાં લાવવું ગુનાહિત કૃત્ય છે.

આપ (સલ.)નું ફર્માન છે; "લોકો નાવાકિફોને સરદાર બનાવી દીનની વાતો પૂછશે, તેઓ બતાવી પોતે પણ ગુમરાહ થશે અને બીજાને પણ ગુમરાહ કરશે. (તિર્મિઝી શરીફ)

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)નું ફરમાન છે કે જયાં લગી લોકો સમક્ષ ઉલમાએ કામિલીનનો ઈલ્મ રહેશે ત્યાં લગી તેઓ દીનમાં તરક્કી કરતા રહેશે. અને જયારે અધૂરા તેમજ નાવાકિફોનો ઈલ્મ શરૂ થશે તો બરબાદ થઈ જાશે. (જામિઉ બયાનિલ ઈલ્મ ભાગ ૧ પાનું ૧૫૯)

હઝરત ઈમામ અવ્ઝાઈ (રહ.)એ ફરમાવ્યું છે કે:- દીનના વાતો જાહિલોને પૂછવામાં આવે છે એ જ ગુમરાહીની નિશાની છે. (અલએઅતિસામ ભાગ ૨ પાનું ૧૪૯)

શરઈ અહકામની હકીક્ત, ખૂબી અને હિકમત અને સહીહ રીતે તે જ સમજી શકે છે જેણે ઈસ્લામી ઈલૂમ ઉલમાએ કામિલીનથી હાસિલ કર્યો હોય અને જેને બુઝુર્ગોને દીન, અવ્લિયાએ કામિલીનના સહવાસનો ફૈઝ તેમ જ નુરે નુબુવ્વતથી કંઈ નસીબ થયું હોય કિંવા જેમના દિલોને નુરે નુબુવ્વતના સુર્યે નુરાનિયત અને હક્કાનિયતાની રોશની નાંખી પ્રકાશિત કર્યા હોય તે જ શરઈ અહકામોના મર્મો અને રહસ્યોને સંપૂર્ણ રીતે જાણી શકે છે, જેઓ અલ્લાહની મઝકુર ને નેઅમતો થી મહરૂમ હોય તેઓ આ ફલે ખુદાવંદીથી કયાં નસીબવંત થઈ શકે છે?

જે કાયદેસર વકીલાત અને બેરિસ્ટરીની તઅલીમ લઈ પરીક્ષા આપી સફળ થયો ન હોય કિંવા જેણે વકીલાત તથા બેરિસ્ટરીની સનદ તેમજ ડીગ્રી મેળવી ન હોય તેને કોઈ વકીલ તથા બેરિસ્ટર માનવા તૈયાર નથી, અને તેને પોતાનો મહત્વ કેસ સોંપતો નથી, તેમજ જેણે કાયદેસર ડોકટરી કોર્સ અને તિબ્બી નિસાબનો અભ્યાસક્રમ પરિપુર્ણ કર્યો નથી, તેનો પોતા માટે કે પોતાના બાલ બચ્ચાંની બાબતમાં કોઈ વિશ્વાસ કરતું નથીઅને 'નીમ હકીમ'ના ઈલાજ ને 'ખત્રએ જાન' સમજે છે. તો દીન અને ઈમામના મામલામાં 'નીમ મુલ્લા' (અધુરા, લેભાગુ)ના કુર્આન પ્રત્યે અભિપ્રાય ઉચ્ચારવાને 'ખત્રએ ઈમાન' કેમ નથી સમજતા?

શું સુથાર ઘડીયાળીનું અને દરઝી રેલ-ગાડી તેમજ ડ્રાઈવીગન્નું કામ કરી શકે છે? મોટામાં મોટા દીની આલિમ જેમણે ઈજનેરી અભ્યાસ કર્યો નથી દુન્યાના માનીતા ઈજનેરોને ખોટા કહી શકે છે? કહેશે તો તે પાગલ નહી ગણાંય?

તેરસો વર્ષના મુફસ્સિરો, મુહદ્દિસો, ઈમામો, મુજતહિદો, ફકીહો વિગેરે ઉલમાએ રબ્બાનીને

ખતાવાર ઠેરવનાર શું કહેવાશે?

જે દુન્યાના મામલામાં અકલમંદ અને બાહોશ ગણાય તેનું દીનના મામલામાં પણ અકલમંદ અને સમજદાર હોવું ઝરૂરી નથી.

'ચે નિસ્બતે ખાક રા બા આલમે પાક'

હદીસ શરીફમાં છેઃ- 'વ યુકાલુ લિર્રજુલિ મા અઅકલહુ વ મા અઝરફહુ વ મા અજલદહુ વ મા ફી કલ્બિહી મિસ્કાલુ હબ્બતિમ મિન ખર્દલિમ મિનલ ઈમાન.'

અર્થાતઃ- એવો સમય આવશે કે કેટલો બાહોશ અને અકલમંદ છે, તેમજ કેટલો વિદ્વાન અને કેટલો બહાદુર છે. હાલાંકે તે માણસના દિલમાં રાયના દાણા બરાબર પણ ઈમાન નહી હોય.

(બુખારી ભાગ-૨ પારો ૨૯ પાનું-૧૦૫૦)

સારાંશ કે કુર્આની આયતો અને હદીસોના એવા અર્થ ઘટાવવા કે જે ઝકાત, ખૈરાત વિગેરે પ્રકારની મદદના હકદાર હોય તેવા ગરીબ પાસેથી વ્યાજ લેવું હરામ છે. અમીર પાસેથી લેવું હરામ નથી. ખુદાના કલામ અને તેની શરીઅતમાં તહરીફ તેમજ રદ્દો બદલ કરવા અને નફસની ઈચ્છાની પૈરવી કરવા તથા અહલે કિતાબ યહુદીઓ વિગેરેનું અનુકરણ કરવા સમાન છે.

યહુદીઓ પર જાનવરોની ખાસ પ્રકારની ચરબી હરામ કરી દેવામાં આવી તો તેમણે હીલો કર્યો કે તેને પીગળાવી વેચી કીમત ઉપજાવી તેનો ઉપયોગ કર્યો અને કહેવા લાગ્યા કે ચરબી હરામ કરવામાં આવી છે. નહીં કે તેની કીંમત! આપ (સલ.)એ તેમની આ હાલત બયાન કરી એમના ઉપર લઅનત ફરમાવી. (મુસ્લિમ શરીફ ભાગ-૨ પાનું-૨૩)

આપ (સલ.)ની ભવિષ્યવાણી છે કેઃ- 'તમે ઝરૂર આગલા લોકોના પગલે ચાલીને જ રહેશો, એટલે સુધી કે જો તેઓ પૈકી કોઈ ઘોના દરમાં પેઠા હશે તો તમે પણ ઝરૂર ઘુસી જશો. સહાબા (રદિ.)એ વિનંતિ કરી :- 'યા રસૂલુલ્લાહ (સલ.) (આગલા લોકોથી) આપનો આશય યહુદ અને નસારા છે? આપ (સલ.) એ ફરમાવ્યું કે 'પછી બીજું કોણ?' (સહીહ બુખારી ભાગ ૨ પારો ૨૯ પાનું ૧૦૮૮)

તિર્મિઝી શરીફમાં છેઃ- જે જે વાતો બની ઈસ્રાઈલમાં બની છે તે બધી મારી ઉમ્મતમાં પણ બનશે, જો બની ઈસ્રાઈલમાંથી કોઈએ જગ ઝાહિર પોતાની માં સાથે વ્યભિચાર કર્યો હશે તો મારી ઉમ્મતમાં પણ કોઈ બદનસીબ જે આ હદ દરજાની બેશરમીના કામમાં તેમનું અનુકરણ કરીને રહેશે.''

(તિર્મિઝી શરીફ ભાગ-૨ પાનું-૮૯)

ખુદાપાકે અહલે કિતાબ ઉપર શનિવારના દિવસે માછલી પકડવાનું હરામ ઠેરવ્યું હતું, તેઓ ઘણાં જ નાલાયક અને નાફરમાન હતા. ખુદાની શરીઅતને પોતાની મનેચ્છાના તાબેઅ રાખવા માંગતા હતા, ખુદા તરફથી સખ્ત આઝમાઈશ થવા લાગી, શનિવારના દિવસે સમુદ્રમાં માછલી બહું દેખાતી, ઠેઠ કિનારે આવી જતી અને બીજા દિવસોએ અદ્રશ્ય થઈ જતી, એમાં એમની કસોટી થવા લાગી તેમનાથી રહેવાયું નહીં, મનાઈના સ્પષ્ટ હુકમ વિરૂદ્ધ હીલા બહાનાં કરવા લાગ્યા અને શૈતાનની ચાલ ચાલવા લાગ્યા, દરિયાકાંઠે તળાવ બનાવી દરિયામાંથી પાણી આવવાનો રસ્તો બનાવ્યો. શનિવારે માછલીઓ આવતી અને તેનો પાછા જવાનો માર્ગ બંધ કરી દેતા અને બીજા દિવસે રવિવારે તેને પકડતા અને કહેતા કે શનિવારે માછલી પકડવાનો હુકમ મનાઈનો છે, રવિવારે તો નથી, આવી રીતે ખુદા સાથે પ્રપંચ કરતા. તેમના ખુદાથી ડરનારા બુઝુર્ગો તેમને બોધ આપતા પણ તેઓ ખોટી દલીલો કરતા અને પોતાના નાજાઈઝ કૃત્યોથી અટકતા ન હતા, અમુક લોકોએ

આ જોઈ નસીહત કરનાર બુઝુર્ગોને કહ્યું:-

**"લિમ તઈઝુન કવ્મનિલ્લાહુ મુહલિકુહુમ અવ મુઅઝ્ઝિબુહુમ અઝાબન શદીદા"**

અર્થાત:- શા માટે આવા નાલાયકો સાથે માથાકુટ કરો છો, તેઓ સમજે એમ નથી. ખુદા અઝાબ આપશે.

**'કાલૂ'** બુઝુર્ગો કહેવા લાગ્યા.'

**"મઅઝિરતન ઈલા રબ્બિકુમ વલઅલ્લહુમ યત્તકુન."**

અર્થાત:- અમે ખુદાની સામે અમારો બચાવ તો કરી શકીશું કે અમે નસીહત કરી હતી અને (એટલા માટે નસીહતો કરીએ છીએ કે) કદાચ ખુદાથી ડરી બચી જાય!"

અંતે બાઝ આવ્યા નહીં તો ખુદાપાકે દુન્યામાં જ સઝા આપી, મસ્ખ કરી (તેમની શકલ બદલી આપી) અપમાનકારક વાંદરા બનાવી દેવામાં આવ્યા. (સૂરએ અઅરાફ) (ખુદા તઆલા આવા અંતથી બચાવે, આમીન)

યહુદીઓનું મલઉન મઝ્હબ (લઅનત તથા ગઝબને પાત્ર) હોવાનું એક મોટું કારણ વ્યાજ-ખોરી પણ છે.

"સૂરએ નિસાઅ"માં છે:- **'ફબિઝુલ્મિમ મિનલ્લઝીન હાદૂ'**

અર્થાત:- યહુદના ગુનાહોને લીધે અને (સઝા તરીકે) ઘણી પાક ચીઝો તેમના ઉપર હરામ કરી દીધી જે તેમના માટે હલાલ હતી. (કયા ગુનાહોના લીધે આમ કરવામાં આવ્યું) એક ઝુલ્મ (ગુનોહ)એ હતો કે લોકોને ગુમરાહ કરતા, (સીધે રસ્તેથી ભટકાવતા) બીજું વ્યાજ લેતા હતા, હાલાંકે મનાઈનો હુકમ આવી ગયો હતો અને ત્રીજું લોકોનો માલ નાહક રીતે લાંચ, રૂશ્વત વિગેરે ખાતા હતા. (સૂરએ નિસાઅ)

કુર્આન શરીફમાં અહલે કિતાબ યહૂદના ઉપરોક્ત ઈબ્રતનાક અંત અને બોધ્દાયક બયાનમાં અમો અહલે કુર્આન માટે શું કંઈ બોધપાઠ નથી? છે. અને ઝરૂર છે, અને આપણા સબક માટે જ આ ઉલ્લેખ થયો છે, માટે અમારો ફર્ઝ છે કે આપણે અહલે કિતાબ અને મુખ્યત્વે યહુદીની બુરી ખસ્લતો હરામને હલાલ કરવાની ચાલબાઝી અને વ્યાજ ખોરીથી તેમજ જેમાં વ્યાજની શંકા હોય તેનાથી બચીને રહીએ, ખુદા તોફીક આપે. આમીન.

રિબા (વ્યાજ) અરબી ડીક્ષનરીમાં વધારાને કહે છે અને ઉર્દુ તથા શરઈ પરિભાષામાં વધારાથી તે વધારો મુરાદ હોય છે જેના મુકાબલા (બદલા)માં કંઈ બદલો ન હોય.

તફસીરે મઝહરીમાં છે "અર્રિબા ફિલ્લુગતિ અઝઝિયાદતુ વલ્મઅના ઈન્નલ્લાહ તઆલા હર્રમઝ ઝિયાદત ફિલ્કર્ઝિલ મદ્ફૂઈ (ભાગ ૧ પાનું ૩૯૯) (અહકામુલ કુર્આન જસ્સાસ ભાગ ૧ પાનું ૫૫૪)

દાખલા તરીકે રૂપિયા ૧૦૦ કર્ઝ આપી ૧૨૫ લેવામાં આવે, રૂપિયા ૧૦૦ તો કર્ઝ આપેલા ૧૦૦ ના મુકાબલામાં છે, પણ ૨૫ ના મુકાબલામાં કંઈ બદલો નથી. કિંવા રૂપિયા ૨૫ એવઝ (બદલા) વિના લેવાયા છે, એ વધારો રિબા, વ્યાજ કહેવાય છે, એ બિલ્ઈજ્માઅ અને બિલ્ઈત્તિફાક હરામ છે, ગરીબની કૈદ નથી, કુર્આની હુકમ મુત્લક છે, અમીર-ગરીબ બન્નેવ માટે એક હુકમ છે.

કુર્આન શરીફમાં છે:- **"વઅહલ્લલ્લાહુલ બય્અ વહર્રમ-રિબા"**

અર્થાત:- અને ખુદાપાકે વેપાર હલાલ કર્યો છે અને વ્યાજને હરામ ઠેરવ્યું છે. (સૂરએ બકરહ)

અને ખુદાનું ફરમાન છે. "યા અય્યુહલ્લઝીન આમનૂ લા તઅકુલુ-ર્રિબા!

અર્થાતઃ- હે ઈમાનવાળાઓ વ્યાજ ખાઓ નહી. (સૂરએ આલે ઈમ્રાન)

જુઓ! કુર્આન શરીફમાં કયાંય રિબા (વ્યાજ) હરામ હોવા માટે ગરીબ, સદકાત-ખૈરાતના હકદારની કૈદ નથી. ગરીબની કૈદ (શર્ત) માનઘડત છે અને કુર્આની હુકમમાં નાજાઈઝ તહરીફ અને વ્યર્થ તસર્રૂફ (ફેરફાર કરી દેવું) છે, જે યહુદોની ટેવ રહી છે.

કુર્આન શરીફમાં છેઃ- "યુહર્રિફુનલ કલિમ અમ મવાઝિઈહિ"

બીજા સ્થળે છેઃ- "યુહર્રિફુનલ કલિમ મિમ બઅઝિ મવાઝિઈહિ."

અર્થાતઃ- કલામે ઈલાહી તૌરાતને તેના મકાનથી બદલી નાંખતા એટલે લફઝી (શાબ્દિક) તેમજ મનઅવી (આતરિક) ફેરફાર કરતા હતા, એટલે અર્થ બદલી નાંખતા હતા. જે વાત ખુદાપાકે હરામ અને હલાલ બાબત કાયમ કરી દીધી છે તેમને પણ એ લોકો પોતાની મનેચ્છા ખાતર બદલી નાંખે છે અને લોકોને કહે છે કે તમારી મરઝી મુજબ (પય્ગમ્બર તરફથી) હુકમ મળે તો માનવું, નહી તો નહી માનવું. (સૂરએ માઈદહ)

આવી નાપાક ખસ્લતો મુસલમાનોમાં પણ આવી રહી છે, ખુદાની પનાહ!

શરીઅતે મુહમ્મદિયહમાં જે ચીઝો હરામ છે તે કંઈ શારીરિક નુકસાન અથવા રૂહાની નુકસાનના કારણે હરામ છે, ચોરી, જુગાર, લાંચ, રૂશ્વત, વ્યાજ ખોરીમાં રૂહાની નુકસાન ઉપરાંત કલચરલ ખરાબીઓ પણ છે, કારણ કે ચોરી, જુગાર, લાંચ-રૂશ્વત અને વ્યાજખોરીમાં માલ નાહક રીતે લેવાય છે અને માલ કમાવાની જાઈઝ રીતો ખેતી, વેપાર, નોકરી, મજુરી વિગેરે જાઈઝ સાધનો છુટી જાય છે અથવા તેને ધોકો પહોંચે છે, તેમજ હમ્દર્દી, સહકાર, એકમેકને સહાય આપવી, કામ લાગવું, જેના ઉપર તમધ્દુની (કલચરલ) ઝિંદગીનો આધાર છે, એવા ભલાઈના કામો અને નેક ભાવનાથી એ લોકો (વ્યાજખોરો વિગેરે) વંચિત રહી જાય છે, એટલા માટે વ્યાજખોરીને કોઈ પણ યુગમાં અને કોઈ પણ મઝહબમાં જાઈઝ માનવામાં આવ્યું નથી. તેમ જ ઈસ્લામી શરીઅતમાં વ્યાજખોરીને ઝુલ્મ, નાહક કત્લ કરવા, વ્યભિચાર વિગેરે સખ્ત ગુનાહના કામો જેમ ગુનાહિત માનવામાં અને બહું તિરસ્કારની નઝરે જોવામાં આવે છે. એમાં ગરીબ-અમીરનો કોઈએ ફર્ક કર્યો નથી.

અમીર-ગરીબ દરેક માટે ગુનાહિત અને હલાક કરનારી વસ્તુ ગણાય છે, આપ (સલ.)નું ફર્માન છે કે હલાલ કરનારી સાત વસ્તુઓથી બચો!

સહાબા (રદિ.)એ પુછયું, તે કઈ વસ્તુઓ છે? આપ (સલ.)એ ફરમાવ્યું

(૧) શિર્ક કરવું, (૨) જાદુ કરવું (૩) નાહક કત્લ કરવું, (૪) વ્યાજ ખાવું, (૫) યતીમનો માલ ખાવો, (૬) જિહાદથી નાસવું (૭) પાક દામન સ્ત્રી પર વ્યભિચારનો આરોપ મુકવો. (બુખારી શરીફ ભાગ ૧ પારો ૧૧ પાનું ૩૮૮)

## કુર્આન શરીફમાં વ્યાજખોરીની નિંદા

હકતઆલા ફર્માવે છેઃ- "અલ્લઝીન યઅકુલૂન-ર્રિબા.......

અર્થાતઃ- જે લોકો વ્યાજ ખાય છે તેઓ (કબરોથી) ઉઠી શકશે નહી, પણ એવી રીતે (ઉઠશે) જેવી રીતે કે શૈતાને વળગી ગાંડો કરી દીધેલો માણસ ઉભો થાય છે, આ (સઝા) એટલા માટે છે કે તેઓએ (વ્યાજ હલાલ કરવા માટે દલીલમાં) કહ્યું કે "ઈન્નમલ બયઉ મિસ્લુ-ર્રિબા (વેપાર પણ વ્યાજ જેવો છે) હાલાંકે ખુદાએ વેપાર હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યુ છે. (સૂરએ

બકરહ રૂકૂઅ-૬)

હદીસ શરીફમાં છે કે વ્યાજનો એક દિરહમ ખાવો ૩૬ ઝિનાથી વધુ ગુનાહિત છે. (મિશ્કાત શરીફ પાનુ ૨૪૬)

બીજી હદીસમાં છે કે વ્યાજ ખાવાના ૭૩ ગુનાહો છે, જે પૈકી સાધારણ ગુનાહની મિસાલ એ છે કે માણસ પોતાની માં સાથે ઝિના કરે (મિશ્કાત શરીફ પાનું ૨૪૬)

એક હદીસમાં છે કે આપ (સલ.) એ વ્યાજ લેનાર અને વ્યાજ આપનાર તેમજ વ્યાજુ મામલો લખનાર તેમજ તેના સાક્ષીઓ ઉપર લઅનત ફરમાવી છે અને ફરમાવ્યું છે કે આ બધા (અસલ ગુનાહ અને લઅનતમાં) બરાબરના ભાગીદાર છે. (મિશ્કાત શરીફ પાનું ૨૪૪)

આ કુર્આની આયતો અને હદીસોમાં કોઈને અમીર-ગરીબનો ફર્ક દેખાય છે?

સદકા-ખૈરાતના બયાનની સાથે વ્યાજનું બયાન છે, એટલા માટે એમ સમજી લેવું કે વ્યાજનો હુકમ ફકત ગરીબો, ઝકાત-સદકાતના હકદારો સાથે જ સંબંધ ધરાવે છે, અમીરો માટે વ્યાજ લેવું-દેવું હરામ નથી, એ માન્યતા ગલત તેમજ ગુમ્રાહ કરનારી છે, કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ નમાઝની સાથે ઝકાતનું વર્ણન છે "અકીમુ-સ્સલાત વ આતુઝ-ઝકાત" અર્થાતઃ- નમાઝ કાયમ કરો અને ઝકાત આપો. તો શું નમાઝ તેના ઉપર જ ફર્ઝ છે જેના ઉપર ઝકાત ફર્ઝ હોય? ગરીબો ઉપર નમાઝ ફર્ઝ નથી? "બરી અકલો દાનિશ બેબાયદ ગિરીસ્ત.

અર્થાતઃ- આવી અકલ અને સમજ માતમ કરવા લાયક છે.

વ્યાજના બયાનની સાથે સદકાત-ખૈરાતનું વર્ણન એટલા માટે છે કે વ્યાજના ખરાબ કૃત્ય તેમજ નીચ ધંધાને છોડાવી ખૈરાતની ભાવનાને તરકકી આપે કિંવા લોકો વ્યાજની બુરાઈને સમજી અને સદકા-ખૈરાતની ફઝીલત જાણી વ્યાજ લેતા અટકે અને ખૈરાત માટે ટેવાઈ જાય.

બુખારી શરીફમાં છે કે "જેણે પોતાના સાથીને કહ્યું કે ચાલ "જુગાર" રમીએ, તો આમ કહેનાર માટે ઝરૂરી છે કે સદકો આપે. (જેથી ગુનાહનો કફફારો બની જાય)

તો શું "જુગાર"ની સાથે સદકાનો ઉલ્લેખ કરવાનો હેતુ એ હોય શકે છે કે સદકાના હકદાર માટે જ જુગાર હરામ છે. અમીર માટે હરામ નથી?

ઉલ્ટી સમજ કિસીકો ભી એૈસી ખુદા ન દે
દે આદમીકો મૌત મગર યે અદા ન દે

આમીન!

કુર્આને શરીફ પોતે જ મોઅજિઝો છે એને લગતા આક્ષેપોનો જવાબ કુર્આનમાં જ મળી આવે છે, કુર્આનમાં વ્યાજુ લેવડ-દેવડ ખત્મ કરવા વિષે જે આયતો નાઝિલ થઈ છે તેમાં તેનો જવાબ મૌજુદ છે, વ્યાજુ કર્ઝ લેનારા માત્ર ગરીબો, ઝકાતના હકદારો જ હોતા નથી. માલદારો પણ હોય છે.

ખુદાપાક ફરમાવે છે **"યા અય્યુહ-લ્લઝીન આમનૂ-ત્તકુલ્લાહ વઝરૂ મા બકિય મિન-રિબા...."લા તઝલિમૂન વલા તુઝલમૂન"**

અર્થાતઃ- હે ઈમાનવાળાઓ! અગર તમે (હકીકતમાં) ઈમાનદાર છો તો ખુદાથી ડરો અને જે વ્યાજ લોકોના માથે બાકી છે તેને છોડી દો. અગર એમ નહી કરશો તો ખુદા અને તેના રસૂલ તરફથી તમને લડાઈનો પડકાર છે, જો તૌબહ કરી લેશો તો તમને તમારો અસલ માલ

મળી જશે, ન તો તમે કોઈનું નુકસાન કરવા પામશો (એટલે અસલ રકમથી વધુ લઈ શકશો નહી) અને ન તો કોઈ (કર્ઝદાર) તમારૂં નુકસાન કરવા પામશે. (કે તમારી અસલ રકમ દબાવી બેસે)

પછી ફરમાવે છે **"વઈન કાન ઝૂ ઉસ્રતિન ફનઝિરતુન ઈલા મય્સરહ, વઅન તસદ્દકૂ ખય્રુલ્લકુમ ઈન કુન્તુમ તઅલમૂન"**

અર્થાતઃ- અને જો કર્ઝદાર તંગદસ્ત હોય તો તેને ગુંજાઈશ થતાં લગી મોહલત દેવામાં આવે, જો માફ કરી દો તો તમારા માટે વધુ બેહતર છે, જો તમે જાણતા હોવ. (સૂરએ બકરંહ)

જો વ્યાજુ કર્ઝનો સંબંધ માત્ર ગરીબો સાથે જ હોત તો પછી **'વઈન કાન ઝૂ ઉસ્રતિન...'** અને જો કર્ઝદારો પૈકી કોઈ ગરીબ તંગદસ્ત હોય તો તેને ગુંજાઈશ મળતાં સુધી મોહલત દેવામાં આવે... એમ કહેવાની શી ઝરૂરત હતી?

તફસીરે તબ્સીરૂ - રેહમાન (તફસીરે મહાઈમી)માં પૂરી સ્પષ્ટતા છે

**'તઝલિમુન બિતલબિઝ-ઝિયાદતિ વલા તુઝલમૂન બિન્નકસિ વલમત્લિ હાઝા ઈઝા કાનલ મદયૂનુ મુસિરૂન વ ઈન કાન ઝૂ ઉસ્રતિન.**

અર્થાતઃ- ન તો તમે કર્ઝદાર પાસે તમારી અસલ રકમથી વધુ વ્યાજ માંગી ઝુલ્મ કરવા કિંવા નુકસાન કરવા પામશો અને ન તો તમારા ઉપર (કર્ઝ દેનાર ઉપર) આપેલી રકમ દબાવી યા ઓછી આપી અથવા આપવામાં વિલંબ કરી ઝુલ્મ કરવામાં આવશે. અસલ રકમ આપવામાં ઢીલ નહી કરવાનો હુકમ ત્યારે છે જયારે કે કર્ઝદાર માલદાર હોય અને જો ગરીબ હોય તો તેને ગુંજાઈશ થતાં લગી મોહલત દેવામાં આવે અને માફ કરી દેવું વધારે બેહતર છે. (ભાગ ૧ પાનુ ૯૭)

જુઓ તફસીરમાં વ્યાજુ કર્ઝ લેનારા બે પ્રકારના બતાવ્યા છે, એક મુસિર (માલદાર) અને એક ઝૂ ઉસ્રતિન (ગરીબ, તંગદસ્ત)

મઝકુર કુર્આની આયતઃ- **'વઈન કાન ઝૂ ઉસ્રતિન'** અને તેની તફસીરથી સ્પષ્ટ થઈ ગયું કે વ્યાજુ કર્ઝ લેનારા બધા જ 'મુસીબતમાં ફસાઈ પડેલા' તથા 'ભીખ માંગીને મુફલિસીમાં જીવન ગુઝારનારા' ન હતા. સારી હાલતના અને માલદાર વ્યાજુ કર્ઝ લઈ આજના જેમ વધુ માલદાર બનવાની કોશિશ કરનારા પણ હતા.

વધુ સમર્થન માટે તફસીરનો બીજો દાખલોઃ-

**'વઈન કાન ઝૂ ઉસ્રતિન અય ઈન વકઅ ગરીમુન મિન ગુરમાઈકુમ ઝુ ઉસ્રતિન'**

અર્થાતઃ- અને જો કર્ઝદાર તંગદસ્ત હોય એટલે જો તમારા કર્ઝદારો પૈકી કોઈ કર્ઝદાર તંગદસ્ત હોય તો તેને ગુંજાઈશ થતાં લગી મોહલત આપવામાં આવે.

(તફસીરે અબુ સઈદ મઅ તફસીરે કબીર ભાગ ૨ પાનું ૫૫૨)

તિજારતી તરકકી માટે કબીલાઓ અને ખાનદાનો એક-બીજા સાથે વ્યાજુ નાણાંની લેવડ -દેવડ રાખતા હતા, બની અમ્ર સકફી વ બની મુગીરહ મહઝૂમી બ રિબા બા યક દિગર મુઆમલહ દાશતન્દ. અર્થાતઃ- બનુ અમ્ર સકફી અને બનુ મુગીરહ મહઝૂમી (એ બન્નેવ કબીલા અને ખાનદાનો) એકમેક સાથે વ્યાજુ મામલો રાખતા હતા. (તફસીરે હુસૈની પાનું ૭૫)

હઝરત અબ્બાસ (રદિ.) અને હઝરત ખાલિદ ઈબ્ને વલીદ (રદિ.) ભાગમાં વેપાર કરતા

હતા. એમની વ્યાજુ લેવડ-દેવડ તાઈફના બનૂ સકીફ સાથે હતી. હઝરત અબ્બાસ (રદિ.)ના વ્યાજુ મામલાની એક મોટી રકમ બનૂ સકીફના સિરે આવતી હતી.(તફસીરે મઝહરી ભાગ ૧ પાનું ૪૧)

હઝરત અબ્બાસ (રદિ.) તથા હઝરત ઉસ્માન ઈબ્ને અફફાન (રદિ.)ની વ્યાજુ રકમ એક વેપારી ઉપર હતી. (તફસીરે મઝહરી ભાગ ૧ પાનું ૪૧૦)

તફસીરે દુર્રે મન્સૂરમાં છેઃ- "કાન રિબન યતબાયઉન બિહી ફિલ્જાહિલિય્યતિ" અર્થાતઃ- એ એક વ્યાજ હતું જેની સાથે જાહિલિય્યતના ઝમાનામાં લોકો વેપાર કરતા હતા. (ભાગ ૧ પાનું ૩૬૧)

સીરતુન્નબી (અલ્લામહ સય્યિદ સુલય્માન નદવી રહ. કૃત)માં છે.

**"અરબમેં સૂદ ખ્વારીકા આમ રિવાજ થા, તમામ દૌલતમંદ સૂદ પર લૈન-દૈન કરતે થે.** (ભાગ ૪ પાનું ૨૮૫)

"તફસીરે કુર્તુબી"માં છે કેઃ- વ્યાજ બાબત ખુદાનો આ હુકમ તે લોકો વિષે છે કે તિજારત પૈશા (વેપાર કરનારા) કુફફારે કુરૈશ અને સકીફમાંથી ઈસ્લામ લવ્યા હતા. (ભાગ ૩ પાનું ૩૬૧)

સારાંશ કે ગરીબો જ નહી બલ્કે માલદાર વેપારીઓ, કબીલાઓ અને ખાન્દાનો પણ વેપાર વધારવા માટે પરસ્પર વ્યાજુ મામલો રાખતા હતા અને કંપની જેમ મોટા પાયા પર વેપાર કરતા હતા, ઘણાં ભાગીદારો મળી વેપાર કરતા હતા.

તફસીરે મઝહરીમાં છેઃ- ગઝવએ બદ્રના તિજારતી કાફલામાં ઘણો માલ હતો. મકકામાં કોઈ કુરૈશી મર્દ કે ઔરત તિજારતના ભાગીદાર બનવાના બાકી રહ્યા ન હતા. જેની પાસે એક મિસ્કાલ (૪॥ માશા) સોનું હતું તે પણ તિજારતમાં ભાગીદાર બની ગયા હતા, વેપારી મુંડીનો અંદાઝો ૫૦ હઝાર દીનાર (એટલે ૫૬ લાખ રૂપિયા) કહેવાય છે. (સૂરએ અન્ફાલ પાનું ૫)

જયારે ઈન્ડીયન વ્યુઝવાળા ભાઈ લખે છે કેઃ- રસૂલુલ્લાહ (સલ.)ના ઝમાનામાં એ જ પ્રકારનું વ્યાજ હસ્તી ધરાવતું, બીજી કોઈ ઝાતનું નહી, તે ઝમાનામાં વ્યાજની એક જ વ્યાખ્યા, એક જ અર્થ, એક જ મતલબ એ થતો હતો કે મુસીબતમાં આવી પડેલા માણસોને મદદ કરવાના બદલે તેની લાચારીનો લાભ લઈ તેને એથીય વધુ દુઃખી બનાવ્વું.

બેબીં તફાવુતે રહ અઝ કુજાસ્ત તા બકુજા.

'ઝુલ્મ'નો લગ્વી અર્થ વસ્તુને તેની ગૈર જગ્યાએ મુકવું, કિંવા એક વસ્તુને તેની ખાસ જગ્યાએ નહી મુકવું. (તફસીરે મઝહરી ભાગ ૧ પાનું ૫૭-મુન્જિદ પાનું ૫૦૦)

અને શરઈ પરિભાષામાં ઝુલ્મથી મુરાદ શરઈ સ્થળ અને મૌકો તથા શરઈ વજહ (તોર તરીકાથી) મર્યાદા બહાર નિકળી જવું, તેની હદથી વધી જવું છે.

(ફત્હુલ બારી, મિકાત, મઝાહિરે હક વિગેરે.)

**'ફેઅલુ શય્ઈન લા યજાુઝુ ફિઅલુહુ.'**

અર્થાતઃ- જે કૃત્ય જાઈઝ નથી તેને કરવું ઝુલ્મ છે. (તફસીરે મઝહરી ભાગ ૧ પાનું ૭૬૩)

એમાં સિતમ, નાઈન્સાફી, હક તલ્ફી, ઝબરદસ્તી, વચન ભંગ, નાફરમાની, મઅસિયત, તકસીર, શિર્ક, ફિસ્ક, કમી-ઝિયાદતી વિગેરે અર્થનો સમાવેશ થાય છે, મૌકા મહલ અને સંજોગ અનુસાર મતલબ લેવાય છે. કુર્આન શરીફમાં છે.

(૧) વલા તકરબા હાઝિહિ-શ્શજરત ફતકૂના મિનઝ-ઝાલિમીન.'

અર્થાતઃ- અને તમે (હઝરત આદમ તથા હવ્વા અલ.) આ વૃક્ષના નઝદીક જશો નહીં. (નહીં તો) ઝાલિમ એટલે પોતાનું નુકસાન કરનારા બની જશો. (સૂરએ બકરહ)

(૨) 'વમા તુન્ફિકુ મિન ખયરિયં યુવફ્ફ ઈલય્કુમ વ અન્તુમ લા તુઝ્લમૂન'

અર્થાતઃ- અને તમે જે કંઈ માલ ખર્ચી રહ્યા છો તે સો પુરેપુરો તમને મળી જશે, અને તમારા માટે તેમાં ઝરાય કમી કરવામાં આવશે નહીં (સૂરએ બકરહ)

(૩) વલવ અન્ન લિકુલ્લિ નફસિન ઝલમત, કફરત (જલાલૈન, સૂરએ યૂનુસ)

(૪) કાલ લા યનાલુ અહદિઝ-ઝાલિમીન, અલ્કાફિરીન (જલાલૈન) 'ઈન્નશ્શિર્ક લઝુલ્મુન અઝીમ'

અર્થાતઃ- બેશક શિર્ક ઘણો જ ભારે ઝુલ્મ છે. (મખ્લૂકને ખાલિકનો દરજ્જો અપાય છે.)

(૫) 'વલમ તઝ્લિમ મિન્હુ શય્આ.'

અર્થાતઃ- બન્ને બાગ પોતાના પુરો મેવો લાવે છે, અને તેમાં કંઈ કમી કરતા નથી. (સૂરએ કહફ)

(૬) ઈલ્લ-લ્લઝીન ઝલમૂ મિન્હુમ.'

અર્થાતઃ- પરંતુ તેઓમાં જેઓ અન્યાય કરનારા છે, (સૂરએ બકરહ)

(૭) હદીસમાં છે મત્લુલ ગનિય્યિ ઝુલ્મુન'

અર્થાતઃ- કર્ઝ અદા કરી શકે તેવી હાલત હોવા છતાં માંગનારને વાયદા કર્યા કરવું ઝુલ્મ છે. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૧૫૬)

કર્ઝની રકમ થોડી હોય કે ઘણી, માંગનાર ગરીબ હોય કે અમીર, લાચારી વિના ઢીલ કરવું ઝુલ્મ છે. એ જ પ્રમાણે 'રિબા' કિંવા વ્યાજની આયતમાં 'લા તઝ્લિમૂન વલા તુઝ્લમૂન'નો ભાવાર્થ એ છે કે હક ન હોવા છતાં, રકમની માંગણી કરવી ઝુલ્મ છે, તેમજ હક હોવા છતાં નહીં આપવું અથવા આપવામાં નાહક ઢીલ કરવી ઝુલ્મ છે, કિંવા એક-બીજાને માલી નુકશાન પહોંચાડવું, થોડુ હોય કે ઘણુ ઝુલ્મ છે. ઝુલ્મ હોવામાં થોડા ઘણાં માલ અને અમીર-ગરીબનો ફર્ક નથી, હઝાર રૂપિયા દબાવવા પણ ઝુલ્મ છે. અને પાંચ રૂપિયા દબાવવા પણ ઝુલ્મ છે, એ જ પ્રમાણે ગરીબનો હક મારવું પણ ઝુલ્મ છે. અને અમીરનો હક દબાવ્વો પણ ઝુલ્મ છે, માટે 'લા તઝ્લિમૂન વલા તુઝ્લમૂન'નો અર્થ સિતમ ગુઝારવું, દુઃખી બનાવવા, લોહી ચુસવું, ભુખે મારવા, ઘર વિનાના કરી દેવાનો નક્કી કરી લઈ તેનો જે ભાવાર્થ ઉપજાવ્વામાં આવ્યો છે તે તદ્દૃન ખોટો અને ભ્રામક છે. જેમ કે એક ફારસીખાંએ "ગીરદ"ના શબ્દનો ભાવાર્થ લીધો હતો, એનો એક મિત્ર પોતાના દુશ્મનના હાથે માર ખાય રહ્યો હતો, એને જોઈ ફારસીખાં દોડયો અને મિત્રના હાથ પકડી લીધા, દુશ્મનને એના આ કૃત્યથી ફાવતી આવી, અને એના મિત્રને ખૂબ માર માર્યો. કોઈએ તેની મુર્ખાઈ જોઈ કહ્યું આ તેં શું કર્યુ? તો જવાબ આપ્યો કે મેં શૈખ સઅદી (રહ.)ના કથન ઉપર અમલ કર્યો છે. આપનો કૌલ છે

દોસ્ત આં બાશદ કે ગીરદ દસ્તે દોસ્ત
દર પરેશાં હાલિયો દર માન્દગી

અર્થાતઃ- 'ખરો મિત્ર હું તેને સમજું છું કે મિત્રને મુસીબતમાં જોઈને તેનો હાથ પકડી લે.' માટે મેં મારા મિત્રને મુસીબતમાં જોઈને તેનો હાથ પકડી લીધો, પેલાએ કહ્યું બેવકુફ! શૈખ સઅદી (રહ.)ના કથનનો ભાવાર્થ એ છે કે મિત્રને મુસીબતમાં ગિરિફતાર જુએ તો તેની મદદ

કરે, અને મુસીબતમાંથી છોડાવે, નહીં કે હાથ પકડી માર ખવડાવે!

જેવી રીતે ફારસીખાંએ "ગીરદ"નો અર્થ દરેક જગ્યાએ પકડવાનો સમજી લીધો છે, એવી જ રીતે 'ઈન્ડીયન વ્યુઝ' વાળા ભાઈએ પણ દરેક જગ્યાએ ઝુલ્મનો એક જ અર્થ અને ભાવાર્થ નકકી કરી લઈ મુસીબત ઉભી કરી છે અને તેના સહીહ હોવા ઉપર એમને આગ્રહ પણ છે, જેમ કે એક પરદેશી ગામડીયાને રેલ્વે કાનૂનનો મત્લબ અને તેનો કાનૂન સમજવા ઉપર આગ્રહ હતો, જેની પાસે રેલ્વેની મુસાફરીમાં એક મણ વઝનનો સામાન હતો. સ્ટેશન માસ્તરે કહ્યું કે તમારો સામાન ૧૫ શેરથી વધુ છે અને ૨૫ શેરથી વધુ સામાનનું મેહસુલ ભર્યા વિના લઈ જવાની રેલ્વે કાનૂન રજા આપતો નથી, ગામડીયો કહે છે કે ૧૫ શેરથી આ ખાસ વજન મુરાદ નથી, બલ્કે તે પ્રમાણ મુરાદ છે કે એક માણસ ઉચકી શકે , હિન્દુસ્તાનના માણસો ૧૫ શેરથી વધુ ઉચકી શકતા નથી, એટલા માટે ૧૫ શેર વઝન લખ્યું છે. પરંતુ અમારા માટે એ હુકમ નથી અમે તો મણથી વધારે ઉચકી શકીએ છીએ, માટે આ કાયદો અમોને લાગુ પડતો નથી, છેવટે રેલ્વે કાનૂનનું સામાન્ય હોવું, દેશી, પરદેશી, કમઝોર, તાકતવર સૌના માટે વાજિબુલ અમલ માની લેવું પડયું, એવી જ રીતે આ ભાઈ પણ શરઈ કાનૂનની સામે સરે તસ્લીમ ખમ કરી દેશે, અને હુરમતે રિબાના (વ્યાજ હરામ હોવાના) શરઈ કાનૂનને અમીર, ગરીબ સૌના માટે વાજિબુલ અમલ (અમલ કરવું ઝરૂરી) માની લેશે. ખુદા નેક તવ્ફીક આપે, આમીન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## લોન વિષે શરીઅતનો શું હુકમ છે?

(૪૨૫) સવાલઃ- હમારા ગામમાં મુસ્લિમ ઘાંચી ભાઈઓની હાલત ગરીબ છે. તેઓનો વેપાર-ધંધો પડી ભાંગ્યો છે. જેથી તેમને રોઝી, તેમના વેપારને ઉત્તેજન આપી બેકારી દુર કરવા માટે મુંબઈ સરકારે ગ્રામ ઉધોગ બોર્ડ મારફત તે ધંધાને વિકસાવ્વા માટે મુસ્લિમ ભાઈઓને નાની રકમના શેરો લેવડાવી સોસાયટીઓને રજીસ્ટર્ડ બનાવી સરકારની દેખરેખ હેઠળ સોસાયટીઓ ચલાવ્વામાં આવે છે. શેરોના વેચાણ પ્રમાણે બોર્ડ ૪॥ ટકાના વ્યાજ પ્રમાણે ત્રણ વર્ષના હપ્તાથી માલ ખરીદ કરવા માટે સોસાયટીઓને લોનના રૂપિયા ધીરે છે. સોસાયટીઓના નાણાંનું લેવડ-દેવડ બેંકો સાથે થાય છે. સોસાયટીઓનો નફો શેર હોલ્ડરોને પૂરો મળે છે. મુસ્લિમ ભાઈઓને માલના પીલાણનું રોઝિંદા મહેનતાણાં કામ કર્યા પ્રમાણે આપવામાં આવે છે. સોસાયટીઓના શેર હોલ્ડરો બધા મુસલમાનો છે તો સવાલ એ થાય છે કેઃ-

(૧) લોનનું વ્યાજ આપવા-લેવાનો શરીઅત પ્રમાણે શું હુકમ છે?

(૨) સોસાયટીના વ્યાજનું આવક-જાવક (બેંકનું ખાતું) અલગ બનાવી નફાના ફાળામાં વ્યાજની રકમ ન લેતાં તે નફો લેવાય કે નહીં?

(૩) બેંકના વ્યાજના લેવડ-દેવડમાં સોસાયટીના જવાબદાર શખ્સો ગુનેહગાર ગણાંશે?

(૪) લોનના રૂપિયા સોસાયટી એક વર્ષની મુદ્દત દરમિયાન સરકારને ભરપાઈ કરે તો તેનું વ્યાજ લેવામાં આવતું નથી. તો તેવી રીતે સોસાયટીએ લોન લેવી કે નહીં? અને લોનના પૈસાથી સોસાયટી બનાવ્વી કેવી છે?

જવાબઃ- સમગ્ર દ્રષ્ટિએ મઝકૂર મામલો વ્યાજુ છે. માટે જાઈઝ નથી.

રોઝીના જાઈઝ સાધનો નાના-મોટા મળી શકે છે, માટે વ્યાજુ મામલો જેની હુરમત નસ્સે કુર્આની અને હદીસથી સાબિત છે અને જે કબીરો ગુનોહ તથા અશદ્દે ઝિના છે તે ઈખ્તિયાર

કરવાની ઈજાઝત અને સલાહ આપી શકાય નહી.

હદીસ શરીફમાં વ્યાજ ખાવા વિષેની સખ્ત વઈદો આવી છે જે આગલા જવાબોમાં ખુલાસાથી આવી ગઈ છે. ત્યાં જોઈ લેશો.

સાદિકો-મસ્દૂક (સલ.)ના આ ફર્માનો અને વઈદો જેની નઝર સમક્ષ હશે તે કદી પણ વ્યાજુ મામલો ઈખ્તિયાર કરવાની હિમ્મત કરી શકશે નહી.

હઝરત ઉમરે ફારૂક (રદી.)નું ફર્માન છે કે (મુઆમલાત બાબત) આખિરી આયત નાઝિલ થઈ તે વ્યાજ વિષેની છે. આપ (સલ.) તેની પુરી તફસીર કરવા પહેલાં વફાત પામી ગયા. માટે છોડી દો રિબા (વ્યાજ) અને રિબ્યહ એટલે જેમાં વ્યાજનો શક શુબહ હોય તે પણ વ્યાજના હુકમમાં છે તેને પણ છોડી દો(મિશ્કાત)

અફસોસ! આ તે સમય આવી ગયેલો લાગે છે જેની પેશીન ગોઈ આપ (સલ.)એ ફર્માવી હતી કે ઝરૂર એક સમય એવો આવશે કે કોઈ માણસ પણ વ્યાજ ખાનાર બાકી નહી રહેશે, અગર (ચોકખી રીતે) વ્યાજ નહી ખાશે તો તેનો અસર પણ લાગ્યા વિના રહેશે નહી એટલે વ્યાજુ મામલામાં વકીલ, ગવાહ તેમજ લખનાર વિગેરે બધા મદદગાર બનશે. (મિશ્કાત)

ખુદાપાક બચાવે, આમીન.

અગર સોસાયટી વ્યાજુ મામલાથી બચે અને લોનનું જે ૪॥ ટકા વ્યાજ આપવું પડે છે તે ન આપવું પડે અને બેંકના વ્યાજને પણ શામિલ ન કરવામાં આવે તો પછી વાંધો નથી. જાઈઝ છે.

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ મીરાસ વલ્વસિય્યત

### માંની મિલ્કતમાં દીકરીનો હક છે કે નહીં?

(૪૨૬) સવાલ:- મર્હુમ ઝૈદે પોતાની હયાતીમાં ખુદની છોકરી ઝુબૈદહબીબીને પોતાની જાઈદાદ બખ્શિશ આપી છે. ઝુબેદાબીબીની એક છોકરી અને એક છોકરો છે. ખાવિંદ ગુઝરી ગયો છે. ઝુબૈદાબીબીને તેની નણંદ એ લાલચ આપે છે કે તારા નિકાહ કરાવી દઈએ અગર તું તારી બધી જાઈદાદ જે બાપના તરફથી તને મળી છે તે છોકરાને લખી આપે, ઝુબૈદહ આમ કરવા તૈયાર છે. અને છોકરીને પોતાની મીરાસથી મહરૂમ કરવા માંગે છે. તો શું ઝુબૈદહનું આ કૃત્ય શરઅન દુરસ્ત છે? શું માંની મિલ્કતમાં છોકરીનો હક લાગુ પડતો નથી?

જવાબ:- બેશક! છોકરી પણ માંની વારિસ છે, માંના મરણ પછી માંની મિલ્કતમાં હકદાર થશે. માં છોકરીને મહરૂમ કરવા માંગે અને કહી જાય અથવા લખાણ કરી જાય કે મારા મરણ પછી મારી બધી મિલ્કત મારા છોકરાઓને આપવી. છોકરીને કાંઈ આપવું નહીં અથવા તેના હકથી થોડું આપવા કહી કે લખી જાય તોય છોકરી મહરૂમ થશે નહીં અને પોતાનો પુરો હક લેવાની હકદાર રહેશે. પરંતુ આ વિરાસતનો કાનુન અને હક માંના મરણ પછી લાગુ પડે છે. ઝિંદગી અને તંદુરૂસ્તીની હાલતમાં માં પોતાની બધી મિલ્કત છોકરાને આપી શકે છે જો કે શરઈ કારણ વગર આમ કરવું (અને છોકરીને નહીં આપવું) ઈન્સાફના ખિલાફ છે અને મુરૂવ્વત તથા માંની મમતા વિરૂદ્ધ છે માટે ગુનાહિત છે, (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૪ પાનું ૭૦૭) હદીસ શરીફમાં છે કે:- જે માણસ પોતાના વારિસને નાહક મીરાસથી મહરૂમ કરે તો ખુદાપાક તેનો હક કયામતના દિવસે જન્નતથી બાતિલ કરી દેશે. (મિશ્કાત શરીફ પાનું ૨૬૬) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૪ પાનું ૭૦૭) માટે હયાતીમાં આપવું હોય તો બન્નેને આપે અને સરખા ભાગે આપે. છોકરાને ડબલ અને છોકરીને એક ભાગ આપવાનો કાનુન વિરાસતી છે. હયાતીમાં ઔલાદને અપાય છે તે અતિય્યહ છે. 'અતિય્યહ'માં બધી ઔલાદ બરાબરની હકદાર છે, છોકરો હોય કે છોકરી.

હા! છોકરાની તઅલીમ વિગેરે શરઈ મસ્લિહતના લીધે કાંઈ વધારે આપે, જયારે છોકરીને કમ આપવા અને નુકસાન પહોંચાડવાનો હેતુ ન હોય તો જાઈઝ છે. ''નિય્યત ઉપર આધાર છે.'' (હદીસ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ત્રણ બહેન, ત્રણ ભત્રીજા, એક ભત્રીજી, મર્હુમ બહેનની ઔલાદ તથા પિત્રાઈ ભાઈ-બહેનમાં રકમ કઈ રીતે વહેંચવી?

(૪૨૭) સવાલ:- એક ગૃહસ્થ હાલમાં ગુઝરી ગયા છે તેમને કોઈ ઔલાદ નથી. તેમની ઔરત પણ નથી. તેમના નઝદીકના સગા નીચે પ્રમાણે છે.

(૧) તેમની ત્રણ સગી બહેનો હયાત છે.
(૨) તેમની બે બહેન કે જે મરણ પામેલી છે તેમની ઔલાદો છે.
(૩) તેમના ત્રણ ભત્રીજા અને એક ભત્રીજી છે.
(૪) કોઈ સગો ભાઈ નથી.
(૫) તેમનો એક પિત્રાઈ ભાઈ અને એક પિત્રાઈ બહેન છે.

હવે મહુર્મના વારિસોએ કઈ રીતે રકમ વહેંચવી? મર્હુમના પાસે રકમ છે. તેમ એક ઘરનો હિસ્સેદાર છે, કુલ રકમ લગભગ ૧૫ હઝાર થાય છે.

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી બાકી રહેલી માલ-મિલ્કતના ૯ ભાગ થશે, બબ્બે ભાગ ત્રણેવ બહેનોને અને એક-એક ભાગ ત્રણેવ ભત્રીજાઓને મળશે. મર્હુમની બહેનોની ઔલાદ અને ભત્રીજી તથા પિત્રાઈ ભાઈ અને પિત્રાઈ બહેન હકદાર નથી. મહરૂમ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મીરાસમાં બહેનનો હક ન આપે તો શું હુકમ છે?**

(૪૨૮) સવાલઃ- વારસા વહેંચણી બાબત ભાઈની નિય્યત ખોટી છે, એટલે બાપની મીરાસમાંથી બહેનોને તેમને લગતો હક આપવા રાઝી નથી તો એના માટે શરીઅતનો શું હુકમ છે?

જવાબઃ- મીરાસની વહેંચણી બાબત શરઈ કાનૂન નહી માનવું અને છોકરીઓને તેમના હકથી મહરૂમ કરવું અને તેમને તેમનો હક નહી આપવો બહુ સખ્ત ગુનાહનું કામ છે, બલ્કે કુફ્રની હદે પહોંચી જવાનો ભય છે, ખુદાપાકે તેના પાક કલામમાં વારસા વહેંચણીના કાયદા કાનૂન બયાન કરી સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું છે કે **"અને જે કોઈ ખુદા અને તેના રસૂલ (સલ.)ની નાફરમાની કરશે, અને તેની (બાંધેલી) હદો ઓળંગી જશે તો તેને દોઝખમાં નાંખશે. જેની અંદર તે સદા રહેશે અને તેના માટે ઝિલ્લતનો અઝાબ છે."** (સૂરએ નિસાઅ)

માટે પુછેલી સુરતમાં બહેનોને તેમનો હક આપવો ઝરૂરી છે. ઈન્કાર કરવું કાફિરાના રસ્મની પૈરવી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મય્યિતની કિતાબો મદ્રસામાં આપવા બાબત**

(૪૨૯) સવાલઃ- એક મૌલાના ગુઝરી ગયા છે. તેમની વસિય્યત હતી કે મારી તમામ કિતાબો ફલાણાં દીની મદ્રસામાં આપી દેવી, કિતાબોની કીમત તરકાના ત્રીજા ભાગથી કમ છે. સવાલ એ છે કે મઝકૂર મદ્રસામાં આપવું ઝરૂરી છે? તલ્બા અને મૌલ્વીઓને વહેંચી આપવામાં કાંઈ વાંધો છે?

જવાબઃ- કોઈ મદ્રસામાં કિતાબો આપવાની બે પ્રકારે હોય છે.

(૧) મદ્રસાના તલ્બા અને મુદર્રિસોને વહેંચી આપવા માટે.

(૨) મદ્રસાના વકફ કુતુબખાનામાં દાખિલ કરી તલ્બા અને મુદર્રિસીનના પઢવા અને અભ્યાસ કરવા માટે.

પુછેલી સુરતમાં ઝાહર એ છે કે વસિય્યત બીજા પ્રકારની હશે માટે વારિસોને જોઈએ કે મર્હુમની વસિય્યત પ્રમાણે કુલ કિતાબો મદ્રસાના વકફ કુતુબખાનામાં દાખિલ કરી આપે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**હયાતીમાં માલની વહેંચણી મીરાસ નથી, બખ્શિશ છે.**

(૪૩૦) સવાલઃ- મારી ઔરતની તબીઅત સારી રહેતી નથી. માટે તેની દૌલત પોતાની હયાતીમાં પોતાની ઔલાદને વહેંચી દેવા માંગે છે. ઔલાદમાં એક છોકરો અને બે છોકરી છે અને મારી બીજી ઔરતના ચાર બચ્ચાં છે. બે છોકરા અને બે છોકરી, માટે શરએ મુહમ્મદી પ્રમાણે કેવી રીતે વહેંચણી થશ?

જવાબઃ- તમારી ઔરત હયાતીમાં પોતાનો માલ વારિસોને વહેંચી આપવા માંગે તો માલના ચાર ભાગ કરી એક ભાગ તમને (ધણીને) અને એક ભાગ છોકરાને અને એક-એક ભાગ બન્નેવ છોકરીને આપે. હયાતીમાં ઔલાદને માલની વહેંચણી મીરાસ નથી, બક્ષીશ છે. અને બક્ષીશમાં ઔલાદ (છોકરા - છોકરી) બરાબરના હકદાર હોય છે. છોકરાને ડબલ મળવાનો કાનૂન મીરાસનો

છે. જે મરણ પછી જારી થાય છે. રહ્યા તમારા ચાર બાળકો જે બીજી ઔરતથી છે તે આઈ ઔરતના વારિસ નથી. માટે તેમને આપવું પણ ઝરૂરી નથી.ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મરનાર ઉપર ઝકાત વાજિબ હતી તો વારિસો તેના માલમાંથી અદા કરી શકે?**

(૪૩૧) સવાલઃ- મરનાર માણસ ઉપર ઝકાત વાજિબ હતી પણ અદા કરવા પહેલાં ગુઝરી ગયો તો તેના માલમાંથી ઝકાત આપવી ઝરૂરી છે કે નહી?

જવાબઃ- મહુંમના માલમાંથી ઝકાત અદા કરવું ઝરૂરી નથી હા, વસિય્યત કરી હોય તો માલના ત્રીજા ભાગમાંથી અદા કરવામા આવશે. અગર બધા વારિસો રઝામંદ હોય તો પુરા તરકાથી અને વગર વસિય્યત પણ અદા કરી શકાય છે. પણ નાબાલિગ વારિસની રઝામંદી મોઅતબર નથી. માટે તેના ભાગમાંથી આપી શકાશે નહી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબ્ર માટેની ઝમીનની કીમત મરનારના માલમાંથી લઈ શકાય કે નહી?**

(૪૩૨) સવાલઃ- મય્યિતના અમુક વારિસો આમ કબ્રસ્તાનમાં દફનાવવા માંગે છે અને અમુક વારિસો કબર માટે અલગ ઝમીન ખરીદી તેમાં દફનાવવા ચાહે છે તો ઝમીનની કીમત મય્યિતના માલમાંથી લઈ શકાય છે કે પેલા વારિસોને અદા કરવી પડશે?

જવાબઃ- એ ખર્ચ તજહીઝો તકફીનમા શામિલ છે. માટે મય્યિતના માલમાથી અદા કરી શકાય છે. અગર ઓરતનો ધણી હોય તો તજહીઝો તકફીન ના ખર્ચનો તે ઝિમ્મેદાર છે. માટે ઔરતના તરકામાંથી એ ખર્ચ લઈ શકાશે નહી. ધણી પોતાના મરઝી અને હેસિયત મુજબ તજહીઝ તકફીનનું કામ અંજામ આપે. અગર ધણી હાઝિર ન હોય અથવા ઈન્કાર કરતો હોય તો ઔરતના તરકામાંથી તજહીઝો તકફીનનો બધો ખર્ચ લઈ શકાશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મય્યિતની બે પત્નિઓ જ હોય તો તેઓમાં વારસા વહેંચણી**

(૪૩૩) સવાલઃ- એક માણસ મરી ગયો. તેના વારસદારોમાં બે પત્નિઓ સિવાય બીજું કોઈ જ નથી. માત્ર બે જ ઔરતો છે તો બન્નેવને રૂપીઆમાંથી ચાર આના (એટલે દરેકને બે-બે આના) મળશે, બાકી આનાનું શું કરવું?

જવાબઃ- પુછેલા પ્રકારમા બાકીના બાર આના પણ બન્ને પત્નિઓને આપી દેવા જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**વીલનામામાં એમ લખવાથી કે મારા મૃત્યુ પછી મારી ઔરત બીજી શાદી કરે તો મીરાસ ન આપવી એનાથી ઔરતનો હક બાતિલ થાય છે?**

(૪૩૪) સવાલઃ- એક માણસે પોતાની ઝિંદગીમાં વીલનામું કરી તેમાં લખ્યું કે મારી ઔરત મારા મૃત્યુ પછી અગર નિકાહ નહી કરે તો તેને મારા માલમાંથી વારસો આપવો અને અગર મારી ઔરત નિકાહ કરી લે તો વારસો નહી આપતાં તે રકમ મસ્જિદ વિગેરેમાં આપી દેવી, તો શું એ જાઈઝ છે?

જવાબઃ- ધણીની રૂહ નિકળતાંની સાથે જ ઔરત તેની માલ મિલ્કતમા હકદાર થઈ જાય છે. ઔરત નિકાહ કરે કે નહી કરે દરેક હાલતમાં તે હકદાર રહેશે. વીલનામાનું મઝકુર લખાણ ઔરતના હકને રદ બાતિલ કરી શકતું નથી. માટે ઔરતના વારસાની રકમ મસ્જિદ વિગેરેમાં આપી દેવાનો કોઈને અધિકાર નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**એક છોકરો અને એક છોકરીમાં વહેંચણી**

(૪૩૫) સવાલઃ- મર્હુમ અહમદભાઈએ છોકરો ઈસ્માઈલ અને છોકરી આયશા છોડી છે

તો દરેકને શું મળશે?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમ અહમદભાઈની મિલ્કતના ત્રણ ભાગ થશે, બે ભાગ છોકરા ઈસ્માઈલને અને એક ભાગ છોકરી આયશાને મળશે ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ત્રણ છોકરી, ઔરત, માં અને બહેનમાં વહેંચણી**

(૪૩૬) સવાલઃ- મર્હુમ ઈસ્માઈલ ભાઈના વારિસોમાં ત્રણ છોકરી (હાજરા, સારા, ઝોહરા) અને એક ઔરત આયશા અને વાલિદહ ખદીજા અને બહેન આયશા છે તો દરેકને શું મળશે?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમ ઈસ્માઈલ ભાઈની માલ મિલ્કતના ૭૨ ભાગ થશે. એમાંથી આઠમો ભાગ ૯ હિસ્સા ઔરત આયશાને અને છઠ્ઠો ભાગ એટલે ૧૨ હિસ્સા માં ખદીજાને અને ૨।૩(બે તૃતિયાંશ) ભાગ એટલે ૪૮ હિસ્સા ત્રણેવ છોકરીઓ (હાજરા, સારા, ઝોહરા)ને વહેંચાશે એટલે દરેકને ૧૬।૧૬ હિસ્સા મળશે. અને બાકીના ત્રણ હિસ્સા બહેન આયશાને મળશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ભાઈ, બહેન, છોકરી, ધણીયાણી અને ભત્રીજા-ભત્રીજી અને ભાણજીમાં વહેંચણી**

(૪૩૭) સવાલઃ- મર્હુમ ઈસ્માઈલ ગુઝરી ગયા, પોતાના પાછળ એક નાનો ભાઈ, એક મોટી બહેન, એક સગીર છોકરી, એક ઔરત તથા પોતાના મર્હુમ ભાઈનો છોકરો તથા છોકરાં તથા મર્હુમ બહેનની એક છોકરી મુકી ગયા છે. તેમાં કોને કેટલો ભાગ મળશે તે જણાવશો.

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમ ઈસ્માઈલની મિલ્કતના આઠ ભાગ થશે, તેમાંથી એક ભાગ (મિલ્કતનો આઠમો ભાગ) ઔરતને અને ચાર ભાગ(મિલ્કતનો અર્ધો ભાગ) છોકરીને, બાકીના ત્રણ ભાગમાંથી બે ભાગ ભાઈને અને એક ભાગ બહેનને મળશે, ભત્રીજો, ભત્રીજી, તથા ભાણેજને કાંઈ પણ મળશે નહી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઔરત, છોકરા-છોકરીમાં વહેંચણી વિષે**

(૪૩૮) સવાલઃ- એક માણસ ગુઝરી ગયો વારિસોમાં ઔરત, બે છોકરા, અને બે છોકરી છે તો માલની વહેંચણી કેવી રીતે થશે?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમના મિલ્કતના ૪૮ ભાગ કરવામાં આવશે. ૬ ભાગ ઔરતને, અને ૧૪-૧૪ ભાગ બન્નેવ છોકરાને અને ૭-૭ ભાગ બન્નેવ છોકરીઓને મળશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે..

**બે છોકરા-બે છોકરી હોય તો વહેંચણી અંગે**

(૪૩૯) સવાલઃ- એક બાઈ ગુઝરી ગયાં વારિસોમાં બે દિકરા અને બે દિકરી છ્ય તો માલ મિલ્કતની વહેંચણી કેવી રીતે કરવી?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમહની મિલ્કતના ૬ ભાગ કરવામાં આવશે. બે-બે ભાગ બન્નેવ દિકરાને અને એક એક ભાગ બન્નેવ દિકરીને વહેંચી આપવામાં આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ભાઈ અને બહેનો વચ્ચે મીરાસની તકસીમ**

(૪૪૦) સવાલઃ- એક માણસ ગુઝરી ગયો. વારિસોમાં એક ભાઈ અને બે બહેનો છે તો વહેંચણી કેવી રીતે કરવી?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમની મિલ્કતના ૪ ભાગ કરી બે ભાગ ભાઈને અને એક - એક ભાગ બન્નેવ બહેનોને મળશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઔરત, ત્રણ છોકરીઓ અને ભાઈમાં મીરાસની તકસીમ

(૪૪૧) સવાલઃ- એક માણસ ગુઝરી ગયો. વારિસોમાં એક ઔરત, ત્રણ છોકરી, એક સગો ભાઈ છે, તો મર્હુમના માલની વહેંચણી કેવી રીતે કરવી?

જવાબઃ- વારસા વહેંચણી અગાઈના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમના માલના ૭૨ ભાગ કરી ૯ ભાગ (માલનો આઠમો હિસ્સો) ઔરતને અને ૨।૩ એટલે ૧૬-૧૬ ભાગ ત્રણેવ છોકરીને અને બાકીના ૧૫ ભાગ ભાઈને મળશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

### ત્રણ ઔરત, ત્રણ છોકરી અને એક ભાઈ-બહેનમાં વહેંચણી

(૪૪૨) સવાલઃ- એક માણસ ગુઝરી ગયો. વારિસોમાં ત્રણ ઔરત અને ત્રણ છોકરી અને એક ભાઈ અને એક બહેન છે તો મરહુમના માલની વહેંચણી કઈ રીતે થશે?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમના માલના ૭૨ ભાગ થશે, તેમાંથી આઠમો હિસ્સો એટલે ૯ ભાગ ત્રણેવ ઔરતને (દરેકને ત્રણ ત્રણ ભાગ) અને ત્રણેવ છોકરીઓને ૨।૩ એટલે ૧૬-૧૬ ભાગ (કુલ ૪૮) અને બાકીના ૧૫ ભાગમાંથી ૧૦ ભાગ ભાઈને અને ૫ ભાગ બહેનને મળશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઔરત, બહેનો અને ભાઈમાં વહેંચણી

(૪૪૩) સવાલઃ- એક માણસ ગુઝરી ગયો. વારિસોમાં એક ઔરત, બે બહેનો અને એક ભાઈ છે તો મિલ્કતની વહેંચણી કેવી રીતે કરવી?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમની મિલ્કતના કુલ ૧૬ ભાગ કરી ચાર ભાગ (માલનો ચોથો હિસ્સો) ઔરતને અને ૬ ભાગ ભાઈને અને બન્નેવ બહેનોને ત્રણ ત્રણ ભાગ વહેંચી આપવા. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### બે છોકરી, એક ભાઈ અને બે બહેનોમાં માલની તકસીમ.

(૪૪૪) સવાલઃ- એક ઔરત ગુઝરી ગઈ. વારિસોમાં બે છોકરી, એક ભાઈ. અને બે બહેનો છે તો વહેંચણી કેવી રીતે કરવી?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમની મિલ્કતના ૧૨ ભાગ થશે. ૨।૩ એટલે ૮ ભાગ બન્નેવ છોકરીઓને દરેકને ૪-૪ ભાગ અને બાકીના ૪ ભાગમાંથી બે ભાગ ભાઈને અને એક એક ભાગ બન્નેવ બહેનોને મળશે.ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઔરત, ભાઈ-બે બહેનો અને માં હોય તો?

(૪૪૫) સવાલઃ- એક માણસ ગુઝરી ગયો. વારિસોમાં એક ઔરત, એક ભાઈ તથા બે બહેનો અને માં છોડવાં તો દરેકને શું મળશે?

જવાબઃ- મઝકુર સુરતમાં વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમની મિલ્કતના ૪૮ ભાગ કરી ૧૨ ભાગ (મિલ્કતનો ચોથો ભાગ) ઔરતને અને ૮ ભાગ કુલ માલ-મિલ્કતને છઠો ભાગ માંને અને ૧૪ ભાગ ભાઈને તથા ૭-૭ ભાગ દરેક બહેનને વહેંચી આપવા (સિરાજી) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### બે છોકરી અને એક છોકરા વચ્ચે માલની તકસીમ

(૪૪૬) સવાલઃ- એક ઔરત ગુઝરી ગયાં. વારિસોમાં બે છોકરી તથા એક છોકરો છોડયાં તો દરેકને શું મળશે?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમહની મિલ્કતના ૪ ભાગ કરવામાં આવશે. તેમાંથી બે ભાગ છોકરાને તથા એક એક ભાગ દરેક છોકરીને મળશે. (સિરાજી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### એક ભાઈ અને એક બહેનમાં માલની તકસીમ

(૪૪૭) સવાલઃ- એક માણસ ગુઝરી ગયો. વારિસોમાં એક ભાઈ તથા એક બહેન છોડયાં તો દરેકને શું મળશે?

જવાબઃ- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમની મિલ્કતના ૩ ભાગ કરવામાં આવશે. બે ભાગ ભાઈને અને એક ભાગ બહેનને મળશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

### એક છોકરો, બે છોકરી, બે ફોઈ તથા કાકીમાં વહેંચણી

(૪૪૮) સવાલઃ- એક માણસ મરી ગયાં. વારિસોમાં એક છોકરો, બે છોકરી અને બે ફોઈ તથા તથા એક કાકા પણ છે તો દરેકને શું મળશે?

જવાબઃ- પુછેલી સુરતમાં વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમની મિલ્કતના ચાર ભાગ થશે. બે ભાગ છોકરાને અને એક-એક ભાગ બન્નેવ છોકરીને મળશે. ફોઈ તથા કાકીને કાંઈ મળશે નહીં.

### ધણી કયારે મહરૂમ રહે છે?

(૪૪૯) સવાલઃ- ધણી કયારે મહરૂમ હોય છે?

જવાબઃ- ખાસ કારણો સિવાય ધણી મહરૂમ હોતો નથી. અગર ઔરતની ઔલાદ હોય તો માલનો ચોથો ભાગ લે છે, નહીં તો અર્ધો ભાગ લે છે.
(કુર્આને કરીમ નિસાઅ પારો-૪ રૂકુઅ-૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઔરત કયારે મહરૂમ રહે છે?

(૪૫૦) સવાલઃ- ઔરત કયારે મહરૂમ હાય છે?

જવાબઃ- ખાસ કારણો સિવાય ઔરત મહરૂમ હોતી નતી. ધણીની ઔલાદ હોય તો માલનો આઠમો ભાગ લે છે. નહીંતો ચોથો ભાગ લે છે.
(કુર્આને કરીમ સુરએ નિસાઅ પારો-૪ રૂકુઅ-૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### બાપ કયારે મહરૂમ રહે છે?

(૪૫૧) સવાલઃ- બાપ કયારે મહરૂમ હોય છે?

જવાબઃ- બાપ મહરૂમ હોતો નથી. દિકરા, દિકરીના માલમાંથી કમ-અઝ-કમ છઠો ભાગ તો મળે જ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### દાદા કયારે મહરૂમ રહે છે?

(૪૫૨) સવાલઃ- દાદા કયારે મહરૂમ હોય છે?

જવાબઃ- બાપની હયાતીમાં દાદા મહરૂમ હોય છે. ફકત...

**ઔરત, બાપ અને છોકરામાં માલની તકસીમ**

(૪૫૩) સવાલ:- અબ્દુલ્લાહ ગુઝરી ગયો. વારિસોમાં ઔરત, બાપ અને એક છોકરો છે તો મીરાસની વહેંચણી કેવી રીતે થશે?

જવાબ:- મર્હૂમના માલના ૨૪ ભાગ થશે, ૩ ભાગ (આઠમો હિસ્સો) ઔરતને, ૪ ભાગ (છઠો હિસ્સો) બાપને, બાકીના ૧૭ ભાગ છોકરાને મળશે. (સિરાજી)ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઔરત, બાપ અને છોકરીમાં માલની તકસીમ**

(૪૫૪) સવાલ:- અબ્દુલ્લાહ ગુઝરી ગયો. વારિસોમાં ઔરત, બાપ અને એક છોકરી છે તો માલની વહેંચણી કેવી રીતે થશે?

જવાબ:- મર્હૂમના માલના ૨૪ ભાગ થશે, ૩ ભાગ (આઠમો હિસ્સો) ઔરતને અને ૧૨ ભાગ (અડધો હિસ્સો) છોકરીને અને ૯ ભાગ (એટલે ૪ ભાગ ફરઝન અને ૫ ભાગ અસબતન) બાપને મળશે (સિરાજી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઔરત, માં તથા બાપમાં માલની તકસીમ**

(૪૫૫) સવાલ:- અબ્દુલ્લાહ ગુઝરી ગયો. વારિસોમાં ઔરત અને માં તથા બાપ છે તો માલની વહેંચણી કેવી રીતે કરવી?

જવાબ:- માલના ૪ ભાગ થશે, ઔરતને એક ભાગ (ચોથો હિસ્સે, કેમ કે અવલાદ નથી) બાકી ત્રણ ભાગ ભાગ છે તેમાંથી એક ભાગ (સુલસે મા બકિયા) માંને, બાકી બે ભાગ બાપને મળશે. (સિરાજી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ધણી, બાપ અને છોકરામાં મીરાસની વહેંચણી**

(૪૫૬) જમીલા ગુઝરી ગઈ. વારિસોમાં ધણી, બાપ અને એક છોકરો છે તો મીરાસની વહેંચણી કેવી રીતે થશે?

જવાબ:- વારસા વહેંચણીના અગાઉના શરઈ હકો અદા કર્યા પછી માલના ૧૨ ભાગ કરી ત્રણ ભાગ (ચોથો ભાગ) ધણીને, બે ભાગ (છઠો ભાગ) બાપને, અને ૭ ભાગ છોકરાને મળશે. (સિરાજી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**વારિસોમાં ધણી, બાપ અને છોકરી છે તો દરેકને ભાગે શું આવશે?**

(૪૫૭) સવાલ:- જમીલા ગુઝરી ગઈ. વારિસોમાં ધણી, બાપ, અને એક છોકરી છે તો દરેકને શું મળશે?

જવાબ:- વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી માલના ૧૨ ભાગ થશે. ત્રણ ભાગ ધણીને (ચોથો ભાગ) ૬ ભાગ છોકરીને (અર્ધો ભાગ) અને ત્રણ ભાગ બાપને (એટલે બે ભાગ ફરઝન અને એક ભાગ અસબતન) મળશે. (સિરાજી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મરણ પથારીની વસિય્યતનો શું હુકમ છે?**

(૪૫૮) સવાલ:- એ માણસ મરણ પથારી ઉપર છે. તેના ચાર ભાઈ છે. તેમ એક નવી પત્ની છે. તે માણસને ઔલાદ કે માં-બાપ તેમ બહેન ભાઈ કોઈ નથી. તેની પાસે એકંદરે મિલ્કત લગભગ ૨૦ થી ૨૫ હઝાર રૂપિયા થાય છે. (જેમાં રોકડા, દુકાનમાં ભાગ, તેમ જ મકાનનો સમાવેશ થાય છે.) હાલ જે એની પત્ની છે તેને પહેલાં ઘરથી ઔલાદ છે જે અલગ રહી પોતાનું ગુઝરાન ચલાવે છે. હવે આ માણસ જે બીમાર છે એની ઉપર એની પત્ની આગ્રહ કરે છે કે તમો તમારી ઝિન્દગીમાં બધી મિલ્કત મારા નામે કર આપો. આ સ્ત્રીના રોઝ રોઝના

કંકાસના લીધે પોતાની પત્નીનું કહેણ માનવા તૈયાર થયો છે. તો શું આ રીતનું વીલ (વસિય્યત) યોગ્ય ગણાંશે? નહી તો એના ભાઈઓને શું મળશે? સ્ત્રીને શું મળશે? કેટલા માલમાં એ પોતાની વસિય્યત કરી શકે? અગર પત્નીના કહેવા મુજબ અમલ કરે તો ગુનેહગાર થશે કે કેમ? આ રીતે હકદારોના હક ન આપનાર માટે શું વઈદ છે?

જવાબઃ- હયાતી અને તંદુરસ્તીની હાલતમાં પોતાની મિલ્કત બક્ષીશ કરી કબ્જો કરાવી માલિક મુખ્તાર બનાવી આપે તો શરઅન અને કાનુનન મોઅતબર ગણાંશે, અગર નિય્યત વારિસોના હક મારવાની હશે તો તો સખ્ત ગુનેહગાર થશે અને કોઈ શરઈ મજબુરી હશે તો ખુદાપાક મુઆફ કરનાર છે.

જે બીમારીમાં મરણ પામે તેને મરઝુલ મૌત કહે છે. મરઝુલ મૌતનું બક્ષીશ મોઅતબર નથી. તેમજ વારિસ માટે વસિય્યત (વીલ નામું) કરવામાં આવે તો તે પણ મોઅતબર ગણાંશે નહી. હા. ગૈર વારિસ માટે ૧/૩ ભાગમાં વસિય્યત મોઅતબર ગણાય છે.

પૂછેલી સૂરતમાં બીમાર મરણ પામે તો એમની મિલ્કતમાંથી ચોથો ભાગ ઔરતને મળશે. (એક રૂપિયામાંથી ચાર આના) બાકીની મિલ્કતના ભાઈઓ હકદાર છે. સરખે ભાગે વહેંચી લે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ધણી અને બાપ છે તો વહેંચણી કેમ થશે?

(૪૫૯) સવાલઃ- જમીલા ગુઝરી ગઈ. વારિસોમાં ધણી અને બાપ છે તો માલની વહેંચણી કેમ થશે?

જવાબઃ- માલના બે ભાગ થશે. એક ભાગ ધણીને અને એક ભાગ બાપને મળશે. (સિરાજી) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તલાકની ઈદ્દતમાં ધણી મરણ પામે તો ઔરત મીરાસની હકદાર થશે?

(૪૬૦) સવાલઃ- એક બીમાર માણસે ઔરતને ગુસ્સામાં તલાક આપી અને તલાકની ઈદ્દત પૂરી થવા પહેલાં ગુઝરી ગયો. તેના માલમાં ઔરત વારિસ તરીકે હકદાર થશે કે નહી?

જવાબઃ- પૂછેલી સૂરતમાં તલાક થઈ ગઈ અને ઈદ્દતની અંદર વફાત હોવાની સૂરતમાં હકદાર છે. ઈદ્દત પૂરી થઈ ગઈ હોય તો હકદાર થશે નહી. મહરૂમ ગણાંશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ધણીયાણી-છોકરો-ત્રણ છોકરી બાપ-ભાઈ બહેનમાં વહેંચણી

(૪૬૧) સવાલઃ- એક માણસ મરી ગયો અને મરનાર પોતાની પાછળ એક ઔરત, એક નાનો છોકરો, ત્રણ નાની છોકરી, બાપ, સાવકી માં, એક સગો ભાઈ, એક સગી બહેન અને સાવકી માંથી હાલમાં એક છોકરો અને એક છોકરી પણ છે તો મહુર્મની મિલ્કતમાંથી કોને કોને કેટલો હિસ્સો મળશે?

જવાબઃ- પૂછેલી સૂરતમાં વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મર્હુમની મિલ્કતના ૧૨૦ ભાગ થશે, તેમાંથી ૧૫ ભાગ ઔરતને, ૨૦ ભાગ બાપને, ૩૪ ભાગ છોકરાને, ૧૭-૧૭ ભાગ ત્રણેવ છોકરીઓને મળશે. સગા અને સાવકા ભાઈ બહેનોને અને સાવકી માં ને કાંઈ મળશે નહી. મહરૂમ છે. (સિરાજી) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુલ હઝર વલ્ઈબાહત

## હલાલ જાનવરોની સાત વસ્તુ ખાવી હરામ છે.

(૪૬૨) સવાલ:- બરેલ્વી ઉલમા પોતાની વઅઝોમાં ફતાવા રશીદિય્યહનો હવાલો આપતાં કહે છે કે દેવબંદી ઉલમા બકરાના ખુસ્યા ખાવા હલાલે તય્યિબ માને છે. શું એ વાત ખરી છે?

જવાબ:- ફતાવા રશીદિય્યહમાં ખુસ્યહ ખાવાને હલાલે તય્યિબ લખવાની વાત તદ્દન ખોટી અને બનાવટી છે. જુઓ સવાલ - જવાબ

સવાલ:- હલાલ જાનવરકે ગોશ્ત મિસ્લ બકરી વ ગાવ વ તુયૂર વગૈરહમેં કૌન-કૌન ચીઝ હલાલ હે ઓર કૌન કૌન ચીઝ હરામ હે?

જવાબ:- સાત ચીઝેં હલાલ જાનવરોંકી ખાની મનઅ હે. (૧) ઝકર (૨) ફરજે માદહ (૩) મસાનહ (૪) ગુદ્દહ યઅની હરામ જો પુશ્તકે મોહરેમેં હોતા હે. (૫) ખુસ્યહ (૬) પિત્તહ મિરારહ જો કલેજીમેં તલ્ખ પાનીકા ઝર્ફ હે ઔર (૭) ખૂને સાઈલ કતઈ હરામ હે. બાકી સબ અશ્યાકો હલાલ લિખા હે. મગર બઅઝ રિવાયતમેં કળવે પિત્તહકી કરાહત લિખતે હેં ઔર કરાહતે તન્ઝીહી પર હમલ કરતેં હે. ફકત વલ્લાહુ અઅલમ. બંદા રશીદ અહમદ ગંગોહી ઉફિય અન્હુ.

(ફતાવા રશીદિય્યહ ભાગ ૨ પાનું ૨૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## શું કાગડો ખાવો હલાલ છે?

(૪૬૩) સવાલ:- મૌલાના રશીદ અહમદ ગંગોહી (રહ.)એ શું કાગડો ખાવો હલાલ લખ્યો છે?

જવાબ:- હઝરત મૌલાના રશીદ અહમદ ગંગોહી (રહ.)એ તે જ લખ્યું છે જે આપણા હનફી ફુકહા (રહ.) લખતા આવ્યા છે. દુશ્મનો ઈચ્છાપૂર્વક બદનામ કરે છે.

મવ્લાના ગંગોહી (રહ.)નો ફત્વો અને મકકાએ મુઅઝ્ઝમહના મહાન મુફતી અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ ઈબ્ને સિદ્દીક હનફીનો ફત્વો જે મૌલાના ગંગોહીના ફત્વાના ટેકામાં છે. જુઓ તઝકિરતુ-રંશીદ ભાગ ૧ પાનું ૧૭૮

(નોટ) હરામને હલાલ કહેનાર માટે જે હુકમ છે તે હલાલને હરામ કહેનાર માટે પણ છે એ વાત ધ્યાનમાં રાખી આ જવાબ વાંચશો.

કાગડાને ઉર્દુમાં 'કવ્વા' અને ફારસીમાં 'ઝાગ' અને અરબીમાં 'ગુરાબ' કહે છે. (લુગાતે કિશ્વરી) ગુરાબ ઘણી ઝાતના હોય છે. અમુક હલાલ અને અમુક હરામ, આ મસ્અલો ફુરૂઈ છે. અમુક જાનવરોના હલાલ હરામ હોવા બાબત અહલે સુન્નતના ઈમામોની અંદર ઈખ્તિલાફ મૌજુદ છે. 'ગોહ' ઈમામ અબુ હનીફા (રહ.)ની નઝદીક હરામ છે, અને ઈમામ શાફેઈ (રહ.) હલાલ માને છે.

(ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૨૮૯)

બીજ્જુ હરામ છે. ઈમામ શાફેઈ (રહ.) હલાલ કહે છે. (હવાલો મઝકુર) ચિમગાડર (ચામચિડીયું)ને અમુક હલાલ કહે છે અને અમુક હરામ (૨૯૦)

ઘોડાને અમુક હલાલ કહે છે અને અમુક નાજાઈઝ બતાવે છે, શિયાળને શાફેઈ હલાલ કહે છે અને હનફી હરામ માને છે. દરયાઈ દેડકાં ઈમામ શાફેઈ (રહ.)ની એક રિવાયત મુજબ હલાલ છે અને ઈમામ અબુ હનીફા (રહ.) હરામ માને છે. ખુદ ઈમામ અબુ હનીફા (રહ.) અને આપના શાગિર્દોમાં અમુક જાનવર બાબત જાઈઝ-નાજાઈઝ, મકરૂહ-ગૈર મકરૂહનો મતફેર "માજુદ છે. એ

જ પ્રમાણે 'ગુરાબ' (કાગડા)ના બારામાં પણ ફુકહા વચ્ચે નજીવો ઈખ્તિલાફ છે.

આપણાં હનફી ફુકહા લખે છે કે 'ગુરાબ' (કાગડા) ત્રણ ઝાતના હોય છે. (કિટલાક ફુકહાએ ત્રણથી વધુ ઝાત બતાવી છે.)

એક તે કે માત્ર મુરદાર ખાય છે એ હરામ છે. બીજા તે કે માત્ર દાણાં ખાય છે.એ હલાલ છે. ત્રીજા તે છે જે દાણાં અને મુરદાર બેઉ ખાય છે અને તેને અકઅક કહેવામાં આવે છે એ પણ ઈમામ અબુ હનીફા (રહ.)ના નઝદીક હલાલ છે. કારણ કે તે મરઘાં જેમ છે. (કે દાણાં અને નાપાકી બેઉ ખાય છે.) અને ઈમામ અબુ યુસુફ (રહ.)ના નઝદીક આ ત્રીજી ઝાતના મકરૂહ છે કારણ કે તે વધુ ભાગે મુરદાર ખાય છે.પરંતુ ઈમામ અબુ હનીફા (રહ.)નો મઝહબ વધુ સત્ય છે. (ઝેલહ શર્હે કન્ઝ) (તકમિલહ બહરૂર્રાઈક ભાગ ૧ પાનું ૧૭૨) (મજમઉલ અન્હુર ભાગ ૪ પાનું ૫૧૪) (ઝખીરતુલ ઉકબા પાનું ૪૨૯-૪૩૦) (ફતાવા જામિઉ-ર્રૂમુઝ ભાગ ૩ પાનું ૧૪૩) (ફતાવા કાઝીખાન ભાગ ૪ પાનું ૧૫૬)(અદ્દુર્રૂલ ગુરર ભાગ ૧ પાનું ૧૭૧)

ફતાવા આલમગીરીમાં છેઃ- વલ્ગુરાબુલ્લઝી યઅકુલુલ હબ્બ વઝ્ઝરઅ નહવહા હલાલુન બિલ -ઈજમાઅ (અર્થ) જે કાગડો દાણાં, અનાજ અને એના જેવી વસ્તુ ખાય છે તે સર્વાનુમતે અને બિલ્ઈજમાઅ હલાલ છે. (ભાગ ૫ પાનું ૨૮૯) (બદાઈઅ ભાગ ૫ પાનું ૩૯) (કન્ઝુલ બયાન પાનું ૨૧૮) (કુદુરી પાનું ૨૨૬) (દુર્રે મુખ્તાર તથા શામી ભાગ ૫ પાનું ૨૬૮) (શર્હે વિકાયહ ભાગ ૪ પાનું ૩૩૭) (ફતાવા સિરાજિયહ પાનું ૮૭) (હિદાયહ ભાગ ૪ પાનું ૪૨૫) (અહકામુલ કુર્આન લિલજસ્સાસ ભાગ ૩ પાનું ૨૩)

આ ફિકહની રિવાયતોથી સાબિત થાય છે કે ગુરાબ (ઝાગ, કવ્વા, કાગડા) અમુક ઝાતના હલાલ છે. અને અમુક હરામ છે. બરેલ્વીઓને કાગડાના નામની ચીડ છે. અને દરેક ઝાતના 'ગુરાબ'ને હરામ બતાવી જમ્હુર ફુકહા (સર્વે ફુકહા)નો વિરોધ કરી તેમને ખોટે માર્ગે ચાલનાર સાબિત કરી રહ્યા છે જ્યારે મૌલાના ગંગોહી (રહ.) ફુકહા જેમ અમુકને હલાલ માને છે અને અમુકને હરામ, છતાં એમને બદનામ કરવામાં આવે છે. હું દાવા સહિત કહું છું કે મવ્લાના ગંગોહી (રહ.)એ હનફી ફુકહાના વિરૂદ્ધ લખ્યું નથી. અગર ભુલ કરી હોય તો પણ લઅનતના પાત્ર ન હતા કારણ કે ઈન્સાન ભુલને પાત્ર હોય છે. ફતાવા આલમગીરીમાં 'ઉલ્લુ'ને હલાલ લખ્યું છે હાલાંકે 'ઉલ્લુ' હરામ છે. (આલમગીરી ભાગ ૫ પાનું-૨૯૦)

હકતઆલા બદગુમાનીથી બચાવે. આમીન! ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઘરોમાં બુરાકનો ફોટો રાખવો હરામ છે?

(૪૬૪) સવાલઃ- અમુક ઘરોમાં "બુરાક"નો ફોટો બરકત માટે રાખવામાં આવે છે અને તેની ઝિયારત કરવામાં આવે છે એનો શું હુકમ છે?

જવાબઃ- ખુલ્લી વાત છે કે મઝકુર ફોટો અસલ "બુરાક"નો નથી, મનઘડત અને બનાવટી છે. એને અસલ "બુરાક"નો ફોટો સમજવું ખોટું છે.

બનાવટી ચીઝને અસલી નામ આપવાથી તેને અસલના હુકમો લાગુ પડતા નથી. અગર કોઈ ખાનએ કઅબહ અથવા રવ્ઝએ અતહરના નામથી સુંદર ઈમારત બનાવી લે તો શું તે બનાવટી જગ્યા મુકદ્દસ (બરકતવંતી) ગણાશે અને તે અસલ વસ્તુની જગા લઈ લેશે અને મુસલમાનો ઉપર તે સ્થળને માન આપવું ઝરૂરી થઈ પડશે? નહી, હરગીઝ નહી

જો કોઈ માણસ બાપને જોયા વગર પોતાના ધ્યાનથી બાપનો ફોટો અથવા પુતળું બનાવી લોકોને કહે કે આ મારો બાપ છે તો તેને લોકો શું કહેશે?

કાઢીને નાંખી દેતા હોય તેને લાવીને લાપરવું જાઈઝ છે કે નહી?

જવાબઃ- નારિયેળ વિગેરે ચઢાવવાના વસ્તુ જે દેવતા વિગેરે ગયરુલ્લાહના નામ પર ચઢાવવામાં અને નદીમાં નાંખવામાં આવી હોય તે 'મન્ઝૂર લિગય્રિલ્લાહ' છે અને 'મા ઉહિલ્લ બિહી લિગય્રિલ્લાહ'ના હુકમમાં દાખિલ છે માટે તેને લઈ જવુ જાઈઝ નથી.

એ સિવાયના બીજી વસ્તુ બે પ્રકારની હોય છે.

(૧) બેકીમત વસ્તુ જેનાં માલિક શોધ કરતો નથી

(૨) કીમતી વસ્તુ જેનાં માલિક શોધ કરે છે.

પ્રથમ પ્રકારનાં વસ્તુ મળે તો એઅલાન કરવાની ઝરૂરત નથી. કામમાં લઈ શકે છે પરંતુ માલિક માંગે તો આપવું પડશે.

બીજા પ્રકારની વસ્તુ મળે તો એઅલાન કરવું ઝરૂરી છે અને અમુક મુદ્દત લગી રાખી મુકે કે માલિકની આવ્વાની ઉમ્મીદ નહી રહે અથવા વસ્તુ બગડી જવાનો સંભવ હોય ત્યારે ગરીબ હોય તો પોતે પણ કામમાં લઈ શકે. પણ માલિક આવી લેનાર પાસે અથવા સદકો અપાયેલા માણસ પાસે માંગી શકે છે. મૌજુદ ન હોય તો તેની કીમત લઈ શકે છે.

જમરૂખ વિગેરે ખાવાની વસ્તુ પાણીમાંથી કાઢી લઈ ખાઈ શકાય છે. નહી કાઢે તો બગડી બરબાદ થઈ જશે.

વહાણવાળા માલ સામાન કાઢી લઈ ચાલ્યા જાય તો અગર મકસદ એ હોય કે જેને જોઈએ તે લઈ જાય તો લઈ જઈ શકાય છે અને વાપરી શકાય છે. પરંતુ તેઓ લેવા આવે તો આપવું પડશે. (દુર્રે મુખ્તાર, આલમગીરી વિગેરે) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## એલોપેથ પદ્ધતિથી ઈલાજ કરાવવા બાબત.

(૪૬૬) સવાલઃ-આજ કાલ બધા લગભગ એલોપેથી (ડોકટરી) ઈલાજ કરે છે. અને તે દવાઓમાં અલ્કોહલ થોડો અથવા વધારે હોય છે. હાલના ઝમાનામાં તો અમુક અપવાદ સિવાય કોઈ ભરોસાપાત્ર હકીમો પણ નથી. એટલે મજબુરન એલોપેથી ઈલાજ કરવો પડે છે તો પુછવાનું એ છે કે હાલના સંજોગોમા એલોપેથીની દવાઓ જાઈઝ થશે કે નહી ?

જવાબઃ- સ્પ્રીટ શરાબનો જવ્હર અને સત છે, અને અલ્કોહલ સ્પ્રીટનો ખાસ જુઝ (ભાગ) અને રૂહ છે. સ્પ્રીટ દરેક લેસદાર વસ્તુ જેમકે બોર, આલુ, જવ, મહવા, ઘંઉ, ચોખા, શેરડી, સૈબ, અનાર, અંગુર, ખજુર અને કિશમિશ (દ્રાક્ષ) વિગેરે નબાતાત (વનસ્પતિ)ની શરાબથી બને છે જે સ્પ્રીટ અને આલકોહલ અંગુર અને કિશમિશ અને ખજુરની શરાબથી બને છે તે બિલ-ઈત્તફાક નાપાક અને હરામ છે, કોઈ પણ રીતે વાપારી શકાય નહી, જે દવાઓમાં એવી સ્પ્રીટ અને અલ્કોહલ શામિલ હોવાની ખાતરી હોય તેને લઈ શકાય નહી, હરામ છે. (શામી ભાગ ૧ પાનું ૩૦૦)

હરામ દવા બાબત કેટલાક ફુકહા (રહ.)નો મત છે કે તનાથી શિફા હોવાની ખાતરી હોય અને બીજો કોઈ જાઈઝ ઈલાજ પણ ન હોય તો લઈ શકાય છે. પણ નહીં લેવુ અને બચવું બહેતર છે.(દુર્રેમુખ્તાર, શામી ભાગ ૧ પાનું ૧૯૪) (ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૩૫૫)

પરંતુ આ સ્પ્રીટ અને અલ્કોહલ હોવાના સંભવને લઈ દરેક ડોકટરી દવા વિષે નાપાક અને નાજાઈઝ હોવાનો ફત્વો આપી શકાય નહીં. શકનો શરીઅતમાં એઅનેબાર નથી. હા, બચવુ બેહતર છે, ઝરૂરત વિના ઉપયોગે નહીં.

કાઢીને નાંખી દેતા હોય તેને લાવીને વાપરવું જાઈઝ છે કે નહીં?

જવાબઃ- નારિયેળ વિગેરે ચઢાવવાની વસ્તુ જે દેવતા વિગેરે ગય્રુલ્લાહના નામ પર ચઢાવવામાં અને નદીમાં નાંખવામાં આવી હોય તે 'મન્ઝર લિગય્રિલ્લાહ' છે અને 'મા ઉહિલ્લ બિહી લિગય્રિલ્લાહ'ના હુકમમાં દાખિલ છે માટે તેને લઈ આવુ જાઈઝ નથી.

એ સિવાયની બીજી વસ્તુ બે પ્રકારની હોય છે.

(૧) બેકીમત વસ્તુ જેના માલિક શોધ કરતો નથી.

(૨) કીમતી વસ્તુ જેના માલિક શોધ કરે છે.

પ્રથમ પ્રકારની વસ્તુ મળે તો એઅલાન કરવાની ઝરૂરત નથી. કામમાં લઈ શકે છે પરંતુ માલિક માંગે તો આપવું પડશે.

બીજા પ્રકારની વસ્તુ મળે તો એઅલાન કરવું ઝરૂરી છે અને અમુક મુદ્દત લગી રાખી મુકે કે માલિકની આવ્વાની ઉમ્મીદ નહીં રહે અથવા વસ્તુ બગડી જવાનો સંભવ હોય ત્યારે ગરીબ હોય તો પોતે પણ કામમાં લઈ શકે. પણ માલિક આવી લેનાર પાસે અથવા સદકો અપાયેલા માણસ પાસે માંગી શકે છે. મૌજુદ ન હોય તો તેની કીમત લઈ શકે છે.

જમરૂખ વિગેરે ખાવાની વસ્તુ પાણીમાંથી કાઢી લઈ ખાઈ શકાય છે. નહીં કાઢે તો બગડી બરબાદ થઈ જશે.

વહાણવાળા માલ સામાન કાઢી લઈ ચાલ્યા જાય તો અગર મકસદ એ હોય કે જેને જોઈએ તે લઈ જાય તો લઈ જઈ શકાય છે અને વાપરી શકાય છે. પરંતુ તેઓ લેવા આવે તો આપવું પડશે. (દુર્રે મુખ્તાર, આલમગીરી વિગેરે) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**એલોપેથ પદ્ધતિથી ઈલાજ કરાવવા બાબત.**

(૪૬૬) સવાલઃ-આજ કાલ બધા લગભગ એલોપેથી (ડોકટરી) ઈલાજ કરે છે. અને તે દવાઓમાં અલ્કોહલ થોડો અથવા વધારે હોય છે. હાલના ઝમાનામાં તો અમુક અપવાદ સિવાય કોઈ ભરોસાપાત્ર હકીમો પણ નથી. એટલે મજબુરન એલોપેથી ઈલાજ કરવો પડે છે તો પુછવાનું એ છે કે હાલના સંજોગોમા એલોપેથીની દવાઓ જાઈઝ થશે કે નહીં ?

જવાબઃ સ્પ્રીટ શરાબનો જવ્હર અને સત છે, અને અલ્કોહલ સ્પ્રીટનો ખાસ જુઝ (ભાગ) અને રૂહ છે. સ્પ્રીટ દરેક લેસદાર વસ્તુ જેમકે બોર, આલુ, જવ, મહવા, ઘંઉ, ચોખા, શેરડી, સૈબ, અનાર, અંગુર, ખજુર અને કિશમિશ (દ્રાક્ષ) વિગેરે નબાતાત (વનસ્પતિ)ની શરાબથી બને છે જે સ્પ્રીટ અને આલકોહલ અંગુર અને કિશમિશ અને ખજુરની શરાબથી બને છે તે બિલ-ઈત્તફાક નાપાક અને હરામ છે, કોઈ પણ રીતે વાપારી શકાય નહીં, જે દવાઓમાં એવી સ્પ્રીટ અને અલ્કોહલ શામિલ હોવાની ખાતરી હોય તેને લઈ શકાય નહીં, હરામ છે. (શામી ભાગ ૧ પાનું ૩૦૦)

હરામ દવા બાબત કેટલાક ફુકહા (રહ.)નો મત છે કે તનાથી શિફા હોવાની ખાતરી હોય અને બીજો કોઈ જાઈઝ ઈલાજ પણ ન હોય તો લઈ શકાય છે. પણ નહીં લેવુ અને બચવું બહેતર છે.(દુર્રેમુખ્તાર, શામી ભાગ ૧ પાનું ૧૯૪) (ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૩૫૫)

પરંતુ આ સ્પ્રીટ અને અલ્કોહલ હોવાના સંભવને લઈ દરેક ડોકટરી દવા વિષે નાપાક અને નાજાઈઝ હોવાનો ફત્વો આપી શકાય નહીં. શકનો શરીઅતમાં એઅતેબાર નથી. હા, બચવુ બેહતર છે, ઝરૂરત વિના ઉપયોગે નહીં.

"મજમુઅએ ફતાવા"માં છે કે જયારે દવામાં શરાબ વિગેરે શામિલ હોવાનો યકીન અથવા ગુમાન હોય તો તેનો ઉપયોગ મના થશે. નહી તો નફસે જવાઝ ફત્વાની રૂએ અને " બચવું" તક્વાની રૂએ થશે (ભાગ ૨ પાનું ૨૨૯)

અને શૈખુલ ઈસ્લામ હઝરત મૌલાના મદની (રહ.)નો અભિપ્રાય છે કે :- ડોકટરી ઈલાજમાં કોઈ હરજ નથી. હા, અગર કોઈ દવા બાબત ખાત્રી પૂર્વક અથવા બગલ્બએ ઝન મઅલુમ થઈ જાય કે તે નાપાક અને નાજાઈઝ છે તો તે દવાઓમાં ઉપયોગમાં લે નહી. મુત્લક ડોકટરી દવામાં વાંધો નથી. (મકતુબાતે શૈખુલ ઈસ્લામ ભાગ ૧ પાનું ૩૯૭)

અને જે સ્પ્રીટ અને અલ્કોહલ અંગુર, ખજુર અને કિશમિશ વગર બીજી વસ્તુ બોર આલુ, જવ, મહવા, શેરડી, ગોળ વિગરે વનસ્પતિના ગનાબથી બને છે અને દવાઓમાં પડે છે તે એક રિવાયતની રૂએ દવાના તોર પર ઝરૂરતન લઈ શકાય છે. કિંવા લેવાની ગુંજાઈશ છે. પણ બચવું હર હાલમાં બેહતર છે.

## ઈમ્દાદુલ ફતાવાનો એક સવાલ અને તેનો જવાબ

સવાલ:-અંગ્રેઝી દવા જે પીવાની હોય છે તેમાં આમ તોર પર સ્પ્રીટ શામિલ કરાય છે. એ ઊચા દરવાજાની શરાબ એટલે શરાબનો સત છે તો જયારે એ વાતની ખાત્રી થઈ ચુકી અને માનવામાં આવે છે તો અંગ્રેઝી દવાખાના (હોસ્પીટલ)ની દવા પીવું જાઈઝ છે અથવા નાજાઈઝ?

જવાબ:-સ્પ્રીટ અગર અગુર અને મુનકકા અને ખજુર તથા ખારેકથી બનેલા ન હોય તો તેમાં ગુંજાઈશ છે. લિલ ઈત્તિફાક.નહી તો ગુંજાઈશ નથી. લિલ ઈત્ફાક.(ભાગ ૪ પાનું ૬૨) હઝરત મવલાના થાનવી (રહ.)ના હુકમથી આપના મુઅતમદે ખાસ અને હકીમ હાઝિક પાબંદે શરઅ મર્હુમ હકીમ મહમંદ મુસ્તફા બિજનોરી સાહબે મુરત્તબ કરેલી કિતાબ "તિબ્બી જવ્હર" માં છે કે :- અમે માત્ર તે શરાબનો હુકમ લખીએ છીએ જેનાથી આ ઝમાનામાં બચવું મુશ્કિલ થઈ ગયું છે. તે શરાબ સ્પ્રીટ છે. અંગ્રેઝી લગભગ બધી દવાઓમાં પડે છે. એનો હુકમ એ છે કે એક રિવાયતની રૂએ એ પણ હરામ અને નાપાક છે. અને એક રિવાયતથી પાક છે, અને નિશા નહિં કરે એટલી મિકદારમાં દવાના તોર પર લઈ શકાય છે જો કે સલીમુત્તબઅ મુસલમાનની તબીઅત એવી ચીઝને જેના હલાલ અને પાક હોવામાં ઈખ્તિલાફ છે કબુલ કરી શકતી નથી. પરતુ ઊમુમે બલ્વા (આમ લોકોનું મુબ્તલા થવું એવી સખ્ત બનવુલ જોઈએ નહી, જેનાથી બની શકે એહતિયાત કરે (સાવચેતી રાખે) તો આવ્યો. અકસર દવાઓનો જવ્હર લેવામાં સ્પ્રીટને ઝરૂર દખલ છે, અને ટીંચરની તો હકીકત એ છે કે દવાઓને સ્પ્રીટમાં ભીજવી સાફ કરી લેવાય છે. જેથી દવા તાત્કાલિક અસર કરનારી બની જાય છે

આથી મઝકુર સવાલને લગતા બીજા સવાલોનો પણ હુકમ સમજી શકાય છે. માટે અલગ અલગ જવાબની ઝરૂર જણાતી નથી. ફકત ખુદાપાક વધુ જાણકાર છે.

## કબુતર ખાવા બાબત.

(૪૬૭) સવાલ:- અત્યારે અહિંયા એવા માણસો છે કે જેમને કોઈ પણ ઝાતનુ બીમારી નથી. છતાં પણ એવા માણસો રાતના કબુતરો પકડીને ઘણી જ ખુશીથી ખાય છે. તો શું એ ખાવુ કેવું છે ? આવા માણસો ગુનેહગાર થઈ શકે છે ? અને થઈ શકે તો કેવી રીતે ?

જવાબ :- કબુતર ખાવું હલાલ છે. દવાના તોર પર ખાય કે શોખના તોર પર, ખાવામાં વાંધો નથી.

ફકત ખુદાપાક વધુ જાણકાર છે.

### ગરમ ખાવું મકરૂહ છે ?

(૪૬૮) સવાલ :- શું ગરમ ખાવું-પીવું મકરૂહ છે ?

જવાબ :- થોડું ગરમ હોય તો મકરૂહ નથી. હા, વધુ ગરમ હોય તો મકરૂહ છે. પરંતુ જે વસ્તુ ઠંડા પડી જવામા તેનો ફાયદા અથવા તેનો ઝાઈકો (સ્વાદ) જતો રહે તો મકરૂહ નથી. જેમકે ચા, કોફી વિગેરે, ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### પ્રસાદ ખાવો કેમ છે ?

(૪૬૯) સવાલ :- હિન્દુઓની કથા વિગેરેનો પ્રસાદ જે આપણી વઅઝ, મૌલુદ, વિગરેની શરીરની કે ન્યાઝ જેવું હોય છે તેનું એક મુસલમાને ખાવું કેમ છે ?

હિન્દુભાઈ જાત્રાએ જઈ આવી તબર્રૂક મોકલે તો તેનું ખાવું મુસલમાન માટે કેવું છે ?

જવાબ :- હિન્દુઓની કથા વિગેરેની શીરીના ખાવું જાઈઝ છે. પણ ખિલાફે એહતિયાત છે, અને જો શીરીની દેવી-દેવતા વિગેરે ગય્રૂલ્લાહની નઝરો નિયાઝ પ્રકારની હોય તો ખાવું જાઈઝ નથી. તેમની જાત્રાના તોહફાને તબરૂક ન માને તો લેવામાં વાંધો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કાફિર સાથે ખાવું જાઈઝ છે ?

(૪૭૦) સવાલ :- કાફિર સાથે ખાવું જાઈઝ છે કે નહી ?

જવાબ :- કદી કદી ખાય શકે છે. આદત કરી લેવી મકરૂહ છે. (નફઉલ મુફ્તી પાનું ૧૧૦) ફક્ત ખુદાપાક વધુ જાણકાર છે.

### આ ઈન્જિકશનો લઈ શકાય ?

(૪૭૧) હાલમાં એવાં ઈન્જિકશનોની શોધ થઈ છે જેના ઊપયોગથી સ્ત્રીને ચાર પાંચ વર્ષ લગી હમલ રહેતો નથી, એવી દવા પણ આવે છે કે અમુક નિર્મિત સમય સુધી હમલ (ગર્ભ) રહે નહી તો એવા ઈન્જિકશનો અને દવા લઈ શકાય કે નહી ? જણાવશો.

જવાબ :- અમુક મુદત લગી (જયાં લગી ઝરૂરત હોય) હમલ ન રહે એવી દવા અને ઈન્જિકશન ઝરૂરતન લઈ શકાય છે, વિના ઝરૂરતે નહી ! ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગર્ભશય નષ્ટ કરવું જાઈઝ છે ?

(૪૭૨) સવાલ :- ઓપરેશન કરી સ્ત્રીની બાળક જન્મવાની સલાહિયતને નાબુદ કરી દેવાની ગુંજાઈશ છે કે નહી ?

જવાબ :- વક્તી તોર પર (એક ખાસ મુદત માટે જયાં લગી ઝરૂરત હોય) હમલ રોકવાની ઝરૂરત ઈજાઝત છે., પરંતુ હમેશા માટે વિલાદતનો સિલસિલો જ ખત્મ કરી દેવાય એ તો છેલ્લા દરજાની લાચારીની સૂરતમાં જ ધારણ કરી શકાય છે. સાધારણ અગવડ માટે એની ઈજાઝત નથી.

ફક્ત ખુદાપાક વધુ જાણકાર છે.

### તકલીફના કારણે રહમદાની કઢાવવી.

(૪૭૩) સવાલ :- મારી ઔરતની તબીઅત દર સુવાવડ વખતે બેમહીના અગાઉથી બગડે છે અને ડોકટરોનો અભિપ્રાય છે કે ઓપરેશન કરી છોકરાં થતાં અટકાવવામાં આવે તો જ તબીઅત સારી રહેશે. તો તે બારામાં શરીઅતનો શું હુકમ છે ? આ મસ્અલો ખાસ ખુલાસાથી લખશો. રોઝીના ડરથી નહી પણ બીમારીના કારણે આજકાલ ઐશ પરસ્તોએ એને ફેશન બનાવી લીધી છે. એની ઈજાઝત નથી. થેલી કઢાવવું કેવું છે ? હાલાંકે અમોને અલ્લાહથી પૂરે પૂરૂં યકીન

છે કે અલ્લાહ સર્વેને રોઝી આપનાર છે. એમાં મને ઝરા પણ શક નથી. પણ દુ:ખના કારણે થેલી કઢાવવું અને છોકરા પર છોકરો થાય છે તે માટે થોડી મુદત ઔરતની રઝા લઈ ઈન્ઝાલ બહાર કરવું જાઈઝ છે કે નહીં ? તે જણાવશો.

જવાબ :- ઓપરેશન કરાવી રહમદાની કઢાવી હંમેશ માટે પોતાને ઔબદાર અને અવલાદથી મહરૂમ કરવાની સૂરત એકદમ લાચારી અને મજબુરીની છે. એના માટે આમ ડોકટરોનો અભિપ્રાય કાફી નથી. મુસલમાન દીનદાર ડોકટરો, અને હાઝિક હકીમ ખત્રો મહસુસ કરી શકાય છે. મામુલી ઉઝરમાં એની ઈજાઝત નથી, મઅકુલ ઉઝર વિના કરશે તો કુફરાને નેઅહાત લેખાશે.

આપ (સ. અ. વ.)નું ફર્માન છે.

તઝવ્વજુલ વદુદલ વલુદ ફઈન્ની મુકાસિરૂમ બિકુમુલ ઉમમ.

અર્થાત :- એવી ઔરત સાથે નિકાહ કરો જે ધણી સાથે પ્રેમ રાખનારી અને વધુ અવલાદ જણનારી હોય. કારણ કે હું તમારી કસરતના લીધે બીજી ઉમ્મતો ઉપર ફખ્ર કરીશ (મિશ્કાત શરીફ કિતાબુન્નિકાહ)

હા, અમુક સમય માટે હમલ નહીં રહે એવી તદબીર અને ઈલાજ કરી શકાય છે, ઔરતની ઈજાઝતથી ઈન્ઝાલ બહાર કરવું જાઈઝ છે. પણ પસંદીદહ નથી, અમુક ઉલમા મકરૂહ માને છે. અલ્બત્ત ઉઝરની સુરતમાં વગર વાંધે જાઈઝ છે. (દુરે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૫૨૧-૫૨૨ તથા ભાગ ૫ પાનું ૩૨૯)

## બર્થ કંટ્રોલ કરી શકાય ?

(૪૭૪) સવાલ :- મારી ઉમર ત્રીસ વર્ષની છે. મારી ઔરતની ઉમર ૨૬ વર્ષની છે. શાદી થયાને બારમું વર્ષ ચાલે છે તેમાં મારે ચાર છોકરો અને એક છોકરી હયાત છે. અને બે બાળકો ગુઝરી ગયા છે. અને હમણા હમલનો આઠમો મહીનો છે. દર દોઢ વર્ષે કુદરતની મહેરબાનીથી ઉછરે છે અને ઔરતની તબીઅત પણ બહું વીક થઈ જાય છે તો હું દુન્યાની દવાઓ કે જેનાથી હમલ રહેતો અટકે તેવી દવાઓનુ સેવન કરૂ તો કંઈ વાંધો છે ?

જવાબ :- ઔરત રાઝી હોય તો મઝકુર કારણે હમલ નહીં રહે એવી તદબીર કરવામાં ગુનોહ નથી, જાઈઝ છે. પરંતુ એવી તદબીર કરે નહીં કે હમેશા માટે અવલાદથી મહરૂમ થઈ જવાય. (દુરે મુ‌તાર શામી સાથે ભાગ ૨ પાનું ૫૨૨ તથા ભાગ ૫ પાનુ ૩૨૯)

## ડાબા હાથથી રકાબી પકડી ચાહ પીવું કેવું છે ?

(૪૭૫) સવાલ :- ધણા લોકો "ચા" પીતી વખતે જમણા હાથમાં "ચા" નોકપ પકડે છે અને ડાબા હાથમાં રકાબી પકડી તે જ હાથથી "ચા" પીએ છે શું એ મકરૂહ નથી ?

જવાબ :- હા ! મકરૂહ છે, ડાબા હાથથી શયતાન ખાય-પીએ છે, સીધા હાથથી ખાવું-પીવું સુન્નત છે, અમુક વાજિબ પણ કહે છે, ડાબા હાથથી ખાનાર ઉપર આપ (સલ.)એ બદદુઆ ફરમાવી હતી જેથી તેનો હાથ બેકાર થઈ ગયો હતો. એક બીજી રિવાયતમાં છે કે આપ (સલ.) એ એક બાઈને ડાબા હાથથી ખાતી જોઈ બદદુઆ ફરમાવી હતી તો તઉન (પ્લેગમાં) મરણ પામી.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખાધા પછી બન્નેવ હાથ ધોવા સુન્નત છે ?

(૪૭૬) સવાલ :- ખાવા પહેલાં અને ખાધા પછી બન્નેવ હાથ ધોવા કે ફકત એક હાથ

ધોવું કાફી છે ?

જવાબ :- સુન્નત એ છે કે બન્નેવ હાથ ધુએ . ફક્ત એક હાથ ધોવાથી પુરી સુન્નત અદા થતી નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હાથ પહોંચા સુધી ધોવા જોઈએ ?**

(૪૭૭) સવાલ:- હાથ કયાં સુધી ધોવા જોઈએ માત્ર આગળીઓ ધોઈ લેવાથી સુન્નત અદા થશે કે નહી.

જવાબ :- બન્નેવ હાથ પ્હોંચા લગી ધોવા જોઈએ માત્ર આંગળીઓ ધોવાથી કાફી નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હાથ ધોઈ ટુવાલથી લુછવા વિષે!**

(૪૭૮) સવાલ :-હાથ ધોઈ ટુવાલથી લુછવામાં આવે છે. એમા કાઈ વાંધો છે ?

જવાબ :- ખાવા પહેલા ધોએલા હાથ લુછવા નહી. હા, ખાધા પછી લુછવામાં વાંધો નથી ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૩૩૭ (ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.)

**ઈસ્લામમાં ચડડી પહેવા વિષે શું હુકમ છે ?**

(૪૭૯) સવાલ :- આપણા મઝહબામાં પુરૂષ માટે ગુંઠણ ઢાકવું ફર્ઝિયાત છે કે નહી ? ગુંઠણ ઉઘાડું રહે એવી ચડડી પહેવાની શરઅન ઈજાઝત છે કે નહી ? કુર્આન અને હદીસથી જવાબ આપવા મહેરબાની કરશોજી.

જવાબ :- પુરૂષનું સતર (જેનું ઢાક્વુ ઝરૂરી છે) ડુંટીથી ગુંઠણ લગી છે એટલે નમાઝમાં અને બહાર ડુંટીથી ગુંઢણ સુધીનું શરીર ઢાંક્વુ ઝરૂરી અને ફરઝિયાત છે, એમાંનો કોઈ પણ ભાગ શરઈ ઉઝર વિના ખુલ્લો રાખવો જાઈઝ નથી, ગુનાહિત છે.

(અલબત્ત !ગુંઠણ અને પેશાબ પાઈખાનાની જગ્યા ખુલ્લી રાખવાનો ગુનોહ એક સરખો નથી.)

સતર ઢાંકવા બાબત કુર્આન શરીફમાં છે :- **યા બની આદમ કદ અન્ઝલ્ના અલયકુમ લિબાસયં યુવારી સવઆતિકુમ વરીશા.**

અર્થાત :- હે ઓલાદે આદમ ! અમે તમારા માટે લિબાસ બનાવ્યો છે જે તમારા સતર (નગ્નતા )ને ઢાંકે છે અને બાઈસે ઝીનત (શણગાર) પણ છે. (સીપારો ૮ સૂરએ અઅરાફ રૂકઅ ૩)

એની વિગત અને ખુલાસો હદીસ શરીફ અને ફિકહની કિતાબોમાં મઝકુર છે. આપ (સલ.)નું ફરમાન છે " પુરૂષનું સતર તેની ડુંટીથી તેના ગુંઠણ લગી છે"

બીજી હદીસમાં છે :- **અર્રૂકબતુ મિનલ અવરતિ.**

અર્થાત :- ગુંઠણ સતરમાં શામિલ છે.

(ઝુજાજતુલ મસબીહ ભાગ ૧ પાનું ૨૧૯) (અશ્ની શર્હે હિદાયહ ભાગ ૧ પાનું ૫૬૪)

હિદાયહમાં છે; પુરૂષનું સતર ડુંટીથી ગુંઢણ સુધી છે, અને ગુંઠણ સતરમાં દાખિલ છે. (એટલે ગુંઠણને પણ ઢાંકવુ ઝરૂરી છે )ભાગ ૧ પાનું ૭૬ માં છે ગુંઠણ ખુલ્લું રહે એવી ચડડી પહેરવાની શરઅન ઈજાઝત નથી, મના છે.

આપની સહુલત અને વધુ ઈત્મીનાન માટે હિન્દના મુફતીએ અઅઝમ હઝરત મવ. મુહમ્મદ કિફાયતુલ્લાહ (રહ.)ની મશહુર કિતાબ 'તઅલીમુલ ઈસ્લામ'ની ઈબારત અહી ટાંકવામા આવે છે;

સવાલ :- સતર છુપાનેસે કયા મુરાદ હે?

જવાબ :- મર્દકો નાફસે ઘુટને તક અપના બદન છુપાના ફર્ઝ હે એૈસા ફર્ઝ હે કે નમાઝકે અંદર ભી ફર્ઝ હે ઔર નમાઝકે બાહિર ભી ફર્ઝ હે. (ભાગ ૩ પાનું ૪૦)

**બેઉ પ્રકારના સસલાં હલાલ છે?**

(૪૮૦) સવાલ :- સસલાં બે પ્રકારના હોય છે, તેમાં કઈ ઝાતનાં હલાલ છે?

જવાબ :- બન્નેવ પ્રકારનાં હલાલ છે, (હયાતુલ હય્યાન ભાગ૧ પાનું ૧૯)(ફતાવા રશીદિય્યહ ભાગ પાનું ૯૦) (હિદાયહ અખીરૈન પાનું ૪૨૪) દુર્રે મુખ્તાર ભાગ ૫ પાનું ૨૬૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**કોલેરાના ઈન્જિકશન લેવા બાબત.**

(૪૮૧) સવાલ :- કોલેરાની વબાના ઝમાનામાં સરકાર કોલેરાના ઈન્જિકશનો આપે તો લેવામાં શરઅન કાંઈ વાંધે છે?

જવાબ :- કાંઈ વાંધો નથી, જાઈઝ છે, હિફઝે મા તકદૃમના તોર પણ ઈલાજ કરી શકાય છે, થશે તો તેજ જે ખુદાને મંઝુર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**બીમારીની જગ્યાથી ચાલ્યા જવા બાબત.**

(૪૮૨) સવાલ :-(૧) જયાં બીમારી ચાલતી હોય ત્યાંથી ચાલ્યા જવું જાઈઝ છે કે નહીં?

(૨) દાખલા તરીકે આપણે કામસર મુંબઈ ગયા અને ત્યાં ખુદા ન ખ્વાસ્તહ વબા શરૂ થઈ અને આપણે કામતી ફારિગ થઈ ગયા. હવે પાછા ઘરે આવવું છે તો ત્યાંથી આવી શકાય કે નહી ? કે ત્યાં બીમારી દફે થયા લગી રહેવું ઝરૂરી છે? (૩) ત્યાંના રહીશ કામસર બહાર જઈ શકે કે નહી ? સફર કરી શકે કે નહીં?

(૪) હવા પાણી બદલવા માટે વબાની જગ્યા (આબાદી) છોડી ઈદગાહ તરફ જંગલમાં જઈ શકાય કે નહીં?

જવાબ :- વબાઈ અને તાઉની જગ્યાએ ખ્યાલે અરને એવા અકીદે નાસવું કે નાસી જઈશું તો બીમારી અને મૈતથી બચી જઈશું. નહી તો બીમારીમાં સપડાય જઈશું અને મરી જઈશું તો નાજાઈઝ અને સખત ગુનાહનુંકામ છે.

ખુદાપાક ફરમાવે છે શું તેઓને આપે નહી જોયા ( એટલે શું આપ (સલ)રતેઓના હાલથી વાકિફ નથી?) જેઓ મૌતથી બચવા માટે પોતાના ઘરોથી નિકળી ગયા હતા અને તેઓ (સંખ્યામાં) હઝારો હતા. ખુદાપાકે કહ્યું મરી જાઓ (તો મરી ગયા) ફરી તેઓને ઝિન્દા કર્યા. (સુરએ બકરહ)

મઝકુર આયતની તફસીરમાં છે કે આગલી ઉમ્મતની એક વસ્તીમાં વબા ફેલાઈ તો હઝારો (એક રિવાયત પ્રમાણે ૭૦,૦૦૦)ની સંખ્યામાં નિકળી નાઠા અને સમજયા કે મૌતથી બચી ગયા, ખુદાપાકે તેમને તેમના બુરા અકીદાની સઝા આપી કે એકદમ સૌ મરી ગયા કોઈ દફનાવનાર પણ રહ્યું નહી પછી એક મુદ્દત બાદ એક નબી ત્યાં પહોચ્યા આ ભયાનક દેખાવ જોઈ દુઆ કરી તો ખુદાપાકે તેઓને ઈબરત હાસિલ કરવા ઝિન્દા કર્યા ત્યારે તેમને ખાત્રી થઈ કે મૌતથી કોઈ નાસી શક્તું નથી. (તફસીરે મઝહરી ભાગ ૧ પાનુંડ૪૩)(તફસીરે અહમદી ભાગ ૧ પાનું ૧૬૯)

ખરેખર મૌત તેના ટાઈમ અને ખુદાના હુકમ વગર આવતી નથી અને ટાઈમ આવી ગયો હોય તો તે ટળી પણ શક્તી નથી.

ખુદાનું ફરમાન છે કે તમે જયાં પણ હશો ત્યાં મૌત તમને આવી પડશે ભલે તમે મઝબુત કિલ્લામાં કેમ ન હોય? (સુરએ નિસાઅ)

આપ ફરમાવી દો બેશક જે મૌતથી તમે નાસો છો તે ઝરૂર તમને પકડી લેશે.(સુરએ જુમ્અહ)

બેશક ખુદાએ નક્કી કરેલ મુદ્દત જયારે આવી પહોંચે તો ઢીલ થશે નહી.(સુરએ નુહ)

જાહિલિય્યતના ઝમાનાનો અકીદો અને માન્યતા હતી કે જે કોઈ બીમારના પાસે બેસે અને તેની સાથે ખાય તો તેની બીમારી એને લાગી જાય છે. માટે આપ (સલ.) એ ફરમાવ્યું :- 'લા અદવા' અર્થાત :- (ખુદાના હુકુમ વગર) એકની બીમારી બીજાને લાગી જતી નથી. એક વખતે એક અઅરાબીએ અરઝ કરી કે સારા ઉંટોમાં ખારિશી બની જાય છે.

આપ (સલ.) એ ફરમાવ્યું કે પહેલા (ખારિશી) ઉંટને કોણે ખારિશી બનાવ્યો.(જવાબ ઝાહિર છે કે ખુદાએ. તો પછી બીજા ઉંટો માટે એમ કેમ નથી કહેતા?) એક વખતે આપ (સલ.)એ એક જુઝામીનો હાથ પકડી પોતાના સાથે ખાણાંના પ્યાલામાં મુકી દીધો. મતલબ કે ખુદાના હુકમ અને તકદીરે ઈલાહી વગર કાંઈ થઈ શકતું નથી. પરંતુ અકીદાની હિફાઝત માટે શરીઅતે તઅલીમ આપી છે કે વબાઈ જગ્યાએ બિન ઝરૂરતે ન જવું જોઈએ ન તો ત્યાંથી નાસવું જોઈએ. ત્યાં જઈ કદાચ કિસ્મતે બીમારીમાં સપડાય જાય તો તબીઅતના કમઝોર અને અકીદાના ઝઈફ સામ્જી લેશે કે ત્યાં જવાથી આમ થયું. તેમજ નાસનાર માન લેશે કે નાસવાથી બચી ગયો. નહીં તો ઝરૂર સપડાય જાત. વળી નાસનાર બીજાઓ માટે વધુ પરેશાની અને કમ હિમ્મતનો પણ કારણરૂપ બને છે. એવી અનેક હિકમતો અને મસ્લિહતોને લઈ આપ (સલ.) એ ઉમ્મતને હિદાયત ફરમાવી છે કે જયારે તમો સાંભળો કે કોઈ જગ્યાએ વબા ફેલાઈ છે તો ત્યાં જશો નહી અને તમો જયાં છો ત્યાં વબા આવી પડે તો તેનાથી નાસવાના ઈરાદે ત્યાંથી નિકળશો નહી. (બુખારી શરીફ ભાગ ૨ પારો ૨૩- પાનું ૮૫૩) (મુસ્લિમ શરીફ ભાગ ૨ પાનું ૨૨૯)

અને ફરમાવ્યું કે 'બીમાર ઉંટને સારા ઉંટો સાતે નહી મેળવશો' અને હિદાયત કરી 'મજઝુમથી એવા નાસો જેમકે તમે વાઘથી નાસો છો' કારણકે અકીદાની હિફાઝત ઝરૂરી છે. ડોકટરો, હકીમો વિગેરે અમુક બીમારીઓ (ટી.બી., ખુજલી, જુઆમ, તાઉન, ઈન્ફલુઈન્ઝા વિગેરે)ને મુતઅદ્દી (ચેપી) રોગ માને છે અને તેના જરાસીમ (જંતુ) સાબિત કરે છે. હશે! ઈન્કાર કરવાની ઝરૂરત નતી પરંતુ તેઓને પણ માનવું જોઈએ કે બીમારી ખુદ બખુદ મુતઅદ્દી (ચેપી) અને પોતે મુઅસ્સિર (અસર કરનારી) નથી બલ્કે ખુદાના હુકમ અને તકદીરથી મુઅસ્સિર અને મુતઅદ્દી હોય છે જેને માટે ખુદાનો હુકમ અને તેની તકદીરમાં ન હોય તો ઝરાય પણ અસર થઈ શકતી નથી. જુઓ જુઆમીના ઘરમાં બધા જુઝામી હોતા નથી, ટી. બી. વાળાના તીમારદારો બધા તેમાં મુબ્તલા થતા નથી. ઈન્ફલુઈન્ઝાના રોગી સાતે રહેનારા તેનાથી મહફુઝ અને બાલ બાલ સલામત હામો જોઈ રહ્યા છીએ. આથી પુરવાર થાય છે કે જેના માટે ખુદાનો હુકમ અને તેની તકદીરમાં હોય તેને બીમારી લાગે છે અગર એમ નતી તો બિમાર સાથે લાંબી મુદ્દત રહેવા અને કાવા પીવા છતાં સલામત કેમ રહે છે? શરીઅતે દુર રહેવાની હિદાયત માત્ર અકીદાની હિફાઝત અને ઈમાનની સલામતી માટે કરી છે, બીમારીથી બચી જવા માટે નહી અને તે પણ દરેક માટે અને દરેક હાલતમાં વુજુબી હુકમ નથી. હદીસમાં 'ફિરારમ મિન્હુ' (વબાથી નાસવાના ઈરાદે નહી નિકળો) ના શબ્દો છે. એની શરહમાં લખ્યું છે કે અગર વબાથી નાસવા વગર બીજો કોઈ હેતુ અને ગર્ઝ હોય તો ત્યાંથી જવામાં વાંધો નથી, તેમજ ઝરૂરતને લ્યાં જવામાં પણ વાંધો નથી, પણ અકીદાનો મઝબુત હોય, ડામાડોલ ન હોય. (ફત્હુલ બારી વિગેરે)

અને દુર્રે મુખ્તારમાં છેઃ- જે મણસ વબાઈ જગ્યાથી નિકળ્યો પણ તેનો અકીદો એ છે કે દરેક વસ્તુ તકદીરે ઈલાહીથી થાય છે. ખુદાના હુકમ વગર કાંઈ થતુ નથી તો તેના નિકળવામાં અને ત્યાલ જવામાં વાંધો નતી. જાઈઝ છે, અને જો માન્યતા એવી હોય કે અહીંથી નિકળી જઈશ તો બચી જઈશ, નહીંતો મરી કે સપડાઈ જઈશ તો એવા માણસને ત્યાંથી નિકળવાની અને ત્યાં જવાની જાઝત નથી. એટલા માટે કે એનો અકીદો મહફુઝ રહે, (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૫ પાનું ૬૬૧)

(૨) હા! ત્યાંથી આલી શકાય છે. લળી દફઅ થવા લાગી ત્યાં રહેવું લાઝિમ નતી, રહેવાના ઈરાદે ત્યાં ગયા ન હતા માટે કામથી ફારિગ થઈ પાછા આવવું નાસવાની ગણત્રીમાં આવશે નહી પણ નિય્યત દુરૂસ્ત રાખવી ઝરૂરી છે. (નવવી શર્હે મુસ્લિમ ભાગ ૨ પાનું ૨૨૮)

(૩) હા! ઝરૂરતન ત્યાંથી જઈ શકાય છે, અને ાસ્ફર પણ કરી શકાય છે. ગ્યારે વબાથી નાસવાનો ઈરાદો ન હોય. (ફત્હુલ બારી શર્હે બુખારી ભાગ ૧૦ પાનું ૧૫૮)

(૪) હા! હવા પાણી બદલવાની ગરઝથી શહેરની હદમાં જ જંગલ અને મૈદાનમાં જઈ રહી શકાય છે. નિય્યત એ હોવી જોઈએ કે તબ્દીલે આબો હવા પણ એક ઈલાજ છે. પાટે ઈલાજન નિકળીએ છીએ. સન હિજરી ૧૮માં હઝરત ઉમરે ફારૂક (રઝિ.)ના ઝમાનએ ખિલાફતમાં મુલ્કે શામની "અમવાસ"નામની આબાદીમાં વબા ફેલાઈ તો હઝરત ઉમર (રઝિ.એ લશ્કરના અફસર હઝરત અબુ ઉબૈદહ (રઝિ.)ને લખ્યું કે આબોહવાની તબ્દીલી માટે લશ્કરને વબાઈ જગ્યાથી બીજી સાફ અને સ્વચ્છ જગ્યાએ મોકલી દો. તો તે પ્રમાો અમલ કરવામાં આવ્યો હતો, હઝરત અબુ ઉબદૈહ (રદી.) અને હઝરત મઆઝ ઈબ્ને જબલ (રઝિ.) તાઉનમાં શહીદ થઈ ગયા તો હઝરત અમ્ર ઈબ્ને આસ (રઝિ.) લશ્કરના અફસરા બન્યા. તેમણે પાં તબ્દીલે આપોહવાનો હુકમ આપ્યો તો લશ્કર પહાડની ચોટી ઉપર ફેલાઈ ગયું અને એ વબામાં ૨૫૦૦૦ શહીદ થઈ ગયા હતા. (શમ્સુત્તવારીખ ખિલાફતે ઉમર પાનું ૪૨૮)

ગરઝ કે વબાઈ જગ્યાથી નાસવાના ઈરાદે નિકળે નહી, ખુદા પર ભરોસો રાખી સબર અને હિમ્મતની સાતે રહે. તકદીરમાં મૌત હશે તો આવશે અને શહદતનો મતરબો મળશે. નાસ્વાથી મૌત ટળતી નતી તો પછી નાસી ઈમાન શા માટે કારાબ કરવું? ફક્ત ખુતપાક વધુ જાણનાર છે.

## પેટનું ઓપરેશન કરી બાળક કાઢી શકાય?

(૪૮૩) સવાલઃ- હમલવાળી બાઈ (ગર્ભવતી) મરણ પામે અનેતેના પેટમાં બાળક જીવતું હોય તો પેટનું ઓપરેશન કરી બાળક કાઢી લેવું જોઈએ કે નહી?

જવાબઃ- બાળક જીવતું હોવાની ખાત્રી અથવા ગુમાન ગાલિબ હોય તો બાળકને બચાવવા ખાતર બાઈના પેટનું ઓપરેશન કરી કાઢી લેવું જોઈએ. (દુર્રે મુખ્તાર શામી સાતે ભાગ ૧ પાનું ૮૪૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## સ્ત્રીના પેટમાં બાળક મરણ પામ્યું હોય તો?

(૪૮૪) સવાલઃ- અગર હામેલા બાઈના પેટમાં બાળક મરણ પામે તો બાઈ ને બચાવવા ખાતર બાળકને કાપી ટુકડા કરી કાઢી લેવું જોઈએ કે નહી?

જવાબઃ- બાળકના મરવાની સંપૂર્ણ ખાત્રી હોય અને બાઈના મરણનો ભય હોય તો બાઈનો જીવ બચાવવા ખાતર બાળકને કાપી કાઢી લેવું જાઈઝ છે. બાળક જીવતું હોય તો કાપવું જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર શામી સાતે ભાગ ૧ પાનું ૮૪૦)

# કિતાબુલ મુતફર્રિકાત

## કિબ્લા તરફ પગ કરી સૂવું ગુનાહિત છે?

(૪૮૫) સવાલઃ- હમારે ત્યાં એક મુસ્લિમ ભાઈ કઅબહ શરીફ તરફ પગ સીધા કરીને સૂએ છે. હમોએ તેમને કહ્યું કે કઅબહ શરીફ તરફ પગ લાંબા કરી સૂવું ગુનોહ છે. તેમણે કહ્યું કે આપણા પયગમ્બર (સલ.) પણ સુતા હતા. અને સૂવું એ ગુનોહ નથી. અને કહે છે કે ગામની ઉગમણી દિશામાં કબ્રસ્તાન હોય છે. તો મય્યિત કેમ લઈને જાય છે? એવી દલીલ આપે છે. મટે ખુલાસાવાર જવાબ આપવા મેરબાની કરશો.

જવાબઃ- કિબ્લહ શરીફ્ની તરફ પગો લાંબા કરવું મકરૂહે તહરીમી એટલે હરામના નઝદીક છે. જે માણસ જાણી જોઈને આમ કરે છે ને ફાસિક અને મરદૂદુ શશહાદત છે. એટલે તેની ગવાહી શરઅન મરદૂદ અને નામકબુલ છે. (શામી ભાગ ૧) એવા જાહિલ ઝિદ્દી માણસ સાતે દીની બાબતમાં બહસ અને સવાલ જવાબ કરવું ખોટું છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સુન્ની મુસ્લિમ શીઆ બાળકોને દીની તાલીમ આપી શકે?

(૪૮૬) સવાલઃ- અહલે સુન્નત વલ જમાઅતના અકીદા ધરાવનાર આલિમ શીઆ લોકોના બચ્ચાઓને દીનીયાત, કુર્આન શરીફ વિગેરેની તઅલીમ આપી શકે કે નહી?

જવાબઃ- શીઆ લોકોના બાળકોને કુર્આન શરીફ અને દીનીયાતની તઅલીમ (અહલે સુન્નત વલ જમાઅતના ખ્લિાફ ન હોય ) આપી શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## એકલો દસમી મુહર્રમનો રોઝો રાખવા વિષે

(૪૮૭) સવાલઃ- દસમી મોહર્રમનો રોઝો રાખે પરંતુ સાથે નવમી તારીખ્નો રોઝો નહી રાખે તો કંઈવાંધો છે?

જવાબઃ- ૧૦ તારીખના રોઝા સાથે નવમી તારીખનો રોઝો પણ રાખવો જોઈએ. નવમીનો નહીં રાખી શકાય તો ૧૧ મી તારીખનો રોઝો રાખી લેવામાં આવે. દસમીના રોઝા સાથે નવમી અથવા અગિયારમી તરીખનો રોઝો નહીં રાખવો મકરૂહ છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૨ પાનું ૧૧૪) મિરાકિલ ફલાહ પાનું ૧૨૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## આશુરહના દિવસની ફઝીલત બાબત.

(૪૮૮) સવાલઃ- દસમી મુહર્રમ એટલે આશુરહના રોઝહની ફઝીલત બાબત આપ (સલ.)એ ફરમાવ્યું છે કે મને ખુદાની ઝાતથી ઉમ્મીદ છે કે પાછલા એક વર્ષના ગુનાહોનો કફ્ફારો બની જશે તો શું કબીરહ ગુનાહો પણ માફ થઈ જશે કે માત્ર સગીરહ?

જવાબઃ- મઝકુર હદીસથી સગીરહ ગુનાહો તોમાફ થાય છે એ તો યકીની છે અને કબીરહ ગુનાહોની માફીની પણ ખુદાપકથી ઉમ્મીદ રાખવી જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## આશુરહના દિવસે મુસલમાનોએ શું કરવું જોઈએ?

(૪૮૯) સવાલઃ- આશુરહના દિવસે શરીઅતે ખાસ શું સુચના આપી છે? એટલે ખાસ કરી એ દિવસે મુસલમાનોએ શુ કામો કરવા જોઈએ?

જવાબઃ- એ દિવસે શરીઅતે ખાસ બે કામોની સુચના આપી છે. (૧) રોઝો રાખવો. (૨) અહલો અયાલ (બાલ બચ્ચાં વિગેરે) પર ખાવા પીવામાં વુસ્અત (વધારો) કરવો. હદીસમાં છે કે જે માણસ આશુરાના દિવસે પોતાના બાલ બચ્ચાનાં ખાવા પીવામાં વધારો કરશે તો અલ્લાહ તઆલા આખું વર્ષ રોઝીમાં વધારો (બરકત) આપશે. મુસીબત અને સદમાના વખતે ઈસ્તિરજાઅનો

હુકમ છે, અને મઝકુર તારીખે એક દર્દનાક અને અલમ અંગેઝ બનાવ શહાદતે ઈમામ હુસેન (રદિ.)નો પણ બન્યો છે, અન તેની યાદ આવવાથી સદમો ઝરૂર થશે. તો શરીઅતના મઝકુર આમ હુકમ મુજબ ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન પઢતો રહે. એ સિવાય એ દિવસે ખાસ કરી કોઈ કામની સુચના આપવામાં આવી નથી.

### આ માન્યતા ખરી છે કે શહાદતે હુસૈનના લઈ આશુરાની ફઝીલત છે?

(૪૯૦) સવાલઃ- લોકોની માન્યતા છે કે આશુરાના દિવસની ફઝીલત અને રોઝો રાખવની હિદાયત માત્ર એટલા માટે છે કે એ દિવસે ઈમામ હુસૈન (રદિ.)ને કરબલા ના મૈદાનમાં શહીદ કરી નાંખવામાં આવ્યા હતા. શું આ માન્યતા ખરી છે?

જવાબઃ- દસમી મોહર્રમ (આશુરાનો દિવસ) ઈસ્લામ પહેલાં આગળની ઉમ્મતોમાં પણ ઘણી અઝમત અને માનની નઝરે જોવામાં આવતો હતો. એ દિવસે હઝરત મુસા (અલય.) તથા બની ઈસ્રાઈલને ખુદાપાકે ઝાલિમ ફિરઔનથી નજાત આપી છે અને ઝાલિમ ફિરઔનનેતેના સાથીઓ સાથે દરિયામાં ડુબાડી દેવામાં આવ્યો હતો. જયારે આપ (સલ.) મદીનએ મુનવ્વરહ તશરીફ લઈ ગયા તો યહુદને આશુરાનો રોઝો રાખતાં જોઈ પુછયું કે તમે શા માટે રોઝો રાખો છો? કહ્યું કે એ દિવસે મુસા (અલ.) અને બની ઈસ્રાઈલે ફિરઔનના ઝુલ્મથી છુટકારો મેળવ્યો હતો અને ફિરઔન પોતાની સઘળી ઝુર્રિયાત સાથે ડુબી ગયો હતો. માટે મુસા (અલ.) એ શુક્રિયહનો રોઝો રાખ્યો હતો. આપ (સલ.)એ ફરમાવ્યું **''અન અહકકુ બિમુસા મિન્કુમ'** તમારાથી હું મુસા (અલ.)નો વધારે હકદાર છું. પછી આપે રોઝો રાખ્યો. આરિવાયતોથી સાબિત તાય છે કે આશુરહનો દિવસ કરબલાના બનાવ પહેલાંથી મુઅઝઝમ અને માનની નઝરે જોવાય છે. ઈમામ હુસૈન (રદિ.)ની શહાદત પછી આશુરહનો દિવસ મોહતરમ બન્યો અને શહાદતના બનાવના લીધે રોઝો રખાય છે. આવી માન્યતા ખોટી છે. બલ્કે ખુદાપાકે સય્યિદિના ઈમામ હુસૈન (રદિ.)ની શહાદાત માટે એવો મુબારક અને બુઝુર્ગ દિવસ પસંદ કર્યો કે જેનાથી આપની શહાદતના દરજા અને ફઝીલતમાં વધારો થાય. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈશાની નમાઝ પહેલાં સુવું?

(૪૯૧) સલાલઃ- ઈશાની નમાઝ પહેલાં સુવામાં કંઈ વાંધો તો નથી?

જવાબઃ- ઈશાની નમાઝનો ટાઈમ અથવા જમાઅત છુટી જવાનો ભય હોય તો સુઈ જવું મકરૂહ છે. કારણસર સુવું પડે અને કોઈ માણસને તાકીદ કરે કે સામ્યસર ઉઠાડી દે તો મકરૂહ નથી. (શામી ભાગ ૧ પાનું ૩૪૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝિલ્કઅદહ માસ મન્હુસ છે?

(૪૯૨) સવાલઃ- ઝિલ્કઅદહ માસને 'ખાલી માસ' કહેવામાં આવે છે અને એ મહીનાને મન્હુસ સમજી લોકો શાદી માંગણી કરતા નથી. તો એવી રીતે ઝિલ્કઅદહ માસને મન્હુસ સમજવું કેવું છે?

જવાબઃ- માહે ઝિલ્કઅદહ ઘણો મુબારક મહીનો છે. એ મહીનો ''અશ્હુરે હુરૂમ'' એટલે હુરમત (માન) અને અદલનો એક જાણીતો મહીનો છે, કુર્આન શરીફમાં એનું વર્ણન છે. મિન્હા અરબઅતુન હુરૂમ.

અર્થાતઃ- તે (બાર માસ)માં ચાર માસ ખાસ અદલ અને માનના છે.(સુરએ તવબહ)

વળી એ મહીનો 'અશ્હુરે હજ' (હજના મહીના)માં શામિલ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે અલ્હજ્જુ અશ્હુરૂમ મઅલૂમાત.

અર્થાત :- હજના મુકર્રર મહીના છે. (સુરએ બકરહ) હજના મહીના ત્રણ છે. શવ્વાલ, ઝિલ્કઅદહ, ઝિલ્હજ્જહ, હદીસ શરીફમાં છે કે આપ (સલ.)એ ઝિલ્કઅદહ માસમાં ત્રણ ઉમરા કર્યા છે. (મિશ્કાત પાનું ૨૨૧)

જે મહિતો કુર્આનની નઝરે અદલ અને માનનો હોય અને હજના મુબારક મહીનામાંનો એક મહીનો કહેવાય અને જેના અંદર આપ (સલ.)થી ત્રણ ઉમરા કર્યાનું સાબિત હોય તે મહીનો કઈ રીતે મન્હુસ થઈ ગયો એને મન્હુસ સમજવું, એમાં શાદી મંગણી વિગેરે ખુશીના કામોને નામુબારક માનવું જહાલત અને મુશ્રિકાના ઝેહનિયત છે. અને પોતાના તરફથી એક નવી શરીઅતની સ્થાપના કરવા સમાન છે. આવા નાપાક વિચારો અને અણઈસ્લામી અકીદાઓથી તવ્બહ કરવું ઝરૂરી છે. એક મુબારક મહિનાને નામુબારક અને બરકતોથી ખાલી સમજી 'ખાલી' કહેવામાં આવે એ પણ જાઈઝ નથી. ઝિલ્કઅદહ કહેવું જોઈએ, 'ખાલીઃ કહેવું જોઈએ નહી. જેમકે આપ (સલ.) તરફથી ઈશાની નમાઝને ઈશાના બદલે અતમહ કહેવાની મુમાનિયત આવી છે. (મિશ્કાત ભાગ ૧ પાનુ ૩૯૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**આલિમના કારણે જમાઅત ટાઈમથી મોડે કરવી.**

(૪૯૩) સવાલઃ- કોઈ આલિમની ખાતર જમાઅત હંમેશાના ટાઈમથી મોડી કરવી જાઈઝ છે?

જવાબઃ- આલિમ અને નેક માણસની ખાતર કોઈ વખતે થોડુંક મોડું કરવું કરાહત વિના જાઈઝ છે? (શામી ભાગ ૧ પાનું ૪૬૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ગુનાહો કરવાથી નેક અમલની તોફીક થતી નથી.**

(૪૯૪) સવાલઃ- હું તહજ્જુદનો પાબંદ હતો. તહજ્જુદ કદી કઝા થતી ન હતી. હમણાં થોડાક વખતથી તહજ્જુદ તદ્દન છુટી ગઈ છે. પઢવા માંગુ છું પણ ઉઠવાની તૌફીક થતી નથી. કારણ સમઝાતું નથી. ઘણો જ પરેશાન છું.

જવાબઃ- એનું મુખ્ય કારણ ગુનાહ અને અલ્લાહની નાફરમાની હોવું જોઈએ. માટે ગુનાહો યાદ કરી સાચા દિલથી તૌબહ કરો અને અલ્લાહથી પોતાના ગુનાહોની માફી ચાહો.

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે 'જ્યારે માણસ ગુનાહ કરે છે તો તેને રાતના ઉઠવાની તૌફીક થતી નથી'' અને હઝરત સુફયાન સૌરી (રહ.) ફરમાવે છે કે ''હું એક ગુનાહના કારણે પંચ મહીના લગી તહજ્જુદથી મહરૂમ રહ્યો હતો.'' પુછ્યું કયો ગુનોહ હતો? ફરમાવ્યું કે ''મેં એક માણસને રડતો જોઈને મારા મનમાં કહ્યું હતું કે આ માણસ મક્કાર છે.''

રોઝી હરામ હોવાથી પણ નેક કામોમાં સુસ્તી અને નઠારાં કૃત્યો કરવાનો શૌક ઉત્પન્ન થાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ખત્ના સહીહ ગણાંશે?**

(૪૯૫) સવાલઃ- મારા છોકરાની ખત્ના કરાવી છે. પરંતુ રૂઝ આવ્યા પછી જણાયું કે સોપારીને અડધો ભાગ જ ખુલ્લે થયો છે. પૂરેપૂરો ખુલ્લે થયો નથી. તો આવી ખત્ના શરીઅતની રૂએ ચાલશે કે પુરી કરાવવી પડશે?

જવાબઃ- ખત્નામાં જેટલી ચામડી કપાવવી જોઈએ તેના અડધા ભાગથી વધારે કપાઈ ગઈ છે તો ખત્ના થઈ ગઈ. અગર અડધા ભાગ અથવા તેનાથી પણ ઓછી કપાઈ છે તો ખત્ના ફરી કરાવવી પડશે. (ફતાવા આલમગીરી ભાગ ૫, પાનું ૩૫૭)ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હઝરત રિફાઈ (રહ.)એ આપ (સલ.)ના હાથ ચુમ્યા છે એ સાચું છે?**

(૪૯૬) સવાલઃ- હઝરત સય્યિદ અહમદ કબીર (રહ.) જ્યારે મદીના શરીફ ગયા, અને આપ (સલ.)ના રોઝા મુબારકની ઝિયારત કરી તે વખતે સરવરે કાઈનાત (સલ.)નો મુબારક હાથ ઝાહિર થયો અને હઝરત સય્યિદ અહમદ કબીર રિફાઈ (રહ.)એ મુબારક હાથને ચુમો આપ્યાની હકીકત કેટલે અંશે સાચી છે તે કિતાબના હવાલા સહિત જવાબ આપશો.

જવાબઃ- ઈમામ જલાલુદ્દીન સુયુતી (રહ.)એ પોતાની કિતાબ ''શરફે મુખ્તમ'' માં સનદની

સાથે લખ્યું છે કે તેઓ શેખ કમાલુદ્દીન (રહ.)થી અને તેઓ શેખ શમ્સુદ્દીન જઝરી (રહ.)થી અને તેઓ શેખ ઝય્નુદ્દીન મુરાગી (રહ.) અને તેઓ શેખ અઝ્ઝુદ્દીન અહમદ ફારૂકી (રહ.)થી અને તેઓ પોતાના વાલિદ શેખ અબુ ઈસ્હાક ઈબ્રાહીમ (રહ.)થી અને તેઓ પોતાના વાલિદ શેખ અઝ્ઝુદ્દીન (રહ.)થી રિવાયત કરે છે કે તેઓએ કહ્યું છે કે હું સને ૫૫૫ હિજરીમાં હઝરત સય્યિદ અહમદ કબીર રિફાઈ (રહ.)ની સાથે હજની સફરમાં હતો ત્યારે અમે મદિનએ તય્યિબહ પહોંચ્યા અને રવઝએ અત્હર ઉપર હાઝર થયા તો હઝરત સય્યિદ અહમદ કબીર રિફાઈ (રહ.)એ સલામ અર્ઝ કરી. "અસ્સલામુ અલયકુમ યા જદ્દી" (હે નાના જાન આપ પર સલામ કબ્ર) શરીફમાંથી જવાબ મળ્યો. "વ અલયકુમ સલામ વલદી!" (હે મારા દિકરા તારા ઉપર સલામ) આ સઘળા હાઝરજનોએ સાંભળ્યું. આથી હઝરત સય્યિદ રિફાઈ (રહ.) પર વજદની હાલત છવાઈ ગઈ. ઘણીવાર લગી રડતા રહ્યા પછી ઘણા જ શોકથી અર્ઝ કરી યા જદ્દી.

ફી હાલતિલ બુઅદી રૂહી કુન્તુ ઉરસિલુહા
તુકબ્બિલુલ અર્ઝ અન્ની વહિય નાઈબતી
વહાઝિહી દવ્લતુલ અશ્યાહિ કદ હઝરત
ફમ્દુદ યમીનક કય તુહઝી બિહા શફતી

હે નાનાજાન! હું દૂર હતો ત્યારે મારી રૂહને આપની ખિદમતમાં મોકલી આપતો તે મારી નાઈબ બની ઝમીનબોસ થતી હતી હવે શરીરની હાઝરીની વારી આવી છે. ઝરા આપનો સીધો હાથ મુબારક અર્પણ કરો જેથી મારા હોઠને ચુમવાનો શર્ફ મળે.

તે જ વખતે આપ (સલ.)નો મુબારક હાથ સંપૂર્ણ ચમક અને ખુશ્બુ સાથે રવઝએ અત્હરથી ઝાહિર થયો. હઝારો માણસોએ ઝિયારત કરી અને હઝરત સય્યિદ કબીર રિફાઈ (રહ.)એ બોસો આપ્યો. એ મુબારક સમયે લગભગ નેવું હઝાર માણસો હાઝિર હતા. તેમાં હઝરત ગવ્સે અઅઝમ (રહ.) પણ મવ્જુદ હતા. (મજમઉલ બુહુર પાનું ૧૮૬) (અલ્બુન્યાનુલ મુશય્યદ પાનું ૯) (ઉમ્દતુન્નુકાત ફી અહ્વાલિસ્સૌકાત પાનું ૧૮૮)

આ અઝીમુશ્શાન બનાવની વિગત સનદ સહિત ભરોસાપાત્ર કિતાબોમાં નકલ કરવામાં આવી છે. માટે શંકા કરવાની ઝરૂરત નથી, અવલિયા અલ્લાહથી કરામતનું ઝાહિર થવું અક્લ તથા નકલ બંનેથી સાબિત છે. કુર્આન અને હદીસ એના ટેકામાં છે. તેમાં અસલ હક તઆલાનો ફેઅલ છે. બંદાના હાથે તેની બુઝુર્ગી, નઝદીકી અને મકબુલિયત ઝાહિર કરવા સાદર ફરમાવે છે.

મરઘીનું ઈંડું ચારે બાજુથી કિલ્લા જેમ બંધ હોય છે. તેમાં ઝરાએ કાણું નથી. તેમાંથી એકાએક તદ્દન કમઝોર બચ્ચું ખુદાની કુદરતથી ચી ચીં કરતું બહાર નિકળી આવે છે. તો તે જ ખુદાની કુદરતથી હયાતુન્નબી (સલ.)નો મુબારક હાથ કબર શરીફથી બહાર નિકળે એમાં અક્લ વિરૂદ્ધ શું છે? હા, આદત વિરૂદ્ધ હોય છે. એટલા માટે કરામત કહેવાય છે.

વલીની કરામત અને નબીનો મોઅજિઝો હોય છે. જેનો એ વલી ઉમ્મતી છે અને જેમના અનુકરણ અને તાબેદારી બદલ આ કમાલ પ્રાપ્ત કર્યો છે.

આ પ્રકારની (પાણી ઉપર ચાલવું, હવા ઉપર ઉડવું વિગેરે) કરામતને હિસ્સી કરામત (આંખોએ જોઈ શકાય એવી) કહે છે. આમ લોકો વધુ ભાગે કરામતે હિસ્સીને કરામત જાણે છે અને એને જ કમાલ સમજે છે.પરંતુ ખાસ લોકોના નઝદીક મોટો કમાલ કરામતે મઅનવી છે. એટલે શરીઅત ઉપર અડગ રહેવું, એક શ્વાસ પણ ગફલતમાં નહી પસાર કરવો વિગેરે વિગેરે. એ તે કરામત છે જેમાં ઈસ્તિદરાજની સંભવ નથી.

હઝરત મહબુબે સુબ્હાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.)ની પાસે ચિશ્તિયહ નિસ્બતના એક બુઝુર્ગે આવી ઈસ્લામની દરખાસ્ત કરી. હઝ. મુજદ્દિદ (રહ.)એ ફરમાવ્યું મારી પાસે તો સુન્નતની

તાબેદારી સિવાય કંઈ જ નથી. આ સાંભળતાની સાથે જ પેલા બુઝુર્ગ પર હાલ છવાય ગયો અને સરહિદ શરીફના ઝમીન હાલવા લાગી. હઝરત ઈમામ રબ્બાની (રહ) એ ગોખલામાંથી મિસ્લાક (દાતણ) મંગાવી ઝમીન ઉપર નાંખી દીધું તે જ વખતે ઝમીન હાલતી અટકી ગઈ અને પેલા બુઝુર્ગની જઝબાની હાલત જતી રહી, હઝરત ઈમામ રબ્બાની મુજદ્દિદ અલ્ફે સાની (રહ.) એ ફરમાવ્યું કે:-

તમારી કરામતથી સરહિંદની ઝમીન હાલતી થઈ ગઈ હતી. અને જો આ ફકીર (પોતે) દુઆ કરે તો ઈન્શાઅલ્લાહ સરહિંદના મુર્દાઓ જીવતા થઈ જાય. પરંતુ તમારી અને મારી આ કરામતથી વુઝુમાં સુન્નત તરીકે મિસ્વાક કરવું કંઈક દરજે અફઝલ સમજું છું (દાબાચએ દુર્રે લાસાની ભાગ ૩ પાનું ૬-૭)

આ છે સુન્નતની તાબેદારીનો દરજો.

હઝરત મહબુબે સુબ્હાની ગવ્સે આઝમ સય્યિદ અહમદ કબીર રિફાઈ (રહ.) સંપૂર્ણ તકવાવાળા અને સુન્નતાના મકકમ તાબેદાર અને બિદઅતના સખ્ત દુશ્મન હતા. આપની બુન્યાદી તઅલીમ એ હતી કે અલ્લાહ તઆલાને રસુલુલ્લાહ (સલ.) ની તાબેદારીના ઝરીએ તલાશ કરો. (બુન્યાનુલ મુશય્યદ પાનુ ૪ ) અને ફરમાવ્યું આ મુહમ્મદી તરીકાની બુન્યાદો (ફાઉન્ડેશન)ની સુન્નતને સજીવન કરો અને બિદઅતને મિટાવી મઝબુત કરો. (પાનું ૮)

મઝકુર લાભદાયા કરામત સુન્નતની તાબેદારીનું જ ફળ છે. આપ (સલ.)ની તાબેદારી વિના કોઈ કમાલ પ્રાપ્ત થઈ શકતો નથી. હઝરત ઈમામ રબ્બાની મુજદિદે અલ્ફેસાની (રહ.) ફરમાવે છે કે દરેક ફઝીલત અને કમાલ આપ (સલ.) ની તાબેદારી અને આપ (સલ.)ની શરીઅતની તાબેદારી ઉપર જ અવલંબિત છે. (મકતુબાતે ઈમામ રબ્બાની ભાગ ૧ પાનુ ૧૩૫)

માટે સુન્નત તરીકાની તાબેદારી વિના જે કંઈ અચંબાની વાત જોવામાં આવે તે હરગિઝ કરામત નથી. ઈસ્તિદરજ અને શયતાની હરકત છે.

સુલ્તાનુલ આરિફીન અબુ યઝીદ બુસ્તામી(રહ.) ફરામાવે છે કે અગર તમારી નઝરમાં એવો કમાલવાળો માણસ હોય જે હવામાં પલાંઠી વાળી બેસતો હોય અને પાણી ઉપર ચાલતો હોય તો જયાં સુધી તમે પરીક્ષા નહીં કરી લો કે ઈસ્લામી હુકમો અને શરીઅતની હદોની પાબંદી કરવામાં કેવો છે. હરગિઝ તેને નઝરમાં લાવશો નહીં. (આલ્બલાગુલ મુબીન શાહ વલિયુલ્લાહ (રહ.) પાનુ ૪૬)

હઝરત બુસ્તામી (રહ.)ને કહેવામાં આવ્યું કે ફલાણો માણસ એક રાતમાં મકકા પહોંચી જાય છે, તો આપે ફરમાવ્યું કે શયતાન તો એક પલકમાં પૂર્વથી પશ્ચિમમાં પહોંચી જાય છે. હાલાંકે તે અલ્લાહની ફિટકારમાં સંડોવાયેલો છે. (બસાઈરૂલ અશાઈર પાનુ ૬૧૨)

પેશ્વાએ તરીકત હઝરત જુનૈદ બગદાદી (રહ.)નો ઈર્શાદ છે કે ખુદા સુધી પહોચવાના બેશુમાર માર્ગે છે. પરંતુ મખ્લુક માટે સઘળા માર્ગો બંધ છે, માત્ર તેના માટે તે જ માર્ગ ખુલ્લો છે જે રસુલે ખુદા (સલ.)ની તાબેદારીનો છે. (અલ્બલાગુલ મુબીન શાહ વલિયુલ્લાહ (રહ.) પાનુ ૪૬)

હઝરત અબુ હફસ કબીર હદ્દાદ (રહ.) જે તરીકતવાળાઓમાં મોટા અને અગ્રગણ્ય બુઝુર્ગ છે. ફરમાવે છે કે જેણે પોતાના કથનો, હાલતો અને કામોને કિતાબુલ્લાહ અને સુન્નતે રસુલ (સલ.)ના ત્રાજવામાં નહી તોલ્યા અને મનેચ્છાઓનો ખરાબ નહી સમજયો તો તેને બુઝુર્ગોની લીસ્ટમાં લેશો નહી. (અલ્બલાગુલ મુબીન પાનું ૪૬)

હઝરત ઈમામ રબ્બાની મુજદ્દિદ અલ્ફે સાની (રહ.) હિદાયત ફરમાવે છે કે :- હે ફરઝંદ ! જે વસ્તુ કાલે (કયામતમાં ) કામ આપનારી છે તે સાહિબે શરીઅત (સલ.)ની તાબેદારી છે. અહવાલ અને કયફિયતો તથા ઉલુમ, મઆરિફ અને ઈર્શાદાત( એટલે એ બધી કમાલની વાતો)

અગર આપ (સલ.)ની તાબેદારીના મારફત હોય તો અલગ વસ્તુ છે, નહીં તો ખરાબી અને ઈસ્તિદરાજ વિના કાંઈ નથી. (મકતુબાજે ઈમામ રબ્બાની ભાગ ૧ પાનુ ૧૮૫)

અને ફરમાવ્યું કે શરીઅત વિરૂદ્ધ કરવા છતાં પછી તે વિરૂદ્ધતા એક બાલ બરાબર કેમ ન હોય, અગર માની લો કે અહવાલ, ખુબી અને કમાલ પ્રાપ્ત થઈ જાય તો તે સો ઈસ્તિદરાજની ગણત્રીમાં છે. છેવટે તેને સરમિંદા અને ઝલીલ કરશે. મહબુબે રબ્બુલ આલમીન (સલ.)ની તાબેદારી વિના છુટકારો શકય નથી. (મકતુબાત ભાગ ૧ પાનુ ૧૦૦)

આ ઝમાનામાં પીરઝાદા અને એવા માણસોને જેનાથી કોઈ અચંબાની બાબત બની હોય, ગવ્સ, કુતુબ, અને પીર માની લેવામાં આવે છે ભલેને તેના અકીદા અને અમલ શરીઅત વિરૂદ્ધ હોય, નમાઝ રોઝાનો પાબંદ ન હોય, સુન્નત વિરૂદ્ધ કામો કરતો હોય, દાઢી મુંડો અને નાટકનો એકટર હોય, (ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન) આ કેટલી મોટી ભુલ અને ગુમરાહી નું કામ છે. હક તઆલા સારી સમજ અને નેક તૌફીક આપે. આમીન શૈખ સઅદી (રહ.) ફરમાવે છે;

ખિલાફે પયગમ્બર કસે રહ ગઝીદ
હરગિઝ બમન્ઝિલ ન ખ્વાહદ રસીદ

જેણે પયગમ્બર (સલ.) ના તરીકા વિરૂદ્ધ કોઈ માર્ગ ધારણ કર્યો તે કદી મન્ઝિલે મકસુદ સુધી પહોંચી શકશે નહીં.

મપિન્દાર સઅદી કે રાહે સફા
તવાં રફત જુઝ બર પયે મુસ્તફા

હે સઅદી ! આવું ગુમાન ન કરશો કે પયગમ્બર (સલ.)ની તાબેદારી કર્યા વિના સીધો માર્ગ મળી શકશે ! ફકત ખુદાપાક વધુ જાણનાર છે

**વઅઝ કહેવાના હકદાર આલિમ જ છે, અધુરૂં જ્ઞાન વબાલ છે !**

(૪૯૭) સવાલ :- અમારા આસપાસના ગામોમાં વર્ષોથી મુહર્રમ શરીફની વઅઝો તથા બયાન કરવા મૌલ્વી સહબ આવે છે પરંતુ કંઈ પણ સુધારો થયો નથી અને સાચું પુછો તો એ મૌલ્વી સાહબ સુધારો કરવા ઈચ્છતા પણ નથી. એમને માટે તો હલ્વા માંડાથી કામ છે. કિસ્સાઓ બયાન કરી પબ્લીકને ખુશ કરે છે અને નિર્મીત ભાથું લઈ ચાલ્યા જાય છે. મસાઈલ નથી. તહકીક કરતાં જણાયું કે તેઓ આલિમ નથી. અરબી ફારસી નો અભ્યાસ કર્યો નથી. ઉર્દુ કિતાબો તથા કુર્આન શરીફના ઉર્દુ તરજુમો જોઈ વઅઝ કહેવા સીખ્યા છે. જેથી અમારો વિચાર અરબી ફારસીના જાણકાર સનદી મશ્હુર આલિમોને વઅઝ માટે બોલાવવાનો છે. પરંતુ જુના ખ્યાલના અમુક માણસો રાઝી થતા નથી માટે સહીહ અને શરઈ સમજુતી આપવા કૃપા કરશો.

જવાબ :- જે આલિમ ન હોય, અરબી ફારસીની પદ્ધતિસર તઅલીમ ન પામ્યા હોય, કુર્આન ની તફસીર અને તેના નિયમો, હદીસનો ઈલ્મ તેના ધારા ધોરણો, ઈલ્મે ફિકહ અને તેના કાયદા કાનુનો થી વાકિફ ન હોય તે વઅઝ કહેવાનો અહલ નથી.

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) મુહદ્દિસે દહેલ્વી "કવ્લુલ જમીલ" માં ફરમાવે છે કે **મુહદ્દિસીન મુફસ્સિરન આલિમન બિજુમલતિન કાફિયતિન મિન અખ્બારી-સ્સલફિ સ્સાલિહીન વ સીરતિહી.**

અર્થાત :- વઅઝ કહેનાર માટે ઝરૂરી છે કે તે કુર્આન, હદીસ, તફસીર અને શર્હનો પુરી રીતે જાણકાર તેમજ માહિર હોય અને સલ્ફે સાલિહીન સહાબ (રઝિ.) અને તાબિઈન (રદિ.) તબ્એ તાબિઈન (રઝિ.) ના સહીહ હાલાત અને સીરતનો સહીહ ઈલ્મ ધરાવતો હોય, સહીહ, ઝઈફ અને મવઝુઅ હદીસને પારખી શકતો હોય અને આ બધું કામિલ ઉસ્તાદથી સીખ્યો હોય, અને ફરમાવે છે કે વઅઝ ગોઈનો હોદ્દો ઉલમાએ કામિલીનનો છે.

"કવ્લુલ જમીલ"માં છે ખુદાપાકે તેના રસુલ (સલ.)ને ફરમાવ્યું છે કે **ફઝકિકર ઈન્નમા અન્ત મુઝકિકર** તમે સમજાવતા રહો તમારૂ કામ સમજાવવાનું જ છે. અને મૂસા (અલ)ને ફરમાવ્યું **વ ઝકિકરહુમ બિઅય્યામિલ્લાહિ.** આથી પુરવાર થાય છે કે "તઝકીર" અને "વઅઝ ગોઈ" દીનમાં એક મહાન અને અઝીમુશ્શાન રૂકન છે. દીનના મામલામાં ગમે તેનો વિશ્વાસ કરી શકાય નહી. દીની અહકામ પહોંચાડવાનુ કામ સાધારણ નથી. દુર્રે મુખ્તારમાં છે કે વઅઝ અને નસીહત માટે મિમ્બર અને તખ્ત ઉપર બિરાજમાન થવુ તો અંબિયા અને રસુલોનો તરીકો છે. પરંતુ માન અને મરતબા તેમજ મોટાઈ હાસિલ કરવા અને માલ તથા નામવરી માટે આમ કરવું યહુદ અને નસારાઓની ગુમરાહીમાંથી છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૫ પાનું ૩૭૨)

ગૌસે આઝમ (રહ.) ફરમાવે છે કે તારા ઉપર અફસોસ છે કે પોતે ડુબી રહ્યો છે તો બીજાને કેવી રીતે બચાવી શકશે ? તુ પોતે આંધળો છે, બીજાનો હાથ કેવી રીતે પકડશે. લોકોના હાથ તે જ પકડે છે જે પોતે જોતો હોય અને તમને સમુદ્રમાંથી તેજ કાઢી શકે છે જે સારી રીતે તરવું જાણતો હોય, ખુદા લગી તે જ પેહોંચાડી શકે છે જે તેની મઅરિફત પ્રાપ્ત કરી ચુક્યો હોય, જે પોતે જ જાહિલ હોય તે કેવી રીતે ખુદા લગી પહોંચવાનો માર્ગ બતાવી શકે છે. (ફત્હે રબ્બાની મજલિસ ૪ પાનુ ૩૧) તારા માટે અફસોસ છે દીનની સમજ પૈદા કર. પોતાની જહાલત લઈ હુકમાએ ઉમ્મત, વાઈઝીનની સફમાં આવ નહી. તુ મકતબથી નિકળતાં જ લોકોને વઅઝ કહેવા માટે તખ્ત ઉપર ચઢી બેઠો, તને પ્રથમ ઝરૂરત છે ઝાહિરી અને બાતિની મઝબુતીની, ત્યાર પછી સૌથી મુસ્તગ્ની હોવાની. (ફત્હે રબ્બાની મજલિસ ૫ પાનુ ૪૩૮) તુ પોતે આંધળો છે તો લોકોની આંખોની ઈલાજ કેવી રીતે કરશે ? તુ ગુંગો છે તો લોકોને દિયત અને તઅલીહા કેવી રીતે આપશે ? અને તુ જાહિલ છે તો દીનને દુરૂસ્ત કેવી રીતે કરી શકશે ?

(ફત્હે રબ્બાની મજલિસ ૬૧ પાનું ૪૭૮)

જેથી નાઅહલ વાઈઝીનને કૌમની ઈસ્લાહનું કામ સોંપવુ આપ (સલ.)ના ફરમાન અનુસાર કયામતની નિશાનીઓ પૈકી એક નિશાની છે. આપ (સલ.)નું ફરમાન છે ; **ઈઝા વુસ્સિદલ અમ્રૂ ઈલા ગયરિ અહલિહી ફન્તઝિરિસ્સાઅહ** અર્થાત :- જયારે જવાબદારી ભર્યા કામો નાઅહલ (અપાત્ર)ને સોંપવામાં આવે તો કયામતની રાહ જોશો (તે એટલે કયામત નઝદીક હોવી સમજી લેશો.)

(બુખારી શરીફ ભાગ ૧ પાનુ ૧૪)

અને જે ઈખ્તિયારી કામ અલામાતે કયામત હોય તે ગુનાહિત છે. કૌમ રોગિષ્ટ છે અને જહાલત રોગમાથી ખતરનાક રોગ છે એના ઈલાજ માટે હાઝિક (નિષ્ણાત) હકીમ અને લાયક તબીબની ઝરૂરત છે. અગર તબીબ (ઈલાજ કરનાર) લાયક ન હશે તો રોગ દુર કરવાને બદલે ઉલ્ટો વધારી દેશે અને દર્દીને હલાકતની નઝદીક પહોંચાડી દેશે એટલા માટે રસુલે મકબુલ (સલ.) એ ઉમ્મતને હિદાયત અને તઅલીમ આપી છે કે દરેક ફન (ઈલમ-હુનર) તેના માહિતગારથી પ્રાપ્ત કરવામાં આવે. જુઓ (હ. ગૌસે અઅઝમ (રહ.) ની કિતાબ ફત્હે રબ્બાની પાનુ ૪૯૨)

હઝરત ઈબ્ને મસઉદ (રઝી.) ફરમાવે છે કે જયાં સુધી લોકોની સામે કામીલીનનો ઈલ્મ રહેશે ત્યાં સુધી તેઓ દીનમાં તરકકી કરતા રહેશે અને જયારે અધુરા અને નાવાકિફોનો ઈલ્મ શરૂ થશે તો બરબાદ થઈ જશે. (જામિઉ બયનિલ ઈલ્મ ભાગ ૧ પાનુ ૧૫૯)

હઝરત ઈમામ માલિક (રહ.) ફરમાવે છે કે એક દિવસે ઈમામ રબીયહ (રહ.)ને બહું જ રડવુ કારણ પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું કે એટલા માટે રડવુ આવ્યું તો ફરમાવ્યું કે એટલા માટે રડવું આવ્યું કે દીનની વાતો જાહિલોને પૂછવામાં આવે છે અને એ જ ગુમરાહીની નિશાની છે (અલ એઅતિસામ ભાગ ૨ પાનું ૧૪૯)

જે કાયદેસર વકીલાત અને બેરિસ્ટરીની તઅલીમ લઈ પરિક્ષા આપી પાસ થયો ન હોય એટલે

જેણે વકીલાત અને બેરિસ્ટરીની ડીગ્રી મેળવી ન હોય તેને તમે વકીલ અને બેરિસ્ટર માનવા તૈયાર નથી અને તેમને પોતાનો કેસ સૌંપતા નથી તેમજ જેણે કાયદેસર ડોકટરી કોર્સ અને તબીબી અભ્યાસક્રમ પરિપુર્ણ કર્યો ન હોય તેને ડોકટર અને હકીમ મનતા નથી અને પોતાના તેમજ બાળકોના પ્રાણ બાબત તેમનો વિશ્વાસ કરતા નથી. બલ્કે "નીમ હકીમ" ના કૌલને ખતરએ જાન સમજો છો. પછી તઅજજુબની વાત છે કે દીન અને ઈમાનની બાબતમાં "નીમ મુલ્લા" અને નામના મૌલ્વીના કૌલને ખતરએ ઈમાન કેમ નથી સમજતાં? અત્રે માત્ર સબક લેવા માટે જહાલતના ત્રણ મશહુર બનાવો ટાંકવામાં આવે છે જેનાથી જણાય આવશે કે નાવાકિફિય્યત અને નીમ મુલ્લાપણુ કેટલું ખતરનાક છે.

(૧) અલ્લામહ ઝમખ્શરી (રહ.)એ લખ્યું છે કે એક નીમ મુલ્લાએ આયતે કરીમહા **યવ્મ નદઉ કુલ્લ ઉનાસિમ બિઈમામિહીમ**નો મતલબ એ બયાન કર્યો કે ' યાદ કરો જે દિવસે અમે દરેકને તેમના મા(માતાઓ) સાથે બોલાવીશું." ઈમામના શબ્દને "ઉમ" (મા)ની જમા સમજયો. હાલાંકે "ઉમ"ની જમા (બહુ વચન) ઈમામ નથી. ઈમામનો શબ્દ મુફરદ છે જેની મતલબ પેશ્વા, મુક્તદા અને આગેવાન છે, નહીં કે "માં"

(૨) એક નીમ મુલ્લા હંમેશા ઈસ્તિન્જો કર્યા પછી નમાઝે વિત્ર પઢતો હતો. તેનો પુછવામાં આવ્યું કે મૈલાના આશું છે? જવાબ આપ્યો કે હદીસમાં છે કે **મનિ-સ્તન્જા ફલ યુઅતિર**. (અર્થાત) જે માણસ ઈસ્તિન્જો કરે તો વિત્ર પઢે માટે મઝકુર હદીસ ઉપર મારો અમલ છે હાલાંકે હદીસની મતલબ એ છે કે ઈસ્તિન્જો કરે તો ઢેલા (ખડુ) વિત્ર કજોડ એટલે ત્રણ-પાંચ અથવા સાત લેવામાં આવે.

(૩) એક નીમ મૌલ્વીનો મિત્ર દુશ્મનના હાથે માર ખાઈ રહ્યો હતો. આ જોઈ નીમ મુલ્લાએ મિત્રના હાથ પકડી લીધા. દુશ્મનને ફાવતી આવી. કોઈ એ નીમ મુલ્લાને કહ્યું આ તમે શું કર્યું ? જવાબ આપ્યો કે મે શેખ સઅદી (રહ.)ના કૌલ પર અમલ કર્યો. તમે ગુલિસ્તામાં નથી પઢયું ?

દોસ્ત આં બાશદ કે ગીરદ દસ્તે દોસ્ત
દર પરેશાં હાલિયો દર માંદગી

એટલે હું દોસ્ત તેને સમજું છું કે પરેશાની અને લાચારીની હાલતમાં દોસ્તનો હાથ પકડે એ ઉપર મે અમલ કર્યો છે. હાલાંકે અત્રે હાથ પકડવાની મતલબ મદદ કરવું છે, નહી કે હાથ પકડી માર ખવડાવવું છે.

બેશક ! જે અરબી પઢયા નથી. ઈસ્તિલાહાત અને મુહાવરાથી વાકિફ નથી તે ઝરૂર ભુલો કરશે અને કુર્આન હદતસની મતલબ ખિલાફે મુરાદ બયાન કરશે અને ગુમરાહ થશે અને લોકોને પણ ગુમરાહ કરશે. માટે જાહિલ વાઈઝોનથી બચવું જોઈએ.

આપ (સલ.)નું ફરમાન છે કે જેણે કુર્આનની મતલબ પોતાની રાયથી બયાન કરી તો અગર સહીહ બયાન કરશે તો પણ તે ખતાવાર છે. (મિશ્કાત પાનુ ૩૫)

પોતાની રાયથી સહીહ બયાન કરનાર આપ (સલ.)ના નઝદીક ખતાવાર છે તો નાવાકિફિય્યતના લીધે કુર્આન, હદીસની મતલબ ખોટી અને ખિલાફે મુરાદ બયાન કરનાર માટે શું હુકમ હોવો જોઈએ ? સારાંશ કે નામના મૌલ્વી અને ધંધાદારી વાઈઝોનથી અવશ્ય બચવું જોઈએ ફકત ખુદાપાક વધુ જાણનાર છે

## મદીનામાં હાઝરી કઈ નિય્યતથી આપવી જોઈએ ?

(૪૯૮) સવાલ :-મદીનએ તય્યિબહની હાઝરી હુઝુર (સલ.) ની ઝિયારતના હેતુથી જોઈએ યા મસ્જિદે નબવીની ઝિયારતઝની નિય્યતથી ? જેમકે હાફિઝ ઈબ્ને તયમિય્યહ (રહ.)નો પ્રખ્યાત મસ્લક છે જણાવશો

જવાબ :- મદીનએ મુનવ્વરહની હાઝરીના બારામાં હાફિઝ ઈબ્ને તયમિય્યહ (રહ.)નો મસ્લક મરજૂહ બલ્કે ગલત મસ્લક છે. મદીનએ મનવ્વરહની હાઝરી માત્ર જનાબ સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઝિયારત, અને આપના તવસ્સુલના હેતુથી થવી જોઈએ, આપ (સલ.) ની હયાત નહી કે માત્ર રૂહાની છે કે જે તમામ મુઅમિનીન તથા શહીદોને પ્રાપ્ત છે, બલ્કે જીસ્માની પણ છે અને દુન્યવી હયાત જેવી, બલ્કે અમુક કારણોસર તેનાથી પણ વધારે પ્રબળ અને કવી છે. આપ (સલ.)થી તવસ્સુલ માત્ર ઝાહિરી વુજુદના ઝમાનામાં જ કરવામાં આવતો હતો એવું નથી, બલ્કે આ બરઝખી વુજુદમાં પણ કરવો જોઈએ, **હકીકી મહબુબ સુધી પહોંચવુ, અને તેની રઝા પ્રાપ્ત કરવી માત્ર આપ(સલ)ની જ મારફતે અને વસીલાથી થઈ શકે છે.** એજ કારણે મારા નઝદીક એ જ છે કે હજજથી પહેલાં મદીનએ મુનવ્વરહ જવું જોઈએ, અને આપ (સલ.)ના તવસ્સુલથી "હજ્જ" તથા "ઉમરહ" ની કુબુલિયતની નેઅમત પ્રાપ્ત કરવાની કોશિશ કરવી જોઈએ. મસ્જિદની નિય્યત ચાહે તબ્અન કરી લેવામાં આવે, પરંતુ બેહતર એજ છે કે માત્ર જનાબે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઝિયારતની નિય્યત કરવામાં આવે કે જેથી **"લા તહમિલુહુ ઈલ્લા ઝિયારતી "** (ન ઉભારે તેને સફર માટે પણ મારી ઝિયારત) વાળી રિવાયત પર અમલ થઈ જાય. (મકતુબ નં. ૪૫ ભાગ પહેલો પેજ ૧૨૯, ૧૩૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

**નિકાહના ગવાહો આદિલ હોવા જોઈએ ?**

(૪૯૯) સવાલ :- અકદે નિકાહ માટે ગવાહોનું આદિલ હોવું શર્ત છે કે નહી?

જવાબ :- અકદે નિકાહ માટે હનીફી મઝહબ માં ગવાહોનું "આદિલ" (દીનદાર) હોવું શર્ત નથી, અલબત્ત કાઝીના નઝદીક સાબિતી માટે "અદાલત" (દીનદારી) શર્ત છે. ખલ્લું ફિસ્ક કરનાર ફાસિકની ગવાહીથી પણ નિકાહ સાબિત થઈ જાય છે.(મકતુબ ૯૪ ભાગ-૧ પેજ ૩૦૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

**દુલ્હનથી ઈજાઝત લેતી વખતે ગવાહોનું મૌજુદ હોવું ઝરૂરી છે ?**

(૫૦૦) સવાલ :- દુલ્હનથી ઈજાઝત લેતી વખતે ગવાહોનું મૌજુદ હોવું ઝરૂરી છે?

જવાબ :- ઔરત સમક્ષ ઈજાઝત લેતી વખતે ગવાહોનું મૌજુદ હોવું ઝરૂરી નથી. અકદે નિકાહ થઈ જશે. ઈજાબો કુબુલ સમયે જેમાં ઔરતના વકીલ યા વલી મૌજુદ હોય ગવાહોનું હોવું ઝરૂરી છે, જેમકે ફુઝુલીનો અકદ પણ સહીહ થઈ જાય છે. (મકતૂબ ૯૪ પેજ ૩૦૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

**નિકાહનો ખુત્બો કેવી રીતે પઢવો સુન્નત છે ?**

(૫૦૧) સવાલ :- અકદે નિકાહ વખતે ખુત્બો ઉભા થઈને પઢવો સુન્નત છે કે બેસીને?

જવાબ :- અસલ ખુત્બામાં ઉભા થઈને જ પઢવાનું છે. પરંતુ બેસીને પણ જાઈઝ છે. હિંદુસ્તાનમાં સમાન્ય રીતે હવે એજ રિવાજ છે અરબસ્તાનમાં પણ હવે એજ રિવાજ થઈ ગયો છે (મકતુબ ૯૪ ભાગ ૧ પેજ ૩૦૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તહજજુદની નમાઝનો ખરો સમય**

(૫૦૨) સવાલ :- તહજજુદની નમાઝનો ખરો સમય કયો છે?

જવાબ :- તહજજુદની નમાઝનો સમય ઈશાની નમાઝ પછીથી સુબ્હે સાદિક સુધી છે. હઝ. આયશા (રદિ.) થી સિહાહામાં રિવાયત મૌજુદ છે કે જનાબ રસુલુલ્લાહ (સલ.)એ રાતના આરંભમાં અને મધ્ય રાત્રીએ પણ અને રાતના અંત સમયે પણ તહજજુદ પઢી છે, પરંતુ છેલ્લા દિવસોમાં અને મોટા ભાગે આખિર રાતમાં પઢવાનું થયું છે. રાતનો ભાગ જેટલો પણ મોડો થતો જાય છે તેટલી જ રહમતો અને બરકતો વધારે થતી જાય છે. અને સુદુમે અખીર (રાતના ૧/૬ ભાગમાં) બધા હિસ્સાઓથી વધારે બરકતો હોય છે. તહજ્જુદ (શબ્દ) તર્કે હુજુદ યઅની નિંદ્રા-ત્યાગ પરથી

બન્યો છે, જેથી સુવાના સમયો કિંવા ઈશા પછીના બધાજ સમયો તહજ્જુદના જ સમયો છે. (મકતુબ ૭૭ પેજ ૨૦૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

### સાદાત માટે શું હુકમ છે ?

(૫૦૩) સવાલ :- સાદાત માટે શું હુકમ છે ?

જવાબ :- સાદાત પર તમામ મુસ્લિમોની ખિદમત ગુઝારી ઝરૂરી છે. એમ નહી કે સાદાત સઘળા મુસ્લિમોને પોતાના ગુલામ સમજે ! અને તેમનાથી ખિદમતની ખ્વાહિશ રાખે, તઝકિરતુલ અવલિયામાં છે કે એક દિવસ ઈમાગ જઅફર સાદિક (રદી.) બગદાદમાં એક મોટા મજમઅને સંબોધીને ફરમાવવા લાગ્યા કે ભાઈઓ !તમારામાંથી જે કોઈને કિયામતના દિવસે અલ્લાહ તઆલા બખ્શી દીએ તો મારી શફાઅત કરજો ! લોકોએ તઅજ્જુબ કર્યો અને કહ્યું કે શું અમે આપની શફાઅત કરીએ ? હાલાંકે આપ જનાબ રસુલુલ્લાહ (સલ.)ના સાહબઝાદહ છો. તો ફરમાવવા લાગ્યા કે મારા માટે બેચેનીના કારણરૂપ એ જ વસ્તુ છે ! ઉમ્મતના સઘળા મુસ્લિમો મારા નાના હઝરત મુહમ્મદ (સલ.)ના મહેમાન છે અને હું ત તેમના ખાનદાન નો બચ્ચો છું, કાયદો છે કે મેહમાનોની ખિદમત ગુઝારી ખાનદાનના ન્હાનાઓ પર ઝરૂરી હોય છે, જો તે કંઈ કોતાહી કરે છે તો ખાનદાનવાળા બહું જ ખફા થાય છે, અને ન્હાનાઓને સઝા આપે છે જો કિયામતમાં રસૂલુલ્લાહ (સલ.)એ મારા ખભા પર હાથ મુકીને મને પ્રશ્ન કર્યો કે જઅફર ! તમે મારા મહેમાનોની શું સેવા બજાવી ? તો હું શરમના લીધે શિશ ઉઠાવી શકીશ નહી !

હઝરત ઈમામે જઅફર સાદિક (રદિ.)નો એ ઈરશાદ સહીહ છે અને સાદાતના માટે અત્યંત ઈબ્રત ભર્યુ ફરમાન છે પણ અફસોસ કે આપણે અત્યંત ગફલતમાં મુબ્તલા છીએ, મેં જયારથી એ ઈરશાદ વાંચ્યો છે, બહું જ ફિકરમંદ રહું અલ્લાહ તઆલા મદદ ફરમાવે.

આપણને નસબી ફખરની તક માત્ર ત્યારે જ પ્રાપ્ત થશે જયારે કે અલ્લાહ તઆલાની મગફિરત અને આકાએ વલી નેઅમત નાનાજાન હઝરત મુહમ્મદ (સલ.)ની ખુશ્નુદી હાસિલ થઈ જાય ! તે પહેલાં એ ફખ્ર કરવો જહાલત અન્તે નાદાની છે સાદાતનો સૌથી વધારે અને સૌથી મોટો ફર્ઝ આ છે કે આકાએ નામદાર અલયહિસ્સલાની લાવેલી શરીઅતને પોતાના અમલથી જીવતી કરે, અને આપ (સલ.)ની સન્નતો પર ખુબજ મઝબુતીથી ચાલે, અને પ્રત્યેક ઉમ્મતીનો ચાહે તે કેવોએ ગરીબ અનેજાહિલ તથા ન્હાની ઝાતીનો મુસલમાન હોય તેનું એહતિરામ કરે, અને તેની ખિદમત ગુઝરી કરે, કેમકે તે આપણા આકા (સલ.) નો મેહમાન અને બોલાવેલો મેહમાન છે. (મકતૂબ-૨ ભાગ-૧ પાનું ૯-૧૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### એક મુસ્લિમનું જૈન ગરૂને નમન કરવું.

(૫૦૪) સવાલ :- એક દિગમ્બર જૈન ગુરૂની તકરીર એક મુસ્લિમ ભાઈ જાય છે. ગુરૂજીને જૈન લોકો પોતાના ઘેર બોલાવી તેના પગો સામે માથું નમાવી તેને અમુક રકમ અર્પણ કરે છે. એવી રીતે આ મુસ્લીમ ભાઈએ પણ આ ગુરૂજીને પોતાના ઘરે બોલાવી તેના પગે ઝુકી અગ્યાર (૧૧) રૂા. તેના કદમોમાં મુકયા. માથું સિજદહની માફક નમાવ્યું છે. તો પુછવાનું એ છે કે આ ભાઈના ઈમાન અને નિકાહ વિષે શરીઅતનો શું હુકમ છે?

વધુમાં એ કે તે ભાઈ આ કામને ગુનોહ પણ નથી સમજતો ! પૂછવાનું કારણ એ જ કે બીજા મુસ્લિમ ભાઈની હિફાઝત અને બચાવ થાય.

જવાબ :- ખુદા વહદહુ લા શરીક સિવાય કોઈની સામે (પછી તે પીર હોય કે પયગમ્બર) સજદો કરલો કિંવા ગયરૂલ્લાહની સામે ઝમીન ઉપર માથું ટેકવું શરીઅતે મુહમ્મદીમાં કત્ઈ હરામ અને કબીરો ગુનોહ છે. અગર ઈબાદતની નિય્યત હોય તો મુજીબે કુફ્ર છે અગર તઅઝીમ મકસુદ હોય અથવા કોઈ નિય્યત ન હોય તો પણ કેટલાક ઉલમાના નઝદીક મુજીબે કુફ્ર છે, દુર્રે મુખ્તારમાં

છે:-જેઓ આલિમો અને બાદશાહ વિગેરેની સામે ઝમીન ચુમે છે એ હરામ છે. ચુમનાર અને પસંદ કરનાર બંને ગુનેહગાર છે કારણ કે આ તરીકો બુતપરસ્તીના મુશાબેહ છે. સવાલ એ છે કે આવી રીતે ચુમનાર કાફિર થઈ જાય છે યા નહી? જવાબ એ છે કે અગર ઈબાદત અને તઅઝીમ મકસૂદ હોય તો કાફિર થઈ જાય છે. અગર સલામી તરીકે હોય તો કાફિર થતો નથી. પણ કબીરા ગુનાહનો મુરતકિબ થાય છે (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૫ પાનુ ૩૩૮) અને "મુલ્તકતે નાસેરી"માં છે કે ખુદા સિવાય કોઈને સજદો કરવાથી માણસ કાફિર થઈ જાય છે અને " કિફાયહ શઅબી" માં છે કે જેણે ગય્રૂલ્લાહને સજદો કર્યો તો કાફિર થઈ ગયો. કારણ ઝમીન ઉપર પેશાની મુકવી (માથું ટેકવું) ખુદા સિવાય કોઈના માટે જાઈઝ નથી. કારણકે ઈબાદત કિંવા સજદો ખુદાના માટે ખાસ છે. જે ખુદા સિવાય કોઈને સજદો કરશે તો કાફિર, મુશરિક બની જશે. (નિસાબુલ એહતિસાબ બાબ ૪૯ પા. ૯૭-૯૮) પુછેલી સુરતમાં દિગમ્બર જૈન ગુરૂની સામે ઈબાદતના મકસદે નહી પણ તઅઝીમના મકસદે સજદા જેમ માથું ટેકયું હોય તો પણ એના માટે તૌબહ ઈસ્તિગફાર અને તજદીદે નિકાહ જરૂરી છે. વમા ફિહિ ખિલાફુન યુઅમરૂ બિલ ઈસ્તિગફારિ વત્તવ્બતિ વતજદીદિ-ન્નિકાહિ. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૩ પાનુ ૪૧૪)(નિસાનુલ એહતિસાબ કલમી બાબ ૧૯ પાનુ ૪૨)

જે ચીઝ ખુદાને માટે ખાસ હોય, પીર પયગમ્બર માટે પણ જાઈઝ ન હોય તે ગૈર મુસ્લિમ માટે કઈ રીતે જાઈઝ હોય શકે? બાદશાહે રૂમના દરબારમાં રૂકુઅ જેમ માથું નમાવી બાદશાહની સામે જવાનો ઈન્કાર કરતા સહાબીએ ફરમાવ્યું હતુ કે મને કફિરની સામે રૂકુઅ જેમ માથું નમાવવામાં રસુલે ખુદા (સલ.)ની શરમ આવે છે. (નિસાબુલ એહતિસાબ કલમી બાબ ૪૯ પાનુ ૯૮) આ છે ઈસ્લામી કાનુનની પાબંદી ! અને ઈસ્લામી ગૈરત ! ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## એપ્રિલ ફુલ બનાવવું કેવું છે?

(૫૦૫) સવાલ :- એપ્રિલ ફુલ બનાવવું એટલે જુઠું બોલીને લોકોને બનાવવું અને લોકોને હસાવવું કેવું છે?

જવાબ :- એ નસારાઓની સુન્નત છે, ઈસ્લામી તરીકો નથી. ઈસ્લામમાં જુઠું બોલવું હરામ છે હદીસમાં છે કે :-

(૧) વય્લુલ લિલ્લઝી યુહદ્દિસુ ફયુકઝઝિબુ લિયુઝહિક બિહિલ કવ્મુ.

અર્થાત :- જે માણસ લોકોને હસાવવા માટે જુઠું બોલે છે તેના માટે ઘણાં અફસોસની વાત છે કે લોકોને ખુશ કરવા માટે જુઠું બોલી પોતાની અકલ ખરાબ કરે છે.(અબુ દાઉદ વિગેરે)

અને હદીસમાં છે કે:- લા યુઅમિનુલ અબ્દુલ ઈમાન કુલ્લહુ હત્તા યત્રૂકલ કિઝબ ફિલ મઝાહતિ વલ મરાઈ વ ઈન કાન સાદિકા.

અર્થાત :- કોઈ બંદો પૂરો મોમિન થઈ શકતો જ નથી જયાં લગી હસી મઝાકમાં જુઠું બોલવું નહી છોડે, જોકે માણસ સાચો હોય. (અહમદ)

અને જુઠું બોલવું ભારે ખિયાનત છે. કારણકે માણસ ખુદાનો અને લોકોનો અમીન છે. તેને સાચું જ બોલવું જોઈએ, જુઠું બોલવું અમીન હોવાના મુનાફી (વિરૂદ્ધ) છે હદીસમાં છે:- કબુરત ખિયાનતુક અન તુહદ્દિસ અખાક હદીસન હુવ લક મુસદ્દિકુન વ અન્ત લહુ કાઝિબુન. (અબુ દાવુદ)

અર્થાત :- એ ઘણી ખિયાનતની વાત છે કે તારા ભાઈને કોઈ જાુઠી વાત કરે, હાલાંકે તે તને સાચો સમજી રહ્યો હોય.(અબુ દાવુદ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સલામ વખતે હાથ ઉઠાવવા વિષે.

(૫૦૬) સવાલ :- એક બીજાને સલામ કરતી વખતે "અસ્સલામુ અલયકુમ" ના શબ્દની

સાથે હાથ પણ ઉઠાવવેઈઈએ કે નહી?

જવાબ :- નહી, હાથ ઉઠાવવો જોઈએ નહી. અગર સામેવાળો માણસ દુર હોય અથવા ઓછું સાંભળતો હોય તેને લીધે સલામની અવાઝ પહોંચવા અને સાંભળવામા શંકા હોય તો સલામના શબ્દની સાથે હાથનો ઈશારો પણ કરવો જાઈઝ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ખેતીના સાધનો મન્હુસ છે ?**

(૫૦૭) સવાલ :- શયખુલ હિંદ મવ. મહમુદુલ હસન (રહ.) અને મવ. થાનવી (રહ.)ની ઉર્દુ તફસીરમાં પારો ૧લો સૂરએ બકરહ રૂકુઅ ૭ આયત બીજી "વઈઝ કુલ્તુમ યા મુસા"ની તફસીરનો ખુલાસો કરતા હાશ્યામાં ફાયદા નં.૧ પર નીચે મુજબની એક હદીસ જોઈ છે. મિશ્કાતમાં અબુ ઉમામહ (રદિ.) ની રિવાયત છે કે જે ઘરમાં ખેતીના ઓઝારો (સાધનો) દાખલ થાય છે. રાખવામાં આવે છે. તે ઘરમાં ગરીબાઈ દાખલ થાય છે. અર્થાત:- ખેડુતો મોટે ભાગે મુફલિસ અને ગરીબીમાં ફસાયેલા રહે છે. હવે પુછવાનું એ છે કે અમે ખેતીનો ધંધો કરીએ છીએ તો ખેતીના સાધનો જેમાં કપાસ વીણવાની પીછાડી (ચાદર) સુદ્ધાં આવી જાય છે. તો સાધનો અમારે કયા મુકવા?

જવાબ:- જે વસ્તુ માણસને ખુદાની યાદ અને તેની બંદગી તથા અહકામથી રોકે અને ગાફિલ રાખે અને ગાફિલ હોવાનું સાધન બને છે તે વસ્તુ તેના હકમાં મન્હુસ અને ઝિલ્લત માટે કારણરૂપ છે. પછી તે ખેતીવાડીનું કામ કે બીજો કોઈ ધંધો રોજગાર હોય. હક તઆલાનો ઈર્શાદ છે "**મન અઅરદ અને ઝિક્રી ફઈન્ન લહુ મઈશતન ઝન્કા.**

અર્થાત:- જે મારી યાદથી ગાફિલ રહ્યો તેને તંગીની ઝિંદગી નસીબ થશે. (સૂરએ તાહા) અને ફરમાવ્યું **ઈન્નમા અમ્વાલુકુમ વઅવ્લાદુકુમ ફિત્નહ.**

અર્થાત:- તમારા માલો અને અવલદ તમારા માટે એક આઝમાઈશ છે. (સૂરએ તગાબુન) જે માલ અને અવલાદ ખુદાની ખુશનદીનો સહાયક અને મદદકર્તા સાબિત થાય તેના જેવી કોઈ નેઅમત નથી અને જે ખુદાપાકની ઈબાદત અને તેના અહકામથી દુર રાખે તેના જેવો કોઈ વબાલ નથી. ઘણે ભાગે ખેડુતો પોતાના ધંધામાં એટલા બધા પ્રવૃત્ત રહે છે કે નમાઝ, રોઝા, હજ અને જિહાદ જેવી ખુદાની ઈબાદતો અને અહકામો શું છે તે પણ જાણતા નથી, અને ઘેર આવીને પણ ખેતીના સરસમાનો જોયા કરે છે, અને તેની દુરૂસ્તી અને તૈયારીના એહતમામમાં ખુદાની યાદ અને ઈબાદતથી એકદમ ગાફિલ રહે છે. અનાજ મોંઘું થવાની દુઆ માંગે છે. એવા માણસો માટે મઝકુર હદીસમાં ચેતવણી છે. દીનદાર ખેડુતો માટે આ હુકમ નથી અને ખેતીનો સામાન ઘરમાં રાખવામાં કંઈ ખરાબી નથી. એ જ હઝરતી અબુ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.) એ ફરમાવ્યું છે કે તમામ જગ્યાઓમાં ખરાબમાં ખરાબ જગ્યા બઝાર છે અને સારામાં સરી જગ્યા મસ્જિદો છે. કારણ કે બઝાર એક ગફલત, ગુનાહ, દગાબાઝી અને જૂઠાણાની જગ્યા છે પરંતુ ખુદાના નેક બંદાઓ તેની બુરાઈ થી બચી નેકીથી માલામાલ થઈ આવે છે. હદીસમાં છે કે બઝારમાં દાખિલ થતી વખતે **લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ વલહુલ હમ્દુ યુહયી વ યુમીતુ વહુવ અલા કુલ્લિ શય્ઈન કદીર** પઢનાર માટે એક લાખ નેકી લખવામાં આવે છે, અને એક લાખ ગુનાહો માફ કરવામાં આવે છે. અને એક લાખ દરજા બુલંદ કરવામાં આવે છે, અને જન્નતમાં એક મહેલ બનાવવામાં આવે છે. કેટલાક સહાબા (રદિ.) મઝકુર સવાબ ખાતર બઝાર જતા હતા. જુઓ જે જગ્યા ખરાબમાં ખરાબ હતી તે કેવી મુબારિક સાબિત થઈ? એવી જ રીતે ખેડૂતો પણ નેક નિય્યતી, સચ્ચાઈ અને શરીઅતના અહકામની પાબંદી કરી નામુબારકને મુબારક કરી શકે છે. ખેતીવાડીના સાધનોની ઝાતમાં કોઈ પ્રકારની ખરાબી અને નહુસત નથી, નહુસત આપણા બુરા અમલોની છે. એટલા માટે ચેતવણી આપવામાં આવી છે. જેમ કે ચૌધરી માટે હદીસમાં છે કે દોઝખમાં જશે અને ઉશ્ર ટેક્ષ વસુલ કરનાર માટે છે

કે જન્નતમાં દાખલ થશે નહી. એમાં પણ ચોધરી અને ઉશ્ર ટેક્ષ વસુલ કરનાર માટે છે કે જન્નતમાં દાખલ થશે નહી. એમાં પણ ચોધરી અને ઉશ્ર ટેક્ષ વસુલ કરનાર માટે ચેતવણી છે કે ઝુલ્મ ઝિયાદતી કરી પોતાની આકિબત ખરાબ કરે નહી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**"ફરમાને મુસ્તફવી" નામના હેન્ડબીલો બનાવટી હોય છે?**

(૫૦૮) સવાલ :- હાલમાં થોડાક દિવસ થયા મારા પર નામ ઠામ વિનાના પત્રો આવે છે. જેમાં લખેલું હોય છે કે એક માણસને હુઝૂર (સલ.) એ સ્વપ્નામાં બશારત આપી છે કે "મુસલમાનોને કહી દો કે નમાઝ પઢે. કયામત આવનાર છે. અને આ પત્રનું લખાણ નકલ કરી ૧૦ માણસોને આપશો તે તમારૂ ભલું થશે, નહી તો નુકસાન થશે. એક માણસે આ પ્રમાણે કર્યુ તો રૂા. ૨૫૦૦૦ મળ્યા, અને એક માણસે આ પ્રમાણે કાગળો નહી લખ્યા તો તેનો પુત્ર મરી ગયો." ઘણાં લોકો આવી રીતે પત્રો લખે છે તો આવા પત્રો લખવા અને આવો અકીદો રાખવો કેમ છે.

એજ પ્રમાણે 'ફરમાને મુસ્તફવી નામનું પમ્ફલેટ પણ વારે ઘડીએ નિકળતું રહે છે ઈશ્તિહાર આ સાથે રવાના છે.

જવાબ :- ફરમાને મુસ્તફવી નામનું આ હેન્ડબીલ અને વસીયત નામુ બનાવટી અને ખોટું છે. કોઈ ચાલાક ઈસ્લામ વિરોધી (યહુદી વિગેરે)એ મુસ્લિમો ને ઈસ્લામથી બદગુમાન કરવા આ કૌતુક રચેલું છે કે જયારે વસિયતનામા દર્શાવ્યા મુજબ બનાવો બનશે નહી (જેમકે ૧૩૮૦)માં હઝ. ઈસા (અલ.)નુ નાઝિલ થવુ અને દજ્જાલ નું નિકળવું વિગેરે)તો મુસલમાનો ની માન્યતા ડગમગી જશે અને આપ (સલ.)ની બીજી અગમચેતીઓ ઉપરથી પણ ભરોસો ઉઠી જશે. બલ્કે આપ (સલ.)ના નબી હોવામાં શંકા કરવા લાગશે. આ બાબતને ભોળા મુસલમાનો સમજતા નથી. નમાઝ, રોઝહ, તૌબહ વિગેરેનો આકર્ષક વિષય જોઈ પ્રપંચમાં આવી ગયા છે, અને વખતો વખત આવા હેન્ડબીલો છપાવી ગામેગામ કાગળો લખી- લખાવી ખોટી બાબતનો પ્રચાર કરી માલ તેમજ ઈમાનની બરબાદી માટે કારણ ભૂત બની રહ્યાં છે.

સારાંશ કે આવા હેન્ડબીલો કાઢવા અને કાગળો લખવા અને નહી લખવાથી જાની માલી નુકસાન થવાનો અકીદાઓ રાખવો ગુનાહિત અને જહાલત ભર્યુ કામ છે. મુસલમાનોએ એનાથી અવશ્ય બચવું જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**દાઢી ઉપર મુસ્લિમ યુવાનો ટીકા અને તેનો સ્પષ્ટ ખુલાસો !!!**

(૫૦૯) સવાલ :-મેં ખુદાની મહેરબાનીથી દાઢી રાખી છે. પરંતુ મારા ભાઈબંધો અને બિરાદરીના લોકો મઝાક કરવા લાગ્યા છે. અને ચાચા વિગેરે ભલા ભલા ઉપનામોથી સંબોધી મને શરમાવે છે કેટલાક તો કહે છે કે તારી શકલ સારી લાગતી નથી. ભુંડી દેખાય છે. તુ દાઢી મુંડાવી નાખ. આવી રીતે મને તંગ કરી રહ્યા છે. માટે મારે શું કરવું? મુંડાવી નાખુ તો ગુનેહગાર તો નહી થાઉં ?

જવાબ :- અફસોસ ! આ તે ઝમાનો આવી લાગ્યો છે જેની ખબર મુખબિરે સાદિક (સલ.) એ આપી છે.

એક દિવસે આપ (સલ.) એ સહાબા (રદિ.)ને સંબોધી ફરમાવ્યું કે તમારો શું હાલ થશે જયારે તમારા નવજુવાનો ફાસિક ફાજિર બની જશે. સહાબા (રદિ.)એ અર્ઝ કરી યા રસુલલ્લ્લાહ ! શું આમ થવાનું છે ? ફરમાવ્યું હા, બલ્કે એથી પણ બહુ સખત. પછી આપ (સલ.) એ ફરમાવ્યું કે તમારો શું હાલ થશે જયારે તમે નેકી ના હકમાં રોળા બની જશો અને બદીનો હુકમ કરશો. સહાબા (રદિ.)એ અર્ઝ કરી યા રસુલ્લાહ ! શું એમ થવાનું છે ? ફરમાવ્યું બેશક, અને એનાથી પણ વધારે સખત! પછી ફરમાવ્યું તમારો શું હાલ થશે જયારે તમે નેકીના કામોને ખરાબ અને

બદીના કામોને સારા સમજવા લાગશો. (જમઉલ ફવાઈદ) શું આજે આ બધું નથી બની રહ્યું ?

લોકો દાઢી મુંડાવે છે. મુંડાવવાની તબ્લીગ અને તલ્કીન કરે છે. એટલું જ નહી પણ દાઢી મુંડાવવાને બેહતર અને રાખવાને ખરાબ કહે છે. તેમજ બુરૂં માને છે. જવાન તો જવાન. મોટી ઉમરના માણસો અને ઘરડાઓ પણ દાઢી મુંડાવી સુન્નતે રસુલ (સલ.)ની પાયમાલી અને તેનું ઉલંઘન કરી છડે ચોક ફાસિક બની રહ્યા છે જોકે આપ (સલ.)નું ફરમાન છે કે:-

"તમે સફેદ બાલોને ઉખાડશો નહીં. જે મુસ્લિમ ઈસ્લામી અવસ્થામાં વૃદ્ધ થાય છે તેને ખુદાપાક સફેદ બાલના બદલામાં નેકી આપે છે અને તેની ખતા માફ કરે છે. તેમજ કયામતના દિવસે એ સફેદ બાલ નુરનું કારણ બનશે. " (અબુ દાઉદ ભાગ-૨ પાનું ૨૨૫)

એક હદીસ માં છે કે બુઢઢાને અઝાબ કરતાં ખુદાપાક ને શરમ આવે છે અલ્લાહુ અકબર ! ખુદાપાક વૃદ્ધોને તેમના ગુનાહોની સઝા આપતાં શરમાય છે. પરંતુ વૃદ્ધો દાઢી મુંડાવી બુઢાપો છુપાવી બનાવટી જવાન બની શરમાતા નથી.

હુઝૂર (સલ.)નો ઈર્શાદ છે કે ; તમારા નવજુવાનોમાં સૌથી સારો જવાન તે છે જે બુઢઢાની મુશાબહત (મળતાપણું) ધારણ કરે અને તમારા બુઢઢા ઓમાં સૌથી ખરાબ તે છે જે જવાનોથી મળતાપણુ ધારણ કરે. (કન્ઝુલ ઉમ્માલ ભાગ-૮ પાનું-૧૨૯)

દાઢી ઈસ્લામી, કવ્મી શિઆર (નિશાની) છે. અને પુરૂષ માટે શોભાની ચીઝ છે.

આપ (સલ)એ દાઢી રાખી અને પોતાની ઉમ્મતને દાઢી રાખવાની તાકીદ ફરમાવી. માટે આપ (સલ.)ના અમલને અપનાવી લેવું અને આપ (સલ.)ના હુકમ અને ફેસ્લાને દિલથી માની લેવું ઝરૂરી છે.

શરીઅતની પરિભાષામાં "નબીએ બરહક"ની સુચના અને ફરમાન અનુસાર ખુદાની તાબેદારી અને આજ્ઞાના પાલનનું નામ ઈસ્લામ છે. પોતાની ખ્વાહિશ અને સમજ અનુસાર ખુદાની તાબેદારી કરવી ઈસ્લામ નથી બલ્કે કુફ્ર છે.

'કુફ્રસ્ત દરીં મઝહબ ખુદ બીની વ ખુદ રાઈ'

હક તઆલાનુ ફરમાન છે, ફલા વ રબ્બિક......................

અર્થાત :- કસમ છે તારા પરવરદિગારની લોકો મુસલમાન બની શકતા જ નથી જ્યાં લગી આપને પોતાના ઝઘડા અને મુઆમલામાં હક (મધ્યસ્થી) અને મુન્સિફ બનાવે નહી અને આપના ફેંસ્લા પછી કોઈ પ્રકારાની નારાઝગી દેખે નહી અને દીલો જાનથી આપના ફેંસ્લાને માની લે.(સુરએ નિસાઅ)

મઝકુર આયતની તફસીરમાં હઝ. ઈમામ જઅફર સાદિક (રદિ.)થી રિવાયત છે કે અગર કોઈ કવ્મ ખુદાની ઈબાદત કરે અને નમાઝ, રોઝા, હજ તથા ઝકાત સર્વસ્વ અદા કરે પરંતુ આપ (સલ.)ના કોઈ અમલ બાબત ટીકારૂપ કહે કે આપે આ કામ કેમ કર્યું ? અથવા એનાથી ઉલટું કેમ ન કર્યું ? અથવા આપના કોઈ હુકુમ બાબત દિલમાં સંકોચ (તંગી) અને ભાર અનુભવે તો નમાઝ, રોઝા વિગેરે અમલ હોવા છતાં તેકાફિર અને મુશ્રિકના હુકમમાં છે.

(તફસીરે રૂહુલ મઆની ભાગ-૫ પાનું-૬૫)

એક મુસ્લિમ અને યહુદીનો કેસ આપ (સલ.) ના દરબારામાં રજુ થયો. આપ તપાસ કરી યહુદીની તરફેણમાં ફેસ્લો આપ્યો. મુસ્લિમને આ ચુકાદો ગળે ઉતર્યો નહી અને હઝરત ફારૂકે અઅઝમ (રદિ.)ની પાસે અપીલ લઈ ગયો. આપ (રદિ.) એ તલવારથી તે (મુનાફિક)ની ગરદન ઉડાવી દીધી અને કહ્યું કે આપ (સલ.) નો ફેસ્લો મંઝૂર નહી કરે તેનો આ ફેસલો છે.

એટલા માટે સહાબએ કિરામ (રદિ.) ઈબાદત તો ઈબાદત આદતોમાં પણ આપ

(સલ.)ની તાબેદારીની પૂરી કોશીશ ફરમાવતા.

એક વખત આપ (સલ.) એ મિમ્બર પર ચઢી ફરમાવ્યું, ઈજલિસુ ! ઈજલિસુ ! બેસી જાવ, બેસી જાવ) હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) મસ્જિદના દરવઝા ઉપર હતા. મઝકુર હુકમ સાંભળતાની સાથે જ ત્યાં જ (જોડા ઉતારવાની જગ્યાએ) બેસી પડયા આપ (સલ.) એ જોયા અને બોલાવ્યા ત્યારે ઉઠીને અંદર આવ્યા.

આપ (સલ.)ની વફાત પછી અરબના કબીલવાળાઓની સરકશી અને ઈતિદાદ (ઈસ્લામથી ફરી જવું) ની ખબરો મળવાના લીધે મુસલમાનોએ હઝરત સિદ્દિકે અકબર (રદિ.)ને સલાહ આપી કે આવા સંજોગોમાં ફોજને બહાર મોકલવું યોગ્ય નથી. ફોજથી મદીના શરીફને ખાલી જોઈ દારૂસ્સલ્તનત (પાટનગર)· ઉપર દ્રોહીઓ હુમલો કરી દેશે. હઝરત સિદ્દીકે જવાબમાં ફરમાવ્યું કે ઉસામહ (રદિ.) જે ફોજના સરદાર હતા તેમના રવાના કરવાથી મને મદીનામાં પશુંઓ ફાડી ખાય તોય હું તે લશ્કરને રોકીશ નહી જે ફોજને આપ (સલ.)એ રવાના થવાનો હુકમ આપ્યો છે તેને હું કેવી રીતે રોકી શકું ? (સલ.)ના ફરમાન વિરૂદ્ધ કરવાની મારી મજાલ નથી.

આપ (સલ.) એ એક પુરૂષના હાથમાં સોનાની અંગુઠી જોઈ તો તેના હાથમાંથી કાઢી ફેંકી દીધી અને ફરમાવ્યું કે માણસ જાણી જોઈ આગનો અંગારો પોતાના હાથમાં રાખે છે, આપ તશરીફ લઈ ગયા તો કોઈએ તેને કહ્યું કે એને ઉઠાવી લે. બીજા કાંઈ કામમાં આવશે. તેંણે કહ્યું કે જયારે આપ (સલ.) એ એને ફેંકી દીધી તો એને હું કદી હાથ લગાડી શકતો નથી. (મિશ્કાત શરીફ પાનુ ૩૭૮)

હઝરત અબૂઝર ગિફારી (રદિ.)ની રસુલુલ્લાહ (સલ.)ના અનુકરણની આ સ્થિતિ હતી કે આપ તલાવડીમાંથી ખેતીને પાણી આપતા હતા, રસ્તે ચાલતા માણસો આપની મુકદ્દસ અને બુઝુર્ગીના સુરત જોઈ આપની દાઢીના મુબારક વાળ બરકત મટે પ્રાપ્ત કરવાના હેતુએ પાસે ગયા . એક માણસ આગળ વધ્યો તેના પગ તળાવની પાળ ઉપર પડતાં પાળ તુટી પાણી વહેવા લાગ્યું. આ જોઈ હઝરત અબુ ઝર (રદિ.) ને ગુસ્સો આવી ગયો અને તરતજ બેસી પડયા અને પછી કાદવ ભરલ ઝમીન ઉપર લેટી ગયા પેલા માણસે નુકસાન કરવાની માફી ચાહી પછી કાદવમાં બેસી પડવા અને સુઈ જવાનું કારણ પુછયું, આપે કહ્યું કે રસુલે ખુદા (સલ.)નું ફરમાન છે કે જયારે તમને ગુસ્સો આવી જાય તો બેસી જાઓ, જો ગુસ્સો ન ઉતરે તો સુઈ જાઓ. જુઓ ! આપ (સલ.)ના ફરમાન ઉપર અમલ કરવામાં પોતાના કપડાં અને બદન ખરાબ થલાનો ખયાલ કર્યો નહી.

એકવાર હઝરત ઉમરે ફારૂક (રદિ.) જુમ્અહની નમાઝ માટે કપડાં બદલી જઈ રહ્યા હતા, રસ્તામાં હઝરત અબ્બાસ (રદિ.)ના ઘરના પરનાળમાંથી કાપેલ મરઘીના બે બચ્ચાંનું લોહી પાણી મિશ્રીત આપના ઉપર પડયું. પાછા ઘેર જઈ બીજા કપડાં બદલ્યાં અને હુકમ કર્યો કે પરનાળું રસ્તા ઉપરથી ખસેડી લેવામાં આવે.તેમ કરવામાં આવ્યું. તે પછી હઝરત અબ્બાસ (રદિ.)એ આવી કહ્યું કે એ પરનાળું આપ (સલ.)એ એ જગ્યા એ લગાડયું હતું. આ સાંભળી હઝરત અબ્બાસને કહ્યુંકે હું તમને કસમ આપુ છું કે મારી પીઠ ઉપર ઉભા રહી પરનાળું પાછુ તે જ જગ્યાએ લગાડી દો, જયાં આપ (સલ.) એ લગાડયું હતું એજ પ્રમાણે હઝરત ઉમર ફારૂક (રદિ.)ની પીઠ ઉપર ઉભા રહી નળ તેની અસલ જગાએ મુકી દીધો. ઝરા વિચાર કરો આપ (સલ.)ના લગાડેલા રપનાળાને અગવડને લીધે અંજાણપણામાં તેની જગ્યાથી હટાવવાને આપના સહાબા બેઅદબી અને ગુસ્તાખી સમજયા અને તેના કફફારામાં પોતાની પીઠ ઉપર માણસને ઉભા રાખી બરાબર કર્યું કતો દાઢી જેવી વારંવાર મિટાવનારા શું બેઅદબ અને ગુસ્તાખ નથી થતા !

દાઢી તમામ નબીઓ અને રસુલોની સુન્નત છે.
દાઢી ઈસ્લામી શિઆર (અલામત) છે.

દાઢી શરાફત અને બુઝુર્ગીની નિશાની છે.

દાઢી નાના મોટામાં ફર્ક કરનારી છે.

દાઢીથી મરદાના સુરતની પૂર્ણતા થાય છે.

દાઢી મુંડાવવું શયતાની કૃત્ય અને ખુદાની બનાવેલી શકલને બગાડવું છે. એને ખુબસુરતી સમજવું અણઈસ્લામી અને નાપાક માનસની દલીલ છે.

ફિકહની સુવિખ્યાત કિતાબ હિદાયહમાં છે કે :-

દાઢી તેના સમયમાં (એટલે જયારથી નિકળે છે) શોભા અને સૌંદર્યતાનું પ્રતિક છે અને તેને મુંડાવવાથી સુંદરતા તદન નષ્ટ થઈ જાય છે, (ભાગ ૪ પાનુ ૫૭૧) અને બહરૂરાંઈકમાં છે કે :- **લિ અન્નલ લિહયત ફી અવાનિહા જમાલુન.**

અર્થાત :- દાઢી તેના સમયમાં સૌંદર્યતાની વસ્તુ છે. દલીલમાં હદીસ રજુ કરી છે. ખુદાપાકના ફરિશ્તાઓની એક જમાઅતનો વઝીફો એ છે કે :-

**સુબ્હાન મન ઝય્યનર્રિજાલ બિલ્લુહા વન્નિસાઅ બિલ કુરુની વઝઝબાઈબ.**

અર્થાત :- પાક છે તે ઝાત જેણે પુરૂષોને દાઢીથી અને સ્ત્રીઓને ઝુલ્ફા તથા ચોટીથી ઝીનત બખ્શી. (તકમિલહ ભાગ ૮ પાનુ ૩૩૧)

એક રિવાયતમાં એ પણ છે કે ફરિશ્તા જયારે કસમ ખાય છે તો આમ કહે છે;

**વલ્લઝી ઝય્યન બની આદમ બિલ્લુહા.**

અર્થાત :- કસમ છે તે ઝાતની જેણે ઈન્સાનને દાઢીથી ઝીનત બખ્શી.

હઝરત રસુલે મકબુલ (સલ.)ના સાથે સાચી મહબ્બત હોય તો તેમની દરેક વસ્તુ અને આદત પણ મહબુબ અને વહાલી લાગવી જોઈએ. કારણકે મહબૂબની દરેક વાત, અદા અને ચાલ ઢાલ વિગેરે મહબૂબ હોય છે. તેનાથી નફરત તો મહબ્બત ન હોવાની નિશાની છે. મજનુ લયલાની ગલીમાંથી પસાર થતાં દરો દિવારને ચુમતો હતો અને કહેતો હતો કે :-

અમુર્રૂ અલદ્દિયારિ દિયારિ લય્લા ઉકબ્બિલુ ઝલજીદારિ વ ઝલજિદાર
વમા હુબ્બુ દ્દિયારી શગફન કલ્બી વલાકિન હુબ્બુ મન સકન-દ્દિયાર

અર્થાત :- લય્લાની ગલીથી પસાર થાઉં છું તો કદી આ દિવાલને અને કદી તે દિવાલને ચુમુ છું. અસલમાં મારા દિલમાં ગલીએ ઘર કર્યુ નથી બલ્કે ગલીમાં રહેનારની લાગણીનું આ પરિણામ છે. એક બુર્ઝુગ પણ એ જ અર્થમાં કહે છે.

નાઝમ બચશ્મે ખુદ કે જમાલે તુ દીદહ અસ્ત
ઉફતમ બપાએ ખુદ કે બકુયત રસીદહ અસ્ત
હરદમ હઝાર બોસહ ઝનમ દસ્તે ખ્વેશ રા
કો દામનત ગિરિફતહ બસુયમ કશીદહ અસ્ત

અર્થાત :- મને મારી આંખો ઉપર એટલા માટે નાઝ છે કે તેણે તારા (મહબુબ)ના જમાલનો દીદાર કર્યો છે અને હું મારા કદમો ઉપર એટલા માટે ફિદા થાઉં છું કે તારા મહબુબની ગલીમાંથી પસાર થયા છે. પોતાના હાથને એટલા માટે હું હઝાર વાર ચુંબન આપું છું કે તેણે તારો (મહબુબ)નો પાલવ પકડી મારા તરફ ખેંચવાનું માન પ્રાપ્ત કર્યુ છે.

મનસ્વીમાં છે કે :- એક માશુકે આશિકને પૂછયું કે તે ઘણા દેશો અને શહેરોની સહેલ કરી છે. સૌથી ઉમ્દહ શહેર કયું છે ? જવાબ આપ્યો કે સારામાં સારૂં તે શહેર છે જેમાં મારો મહબુબ રહે છે.

આ મહબ્બતના નિયમ અનુસાર રસુલનો કલિમો પઢનાર અને મહબ્બતનો દમ ભરનાર ઉમ્મતી દાઢી જેવી એક મહત્વની અને પસંદગી પામેલી સુન્નતથી કદી બેઝારી વ્યકત કરી શકતો નથી. પછી આશ્ચર્યની વાત એ છે કે ઈસ્લામનું નામ લેનાર અને મહમ્મદ (સલ.)ના ઉમ્મતીને અણઈસ્લામી સુરત અને શિકલથી મહબ્બત હોય અને પોતાના પ્યારા નબીની મુબારક સુરતથી નફરત ! શું એ ઈસ્લામ છે ? નહી, હરગીઝ નહી ! પયગમ્બરે ઈસ્લામ (સલ.) સાફ ફરમાવે છે. ઈસ્લામી તઅલીમ અને શરીઅત આવા ઈસ્લામને સ્વીકારતી નથી.

આપ (સલ.) ફરમાવે છે કે :-

તમારા પૈકી કોઈ પણ ત્યાં લગી ઈમાનદાર બની શક્તો નથી જયાં લગી તેની ઈચ્છા અને મરઝી મારા લાવેલા અહકામોના તાબેઅ નહી થઈ જાય. (તબરાની)

અને ફરમાવ્યું :- જે મારી સુન્નત ઉપર અમલ નહી કરે તે મારી જમાઅતમાંથી નથી. જે પારકાઓના તરીકા ઉપર ચાલે છે તે અમારામાંથી નથી.

જે મારા તરીકાથી મોં ફેરવી લે તે મારી જમાઅતમાંથી નથી. જે મારી સુન્નત વિરૂધ્ધ કરે તે મારી જમાઅતમાંથી નથી. જેણે મારી સુન્નત બરબાદ કરી દીધી, તેની ઉપર મારી શફાઅત હરામ છે.

એક વખતે ઈમામ અબુ યુસુફ (રહ.) હદીસ બયાન કરી રહ્યા હતા કે :-

કાન રસુલુલ્લાહિ સલ્લલાહુ અલયહિ વસલ્લમ યુહિબ્બુદ-દુબ્બાઅ.

અર્થાત :- આપ (સલ.) કદદુ (દુધી)ને પસંદ કરતા હતા. એક શાર્ગિદ તરતજ બોલી પડયો કે 'પણ હું તો તેને પસંદ કરતો નથી'. ઈમામ અબુ યુસુફ (રહ.) એ તલ્વાર કાઢીને કહ્યું કે તવ્બહ કર, નહી તો કત્લ કરી નાંખીશ.

મદીના શરીફમાં એક સાહિબે નિસ્બત બુઝુર્ગની ઝબાનથી આટલી વાત નિકળી ગઈ કે શામ યા હિંદુસ્તાનનું દહીં

અહીંના દહીંથી સરસ છે. આપ (સલ.)એ આલમે ખ્વાબમાં અથવા આલમે વાકેઅમાં ફરમાવ્યું કે અમારે ત્યાંથી ચાલ્યા જાવ, ત્યાં જઈને રહો, જયાંનું દહીં સારૂં છે.

ઈમામે રબ્બાની ફરમાવે છે તમામ સુન્નતો ખુદાવંદે આલમની પસંદ કરેલી છે અને જે ચીઝો સુન્નત વિ રૂદ્ર છે તે શયતાનની પસંદ કરેલી છે. (મકતુબાત ભાગ ૧ પાનું ૨૫૫)

આપ પુછો છો કે મારે શું કરવું ?

બિરાદરે ઈસ્લામ! ખ્વાંહિશના બંદાઓની મલામત અને લાન-તાનથી ગભરાઈ જઈ હક વાત તજી દેવું અબુ તાલિબનો તરીકો છે આપ (સલ.) એ અબુ તાલિબને મૌત વખતે ફરમાવ્યું કે કાકા, એક વખત લાઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્માદુ-ર્રસુલુલ્લાહ કહી દો! અબુ તાલિબે જવાબમાં કહ્યું કે :-

અઝહરત દીનન કદ અલિમ્તુ બિઅન્નહુ
મિન ખય્રિ અદયાનિલ બરિય્યતિ દીના
લવ્લલ મલામતુ અવ હિઝારૂ મસબ્બતિન
લવજદતની સમ્હન લિઝાલિક મુબીના

અર્થાત :-આપે મારી સામે એવું દીન રજુ કર્યું છે કે જેને હું દુન્યાના બધા દીનોથી ઉત્તમ માનું છું. જો મને લોકોની મલામત અને લાન-તાનનો ભય ન હોત તો આપ મને હક સ્વીકારવામાં જવાંમર્દ જોત.

મવલાના રૂમે પણ અબુ તાલિબનો જવાબ નકલ કર્યો છે.

મન બિમાનમ દર ઝબાને ઈ અરબ
પેશે ઈશાં ખાર ગરદમ ઝી સબબ

સારંશ કે લોકોના લાન-તાનના ભયથી હક વાત છોડી દેવી અબુ તાલિબનો તરીકો છે અને તમામ દુન્યાની મલામતોની પરવા કર્યા વિના હકને પકડી રાખવું મુજાહિદે ઈસ્લામ હઝરત હુઝય્ફહ ઈબ્ને યમાન (રદિ.)ની સુન્નત છે. હઝરત હુઝય્ફહ (રદિ.) સફરમાં હતા. આપના હાથ મુબારકથી ખાવું ખાતાં લુકમો પડી ગયો આપે તેને ઉઠાવી સાફ કરી મોંમાં નાખી દીધો, અજમી લોકો આ જોઈ રહ્યા હતા. ખાદિમે ધીમેથી કહ્યું કે હઝરત આમ નહી કરો! અજમી લોકો પડેલો લુકમો ઉઠાવી ખાઈ લેવું ઘણું ખરાબ માને છે અને એવા માણસને તુચ્છ નઝરે જુએ છે.

આપે ખાદિમને જવાબ આપતાં ઝોરથી કહ્યું :

**અ અત્રૂકુ સુન્નત હબીબી લિહાઉલાઈલ હુમકાઅ?**

અર્થાત :-શું ! હું મારા હબીબ (સલ.)ની સુન્નતને આ બેવકુફોને લીધે છોડી દઈશ?

આ છે ઈમાન! આ છે તસ્લીમો રઝા! આ છે 'સુમ્મ લા યજિદુ ફી અન્ફુસિહિમ હરજન!' અને આ છે 'યુસલ્લિમુ તસ્લીમા'નો મકામ!

તમારે દાઢી મુંડાવવી નહી, જાહિલોની વાત ઉપર અમલ કરશો તો ગુનેહગાર થશો. ખુદાપાક પોતાના પયગમ્બરને પણ ફરમાવે છે કે અમે તમને દીનના એક ખાસ તરીકા ઉપર કરી દીધા છે. આપ તે જ તરીકા ઉપર ચાલતા રહો અને એ જાહિલોની ઈચ્છા મુજબ ચાલશો નહી. (સુરએ જાસિયહ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## શું આપ (સલ.) બશર ન હતા?

(૫૧૦) સવાલ :-બરેલ્વી રઝાખાની મોલ્વીઓની માન્યતા છે કે હઝરત રસુલે મકબુલ (સલ.) બશર કિંવા ઈન્સાન ન હતા અને કહે છે કે જેઓ આપ (સલ.) ની બશરિય્યતને માને છે. એટલે આપને બશર માને છે તેઓ કાફિર અને ઈસ્લામથી ખારિજ છે. માટે ખુલાસો કરશો.

જવાબ :-હઝરત રસુલે મકબુલ (સલ.) અને બીજા બધા પયગમ્બરો (અલયહિમુ સ્સલામ)નું બશર અને ઈન્સાન હોવું કુર્આને હકીમ અને હદીસે રસુલ (સલ.) થી સાબિત છે. એનો ઈન્કાર નસ્સે કુર્આની અને હદીસનો ઈન્કાર છે.

નોટ :-આપણા છેલ્લા પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) ૧૩૦૦ વર્ષ પહેલાં પોતાની ઉમ્મતને જે અગત્યનો પયગામ આપી ગયા હતા કે તમે મને હદથી વધારો નહી. જેવી રીતે નસારાઓએ હઝરત ઈસા ઈબ્ને મરયમને હદથી વધારી દીધા. હું ખુદાનો બંદો છું અને તેનો રસુલ, મને ખુદાનો બંદો અને તેનો રસુલ કહો. (બુખારી, મુસ્લિમ) અફસોસ ! મઝકુર પયગામના ઉલંઘનનો આ એક નમુનો છે કે બિદઅતીઓ આપ (સલ.)ની બશરિય્યતનો ઈન્કાર કરે છે.

હક તઆલા ફરમાવે છે. **કુલ સુબ્હાન રબ્બી હલ કુન્તુ ઈલ્લા બશર-રસુલા,**

અર્થાત :-(હે રસુલે મકબુલ) આપ કહી દો કે સુબ્હાનલ્લાહ ! હું માત્ર એક બશર રસુલ છું. (સુરએ બની ઈસ્રાઈલ)

અને સુરએ કહફ તથા હામીમ સિજદહમાં છે:-

**કુલ ઈન્નમા અન બશરૂમ મિસ્લુકુમ યુહા ઈલય્ય.**

અર્થાત :-(હે રસુલે મકબુલ) આપ કહી દો કે હું પણ તમારા જેવો જ બશર છું પણ મારા ઉપર વહી આવે છે કે તમારો મઅબૂદ એક જ અલ્લાહ છે.

પહેલાંના પયમ્બરોએ પણ પોતાની કોમને આ જ પ્રમાણે જવાબ આપ્યો હતો. હક તઆલા

ફરમાવે છે કે :-**કાલત રૂસુલુહુમ ઈન્નહનુ ઈલ્લા બશરૂમ મિસ્લુકુમ.**

અર્થાત :-તેઓના પયગમ્બરોએ કહ્યું કે અમે પણ તમારા જેવા જ બશર છીએ. પરંતુ ખુદાપાક પોતાના બંદાઓમાંથી ચાહે તેના પર (નુબુવ્વતનો) ઉપકાર કરે છે. (સૂરએ ઈબ્રાહીમ) અને હદીસ શરીફમાં છે કે હઝરત ઉમ્મે સલ્મહ (રદી.) થી રિવાયત છે કે બે પક્ષો પોતાનો ઝઘડો લઈ આપ (સલ.) ની ખિદમતમાં હાઝિર થયા આપ (સલ.) એ તેમને ફરમાવ્યું કે, **ઈન્નમા અન બશરૂમ.**

અર્થાતઃ- હું એક બશર છું મારી પાસે તમે ઝઘડો લઈ આવો છો. બનવા જોગ છે કે તમારામાંનો એક પક્ષ પોતાની દલીલો સફાઈથી રજૂ કરવામાં ચાલાક હોય અને હું તેની ઝબાની ઉપર જજમેન્ટ આપું. આવી રીતે હું જેને પણ અંજાણપણામાં બીજાનો હક આપાવી દઉં તો તે (તેના માટે હલાલ નથી. બલ્કે) જહન્નમનો એક ટુકડો છે ચાહે તો તેને લઈ લે અથવા છોડી દે. (સહીહ બુખારી પારો ૯ ભાગ ૧ પાનું ૩૩૨) (સહીહ બુખારી પારો ૨૯ ભાગ ૨ પાનુ ૧૦૬૨) (ઐની શર્હે બુખારી ભાગ ૧ પાનું ૨૫૭) (શર્હે મઆનિયુલ આસાર ભાગ ૨ પાનું ૨૮૭)

એક હદીસમાં છે કે આપ (સલ.)એ મદીના શરીફના લોકોને ખજુરના ઝાડમાં કલમ લગાડતાં જોઈ ફરમાવ્યું કે કદાચ (એની ઝરૂરત નથી) આમ નહી કરો તો બહેતર છે તેઓએ આમ કરવાનું છોડી દીધુ. તો તે વર્ષે ખજુરીની પૈદાશ ઓછી થઈ. આપ (સલ.)એ આ જાણી ફરમાવ્યું 'ઈન્નમા અને બશરૂન' હું એક બશર છું અગર હું તમને દીની બાબતમાં કોઈ હુકમ આપું તો તેની ઉપર ઝરૂર અમલ કરવો અને જ્યારે દુન્યવી મામલામાં હું કોઈ વાત પોતાના મત પ્રમાણે કહું તો 'ફઈન્નમા અન બશરૂન' હું એક બશર જ છું એટલે મારો અભિપ્રાય એક બશરનો અભિપ્રાય છે (મિશ્કાત શરીફ પાનુ ૨૮)

હઝરત ઝૈદ ઈબ્ને અરકમ (રદિ.)ની રિવાયતમાં છે કે હજ્જતુલ વિદાઅથી પરવારી ગદીરે ખુમ પહોંચી આપ (સલ.)એ એક ખુત્બો આપ્યો જેમાં ફરમાવ્યું.

'અમ્મા બઅદ! અલા અય્યુહન્નાસ ઈન્નમા અન બશરૂન.

અર્થાતઃ- અમ્મા બાદ! લોકો સાંભળી લો! હું બશર છું શકય છે કે મારી પાસે મારા રબનો કાસિદ (મલકુલ મૌત) આવે અને હું કબુલ કરી લઉં, હું તમારી વચ્ચે બે મહત્વની વસ્તુઓ છોડી જાઉં છું. (મુસ્લિમ શરીફ ભાગ ૨ પાનુ ૨૭૯)

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) હઝરત રસૂલે મકબુલ (સલ) માટે ફરમાવે છે કે આપ (સલ.) પોતાનો જોડો સીવી લેતા હતા. પોતાના કપડાં સીવતા હતા અને ઘરેલું કામ પણ કરી લેતા જેવી રીતે તમે પોતાના ઘરોમાં કરો છો. એવી જ રીતે આપ (સલ.) કરતા હતા અને ફરમાવે છે કે 'કાન બશરમ મિનલ બશર' એટલે આપ (સલ) પણ ઈન્સાનોમાંથી એક ઈન્સાન હતા. (મિશ્કાત શરીફ પાનું ૫૨૦)

હઝરત ઈમામે રબ્બાની મુજીદ્દે અલ્ફે સાની (રહ) ફરમાવે છે :- અય બિરાદર! મુહમ્મદ સલ્લલ્લાહુ આલયહિ વઆલિહી વસલ્લમ બઆં ઉલુવ્વે શાન બશર બુદ વ બદાગે હુદૂસ વ ઈમ્કાન મુત્તસમ.

અર્થાત :- હે ભાઈ ! હઝરત મુહમ્મદ રસુલે ખુદા (સલ.) ઉચ્ચ દરજ્જાના હોવાં છતાં બશર હતા અને હુદુસ વ ઈમ્કાનથી દાગદાર હતા. (પત્ર ૧૦૩ ભાગ ૧ પાનું ૧૭૭)

બીજા એક પત્ર શરીફમાં પયગમ્બરો વિષે લખે છે કેઃ-

**ખુદ રા બશર મિસ્લ સાઈરે બશર મી ગુફતંદ**

અર્થાતઃ- અંબિયા આલયહિમુ-સ્સલામ બીજા માણસો પેઠે પોતાને બશર કહેતા હતા. (પત્ર ૧૬૭ ભાગ ૧ પાનું ૧૭૧)

અને કસીદહ બુરહદના કર્તા ફરમાવે છે કેઃ-

ફમબ્લગુલ ઈલ્મિ ફીહી અન્નહુ બશરૂન વ અન્નહુ ખય્રૂ ખલ્કિલ્લાહિ કુલ્લિહિમ

અર્થાતઃ- મારી સઘળી મઅલુમાતની પરાકાષ્ટા આપ (સલ.)ના વિષે એ છે કે આપ જલીલુલ કદ્ર બશર છે અને એ કે આપ અલ્લાહની તમામ મખ્લુક ઈન્સાન અને ફરિશ્તા વિગેરેથી અફઝલ છે. (કસીદહ બુર્દહ)

ઈલ્મે અકાઈદના ઈમામ ફરમાવે છે ઈન્નન્નબિય્ય ઈન્સાનુન બઅસહુલ્લાહુ બિ તબ્લીગી મા ઉહિય ઈલયહિ

અર્થાતઃ- બેશક નબી એક ઈન્સાન છે. જેમને ખુદાપાક એટલા માટે મોકલે છે કે જે તેમને વહી કરવામાં આવી છે તેની તબ્લીગ કરે (મુસામિરહ પાનુ ૧૯૮)

મઝકુર આયતો, હદીસો તથા બુઝુર્ગોને દીનના ઈર્શાદોથી પૂરવાર થાય છે કે આપ (સલ.) બેશક બશર ઈન્સાન હતા. માટે આપ (સલ.) ને બશર માનનારાઓને કાફિર કહેવું અને ઈસ્લામથી ખારિજ બતાવવું બાતિલ અને ખોટું છે બલ્કે આપ (સલ.)ને બશર નહી માનનાર અને આપ (સલ.)ની બશરિય્યતનો ઈન્કાર કરનાર માટે કુફ્રનો ફત્વો અપાયો છે. મુફતિયે બગદાદ હઝરત અલ્લામહ અબૂલ ફઝલ શિહાબુદ્દીન સય્યિદ મહમુદુલ અલૂસી અલ્બગદાદી (રહ.) એ પોતાની પ્રખ્યાત કિતાબ તફસીરે રૂહુલ મઆનીમાં મઝકુર ફત્વો નકલ કર્યો છે. જેનો તરજુમો અત્રે રજુ કરૂં છું.

હઝરત શૈખ વલયુદ્દીન ઈરાકી (રહ.)ને સવાલ પૂછવામાં આવ્યો કે શું ઈમાન સહીહ હોવા માટે એ પણ શર્ત ઝરૂરી છે કે આપ (સલ.)ને બશર જાણે? આથવા એ જાણવું ફર્ઝે કિફાયહ છે? તો જવાબ આપ્યો કે આપ (સલ.)નો બશર જાણવું ઈમાન સહીહ હોવાની શર્તોમાંથી છે. એટલે સુધી કે અગર કોઈ માણસ એમ કહી દે કે હું ઈમાન લાવ્યો આપ (સલ.)ની રિસાલત પર અને આપ જ તમામ મખ્લુકના નબી છે. પરંતુ મને એ ખબર નથી કે આપ (સલ.) બશર હતા આથવા ફરિશ્તામાંથી હતા અથવા જિન્નાતમાંથી હતા. તો એના કુફ્રમાં કોઈ શક નથી. કારણ કે એણે કુરાનને જુઠાડયું. (તફસીરે રૂહુલ મઆની ભાગ-૨ પાનું-૧૦૧)

સારાંશ કે આપ (સલ)ની બશરિયત બાબત શંકા કરવાનો કોઈ અવકાશ નથી પરંતુ માત્ર બશર હોવામાં બીજા ઈન્સાનો જેવા હતા નહી કે તમામ સિફતો અને કમાલોમાં.

આપ (સલ.) ઈન્સાનોમાં એવા હતા જેમ કે પથ્થરોમાં હીરો અને યાકુત, યાકુત ઝાતના એઅેતબારથી તો થ્થર જ છે. પણ યાકુત અને બીજા પથ્થરોમાં ઝમીન આસ્માનનો તફાવત છે, એવી જ રીતે આપ (સલ.)છે તો બશર જ પણ તમામ બશરોથી ઉચ્ચ, બુલંદ, અફઝલ, અકમલ, પાક અને પવિત્ર છે.

ખુદાપાકે આપને નુબુવ્વતનો હોદ્દો અને પયગમ્બરીનું માન તથા બાહ્ય અને આંતરિક બાતિની અને ઝાહિરી તેમજ અંદરૂની, દુન્યવી અને આખિરતની ખુબીઓ અને કમાલ જે એક માનવી માટે શકય નથી તે અર્પણ કરી છે. સઘળી મખ્લુકથી વિશિષ્ટ અને અફઝલ બનાવ્યા છે. જે મરતબો આપને ખુદાપાકે આપ્યો છે તે બીજા રસુલો, પયગમ્બરો અને માનભર્યું સ્થાન પામલા ફરિશ્તાઓને આપ્યો નથી. આપાની વિશેષતા અને કમાલો તો વિશિષ્ટ છે જ પણ આપ (સલ.)નું પેશાબ-પાયખાનું પણ બીજા બશરો અને ઈન્સાનો જેમ નાપાક નથી. બલ્કે પાક છે. સારાંશ કે ખુદા પછી આપનો દરજ્જો છે.

'બઅદ અઝ ખુદા બુઝુર્ગ તુઈ કિસ્સા મુખ્તસર'

(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ રદ્દિલ બિદઆત

**મુહર્રમ, રબીઉલ અવ્વલ રબીઉસ્સાની વિ. માસમાં વઅઝ કહેવા જવું પ્રશંસાપાત્ર છે કે બિદઅત ? ઉલેમાં એ હકને પુરા કહેનાર માટે વઈદ તેમજ રિવાજી મૌલુદ અને તેની ખરાબીઓ વિષે સ્પષ્ટ ખુલાસો ?**

(૧૫૧) સવાલ :-હમણાં જયાં જુઓ ત્યાં જાહિલ વક્તાઓ, રસ્મી વાઈઝો અને મૌલીદ્દ પઢનારાઓએ મુહર્રમ, રબીઉલ અવ્વલ તથા રબીઉસ્સાની મહીનામાં, ઉલેમાએ હકને બદનામ કરી, તેમનાથી આમ મુસ્લિમોને બદગુમાન કરવા માટે પોતાની વઅઝો અને તકરીરો તથા મીલાદની મજલિસોનો સિલસિલો ચાલુ કરી રાખ્યો છે, જે દ્વારા તેઓ મુસ્લિમોમાં અમલી અને એઅતીકાદી ગુમરાહી ફેલાવી રહ્યા છે. પરિણામે અવામના ફાસિદ અકીદાઓમાં મઝબુતી આવતી જાય છે અને તેઓ ઉલમાંએ હકથી દૂર રહે છે, જેથી ઉલમાંએ દેવબંદ સાથે સંબંધ ધરાવતા લોકો અન્ય મહિનાઓની જેમ મુહર્રમ, રબીઉલ અવ્વલ તથા રબીઉસ્સાનીમાં દેવબંદી ખ્યાલના ઉલેમાંએ હકને વઅઝો માટે આમંત્રણ આપી વઅઝો કહેવડાવે છે, જેનાથી અવામના અકીદાઓ સુધરી રહ્યા છે. અને ઉલમાંએ હક સંબંધી જે બદગુમાની પ્રસરી રહી હતી તે મોટા ભાગે દૂર થઈ રહ્યા છે, હવે જયાં જુઓ ત્યાં દેવબંદી આલીમોની વઅઝો અને જલસાઓમાં લોકો ઘણા શોકથી શરીક થાય છે. અને ફેઝયાબ થઈ રહ્યા છે. સવાલ આ છે કે ઉપરોકત મહિનાઓમાં દેવબંદી આલીમો વઅઝ કહેવા જાય તો એ જવું પ્રશંશાપાત્ર છે કે બિદઅત અને નિંદાપાત્ર ? અમુકનુ કહેવું છે કે એ મહિનાઓમાં તકરીરો અને વઅઝ કહેવી બિદઅત છે અને આપણા અસ્લાફ અને અકાબીરોના મસ્લકથી ખીલાફ છે ? દેવબંદી આલીમો પ્રવાસ ખર્ચ લીયે, અથવા પોતાની મૂળ પ્રવૃત્તિમાં વેળાસર શરીક થવા માટે ટેક્ષી માં બેસે તેમજ કોઈપ્રસંગે કોઈ આલીમને હદિયા તરીકે કંઈ આપવા આવે તો તે સામે પણ અમુક વાંધો છે. માટે એ વિષે શરીઅતનો શું હુકમ છે, તે ખુલાસાવાર લખી આભારી કરશો.

જવાબ :-એમા શક નથી કે માહે મુર્હરમુલ હરામ ઈસ્લામમાં એક ઘણો જ મુબારક અને મહત્તાવાળો મહીનો છે એની મહત્તા પહેલથી ચાલતી આવી છે, એ જ પ્રમાણે રબીઉલ અવ્વલ પણ અત્યંત બરકતવંતો અને અઝમતવાળો મહીનો છે કેમકે એમાં આકાએ નામદાર હઝરત રસૂલે મકબુલ (સલ.) તશરીફ લાવ્યા, જેઓ અન્વારોના કેન્દ્ર અને ઉત્પત્તિસ્થાન છે એક બુઝુર્ગ ફરમાવે છે કે :-

લિહાઝશશહરિ ફિલ ઈસ્લામિ ફઝલુન,
વમન્કબતુન તફૂકુ અલશ્શુહુરિ
રબીઉન ફી રબીઈન ફી રબીઈ,
વ નુરૂન ફવ્ક નૂરિન ફવ્ક નૂરિ

અર્થાત :-એ માસ માટે ઈસ્લામમાં એક ફઝિલત છે, અને એવી બુર્ઝુગી તથા અફઝલિયત છે જે અમુક દ્રષ્ટી એ તમામ મહિનાઓની બુર્ઝુગી થી વધી ગયેલી છે. હઝ. (સલ.)નું બરકતવંતુ વુજુદ ખૂદ બહાર, વળી વિલાદતનો મહિનો પણ 'રબીઅ' કિંવા બહાર, અને તે ઋતુ પણ બહાર (વસંત)ની હતી, અને હુઝુર (સલ.) ખુદ એવું નૂર હતા હે સઘળા અનવરોથી શ્રેષ્ઠ !

અને આ વાતમાં પણ કોઈ શક નથી કે હુઝુર (સલ.)ની વિલાદતે બાસઆદત્તનું સહીહ વર્ણન (ચાહે રબીઉલ અવ્વલમાં અથવા કોઈ બીજા મહિનામાં અને દિવસમાં હોય) દારૈનના સવાબ અને કવનૈની ફલાહના કારણભૂત છે, જે લોકો આ પ્રચાર કરી રાખ્યો છે કે દેવબંદી આલીમો વિલાદત શરીફના વર્ણનના ઈન્કારી છે, એ તદ્દન જૂઠ અને બિલકૂલ ગલત છે.(સુબ્હાનકા હાઝા બુહતાનુન અઝીમ.)

આપણા અસ્લાફ અને અકાબિર દેવબંદી આલીમોએ સ્પષ્ટતા કરી છે કે હુઝુર (સલ.) ની વિલાદત શરીફનુ વર્ણન એહતીમામ અને તકસીસ વગર ચાહે કોઈપણ મહિના અને કોઈપણ તારીખે હોય મન્દુબ, મુસ્તહબ અને ભલાઈ તથા બરકતના કારણ રૂપ છે. જેમકે

(૧) હઝરત મવલાના રશીદ અહમદ મુહદ્દિસ ગંગોહી (રહ.) ફરમાવે છે કે નફસે ઝિક્રે વિલાદતને કોઈ મના નથી કરતું. (ફતવાએ રશીદિયહ ભાગ - ૧, પાનું-૭૦)

નફસે ઝિક્ર વિલાદત મન્દૂબ છે. અમો કરાહત પાબંદીઓને કારણે આવી છે.
(ફતવાએ રશીદિયહ ભાગ -૧, પાનું-૧૦૯)

(૨) હઝરત મવલાના ખલીલ અહમદ સાહબ મુહાજિરે મદની (રહ.) ફરમાવે છે કે "નફસે ઝિક્રે મિલાદ ફખરે આલમ અલયહિસ્સાલામને કોઈ મના કરતું નથી બલ્કે આપની વિલાદતોની ઝિક્ર બીજી હાલતો અને સીરતની જેમ મન્દુબ છે. (બરાહીને કાતિઅહ, પેજ-૪)

"વળી જો કોઈ મજલિસે મૌલૂદ મના થયેલી વાતોથી ખાલી હોય તો હાશા કે અમે કહીએ કે વિલાદત શરીફનો ઝિક્ર નાજાઈઝ અને બિદઅત છે."

(૩) હઝરત મવલાના થાનવી (રહ.) ફરમાવે છે કે :-

"એવો કયો મુસ્લમાન હશે કે જે હુઝુર (સલ.)ના વુજુદ પર ખુશ ન હોય, અથવા શુક્ર ન કરે, તો અમારા ઉપર આ ખુલ્લી તોહમત અને આળ બોહતાન છે કે તૌબહ, તૌબહ, નઉઝુબિલ્લાહ કે અમે લોકો હુઝુર (સલ.) ના ઝિક્ર શરીફ અથવા એના ઉપર ખુશ થવાથી રોકીએ છીએ,." હાશા વકલ્લા ! હુઝુર. (સલ.) નો ઝિક્ર તો અમારા ઈમાનનો જુઝ છે.....'
(વઅઝ અસ્સુરૂર, પેજ ૮૨)

(૪) હઝરત મવલાના મુહમ્મદ મન્ઝુર નુઆનામી સાહેબ ફરમાવે છે કે :-

'અલ્લાહ અમીનો ખરીબ ગવાહ છે કે અમારા નઝદીક આંહઝરત (સલ.) ની બાસઆદત વિલાદતનું પવિત્ર વર્ણન બીજા પવિત્ર વર્ણનોની જેમ રહમત અને બરકતના કારણ રૂપ છે, બલ્કે હુઝુર (સલ.) ના પેશાબ, પાખાના બલ્કે આપ (સલ.) ની સવારીના ગધાના પસીના અને પેશાબનુ વર્ણન પણ બેશક બાઈશે સવાલ છે." (સય્ફે યમાની બર ફિરકેએ રઝાખાની પાનું-૧૭)

અલબત્ત મૌલુદની રિવાજી મજલિસો બે તરીકા પર થાય છે.

(૧) અમુક આદમીઓને હલકો બનાવીને આવાઝ મેળવીને ખુશ ઈલ્હાનીથી કસીદા અને ગઝલો ગાવી, (૨) નસરમાં એક ખાસ હેઅતથી વિલાદીતની વણન કરવું. વળી એ રીવાજી મજલિસની અમુક વિશિષ્ટતાઓ અને અમુક ઝરૂરી ઠેરાવેલી વાતો પણ છે.

(૧) તદાઈ ક્વિા પરસ્પર બોલાવીને ભેગા કરવાનો એહતિમામ એટલો બધો થાય છે કે એટલો ફર્ઝ નમાઝ અને હમાઅતનો પણ કરવામાં આવતો નથી.

(૨) 'કિયામ'ને અમલ અને એઅતિકાદની રૂએ ઝરૂરી ઠેરવવામાં આવ્યો છે.

(૩) મીલાદની એવી મેહફીલ સંબંધી અહલે બીદઅતનો અકીદો છે કે હુઝુર (સલ.) તશરીફ લાવે છે જેથી એક ખાસ નિયુકત સમયે તઅઝીમ માટે ઉભા થઈ જાય છે અને આપ (સલ.)ને હાઝિર નાઝિર માનવામાં આવે છે.

(૪) રબીઉલ અવ્વલ ની બારમી તારીખમાં એ જ અલમને અમલી તથા અકીદાની રૂએ વાજીબ ઠેરવવામાં આવ્યો છે. ! અને એને પોતાની નજાત માટે કાફી સમજવામાં આવે છે. જેથી એ લોકો ફરાઈઝ તથા બાજમાઅત નમાઝ પાબંદ નથી હોતા. ઈલ્લા માશાઅલ્લાહ.

(૫) મવલુદના એ રીવાજી તરીકાને ઈસ્લામનો એક મહાન રૂકન એ અહલે સુન્નતનો શિઆર

ઠેરવામાં આવ્યો છે. જેઓ એના પાબંદ નથી તેમને બદઅકીદહ, બદમઝહબ, અહલે સુન્નતથી ખારિઝ બલ્કે ઈસ્માઈલથી ખારિઝ સુધ્ધાં કહેવામાં આવે છે. ફરઝ નમાઝ કઝા થઈ જાય તો ભલે, પણ મૌલુદની રસમ કઝા ન થાય, બાજમાઅત નમાઝ જવાની હોય તો જાય, પણ કિયામ સહિતનું મૌલુદ જવા પામે નહીં !

(૬) મૌલુદ પઢવાવાળા અકસર બેઈલ્મ અને બેઅમલ ફાસિક હોય છે.

(૭) મનઘડત રિવાયતો અને બેઅસલ ખિલાફે શરઅ ઘટનાઓ તથા કિસ્સાઓથી એવી મજલિસો ખાલી નથી હોતી.

(૮) મિઠાઈ એના માટે ઝરૂરી હોય છે.

(૯) રોશની વિગેરે ફખ્ર અને ફુઝુલ ખર્ચીની હદ સુધી પેહોંચી જાય છે.

(૧૦) ઔરત મર્દોની ઈખ્તિલાત વિગેરે વિગેરે.

ઉપરોક્ત અમલી તથા એઅતિકાદી ખરાબીઓને લીધે આપણા બુઝુર્ગોએ રિવાજી મજલિસે મૌલુદને બિદઅત ઠેરવી છે, એ બુઝુર્ગોમાં હઝરત ઈમામ ઈબ્નુલહાજ્જ (વફાત હિજરી સન. ૭૩૭) તથા હઝરત મહબૂબે સુબ્હાની કુત્બે રબ્બાની મુજદ્દિદ અલ્ફે સાની શૈખ અહમદ ફારૂકી સરહિન્દી (રહ.) (વફાત ૧૦૩૪ હિજરી) વિગેરે પણ શામીલ છે. જુઓ કીતાબ (અલ્મુખલ ભાગ ૧ પાનું ૧૫૭) (મકતુબાતે ઈમામે રબ્બાની ભાગ ૩ પાનું ૧૨૦)

પરંતુ જાઈઝ નહીં હોવાનો એ હુકમ આરઝી છે, અસ્લી અને કાયમી નથી. જ્યારે એ વધારાની ખરાબીઓ અને પાબંદીઓ જેમને લીધે નાજાઈઝનો ફતવો આપવામાં આવ્યો હતો બાકી નહી રહે ત્યારે એ હુકમ પણ બાકી રહેશે નહીં.

જેમકે હઝરત હકીમુલ ઉમ્મત હઝ. મવલાના થાનવી(રહ.)એ ખાસ રબીઉલ અવ્વલમાં જ હઝરત (સલ.) ની વિલાદત શરીફહ સંબંધી મઝમુન બયાન કરતાં ફરમાવ્યું કે :-

'હક તઆલાએ આ આયાતના જુઝમાં રસુલુલ્લાહ (સલ.) ની પધારમણીના હકો અને બરકતો બયાન ફરમાવી છે. અત્યારે આ મઝમુન વર્ણવવાનું કારણ આ છે કે અમુક મુહિબ્બોની આદત છે કે તેઓ આ ઝમાનામાં (યઅની રબીઉલ અવ્વલમાં) હુઝુર (સલ.) ની ફઝીલતોનું વર્ણન કરતા રહે છે., અને એ બહુ ખુબીની વાત છે પણ એમાં તેમની જે ભૂલ થાય છે તેમને દૂર કરવી પણ ઝરૂરી છે. (ઝિક્રે રસુલ, પેજ ૨)

ફરમાવે છે કે :- અમુક વર્ષથી મારો મઅમુલ છે કે રબીઉલ અવ્વલ માસના આરંભમાં એક વઅઝ અને તેમાં ઈફરાત અને તફરીત (કમી અને અતિશયોક્તિ) કરવાવાળાઓની ઈસ્લાહ સંબંધી કહ્યા કરૂં છુ.અને તેના પેટા બયાનમાં ઈલમી ફવાઈદ તથા નુકાત તથા હકાઈકનુ બયાન પણ આવી જાય છે..... આજે બારમી રબીઉલ અવ્વલ છે! એ તારીખે લોકો ઈફરાત તફરીત કરે છે. આ તારીખનો ખાસ ઈરાદો નથી કરવામાં આવ્યો અને નઉઝુબિલ્લાહ એ તારીખથી ઝીદ નથી, બલ્કે અલ્હમ્દુલિલ્લાહ અમે એમાં બરકતના કાઈલ છીએ..... અગર્ચે આ તારીખ બા બરકત છે. અને એમાં હુઝુર (સલ.) નો ઝિક્ર શરીફ વધારે બરકતના કારણરૂપ છે. પણ કેમકે એને ખાસ કરવી તથા એમાં ઝિક્રને ઝરૂરી સમજવો કેમકે બિદઅત છે, જેથી એ તારીખની તખ્સીસને તર્ક કરીશું. (વઅઝ અસ્સુરૂર, પેજ ૧-૨)

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ રબીઉલ અવ્વલમાં અનેક વઅઝો ફરમાવી છે. 'અઝઝુહુર' નામની વઅઝ એજ મહીનામાં ફરમાવી, અને તેમાં એ મહીનાની વઅઝ નહી કરવાની માન્યતા વાળાઓને જવાબ આપતા ફરમાવ્યું છે કે:-

'અમે એ મહીનાને એ ઝિક્ર માટે એ કારણે ખાસ કર્યો નથી કે એમાં વિલાદત શરીફહ

થઈ છે, કેમકે શરીઅતમાં તે એનો પતો નથી. બલ્કે એ કારણે એને ખાસ કર્યો કે બિઅદતી લોકો એ મહીનામાં વિલાદત શરીફહના ઝિક્રની મજલિસો કરતા રહે છે. અને તેઓ બિઅદતથી બચતા નથી, જેમકે દર્દ હોય ત્યારે જ હકીમ સાહબ દવા આપે છે....અને તે બીમારી આ મહીનામાં જ શરૂ થાય છે. તેથી તેનો ઈલાજ અને ઈસ્લાહ કરવી જરૂરી જણાય........' (તબ્લીગ માસિક રબીઉલ આખિર ૧૩૭૫ હિજરી પેજ ૯)

'અન્નુર' નામની વઅઝ પણ રબીઉલ અવ્વલમાં જ થઈ તેમાં હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ ફરમાવે છે કે:-

'બનવા જોગ છે કે આજના હઝરત મુહમ્મદ (સલ.) ના મુબારક (ઝિક્ર.) વર્ણનથી કોઈના દિલમાં આ સવાલ ઉઠે કે આ માસ રબીઉલ અવ્વલ છે. એટલે જ આપ પણ હઝરત મુહમ્મદ (સલ.) નુ વર્ણન કરી રહયા છો. એવો વિચાર દિલમાં આવવાથી બે પ્રકારના લોકોને બે પ્રકારની થવા સંભવ છે. જેમકે જે લોકો હઝરત મુહમ્મદ (સલ.) ના વર્ણન મુબારકને ખાસ રબીઈલ અવ્વલમાં વર્ણવે છે. તેઓને તઅજ્જુબ થશે કે જે લોકો હઝરત મુહમ્મદ (સલ.)ના વર્ણન મુબારકને કોઈ ખાસ સમયમાં વર્ણન કરવા પર આક્ષેપ કરે છે તેઓ ખુદ શા માટે તેમ કરે છે ? શું તેઓનું વતંન તેમના વચન અનુસાર હોતું નથી ? જયારે જેઓ હઝરત મુહમ્મદ (સલ.) ના વર્ણન માટે કોઈ ખાસ સમય નકકી કરતા નથી તેઓને તઅજ્જુબી થશે. આપે મુહકિકકીનનો મસલક કેમ છોડયો ? પરંતુ હુ કહુ છું કે એ સવાલ જ અર્થહીન છે હઝરત મુહમદ (સલ.)નું મુબારક તો એવી વસ્તુ છે જે દરેક સમયે દરેક ઈન્સાનની રગેરગમાં ચાલુ હોય ..... (તબ્લીગ રબીઉલ અવ્વલ ૧૩૭૫ હિજરી પેજ ૧)

વળી એ જ વઅઝમાં પેજ ૯ ઉપર ફરમાવે છે કે :-

'વળી કેટલાક ખૈરખ્વાહો કહે છે કે એ પ્ર શ્ન સંબંધી ચર્ચા કરવાથી જનતામાં બદનામી થાય છે, પણ હું પુછું છું કે એવી બદનામીના ડરથી કયાં સુધી ખામોશ રહીશું ? એ જ ખામોશીના પ્રતાપે તો મુન્કરાતો વધી રહયા છે !'

સારાંશ કે શહાદત તથા વિલાદતનું વર્ણન જયારે કે સહીહદ રિવાયતો અને જાઈઝ તરીકાથી હોય, તદાઈ તથા ઈજતિમાઅના એહતેમામ ન હોય તો જરૂરી જાણ્યા વગર મુહર્રમ અને રબીઉલ અવ્વલમાં પણ જાઈઝ છે, આ શર્તે કે અહલે બિદઅતની મજલિસો જેવી ન હોય, અને બયાન કરવા વાળા મોહતાત આલિમો હોય.

આ હુકમ શહાદત અને મૌલુદની મજલિસોનો હતો, પરંતુ સવાલમાં જે મજલિસોનો હુકમ પુછવામાં આવ્યા છે તે વઅઝની મજલિસ છે, શહાદત અને મૌલુદની મજલીસ અલગ વસ્તુ છે. અને વઅઝની મજલિસ અલગ વસ્તુ છે. બન્નેવમાં ઘણો ફર્ક છે. એમને એક જ ઠરાવવું અને તેનો હુકમ એના ઉપર જારી કરવો સહીહ નથી, શહાદઅત અને મૌલુદની મજલિસથી અહલે બિદઅતનો મકસદ દિવસ અને યાદગાર મનાવવાનો હોય છે અને તેમાં પ્રથમથી છેવટ સુધી શહાદતે ઈમામ હુસૈન (અલ.)નું તથા વિલાદતે ફખરે આલમ (સલ.)નું વર્ણન જ મકસુદ હોય છે, આરંભથી અંત સુધી વિલાદત, હસબ, નસબ, બાળપણ, દૂધ પીવાનો સમય, મુઅજિઝઅ કરામત, હિજરત, જંગ, શહાદત અને વફાત વિગેરે અનુક્રમે બયાન કરવું મકસુદ હોય છે, અને પ્રતિ વર્ષ તેમને જ દોહરાવ્યા કરે છે. અને કિયામ મજલિસે મૌલુદનું અનિવાર્ય અંગ હોય છે. અહકામ તથા 'અમ્ર બિલ મઅરૂફ' આને 'નહી અનિલ મુન્કર' મકસૂદ હોતાં નથી. બલકે તેમનાથી બચાવવામાં આવે છે. એનાથી ઉલટુ આપણી વઅઝની મજલિસોમાં દિવસ અને યાદગાર મનાવવું મકસુદ હોતુ નથી, તેમાં રસ્મી કિયામ હોતો નથી, તેમજ બયાનને તે ક્રમ અને વિશિષ્ટતા પણ હોતી નથી. અહીયા તો અહકામ તથા કરવાના કામો અને મના કરવામાં આવેલા કામો સંબંધી શરઈ આજ્ઞા ઓ તેમજ સુન્નતની

પ્રેરણા અને બિદઅતનાં પ્રતીકાર તથા બૂરી રસ્મોની વિરૂદ્ધતા અને અહલે બિદઅતના આક્ષેપાં તથા ઈલ્ઝામોના સપ્રમાણ જવાબો. અને સહીહ તરીકાની તઅલીમ તથા તબ્લીગ હોય છે, અને ઘટનાઓ તથા ફઝીલતો પેશ બયાન તરીકે બયાન થઈ જાય છે, જેમકે હઝરત થાનવી (રહ.) ફરમાવે છે કે 'અસલમાં ઈજતિઆમ વઅઝ અને અહકામ સાંભળવા માટે થયો અને તેમાં આ મુબારક ઘટનાઓ તથા ફઝીલતોનું બયાન પણ આવી ગયુ. આ તે સુરત છે જે બોલા નકીર જાઈઝ છે, બલ્કે મુસ્તહબ અને સુન્નત છે (ઈસ્લાહુ રૂસુમ પેજ ૮૪)

વઅઝની મજલીસ માટે તદાઈ તથા ઈજતિમાઅનો એહતીમામ તથા ઈશ્તિહાર મના નથી, બલ્કે મુસ્તહસન મત્લૂબ છે. મુઅતરીઝના કથન મુજબ બયાન કરવાવાળા સારા દેવબંદી આલિમો હોય છે. ગુજરાતમાં મૌલાના અહમદ રઝા અજમેરી સા. શૈખુલ હદીસ દારૂલ ઉલુમ અશરફીયહ રાંદેર તથા મુહતમિમ મૌલાના અહમદ અશરફ સાહબ, મૌલાના અહમદુલ્લાહ સાહબ, શૈખુલ હદીસ જામિઅહ રાંદેર અને મુહતમીમ મૌલાના મુહમદ સઈદ સાહબ અને મૌલાના અબ્દુલ જબ્બાર સાહબ શૈખુલ હદીસ મદ્રસા આણંદ વિગેરે. વળી મુંબઈમાં મૌલાના અબ્દુલ વફા શાહજહાંપુરી તથા મૌલાના અબુલ કાસિમ સાહબ શાહજહાંપુરી વિગેરે વિગેરે. એ સઘળા આલીમો બિદઅતોને મિટાવવાવાળા અને સુન્નત તરીકાને રિવાજ દેવાવાળા હતા અને છે પછી એમની વઅઝની મજલિસોને બિદઅત ઠરાવવી કેવી રીતે સહીહ હોય શકે છે ?

હઝરત થાનવી (રહ.)નો ઈરશાદ છે કે મુહક્કિકીનની આદત છે કે તેઓ સૌને એક જ ફત્વો દેતા નથી, તેથી તબીબને હલવો ખાવા વિશે પુછવામાં આવે છે તો જો અગર એ જાણતો હોય કે મરીઝ ખાશે તો નાજાઈઝ કહી દે અને મઅલુમ હોય કે તંદુરૂસ્ત ખાશે તો જાઈઝ કહી દે (નફિયુલ હરજ પેજ ૩૧)

હુજ્જતુલ ઈસ્લામ મૌલાના મુહમદ કાસિમ નાનોત્વી (રહ.) ફમાંવે છે બાકી આપનું એ કહેવુ કે અહલે સુન્નતમાંથી કોઈ આલિમ ઝિક્રે શહાદતેનને જાઈઝ સમજે છે અને તેના મુતાબિકે ઝિક્રે શહાદતેન આશુરાના દિવસે કરતા રહે છે અને અમુક ઉલમા જાઈઝ નથી સમજતા એટલા માટે અને મના કરે છે. આ ખરૂં છે તો બેજા નથી.

પ્રથમ એક મિશાલ પેશ કરૂં છુ, પછી અસલ વિષય ઉપર આવુ છું. એક એક દવા અને એક એક ગિઝામાં કંઈ કંઈ તાસીરો હોય છે, અને એટલા માટે કોઈ બીમારીમાં મુફીદ અને કોઈ બીમારીમાં મુઝિર (નુકશાનકારક) હોય છે. એટલા માટે કોઈ બીમારને તબીબ તે દવા બતાવે છે અને કોઈ હકીમ મના કરે છે. ઝાહિરમાં એને ઈખ્તિલાફ સમજે છે. અને અહલે ફહમ એને ઈખ્તિલાફ રાય નથી સમજતા, બલ્કે ઈખ્તિલાફે મર્ઝ અને ઉપયોગના મૌકા મહલનો ઈખ્તિલાફે માને છે જયારે આ વાત ઝહન નશીન થઈ ગઈ તો સાંભળો જે આલિમ ઝિક્રે શહાદતેન કરે છે યા તેઓએ કર્યો છે. તેમની ગર્ઝ એ છે કે સામિઈન જાણીલે કે દીનમાં જાંબાઝ અને જાનીસારી અને મક્કમપણું અને ઈસ્તિકામત જોઈએ. તકિયહ અને બુઝદીલી ન જોઈએ.

બીમારીઓના ઈખ્તિલાફને કારણે એ ઈખ્તિલાફ ઈલાજ અને પરહેઝનો છે. હું બન્નેવ તરફ છું અને બન્નેને હક સમજું છું. (ફુયુઝે કાસિમિય્યહ પાનું ૮-૯)

મુહદ્દિસ હઝરત મવલાના ખલીલ અહમદ (રહ.)નો ઈરશાદ :-પહેલા ઝમાનામાં આવામ મોહતાજ હતા. અને નાઈબીને રિસાલત (ઉલમાએ કિરામ) મોહતાજ ઈલયહ. પરંતુ હવે તો તે ઝમાનો છે કે પોતે તાલિબ બની લાગી વળગી રહો. અને કંઈ કામ ઈસ્લાહનું કાઢી લો. નહી તો અવામને ઈસ્લાહની પરવા તો શું ? હિસ પણ નથી. જેથી ઈસ્લાહે ઉમ્મત માટે ખુદા રસુલ (સલ.)ની રઝામંદી ખાતર સૌ રંગ બદલવા પડશે.

ઈ હમ આશિકી બાલાએ ગમ હાય દિગર

હા, ઈર્તિકાબે મઅસિયત કોઈ હાલતમાં જાઈઝ નથી. (તઝકિરતુલ ખલીલ ૨૨૪)

અત્યારે ઠેર ઠેર વઅઝની મજલીસો ગોઠવવાની સખ્ત ઝરૂરત છે. લામઝહબી હુકુમત છે. દુન્યવી તઅલીમમાં ઉંડો રસ લેવાને લીધે અવામ તથા ખવાસ દીની તઅલીમથી મહરુમ થતા જાય છે. ન તેઓ મદ્રસામાં આવે છે, ન લખાણ સમજે છે, જેથી અવામને માટે વઅઝ જ ઈસ્લામી તઅલીમથી પરિચિત થવાનું સર્વશ્રેષ્ઠ સાધન બની શકે છે, બીજી તરફ રઝાખાની મૌલવીઓ અહલે હક ઉલમાને બદનામ કરવા તથા તેમની તકફીર અને તઝલીલ કરવા તથા તેમના ફુયુઝથી આમ મુસ્લિમોને રોકવા, તેમજ સુન્નત તરીકાને મિટાવવા અને બિદઅતોને રિવાજ દેવામાં એ તરફથી એડી ચોટીનું ઝોર લગાવી રહ્યા છે. ખાસ કરીને મુહર્રમ, રબીઉલ અવ્વલ તથા રબીઉસ્સાનીમાં એ ઈમાનના ડાકુઓને ગુમરાહ કરવાનો ખુબ મૌકો મળી જાય છે. ભોળા આવામ તેમની રંગ આમેઝીમાં આવીને ઉલમાએ હકથી બદગુમાન થઈ જાય છે અને તેમના ફુયુઝથી કે જેઓ ખરા અર્થમાં વારિસુલ અમ્બિયા છે મહરુમ રહે છે, તેમના ખરાબ અકીદાઓ વધુ પ્રબળ બનતા જાય છે, આહ! એ રીતે એ બરકતવંતા મહીનાઓને ખરાબીના અડ્ડા બનાવી દેવામાં આવે છે! જેથી જરૂરત અને અત્યંત સખ્ત જરૂરત છે કે ઉલમા એ હક જે વખતે અને જ્યાં ઝરૂરત જણાય ત્યાં સુધી વઅઝો કહે અને અવામને ગુમરાહ મરસ્યાખ્વાન તથા મીલાદ ખ્વાનોના મકરની જાળમાં ફસાતા બચાવે. એ સમયની સૌથી મહાન દીની ખિદમત થશે. મુહર્રમ તથા રબીઉલ અવ્વલમાં લોકો સહેલાઈથી અને શોકથી ભેગા થઈ જાય છે. એને ગનીમત સમજવું જોઈએ. દારૂલ ઉલુમ દેવબંદના માઝી મુફતી સય્યિદ મેહદી હસન સાહબ મુહર્રમ તથા રબીઉલ અવ્વલમાં જુદી જુદી તારીખોમાં વઅઝ ફરમાવતા હતા. બારમી રબીઉલ અવ્વલે પણ અનેક વાર વઅઝ ફરમાવી છે.

અત્યારે મુહર્રમ તથા રબીઉલ અવ્વલમાં ઉલમાએ દેવબંદીની જુદા જુદા દિવસોમાં વઅઝો થાય છે. ક્યાંક દસ અને બાર દિવસ સુધી થાય છે. અને તે પણ એક માણસ નહિં, કોઈએ બે દિવસ કહી, કોઈએ ચાર દિવસ કહી, કદાચ જ કોઈએ પૂરા દસ યા બાર દિવસ બયાન કર્યું હોય, જોકે પુરા દસ કે બાર દિવસ બ્યાન કરે તો પણ કશો જ વાંધો નથી. એ બિદઅતના મુકાબલામાં છે, જો અહલે બિદઅત પંદર દિવસ બયાન કરે તો આપણે પણ પંદર દિવસ બયાન કરીએ. સારાંશ કે જ્યાં સુધી સુન્નતો રદ થતો રહેશે બિદઅતનો રદ પણ થતો જ રહેશે, છતાં અગર મુશાબહત જેવું લાગે તો બે દિવસ આગળ પાછળ અને વધ ઘટ કરી લેવામાં આવે, લખનવમાં કહદે સહાબાની મુકાબલામાં મહદે સહબાના જલ્સા થયા અને જુલુસ નિકળ્યા. અને દેવબંદીઓ તરફથી એલાન થયું કે જ્યાં સુધી કદહે સહાબાનો સિલસિલો ચાલુ રહેશે મહદે સહાબાનો સિલસિલો ચાલુ રહેશે, જેની સરપરસ્તી હઝરત શૈખુલ ઈસ્લામ મદની (રહ.) તથા મુનાઝીરે ઈસ્લામ હઝરત મૌલાના અબ્દુશશકુર સહાબા ફરમાવી રહ્યા હતા! શું તે પણ બિઅદત હતું? જો ન હતું તો અહલે બિઅદતના મુકાબલામાં અહલે સુન્નતની વઅઝોના જલ્સા શા માટે બિઅદત થઈ ગયા, એ ફર્કનું શું કારણ? અલબત્ત! માત્ર યાદગાર બનાવવા માટે અને ઈસાલે સવાબના મકસદે ૧૦મી મુહર્રમ અને ૧૨મી રબીઉલ અવ્વલ તથા ૧૧મી રબીઉસ્સાની વિગેરેનું નકકી તથા ખાસ કરી દેવાતું હોય જેમકે ત્રીજા, ચાલીસા અને વરસીની તકરીબો થાય છે. એ બેશક મના છે, એમાં શરીક થવું મણ મના છે. હા! તેમાં થતી એઅતેકાદી અને અમલી ખરાબીઓ બયાન કરવાના હેતુએ કદી કદાચ ખાસ મૌકે જવું થાય તો મના નથી.

(૧) શાદી પ્રસંગે રસ્મી વઅઝો થતી હતી તે પણ હવે બંધ થઈ ગઈ તો તેનું સ્થાન હવે ક્વ્વાલીઓએ લઈ લીધુ છે.

(૨) જો આપણે વઅઝ કહેવાનું બંધ કરી દઈશું તો બિદઅતનું ઝોર વધી જશે અને શકય

છે કે તે સ્થળે બિદઅતી આલિમો પહોંચી જશે.

(૩) અહલે હકની વઅઝની મજલિસો ન થશે તો અવામ અહલે બિદઅતના પાસામાં જશે અને અકીદા ખરાબ કરશે.

જેથી આ વઅઝ લાભ પ્રાપ્તિ સાથે નુકશાન દૂર કરવા માટે પણ છે, અને નુકશાનથી બચવાનો પહેલુ ગાલિબ છે.

અગર વઅઝની મજલિસમાં કોઈ વસ્તુ એઅતિરાઝ પાત્ર હોય તો તેની બુરાઈ બયાન કરી દેવામાં આવે અને ઈસ્લાહની ફિકર કરવામાં આવે. બયાન કરવા માટે વઅઝની મજલિસનું પ્રત્યેક પ્રકારના મુન્કરાતથી પાક હોવાનો ઈન્તિઝાર કરવામાં ન આવે, કાયદો છે કે જે કાર્ય ખુદ શરઅન ઝરૂરી હોય તો તે કાર્યનો ત્યાગ કરીએ નહી પણ તેમાં જે ખરાબી હોય તેની ઈસ્લાહની ચિંતા કરવામાં આવશે. (અહકામુલ કુર્આન ભાગ ૨ પેજ ૩૫૪)

હઝરત હસન બસરી (રહ.) તથા ઈબ્ને સીરીન (રહ.) એક જનાઝહમાં શરીક થયા, ત્યાં નૌહા કરવાવાળી ઔરતો પણ હતી, હઝરત ઈબ્ને સીરીન (રહ.) પાછા લોટી આવ્યા, હઝરત હસન બસરી (રહ.)ને વાત કરી તો આપે ફરમાવ્યું કે જો આપણે બાતિલને જોઈને હક છોડી દઈશું તો દીનમાં વહેલી તકે બાતિલનું દખલ થઈ જશે, અમે એવા પ્રસંગે કદી પણ પાછા જઈશું નહી! (અહકામુલ કુર્આન ભાગ ૨ પેજ ૩૫૪)

રામપુરમાં એક ખુશીનાં પ્રસંગ પર હઝરત શૈખુન હિન્દ (રહ.) અને હઝરત મૌલાના ખલીલ અહમદ સાહબ (રહ.)તથા હઝરત મૌલાના થાનવી (રહ.)ને આમંત્રણો મળ્યા હતાં ત્યાં જઈ જણાયું કે અહીયા દઅવતના મજમઅનો બહુંજ એહતિમામ હોય છે જેમાં ફખ્રનો રંગ જણાય છે, મૌલાના થાનવી (રહ.) ચુપચાપ પાછા ફર્યા, અને બાકીના બન્નેવ બુઝુર્ગો શરીક થયા અને ફરમાવ્યું કે એવા મૌકા પર મૌલાના થાનવી તક્વો ઈખ્તિયાર કરે છે અને અમે ફત્વાને. (લમ્આતુદ્દીન પેજ ૨૪)

વઅઝ કહેનાર ઝરૂરતન પ્રવાસ ખર્ચ લઈ શકે છે. તેના માટે ટેક્ષીમાં પ્રવાસ કરવો પણ જાઈઝ છે, પણ જો તોને બોલાવવામાં આવે અને તે પોતાનું ઘર તથા કામ છોડીને પ્રવાસ કરે, અને આમ કરતા તેનો હરજ થતો હોય, અને તે ઝરૂરતમંદ પણ હોય તો તેના માટે યોગ્ય પ્રમાણમાં પૈસા લેવાની પણ ગુજાઈશ છે જ, છતાં આપણા આલિમો શકય હોય ત્યાં સુધી બચતા રહે છે, અગર કોઈ વાઈઝ કોઈ કારણસર કદી લેવા માટે મજબુર થયો હોય તેને અવામની સામે બુરો ચિતરવો, અને અવામનું એ તરફ વારંવાર લક્ષ દોરવું એક અત્યંત શોભાવિહોણું અને ઝલીલ કૃત્ય છે, અને ઉલમાના પ્રભાવને ઘટાડવું છે, અગર કોઈથી કોઈ લગઝી થઈ ગઈ હોય તો તેની ઈસ્લાહના એ તરીકો નથી. એક વખતે મજમઅમાં હઝરત ફુઝૈલ (રહ.)થી શિકાયત કરવામાં આવી કે હઝરત સુફયાન બિન ઉયય્નહ (રહ.) એ શાહી તોહફો કબુલ કરી લીધો, શૈખે મજમઅમાં એમ કહીને વાત ટાળી દીધી કે નહીજી! સુફયાને પોતાનો હક લીધો હશે, અને તે પણ અપૂર્ણ. પછી એકાતમાં હઝરત સુફયાન (રહ.)ને પાસે બેસાડીને અત્યંત નરમીથી નસીહત કરી અને ફરમાવ્યું કે . અબુહે અલી! અમે અને તમે અગર બુઝુર્ગ નથી તો બુઝુર્ગો સાથે મોહબ્બત અને મિત્રતા રાખવાવાળા તો ઝરૂર છીએ.

મતલબ આ કે આપણે કેમકે એ ગિરોહમાં ગણાઈએ છીએ જેથી આપણે આવા કૃત્યોથી બચવું જોઈએ જેને લોકો દલીલ બનાવે, અને બુઝુર્ગોના નામ પર ઐબ લગાવે. (કિતાબુલ અરબઈન ઈમામ ગઝલી (રહ.) પેજ ૩૭) આ છે ઈસ્લાહનો તરીકો, હઝરત મૌલાના ઝકરિય્યહ સાહબ મદ્દઝિલ્લુહુ શૈખુલ હદીસ મઝાહિરૂલ ઉલૂમ સહારનપુર ફરમાવે છે કે "આ ઝમાનામાં ઉલમા તરફ બદગુમાની અને દુર્લક્ષ જ નહી પણ મુકાબલા અને તહકીરની સુરતો સામાન્ય રીતે ગ્રહણ કરવામાં આવી રહી છે એ વાત દીનની દૃષ્ટિએ અતિ સખ્ત ખતરનાક છે." (ફઝાઈલે તબ્લીગ ફસ્લ ૬ પેજ ૨૫)

ફરમાવે છે કે " ઉલમાએ હકકાની તથા ઉલમાએ રૂશ્દ અને ઉલમાએ ખૈર બશરિય્યતથી ખાલી હોતા નથી, મઅસૂમ હોવું તો અમ્બિયા (અલ.)ની જ શાન છે....... એવી વાતોને લીધે ઉલમાથી લાકોને બદગુમાન કરવા, નફરત પ્રસારવી, દુર રાખવાની કોશિશ કરવી, લોકોને માટે બદદીનીનો સબબ બનશે, અને એવું કરવાવાળાઓ માટે મહાન વબાલ છે. (ફઝાઈલે તબ્લીગ ફસ્લ ૬ પેજ ૪૫)

હઝરત સઈદ બિન મુસય્યિબ તાબિઈ (રહ.) ફરમાવે છે કે :-

"પ્રત્યેક શરીફ આદમી અને આલિમમાં કંઈ ન કંઈ ઐબ પણ હોય છે પરંતુ તે વ્યકિતઓ કે જેમના ઐબોનું વર્ણન યોગ્ય નથી એવી વ્યકિતઓ છે જેમની ફઝીલતો અને નેકીઓ તેમની બુરાઈઓ તથા ઐબોના મુકાબલામાં વધારે હોય, તેમની ખામીઓને તેમની અમૂક ખુબીઓ તથા કાબિલિયતોના કારણે કબુલ કરી લો. (સિફવતુ-સ્સફવહ ભાગ ૨ પેજ ૪૫)

હુઝુર (સલ.)નું ફરમાન છે કે.

"સખીના ગુનાહ તથા આલિમની લગઝિશ અને આદિલ સુલ્તાનની તેઝથી દરગુઝર કરો. (મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ ભાગ ૨ પેજ ૨૯૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુહર્રમના દિવસોમાં માતમ કરવા વિષે.

(૫૧૨) સવાલ :- દર વર્ષે મુહર્રમના સમયે ઈમામ હુસૈન (રદિ.)નો માતમ કરવામાં આવે છે. એનો શું હુકમ છે ?

જવાબ :- ઈમામ હુસૈન (રદિ.)ના માતમની રસ્મ સખ્ત મકરૂહ અને મના છે. કુત્બે રબ્બાની શૈખ અબ્દુલ કાદિર જીલાનીં (રહ.) ફરમાવે છે કે અગર ઈમામ હુસૈન (રદિ.)ના શહાદત દિવસને માતમનો દિવસ ઠેરવવું જાઈઝ હોય તો તેનાથી વધારે માતમનો હકદાર સોમવારનો દિવસ હોત, કારણકે એ દિવસે અલ્લાહના નબી (સલ.) અને હઝરત અબુબક્ર સિદ્દીક (રદિ) વફાત પામ્યા છે. (ગુન્યતુ ત્તાલિબીન પાનું ૪૮૩) અને અલ્લામહ ઈબ્ને હજર મકકી (રહ.) ફરમાવે છે કે ખબરદાર ! ખબરદાર ! આશુરાના દિવસે રાફઝીઓની બિદઅતોમાં હરગિઝ મુબ્તલા થશો નહીં જેમકે મર્સિયહ ખ્વાની, રડવું, ચીખો મારવી અને માતમ કરવો, એ સઘળા કામો મુસલમાનોના નથી. (સવાઈકે મુહરિકહ પાનું-૧૧૨) મુહદ્દિસ અલ્લામહ મોહમંદ તાહિર લખે છે કે ફુકહાઓએ ચોખવટ કરી છે કે દર વર્ષે જે સય્યિદિના હુસૈન (રદિ.)નો માતમ કરવામાં આવે છે તે મકરૂહે તહરીમી (લગભગ હરામ) છે, અને ખાસ ઈસ્લામી શહેરોમાં પણ એની કોઈ અસલ નથી. (મજમઉલ બિહાર ભાગ-૩ પાનું ૫૫૦) મુસન્નફ શાહ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.) અને (સિરાતે મુસ્તકીમ પાનું ૫૯) (મજમુઅએ મલ્ફુઝાત શાહ સય્યિદ અહમદ બરલ્વી (રહ.) તથા રદદુલ મુખ્તાર ભાગ-૨ પાનું-૧૫૫) (મુસન્નફ અલ્લામહ શામી (રહ.)માં પણ છે.(ફકત ખુદાપાક વધુ જાણનાર છે.)

## તઅઝિયહ બનાવવું જાઈઝ નથી.

(૫૧૩) સવાલ :- તઅઝિયહ (તાબુત) બનાવવું જાઈઝ નથી એની કોઈ સચોટ દલીલ છે?

જવાબ :- તઅઝિહદારીનું નાજાઈઝ હોવું અને તેનું દીન તથા ઈમાન ના વિરુધ્ધ હોવું એટલું બધું જગ ઝાહિર છે કે અદના દરજાના સમજદાર મુસલમાન માટે પણ દલીલ રજૂ કરવાની ઝરૂરત રહેતી નથી કુર્આન શરીફમાં છે કે **અતઅ બુદૂન મા તનહિતુન.**

અર્થાત :-શું એવી ચીઝોની ઈબાદત કરો છો જેને પોતે તરાશી (છોલી)ને બનાવો છો? ખુલ્લી વાત છે કે તાઝીયું ઈન્સાન પાતાના હાથથી કામળીઓ છોલીને બનાવે છે અને પછી મન્નત મનાય છે. અવલાદ અને તંદુરસ્તીની ફરમાઈશ થાય છે. તેની સામે સિજદો કરવામાં આવે છે. તેની ઝિયારતને ઈમામ હુસૈન (રદિ.)ની ઝિયારત સમજાય છે. શું મજકુર બાબતો રૂહે ઈમામ અને તઅલીમે ઈસ્લામના વિરૂધ્ધ નથી? અલ્લામહ હયાત સિંધી સુમ્મ્લ મદની (રહ.) (વફાત

૧૧૬૩ હિ.) ફરમાવે છે કે રાફઝીઓની બુરાઈઓમાથી એક એ છે કે તેઓ હઝરત ઈમામ હુસેન (રદિ.)ની કબ્રની છબી બનાવે છે અને તેને શણગારે છે, અને ગલીકુચીઓમાં લઈને ફરે છે અને **યા હુસેન! યા હુસેન!** પુકારે છે અને નકામો ખર્ચ કરે છે. આ દરેક બાબતો બિઅદત અને નાજાઈઝ છે (બરંકઝ્હુ ફી મહરિ-ર્રફઝહ) ફતાવા ગુર્રૂદ દુરરમાં છે જુદી કબ્ર બનાવી અને તેને માન આપવું, જેમકે આશુરાના ઝમાનામાં રાફઝીઓ કરે છે હરામ છે અને એ કામ કરનાર ગુનેહગાર છે તેને હલાલ સમજનાર કાફિર છે.

મૌલ્વી અહમદ રઝાખાન સાહબ બરલ્વીનો ફત્વો પણ આમ જ છે. અલમ, તઅઝિયહ, બીરક, મહેંદી ઝિસ તરહ રાઈજ હે બિદઅત હે ઔર બિદઅતસે શવકતે ઈસ્લામ નહી હોતી. તઅઝિયહકો હાજત રવા યઅની ઝરીઅએ હાજત રવાઈ સમજના જહાલત પર જહાલત હે ઔર ઈસ્સે મન્નત માંગના હિમાકત, ઔર ન કરનેકો બાઈસે નુકસાન ખ્યાલ કરના ઝનાનહ વહમ. મુસલમાનોંકો ઐસી હરકતસે બાઝ આના ચાહીયે. વલ્લાહુ અઅલમ.(રિસલએ મુહર્રમ વ તઅઝિયહદારી સફા ૫૯) (૨) મુહર્રમ શરીફમે સાગ કરના હરામ હે. (ઈરફાને શરીઅત ભાગ - ૧ પાનું - ૭ ) (૩) તઅઝિયહ આતા દેખ કર એઅરાઝ ઔર રૂગર્દાની કરેં ઉસ્કી જાનિબ (તરફ) દેખના નહી ચાહીયે. (ઈરફાને શરીઅત ભાગ-૨ પાનું-૧૫) (૪) મુહર્રમ શરીફમેં મર્સિયહ ખ્વાનીમેં શિર્કત નાજાઈઝ હે. (ઈરફાને શરીઅત ભાગ-૧ પાનું-૧૬) (૫) તઅઝિયહદારી ઉસ તરીકએ નામરઝિય્યહકા નામ હે જો કત્અન બિઅદત વ નાજાઈઝ ઔર હરામ હે (રિસાલએ તઅઝિયદારી ભાગ-રજો) **મવ. મુહમ્મદ મુસ્તફા રઝાખાની બરેલ્વી નુરી બરકાતી સાહબનો ફત્વો.** તઅઝિયહ બનાના બિદઅત હે. ઉસ્સે સવકત વ દબદબએ ઈસ્લામ નહી હો સકતા. માલકા ઝાઈઅ (બરબાદ) કરના હે, ઈસ્કે લિયે સખ્ત વઈદ આઈ હે. (રિસાલએ મુહર્રમ વ તઅઝિયહદારી સફા ૬૦) **મવ. મોહમંદ ઈરફાન સા. રઝવીનો ફત્વો.** તઅઝિયહ બનાના, ઉસ પર ફુલહાર ચળ્હાના વગૈરહ વગૈરહ યે સબ ઉમુર નાજાઈઝ વ હરામ હેં. (ઈરફાને હિદાયત સફા ૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તઅઝિયહ નિર્જીવ વસ્તુના હોય તો ?

(૫૧૪) સવાલ :- તઅઝિયહ જાન વગરની તસ્વીર અને નકશો છે જેમકે કઅબતુલ્લાહનો નકશો, મદીનએ મુનવ્વરહ, રવઝએ અત્હર, બય્તુલ મુકદ્દસ, કરબલા વિગેરેના નકશા, તો પછી નાજાઈઝ હોવાનું શું કારણ?

જવાબ :- જાન વગરની તસ્વીરો, નકશાઓ જાઈઝ હોવા માટે શર્ત એ છે કે તેની ઈબાદત અને શરીઅત વિરૂદ્ધ તઅઝીમ કરવામાં ન આવતી હોય (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૬૦૭) કઅબહ શરીફ વિગેરેના નકશાઓની ઈબાદત કરવામાં આવતી નથી. તેનો તવાફ કરવામાં આવતો નથી. નઝરો નિયાઝ ચઢતી નથી અને અસલ કઅબહ જેમ તેના નકશાની તઅઝીમ (માન) કરવામાં આવતી નથી. પરંતુ તઅઝિયદારી એઅતેકાદી અને અમલી ખરાબીઓથી પાક નથી. તઅઝિયહને સિજદો કરવામાં આવે છે એનો તવાફ કરવામાં આવે છે. નઝરો નિયાઝ ચઢાવાય છે. એની પાસે મુરાદો માંગવામાં આવે છે. એની ઉપર અરઝીઓ લટકાવવામાં આવે છે. એટલા માટે એનું બતાવવં અને ઘરમાં રાખવું જાઈઝ નથી. અગર કઅબતુલ્લાહ વિગેરે તસ્વીરો અને નકશાઓ સાથે મઝ્કુર હરકતો કરવામાં આવશે તો તે પણ નાજાઈઝ ઠરશે.

કુદવતુલ આરિફીન હઝરત શાહ અબુલ હસન નસીરઆબાદી (રહ.) ફરમાવે છે કે અને આ હેતું હોય કે આ જગ્યાઓ મુબારક સ્થળો ની તસ્વીર બનાવવું સવાબનુ કામ છે અથવા આ બનાવટી તસ્વીર સાથે અસલના હુકમ લાગુ પાડે તો બેશક બિઅદતે સય્યિઅહ છે. બલ્કે અમુક બાબતોમાં શાયદ કુફ્ર સુધી પણ પહોંચી જાય. જેમકે તઅઝિયહની સાથે અવામ અને અમુક ખાસ લોકોનો અમલ અને દસ્તુર છે. (ઉજાલહ નાફેઅહ પાનું ૧૪)

અલ્લાહ ઈબ્ને તયમિયહ (રહ.) ફરમાવે છે કે એવી દરેક ચીજો જેની બાતિલ તોર પર (જુઠી રીતે) તઅઝીમ કરવામાં આવે, સ્થળ, સમય પત્થર અથવા ઝાડ હોય બાતિલ (જુઠા) મઅબુદ જેમ તેનુ અપમાન કરવાનો ઈરાદો લાઝિમ છે. (ફતાવા ઈબ્ને તયમિયહ ભાગ ૨ પાનું ૭૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**આપ (સલ.)ના બાલ મુબારક આજે મૌજુદ છે?**

(૫૧૫) સવાલ :-કેટલીક જગ્યાએ હઝરત (સલ.)ના બાલ મુબારક છે એમ મશહુર છે. તો શું એ બરાબર હશે ? અને તેની તઅઝીમ કરવી કે નહી ?

જવાબ :- હદીસથી સાબિત છે કે આપ (સલ.)એ પોતાના બાલ મુબારક સહાબહ (રદિ.)ને વહેંચ્યા હતા. (ફતાવા ઈબ્ને તયમિયહ ભાગ ૧ પાનું ૪૩) તો અગર કોઈ પાસે હોય તો નવાઈ નથી. જો તેની સહીહ અને ભરોસાપાત્ર સનદ હોય તો તેની તઅઝીમ કરવામાં આવે. અગર સનદ ન હોય તેમજ બનાવટી હોવાની પણ ખતરી ન હોય તો ખામોશી ઈખ્તિયાર કરવામાં આવે. ન તો તેને સાચુ કે જુઠું કહે, ન તેની તઅઝીમ કે અપમાન કરે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બાલ મુબારકની ઝિયારત વિષે શરઈ હુકમ.**

(૫૧૬) સવાલ :- એક જગ્યાએ હઝરત (સલ.)ના બાલ મુબારક વિગેરે છે. બારમી રબીઉલ અવ્વલના તેની ઝિયારત નકકી કરવામાં આવી છે દુર દુરથી લોકો આવે છે. ૧૩મી ૧૪મી તારીખ ઔરતો માટે નકકી કરવામાં આવી છે. તો એના વિષે આપણી શરીઅતમાં શું હુકમ છે ?

જવાબ :- બેશક! બાલ મુબારક વિગેરે તબર્રૂકાતે નબવિય્યહ ભલાઈ અને બરકત કારણભુત છે અને તેની ઝીયારતથી અજા અને સવાબ મળે છે. પરંતુ એની અંદર ગુલુ અને ઝિયારત કરવામાં આવે છે, અને હકીક્ત એમ છે કે હદથી વધી જવું એઅતિકાદમાં હોય કે અમલમાં ઘણું જ બુરૂં અને અઝાબનું કારણ છે. એટલા માટે ઉમર (રદિ.)એ "હજરે-અસ્વાદ"ને સંબોધી ફરમાવ્યું કે :- "તુ એક પત્થર છે ન તો તુ પોતે ફાયદો પહોંચાડી શકે છે ન નુકશાન પહોંચાડી શકે છે." અને આપે તે ઝાડને જેની ફઝીલત કુર્આન શરીફમાં મૌજુદ છે એટલા માટે કપાવી નાંખ્યું કે લોકો તેની ઝિયારતમાં ઘણો એહતેમામ કરવા લાગી ગયા હતા, તેમજ આપે મકકએ મુઅઝ્ઝમહ અને મદીનએ મુનવ્વરહના માર્ગમાં જ્યાં આપ (સલ..)એ નમાઝ અદા ફરમાવી છે ત્યાં એહતેમામથી લોકોને નમાઝ પઢવા જતા જોઈ મના ફરમાવ્યું અને ફરમાવ્યું કે તમારાથી આગળના લોકો એ જ પ્રમાણે નબીઓના આસારની પાછળ પડી જવાથી બરબાદ થઈ ગયા. (અલ્બલાગુલ મુબીન પાનું ૭) એ જ પ્રમાણે તબર્રૂકાતની ઝિયારત માટે ઘણો એહતેમામ થાય છે. દૂર દુરથી લોકો આવે છે. બેનમાઝીઓ, ફાસિકો અને બેપર્દા જવાન સ્ત્રીઓ મોટા પ્રમાણમાં આવે છે. બેહયાઈ અને બેશરમીનો દેખાવ થાય છે. એમાં અમલી અને એઅતેકાદી ઘણી ખરાબીઓ પણ હોય છે. માટે મઝરુક તરીકાને છોડી દેવો જરૂરી છે. હઝરત આયશા (રદિ.) પોતાના ઝમાનાની સ્ત્રીઓ વિષે ફર્માવે છે કે અગર રસુલે ખુદા (સલ.) આ ઝમાનાની સ્ત્રીઓની હાલત જોતે તો એમને મસ્જિદોમાં જવાથી મના કરી દેતે. (હદીસ)

(૧) તબર્રૂકાતથી બરકત પ્રાપ્ત કરવાની ખરી અને જાઈઝ રીત એ છે કે તારીખ નકકી કર્યા વગર ઈજતિમાઅ અને એહતેમામ (તૈયારી) કર્યા વગર જ્યારે શૌખ હોય ત્યારે ઝિયારત કરે અને કરાવે. બુખારી શરીફમાં છે કે હઝરત ઉસ્માન બિન અવ્હલ (રદિ.)એ બયાન કર્યું કે હું ઉમ્મે સલ્મહ (રદી.) પાસે ગયો તો આપે હઝરત (સલ.) નો એક રંગીન બાલ કાઢયો. (ભાગ ૨ પારો ૨૪ પાનું ૮૭૫)

(૨) બીજી રીત એ છે કે એ જ હઝરત ઉસ્માન (રદી.) ફરમાવે છે કે જ્યારે કોઈને

નઝર વિગેરેની થઈ જતી તો હઝરત ઉમ્મે સલ્મહ (રદી.)ની પાસે પાણીનો પ્યાલો મોકલી આપતા તેમની પાસે હઝરત (સલ.)ના થોડાક બાલ હતા જેને તેઓ પાણીમાં હલાવી દેતા હતાં. તે પાણી બીમારોને પીવડાવવામાં આવતું હતું (હવાલો મઝકુર) (૩) મુસ્લિમ શરીફમાં છે કે હઝરત અસ્માઅ (રદી.)એ ફરમાવ્યું કે જે જુબ્બો આપ (સલ.) પહેરતા હતા તેને અમે પાણીમાં ધોઈ તે પાણી શિફા માટે બીમારને પીવડાવતા હતાં. (ભાગ ૨ પાનું ૧૯૦)

(૪) ચોથી રીત એ છે કે તબર્રૂકાતને કફનમાં મુકવામાં આવે. હઝરત ઉમ્મે અતિય્યહ (રદિ.) હઝરત ઝેનબ (રદિ.)ના કફન બાબત રિવાયત કરે છે કે આપ (સલ.)એ પોતાનું તેહબન્દ (લુંગી) હમારી સામે નાંખ્યું કે એને એવી રીતે પહેરાવો કે શરીર સાથે અડકેલું રહે

(બુખારી શરીફ ભાગ-૧, પારો ૫ સફા ૧૭૮) ફકત ખુદાપાક વધુ જાણકાર છે.

## મવ્લુદ વિષે શરીઅતનો શું હુકમ છે ?

(૫૧૭) સવાલ :- મવલુદ શરીફ પઢવા વિષે શરીઅતનો શું હુકમ છે?

જવાબ :- હુઝુર સરવરે કાઈનાત રહ્મતુલ લિલ આલમીન (સલ.)ની વિલાદત (પૈદાઈશ) શરીફનો ઝિક્ર તથા આપના બાલ મુબારક, લિબાસ, નઅલૈન શરીફૈન (જોડા મુબારક) તથા આપના બેસવા, ઉઠવા, ખાવા, પીવા, ઉંઘવા, જાગવા, વિગેરેનો મુબારક હાલ બયાન કરવું અને સાંભળવું મુસ્તહબ અને રહમત તથા બરકત ઉતરવાના કારણભુત છે. બલ્કે (સલ.)ની મુબારક ઝાતની સાથે જે વસ્તુને થોડો ઘણોય સ્પર્શ હોય જેમકે આપના મુબારક જોડાની ધુળ તથા આપના પેશાબ-પાયખાના, બલ્કે આપની સવારીના ગધેડાના પરસેવા અને પેશાબનું વર્ણન પણ સવાબથી ખાલી નથી. અગર તે સહીહ હદીસો તથા પ્રમાણભુત રિવાયતોથી સાબિત હોય અને ઝિક્રની રીત પણ સુન્નત પ્રમાણે હોય અને માત્ર અલ્લાહ માટે હોય. નામવરી તથા રિવાજની પાબંધીનો હેતુ ન હોય કારણ કે અમલ મકબુલ હોવા માટે ઝરૂરી છે કે તે ખાસ અલ્લાહ માટે હોય અને સુન્નત પ્રમાણે હોય.

હઝરત ફુઝૈલ ઈબ્ને અયાઝ (રહ.) આ મુબારક આયત **'લિયબ્લુવકુમ અય્યુકુમ અહસનું અમલા'** ની તફસીરમાં ફરમાવે છે કે જે અમલ ખલીસ (માત્ર અલ્લાહ માટે હોય) પણ સવાલ (સુન્નત પ્રમાણે) ન હોય તો તે મકબુલ નથી તેમજ જે અમલ સવાબ (સુન્નત પ્રમાણે) હોય પણ ખાલિસ (માત્ર અલ્લાહ માટે) ન હોય તો તે પણ મકબુલ હોતા નથી. અમલ તે જ મકબુલ છે જે ખાલિસ (માત્ર અલ્લાહ માટે) હોય અને સવાબ (સુન્નત પ્રમાણે) પણ હોય (અલ્ઉબુદિયહ બાનું ૧૯-૨૦) અને અહમદ ઈબ્નેઅબુલ હવારી (રહ.) ફરમાવે છે કે કોઈ પણ અમલ સુન્નત વિરૂધ્ધ કરવામાં આવશે તો તે બાતિલ (નકામો) છે. (અલ એઅતેસામ ભાગ ૧ પાનું ૧૧૪) એ જ પ્રમાણે હઝરત ગૌસુલ અઅઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નો ઈર્શાદ છે કે કોઈ પણ અમલ ઈખ્લાસ અને સુન્નત તરીકા વિરૂધ્ધ કબૂલ કરવામાં આવતો નથી. (ફત્હે રબ્બાની મજલિસ ૨ પાનું ૧૪) વિલાદત શરીફનું વર્ણન પણ એક અમલ છે. એની ખરી રીત અને સુન્નતના તરીકો એ છે કે રિવાજની પાબંદી વિના અને માસ તથા તારીખને નકકી કરવાને ઝરૂરી સમજયા વિના કોઈ પણ માસ અને કોઈ પણ તારીખ અને દિવસમાં વઅઝની મજલિસમાં અથવા પઢવા પઢાવવાના તોર પર અથવા પોતાની મજલિસોમાં યા તો પોત પોતે કુર્આનની આયતો અને સહીહ રિવાયતો સહિત આપ (સલ.)ની પૈદાઈશ શરીફ અને આપની સિફાયતે કમાલાત અને મુઅજિઝાઓ વિગેરેનું વર્ણન કરવામાં આવે અને બયાન કરનારાઓ બાઅમલ સુન્નતના તાબેદાર અને સાચા આશિકે રસુલ હોવા જોઈએ. હાલની રસ્મી મીલાદની મજલીસો બનાવટી રિવાયતો અને જાહિલ શાઈરોના કસીદાઓ લોકો ભેગા મળી અવાઝ મેળવી રાગરાગણીની રિઆયત કરી પઢે છે. (તેમાં પઢનારા બેનમાઝી અને ફાસીક પણ હોય છે) અને મઝકુર રીતને ઝરૂરી સમજે છે. એ તરીકો

સુન્નત વિરૂધ્ધ અને બિઅદત છે. સહાબએ કિરામ (રદિ.), તાબિઈન, તબ્એ તાબિઈન તથા ઈમામો (રહ.)થી સાબિત નથી. મજાલિસુલ અબરારમાં છે કે ઈદુલ અઝહાના દિવસે ઈદગાહ જતાં આવતાં અવાઝથી તકબીર (અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લાઈલહ ઈલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વલિલ્લાહિલ હમ્દ) પઢવું મુસ્તહબ છે. પરંતુ ભેગા મળી અવાઝ મેળવી રાગ રાગણીનો લિહાઝ કરી પઢે નહી. કારણ કે એ જાઈઝ નથી (મજલિસ ૩૨, પાનું ૨૧૩) જુઓ તકબીર પઢવુ મુસ્તહબ છે. પરંતુ મઝકુર તરીકાથી પઢવાનો સુબુત ન હોવાથી ફુકહા નાજાઈઝ ફરમાવે છે. રિવાયતે છે કે હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)ને ખબર મળી કે અમુક લોકો મસ્જિદમાં ટોળું વળી મગરિબ પાછો બેસે છે. તેમાંનો એક માણસ કહે છે કે આટલી વખત અલ્લાહુ અકબર, આટલી વખત સુબ્હાનઅલ્લાહ અને આટલી વખત અલ્હમ્દુલિલ્લાહ પઢો તો લોકો તે પ્રમાણે પઢતા જાય છે. તો આપ તેમની પાસે ગયા અને તેમની આ રીતે જોઈ કસમ ખાઈને કહ્યું કે બેશક તમે લોકો ઘણી અંધકારમય બિદઅતોમાં ફસાએલા છો. અગર તો હઝરત રસુલે ખુદા (સલ.)ના સહાબા (રદીં.)થી પણ ઈસ્લામમાં વધી ગયા છો! પછી તેઓને મસ્જિદમાંથી હાંકી કાઢયા. (એઅતિસામ ભાગ ૨ પાનું ૧૯૫) (મજાલિસુલ અબરાર મજલિસ ૧૮ પાનું ૧૨૫) જુઓ, મઝકુર તસ્બીહો પઢવામાં કોઈનો વાંધો નથી પણ પઢવાની રીત સુન્નત વિરૂધ્ધ હોવાથી જલીલુસ કદ્ર સહાબીએ બિદઅત હોવાનો ફત્વો આપ્યો. એ જ પ્રમાણે ચાલુ રસ્મિ મિલાદની મજલિસોનો હુકમ સમજી લેવો જોઈએ. એટલા જ માટે હઝરત અલ્લામહ ઈબ્નુલ હાજ રહ. ફરમાવે છે કે લોકો તે બિદઅતોમાંથી જેને મોટી ઈબાદત સમજે છે અને તેને કરવાને ઈસ્લામી શિઆર નિશાનીની ઝાહિરાત માને છે તે મીલાદની નજલિસ છે જેને તેઓ રબિઉલ અવ્વલ માસમાં કરે છે પણ હકીકત એ છે કે તેમાં ઘણી બિઆદતો અને નાજાઈઝ બાબતો સમાએલી છે. (મુદખલ ભાગ ૧ પાનું ૧૫૭) અને હઝરત મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) પણ મઝકુર મીલાદની રીતને બંધ કરી દેવાની સુચના આપે છે. (મકતુબ ૭૨ ભાગ ૩ પાનુ ૧૨૦)

ખિલાફે પયમ્બર કસે રહ ગુઝીદ
કે હરગિઝ બ મન્ઝિલ ન ખ્વાહદ રસીદ ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મીલાદ વખતે કિયામ કરવાનો શું અર્થ છે?

(૫૧૮) સવાલ :-મીલાદની મજલિસોમાં પૈદાઈશ વર્ણન વેળા કિયામ કરવામાં આવે છે એટલેકે ઉભા થઈ જાય છે એના વિષે પણ ખુલાસો કરશો.

જવાબ :- એ પણ બેઅસલ છે.. હઝરત (સલ.)ના ફરમાન અને આપના સહાબહ (રદિ.) તથા તાબિઈન અને તબ્એ તાબેઈન અને ઈમામો (રહ.)ના કથન અને અમલથી સાબિત નથી.માટે એનો ઈલ્તિઝામ પણ બિદઅત છે. સીરતે શામીમાં છે કે કેટલાક ભાઈઓની આદત થઈ ગઈ છે કે આ હઝરત (સલ.)ની પૈદાઈશના વર્ણન વખતે આપના માટે કિયામ કરે છે. પરંતુ હકીકતમાં એ કિયામ (ઉભા થવું) બિદઅત છે જેની કોઈ અસલ નથી.

હકીકત એમ છે કે રિવાજી મીલાદની મજલિસના જેમ કિયામ પણ રિવાજના તોર પર કરવામાં આવે છે અને શરઈ દલીલ વિના વિલાદતના લવાઝિમાતમાંથી ગણી અને સમજી લેવાયું છે. તઅઝીમ (માન) માટે કરવામાં આવતું નથી. (જો કે એ પણ બેઅસલ છે) અગર કિયામ (ઈભા થવું)નો હેતુ વિલાદત શરીફના વર્ણનની તઅઝીમ છે તો ખુત્બામાં અને વઅઝની મજલિસોમાં અથવા કુર્આનની તફસીર તથા હદીસ શરીફ પઢતાં પઢાવતાં કલાકો સુધી આપ (સલ.)ની પૈદાઈશ મુબારકનું વર્ણન થાય છે ત્યારે કેમ કિયામ કરતા નથી? અગર કિયામ કરનારાઓની માન્યતા હોય કે મિલાદની મજલિસોમાં આપ (સલ.) તશરીફ લાવે છે અથવા તશરીફ લાવવાનો સંભવ હોય છે એટલા માટે ઉભા થવામાં આવે છે તો ઉપર ટાંકેલ મૌકા અને સમયોમાં આપ (સલ.)

કેમ તશરીફ લાવતા નથી? અગર તશરીફ લાવે છે અથવા તશરીફ લાવવાનો સંભવ છે તો પછી કેમ ઉભા થતા નથી ? ગમે તેમ મીલાદના વર્ણન વખતે ઉભા થઈ જવાનો ઈલ્તિઝામ બિદઅત છે. માટે એનાથી બચવું જરૂરી છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફ્ફલ (રદિ.)ના સાહિબઝાદાએ નમાઝમાં સૂરએ ફાતિહાની શરૂમાં બિસ્મિલ્લાહ ઝોરથી પઢી તો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફ્ફલ (રદિ.) બોલ્યા કે ઓ મારા દિકરા આ બિદઅત છે. એનાથી બચતો રહે. મે સહાબા (રદિ.)માંથી કોઈને બિઅદતથી વધુ બીજી કોઈ ચીઝ સાથે દુશ્મની રાખતા જોયા નથી. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૩૩)

જુઓ બિસ્મિલ્લાહ ધીમે પઢવાને બદલે ઝોરથી પઢવાને સહાબી નાપસંદ કરે છે અને બિદઅત હોવાનો ફત્વો આપે છે. અને દલીલમાં પેશ કરે છે કે મેં હઝરત (સલ.) ને અને હઝરત અબુબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) તથા હઝરત ઉસ્માન (રદિ.)માંથી કોઈને બિસ્મિલ્લાહ ઝોરથી પઢતા સાંભળ્યા નથી. (હવાલો મઝકુર)

હઝરત ઈમામ નાફેઅ (રદિ.) ફરમાવે છે કે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની સામે એક માણસે છીક ખાઈ કહ્યું અલહમ્દુલિલ્લાહિ વસ્સલામુ અલા રસુલિલ્લાહ હઝરત અલી (રદિ.) એ **વસ્સલામુ અલા રસુલિલ્લાહ** નો વધારો નાપસંદ કરી ફર્માવ્યું આપ (સલ.) એ આ વખતે અલહમ્દુલિલ્લાહી અલા કુલ્લિ હાલ કહેવાની અમને તઅલીમ આપી છે. (તિર્મિઝી શરીફ ભાગ ૨ પાનું ૯૮) જે સહાબી આટલો વધારો બરદાસ્ત કરી શકતા નથી તેઓ કિયામ (ઉભા રહેવું) નો વધારો મંઝુર કરી લેશે? હરગિઝ નહી ખાસ કરી એવી સ્થિતીમાં કે આપ (સલ.) સહાબહને પોતાને આવતા જોઈ ઉભા થઈ જવાના તકલ્લુફને નાપસંદ કરતા હતા અને સહાબહ (રદિ.) માન માટે ઉભા થતા ન હતા. (તિર્મિઝી શરીફ વિગેરે)

મપિન્દાર સઅદી કે રાહે સફા
તવાં રફત જુઝ બર પએ મુસ્તફા

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અગ્યારમી મનાવવી કેમ છે?

(૫૧૯) સવાલ :- દર વર્ષે રબીઉલ આખર માસની અગ્યારમી તારીખે હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રદિ.)ની અગ્યારમીના નામે "યવ્મે વફાત" (વરસી) બહુ ધુમધામથી મનાવવામાં આવે છે. એનો શું હુકમ છે?

જવાબ :- બેશક! હઝરત ગવ્સે અઅઝમ કુત્બે રબ્બાની મહબુબે સુબ્હાની શાહ અબ્દુલ કાદિર જીલાની (રદિ.) (વફાત ૫૬૧ હિજરી) એક મહાન બુઝુર્ગ છે. જેમની અઝમત અને મુહબ્બત ઈમાનની નિશાની છે અને બેઅદબી તથા અપમાન કરવું ગુમરાહીની દલીલ છે. સાથે અહલે સુન્નતનો અકીદો છે કે સઘળી મખલુકમાં નબીઓ (અલય.)ની જમાઅત અફઝલ છે અને નબીઓમાં સૌથી અફઝલ હુઝુર (સલ.)ની મુબારક જાત છે. પછી પ્રથમ ખલીફા હઝરત અબુબક્ર સિદ્દીક (રદિ.) પછી બીજા ખલીફહ હઝરત ઉમ્મર ફારૂક (રદિ.) પછી ત્રીજા ખલીફહ હઝરત ઉસ્માન (રદિ.) પછી ચોથા ખલીફહ હઝરત અલી (રદિ.) નો દરજજો છે. એમના પછી સઘળા અશરએ મુબશશહ (જેમને આપ (સલ.) એ જન્નતની બશારત આપી છે) અને જન્નતી ફરમાવ્યા છે. પછી બાકી અહલે બદ્ર, અહલે ઉહદ, મુહાજિરીન, અન્સાર વિગેરે વિગેરે સહાબાએ કિરામ (રદી.)નો દરજા બદરજા (ક્રમવાર) મરતબો છે. પછી તાબિઈન અને તબએ તાબિઈન (રહ.)નો છે. જે અવલિયાએ કિરામ અને બુઝુર્ગોએ દીન (રહ.) સહાબહ નથી તેઓ મરતબામાં સહાબહ થી વધીને અથવા બરાબર થઈ શકતા નથી. હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ (રહ.) (તાબિઈ વફાત ૧૦૧ હિજરી)માં કોણ અફઝલ છે. આપે જવાબ આપ્યો કે ખુદાની કસમ જે ધુળ હઝરત રસુલે મકબુલ (સલ.)ની સોહબતમાં હઝરત મુઆવિયહ (રદિ.)ના ઘોડાના નાકમાં દાખલ થઈ છે તે હઝરત ઉમર ઈબ્ને

અબ્દુલ અઝીઝ (રહ.) જેવા સો પાક બુઝુર્ગોથી પણ બેહતર છે. (ફતાવા હદીસિય્યહ પાનું ૨૬૧)

મઝકુર હકીકત ધ્યાનમાં લઈ વિચારો કે જયારે નબીઓ (અલ.) અને સહાબહ (રદી.) જેવી મહાન અને પાક હસ્તીઓનો "યવ્મે વફાત" મનાવવાની શરીઅતે કોઈ સુચના આપી નથી તો હઝરત ગવ્સે અઅઝમ (રહ.)નો "યવ્મે વફાત" મનાવવાનો શો અર્થ? દરેક માટે દિવસ મનાવવો શકય પણ નથી. કારણ કે મરતબા અને દરજ્જાનો લિહાઝ રાખી પ્રથમ નબીઓ (અલ.) પછી સહાબહ (રદી.) અને એમના પછી બીજા બુઝુર્ગોનો નંબર આવી શકે છે, નબીઓ તથા સહાબહ હઝારોની સંખ્યામાં છે અને વર્ષના કુલ દિવસો ૩૫૪-૩૬૦ છે. તો સઘળાઓના દિવસો મનાવવા માટે બીજા દિવસો કયાંથી લાવવા? અને નબીઓ (અલ.) તથા સહાબહ (રદી.)ને છોડી તેમનાથી નીચા અને ઓછા દરજ્જાના બુઝુર્ગોના દિવસો મનાવવામાં આવે તો નબીઓ (સલ.) અને સહાબહ (રદી.)નો દરજ્જો અને મરતબો ઘટાડવા સમાન છે. જેની બુરાઈ મર્હુમ હાલીએ પણ કરી છે.

નબીકો જો ચાહેં ખુદા કર દિખાએ. ઈમામાંકા રૂત્બહ નબીસે બળ્હાએં.

હદીસમાં છે કે દરેક સાતે તેના દરજા પ્રમાણે વર્તણુંક કરવી જોઈએ.

સારાંશ કે સવાલમાં જણાવેલ રિવાજ "અકલ"અને "નકલ" બન્નેથી વિરૂદ્ધ છે અને એના બિદઅત હોવામાં કંઈ જ શંકા નથી.

સહીહ અને અમલ કરવા લાયક તરીકો એ છે કે પોત-પોતે અને રાત દિવસની આપણી બેઠકોમાં તથા વઅઝની મજલિસોમાં નબીઓ (અલ.) તથા સહાબહ (રદી.) તેમજ બીજા બુઝુર્ગોને દીન હઝરત ગૌસે અઅઝમ (રહ.) વિગેરે અવલિયાએ કિરામનો ઝિક્રે ખૈર કરવામાં આવે.

હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ની વફાતની તારીખમાં ઘણો જ ઈખ્તિલાફ છે. તફરીહુલ ખાતિર ફી મનાકિબિ શૈખ અબ્દુલ કાદિરમાં આઠ કથનો વર્ણવ્યા છે. ૯ મી, ૧૦ મી, ૧૭ મી, ૮ મી, ૧૩ મી, ૭ મી, ૧૧ મી રબીઉલ અવ્વલ પછી લખ્યું છે કે સહીહ તારીખ ૧૦ મી રબીઉલ અવ્વલ છે. (બુસ્તાનુલ મનાઝિર પાનું ૧૧૩) આથી જણાય છે કે હઝરત શૈખના ખલીફાઓ, મુરીદોઅને મુતઅલ્લકીને આપની વફાતની તારીખ અને દિવસ તથા માસ પકડી વરસી અને યવ્મે વફાત ઉજવવાનો એહતેમામ કર્યો નથી. નહી તો વફાતની તારીખમાં આટલે બધો મતફેર પડત નહી. રહ્યો ઈસાલે સવાબ તો જાઈઝ રીતે માસ, તારીખ અને દિવસને નકકી કર્યા વગર કોઈ પણ તારીખે કરી શકાય છે. હંમેશા માટે એક જ માસ એક જ તારીખ ખાસ કરી લેવું અને તેને ઝરૂરી સમજવું, કદી પણ તેના વિરૂદ્ધ કરવું નહી દીનમાં પોતાના તરફથી વધારો કરવા સમાન છે. અફસોસ ફરઝો, વાજિબો અને સુન્નતો એક બાજુ મુકી બિન ઝરૂરી કામો અને બિદઅતો તથા મના કરેલા કાર્યોમાં ગુંથાઈ ગયા છે અને તેને છુટકારા માટે બસ સમજી રહ્યા છે. હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફરમાવે છે કે **પોતાના આકા (માલિક)ની રઝામંદીથી તે માણસ વંચિત છે જે તે કામતો કરે નહી જેનો હુકમ તેને આપે છે અને જે કામનો તેને હુકમ કર્યો નહી તેમાં તે ગુંથાએલો રહે એ જ અસલ મહરૂમિયત છે અને અસલ મૌત છે અને અસલ મરદુદિય્યત.** (એટલે ઝલીલ હોવાનું કારણ છે.) (અલ્ફત્હુર્રબ્બાની પાનું ૪૪૦)

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અગિયારમીના રોશની કરવી કેવું છે?

(૫૨૦) સવાલ:- રબીઉલ આખરની ૧૧ મી તારીખે કોડીયાં બાળવામાં આવે છે. મસ્જિદોમાં રોશની કરવામાં આવે છે એ વિષે શરીઅતનો શું હુકમ છે?

જવાબ:- મઝકુર રાત્રે જે કોડીયાં બાળવાની અને દિવાલો તથા તાકો (ગોખલાઓ)માં કોડીયાં મુકવાનો રિવાજ છે એ તદ્દન નાજાઈઝ અને બિદઅત છે. અને દિવાળીની પુરી નકલ છે. મસ્જિદોમાં

પણ નમાઝીઓની ઝરૂરતથી વધારે રિવાજી તોર પર રોશની કરવી ફુઝુલ ખર્ચી અને હરામ છે. અગર મુતવલ્લી મસ્જિદના માલમાંથી કરશે તો દંડ ભરવો પડશે શબે બરાત વિગેરેની રાતોનો પણ એ જ હુકમ છે. (મજાલિસુલ અબરાર મજલિસ ૨૪ પાનું ૧૬૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મય્યિતની ઝિયારત તેમજ તઅઝિયત કરવું કેવું છે?**

(૫૨૧) સવાલઃ- આપણે ત્યાં ઘણી જગ્યાએ રિવાજ છે કે મૌતના દિવસથી મય્યિતના ઘેર સગાં વહાલાં પડાવ નાંખે છે, કોઈ બીજા દિવસે, કોઈ ત્રીજા દિવસે ઝિયારત કરી જાય છે. અમુક ઠેકાણે તો મૌતના ત્રીજા દિવસે જવાન છોકરીઓ પણ સારો લિબાસ પહેરીને એકત્ર થાય છે અને ઝિયારતનું ખાણું ખાય છે. જાણે શાદી હોય. ખાવા, પીવા, પાન, સોપારી, ચા વિગેરેનો પુરતો બંદોબસ્ત કરવો પડે છે. નહીં તો લોકોના મહેણાં ટહોણાંનો ભય રહે છે અને બિઅદતી વહીબી અને ફરેલા કહે છે. આ રિવાજ જાઈઝ છે કે નહી?

જવાબઃ- મઝકુર રિવાજ બિદઅત અને નાજાઈઝ છે. હા, તારીખ અને દિવસને નકકી કર્યા વગર તેમજ ત્રીજા વિગેરેના રિવાજની પાબંદી કર્યા વિના ઈસાલે સવાબ માટે ફકીરોને પોતાની શક્તિ મુજબ ખવડાવે એ મના નથી, જાઈઝ છે સવાલમાં દર્શાવેલા રિવાજ વિષે દલીલો અને ફિકહની ઈબારતો રજુ કરવા કરતાં વહાબીનું મહેણું આપનારાઓના મહાન સરદાર મૌલાના અહમદ રઝાખાનનો ફત્વો અત્રે ટાંકી દેવો વધારે યોગ્ય હોવાથી નીચે ટાંક્યો છે.

**મય્યિતને ત્યાં મેળાવડો!**

સવાલઃ- શું ફર્માવે છે ઉલમાએ દીન આ મસ્અલા વિષે? હિંદના ઘણા ગામડાઓમાં આ રિવાજ છે કે મય્યિતના ગુઝરી જવાના દિવસથી તેના સગાં વહાલાં અને મિત્રોની ઔરતો અતેને ત્યાં એકત્ર થાય છે અને તે બરાબર એવીજ રીતે આવે છે જેમકે શાદીમાં કરવામાં આવે છે અને પછી કેટલાક બીજા દિવસે અને પછી કેટલાક ત્રીજા દિવસે પાછાં ફરે છે અને કેટલીક ઔરતો તો ચાલીસા સુધી રોકાય છે. એમના આ રહેવાના દિવસો દરમિયાન સ્ત્રીઓના ખાવા-પીવા અને પાન સોપારીનો બંદોબસ્ત મય્યિતના ઘરવાલાં જ કરે છે જેના કારણો તેઓ એક ભારે ખર્ચના બોજા તળે આવી જાય છે. જો એ સમયે તેમને હાથ ખાલી હોય તો કર્ઝ લે છે. જો એમ ન મળી શકે તો વ્યાજુકા લે છે. જોએમ નહી કરે તો લોકોના મહેણાં ટોણાનો ભોગ બને છે અને બદનામ થાય છે. આવું શરીઅતથી રૂએ જાઈઝ છે કે કેમ ?

જવાબ :- સુબ્હાનલ્લાહ! હે મુસ્લિમ! આ પ્રશ્ન કરે છે કે જાઈઝ છે કે કેમ ? એવું પુછ કે આ નાપાક રિવાજ કેટલો બુરો અને સખ્ત ગુનોહ તેમજ અતિ ગંભીર ખરાબીઓ ધરાવે છે.

(૧) આ દઅવત ખુદ નાજાઈઝ અને ઘણી જ ખરાબ અને તિરસ્કાર પાત્ર બિદઅત છે. ઈમામ અહમદ પોતાની મુસ્નદમાં, ઈબ્ને માજહ સુનતમાં સહીહ સનદથી હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ બજલી (રદિ.) થી રિવાયત કરે છે કે :-

અમારી સહાબાની જમાઅત મય્યિતવાળાને ત્યાં એકત્ર થવા અને તેમના ખાવાનું તૈયાર કરવાને મય્યિતની **નિયાહત** ગણતા હતા. જેનું હરામ હોવું અનેક હદીસો પુરવાર કરે છે.

(૨) ઈમામે મુહકિકક અલલ ઈત્લાક ફત્હુલ કદીર શર્હે હિદાયહમાં ફરમાવે છે કે મય્યિતવાળા તરફથી ખાવાની દઅવત તૈયાર કરવી મના છે. કારણકે શરીઅતમાં દઅવત ખુશીના પ્રસંગે કરવામાં આવે છે, નહીં કે ગમીના પ્રસંગે! આ ઘણીજ ખરાબ બિદઅત છે.

(૩) એ જ પ્રમાણે અલ્લામિલહ શુરૂમ્બુલાલી (રહ.) એ મરાકિલ ફલાહમાં ફરમાવ્યું છે.

(૪) અને ફતાવા ખુલાસા, ફતાવા સિરાજિયહ, ફતાવા ઝહીરિયહ, ફતાવા તાતારખાનિયહ, ઝહીરિય્યહ ઉપરથી ખઝાનતુલ મુફતીન કિતાબુલ કરહિય્યહ, અને તાતારખાનિયહ પરથી ફતાવા હિન્દિય્યહમાં એક જ ઝાતના શબ્દોમાં છે કે ગમીન આ ત્રીજા દિવસની દઅવત જાઈઝ નથી.

કારણકે દઅવત તો ખુશીના પ્રસંગે હોય છે.

(૫) ફતાવા ઈમામ કાઝીખાન કિતાબુલ હઝર વલ ઈબાહતમાં છે કે ગમીમાં દઅવત મના છે. કારણકે એ અફસોસ ના દિવસો છે તો જે ખુશીમાં હોય છે, તેના લાયક નથી.

(૬) ઈમામ ઝય્લઈની તબ્યીનુલ હકાઈકમાં છે કે મુસીબત માટે ત્રણ દિવસ સુધી બેસવામાં કંઈ વાંધો નથી જયારે કે કોઈ નાજાઈઝ અને મના કામ કરવામાં ન આવે જેવી રીતે ઠાઠવાળા બીછોના તથા મય્યિતવાળાઓ તરફથી ખાણાંઓ.

(૭) ઈમામ બઝ્ઝાઝી વજીઝમાં ફરમાવે છે કે મય્યિતના પહેલાં અથવા ત્રીજા દિવસે યા અઠવાડિયા પછી જે ખાણાંઓ તૈયાર કરવામાં આવે છે તે બહું જ મકરૂહ અને મના છે.

(૮) અલ્લામહ શામી રદ્દુલ મુખ્તારમાં ફરમાવે છે કે મેઅરાજુદ્દિરાયહ શર્હે હિદાયહએ આ બારામાં ઘણું લાંબુ વિવેચન કર્યું અને ફરમાવ્યું કે આ બધાં નામવરી અને દેખાડવાના કામો છે. એનાથી બચવું જોઈએ.

(૯) જામિઉ-ર્રૂમુઝ આખિરૂલ કરાહતમાં છે કે ત્રણ દિવસ અથવા ઓછું તઅઝિયત કરવા માટે મસ્જિદમાં બેસવું મના છે,અને એ દિવસોમાં ઝિયારત પણ મના છે અને એનું ખાણું પણ મના છે, જેમકે હૈરતુલ ફતાવામાં ખુલાસો કર્યો છે

(૧૦) ફતાવા અલ્કરવી અને વાકિઆતુલ મુત્તકિય્યીનમાં છે કે ત્રણ દિવસ મહેનાની અને તેનું ખાણું મકરૂહ છે. દઅવત તો ખુશીમાં જાઈઝ હોય છે.

(૧૧) કશ્ફુલ ગિતામાં છે બીજું ઘણું કરીને વારિસમાં કોઈ યતીમ અથવા બીજું કોઈ નાબાલિગ યતીમ બાળક હોય છે અથવા અમુક વારિસો હાઝર નથી હોતા, ન તેમની પરવાનગા લેવામાં આવે છે. ત્યારે તો આ કામ ભારપૂર્વક હરામ ઠેરવવામાં આવ્યું છે.

(૧૨) અલ્લાહ અઝ્ઝ વ જલ્લ ફરમાવે છે બેશક ! જે લોકો નાહક યતીમોનો માલ ખાય છે બેશક તે લોકો પોતાના પેટમાં આગના અંગારા ભરે છે અને કરીબ છે કે દોઝખની ઊંડાઈમાં જશે.

(૧૩) પારકા માલમાં તેની પરવાનગી વિના તસર્રૂફ જાઈઝ નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે ; લા તઅકુલુ અમ્વાલકુમ બય્નકુમ બિલબાતિલ. ખાસ કરીને નાબાલિગનો માલ બરબાદ કરવો, જેની સત્તા ન ખુદ તેને ન તેના બાપને અને ન તેના વસીને છે. અને ખાસ કરીને તેમાં કોઈ યતીમ હોય તો સખ્ત આફત રહેશે. ખુદાની પનાહ ! હા, અગર મોહતાજો ને આપવા ખાણું બનાવે તો કંઈ વાંધો નથી. બલ્કે સારૂં છે. એ શર્તે કે કોઈ આકિલ બાલિગ પોતાના ખાસ માલમાંથી કરે. અથવા વારિસોના માલમાંથી કરે તો બધા વારિસો હાઝિર હોય, બાલિગ રાઝી હોય, ખાનિયહ, બઝ્ઝાઝિયહ, તાતારખાનિયહ, હિન્દિય્યહમાં છે તેમજ ફતાવા કાઝીખાનમાં છે.

ત્રીજું :-આ ઔરતો ભેગી થાય છે ત્યારે નાજાઈઝ કામો કરે છે.દાખલા તરીકે ઝોર ઝોરથી રડવું, પીટવુ, બનાવટ કરી મોઢું ઢાંકવું વિગેરે વિગેરે અને આ સઘળું નિયાહત કહેવાય છે અને નિયાહત હરામ છે.

આવા મેળાવડાઓ માટે મય્યિતના સગાઓ તથા દોસ્તોને પણ જાઈઝ નથી કે ત્યાં ખાણું મોકલે. કારણ કે એથી ગુનાહની મદદ કરેલી ગણાંશે.

અલ્લાહ તઆલા ફરમાવે છે 'વલા તઆવનુ અલલ ઈસ્મિ વલ ઉદવાન' નહી કે મય્યિતના ઘરવાળાઓના ખાણાંનો બંદોબસ્ત કરવો જે મુળથી જ નાજાઈઝ છે તો આ નાજાઈઝ મેળાવડા માટે સખ્ત નાજાઈઝ થશે.

કશ્ફુલ ગિતામાં છે કે ઘણાં લોકોને આ ખરાબ રિવાજના લીધે પોતાની શક્તિથી વધુ તકલીફ

વેઠવી પડે છે, એટલે સુધી કે મય્યિતના ઘરવાળાં બિચારા પોતાની ગમીને ભુલી જઈ આ આફતમાં સપડાઈ જાય છે કે આ મેળાવડા માટે ખોરાક, પાન, સોપારી વિગેરે કયાંથી લાવે અને ઘણીવાર કર્ઝ લેવાની ઝરૂરત પડે છે. આવી બનાવટ અને તકલ્લુફ કોઈ પણ મુબાહ કામ માટે શરીઅત હરગિઝ પસંદ નથી, તો પછી એક મના કરવામાં આવેલા કામ માટે કયાંથી હોય ! પછી એના કારણે જે તકલીફો પડે છે એ ખુદ ઝાહિર છે. પછી જો વ્યાજથી કર્ઝ મળ્યું તો તદ્દન હરામ થઈ ગયું અને ખુદાની પનાહ ! ખુદાઈ લઅનતનો પુરો હિસ્સો મળ્યો. કારણકે શરઈ ઝરૂરત વિના વ્યાજ આપવું પણ વ્યાજ લેવાની જેમ લઅનત પાત્ર છે. જેમકે સહીહ હદીસમાં ફરમાવવામાં આવ્યું છે સારાંશ કે આ રિવાજના બુરા હોવામાં અને મના કરવામાં આવેલ હોવામાં શંકા નથી. અલ્લાહ અઝઝ વ જલ્લ મુસ્લિમોને તૌફિક આપે કે તદ્દન એવા ખોટા રિવાજો જેનાથી તેમના દીન દુન્યા બન્નેનું નુકસાન છે છોડી દે, અને નકામા મહેણાં ટોણાની પરવા કરે નહીં. અલ્લાહ હિદાયત આપનાર છે.

**ચેતવણી** :- જો કે ફક્ત એક જ દિવસ એટલે કે પહેલા જ દિવસે સગાઓ અને પાડોશીઓ માટે સુન્નત છે કે તેઓ મય્યિતના ઘરવાળાઓ માટે એટલું ખાણું મોકલે જેને તેઓ બે ટાઈમ ખાઈ શકે અને આગ્રહપૂર્વક તેમને ખવડાવે પરંતુ આ ખાણું માત્ર મય્યિતના ઘરવાળાઓના લાયક હોવું સુન્નત છે. આવા મેળાવડાઓ માટે મોકલવાની કદી હુકમ નથી અને તેમના માટે પણ ફક્ત પહેલા દિવસ માટે જ હુકમ છે આગળ નહીં. કશ્ફુલ ગિતા તથા આલમગીરીમાં છે કે આ ફતાવામાં આપે અમુક સુરતો બયાન કરી છે.

(૧) મય્યિતની રસ્મ ત્રીજા વિગેરેના સંબંધમાં જે ખાણાંઓ આમ તોર પર ખવડાવવામાં આવે છે અને દઅવતો અપાય છે તે બિદઅત અને નાજાઈઝ છે.

(૨) અગર મય્યિતના તરકા (પાછળ છોડી ગએલા માલ) માંથી ખર્ચ કરાતો હોય અને વારિસોમાં કોઈ નાબાલિગ હોય, અગર સૌ મોટા હોય પણ તેમની પરવાનગી લીધી ન હોય અથવા બીજી કોઈ ખરાબી હોય તો તદ્દન હરામ છે.

(૩) આવા રિવાજોમાં આમ તોર પર નામ કરવું અને દેખાવો કરવાનો હેતુ હોય છે એ પણ જાઈઝ નથી.

(૪) ફતાવાના છેવટમાં અરબી ઈબારત લખી છે, તેમાં મય્યિતનું ખાણું જાઈઝ કહેનારાઓને સચોટ જવાબ આપતાં લખે છે કે અગર ફાઝિલ, હલબી અને કારી અમારા શહેરોના રિવાજોને જોતે તો સખ્ત હરામ હોવાનો હુકમ આપતે અને એમાં કંઈ શંકા નથી. કારણ કે મઝકુર રિવાજની ઈજાઝત આપવામાં શયતાન મરદૂદના માટે દરવાઝો ખોલી દેવા જેવું છે અને મુસલમાનો માટે ખાસ કરી નાદાર અને તંગદસ્તોને ઘણી મુશ્કેલીમાં નાખી દેવા સમાન છે. (અહકામે શરીઅત ભાગ ૩ પાનું ૬૨ થી ૭૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફતાવા રશીદિય્યહમાં આ પ્રમાણે લખાણ છે ?

(૫૨૨) સવાલ :- શું ફતાવા રશીદિય્યહમાં નીચે મુજબની ઈબારત (લખાણ) છે?

મોહર્રમમાં શહાદતની સાચી રિવાયતોનું વર્ણન કરવું, સબીલ લગાવવી, શરબત અથવા દૂધ પાવું, સબીલ અથવા શરબતના ઉઘરાણામાં ફાળો આપવો આ બધું નાજાઈઝ અને હરામ છે. રઝાખાની સાહિબોનો આ ઈબારત (લખાણ) ઉપર મોટો એઅતેરાઝ છે માટે જવાબ ખુલાસાવાર આપશો.

જવાબ :- ફતાવા રશીદિય્યહનું લખાણ નકલ કરવામાં ભારે ખયાનત કરવામાં આવી છે. અસલ લખાણમાં "તશબ્બુહે રવાફિઝકી વજહસે હરામ હે " ના શબ્દો છે જે લખાણ પર મસ્અલાનો આધાર હતો તેને કાઢીને રજુ કરવુ ઈમાન તથા દિયાનતદારીની વિરૂદ્ધ છે. સવાલમાં મુહર્રમના

દસ દિવસો દરમિયાન શહાદતના વર્ણન વિષે પૂછવામાં આવ્યું છે. હઝરત મૌલાના ગંગોહી (રહ.)એ રાફઝીઓ સાથે મળતાપણાંને કારણે નાજાઈઝ લખ્યું છે.

હદીસ શરીફમાં છે જેણે કે કૌમની મુશાબહત (મળતાપણું) ધારણ કરી તે તે કૌમમાંથી છે, અને ફરમાવ્યું કે જે પારકાઓનો તરીકો ધારણ કરશે તે અમારી જમાઅતમાં નથી. (કન્ઝુલ ઉમ્માલ ભાગ ૧ પાનું ૫૬)

નમાઝ કેવી ઉત્તમ ઈબાદત છે. પરંતુ સુર્યપુજકો સાથે મળતાંપણાંના કારણે સુર્યોદય અને સુર્યાસ્તના સમ્યે નમાઝ પઢવાની સખ્ત મનાઈ છે. કારણ કે એ સમયે સુર્યપુજકો સિજદો કરે છે. જો કે આપણી નિય્યત અને હેતુ સુર્યને સિજદો કરવા અથવા સુર્યપુજકોની મુશાબહત ધારણ કરવાની નથી જ છતાં ઝાહિરમાં સરખાં બની જવાના કારણે હંમેશ માટે મનાઈ કરી દેવામાં આવી છે. એટલા માટે બુઝુર્ગોને દીન મુહર્રમ શરીફમાં શહાદતના વર્ણન વિગેરેને મના કરતા આવ્યાં છે કે એમાં પણ રાફઝીઓના સાથે મળતાંપણુ લાઝિમ આવે છે.

(૧) હઝરત ઈમામ સફફારને સવાલ કરવામાં આવ્યો કે આશુરહ (દસમી મુહર્રમ)ના દિવસે હઝરત ઈમામ હુસૈનની શહાદતનું વર્ણન જાઈઝ છે કે નહી? જવાબ આપ્યો કે નાજાઈઝ છે કારણકે એ રાફઝીઓની નિશાની છે.

(૨) હઝરત અલ્લામહ ઈબ્ને હજર મકકી (રહ.) "સવાઈકે મુહરિકહ"માં લખે છે કે ઈમામ ગઝાલી વિગેરે ફરમાવે છે કે વઅઝ વિગેરે બયાન કરનારાઓએ હઝરત ઈમામ હુસૈન (રદી.) ની શહાદતનો કિસ્સો બયાન કરવો હરામ છે. (પાનું ૧૧૨)

(૩) હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)ફરમાવે છે કે આ ઝમાનામાં જે ખરાબી અમારા વઅઝ કરનારાઓ માં ઉત્પન્ન થઈ છે તેમાંથી એ કરબલાનો કિસ્સો બયાન કરવું છે (અલ્કવ્લુલ જમીલ મઅ શિફાઉલ અલીલ પાનું ૧૪૭)

હઝરત સૈયદ અહમદ બરેલ્વી (રહ.) ફરમાવે છે કે શહાદતનો બનાવ આ હેતુએ વર્ણવે છે કે લોકો એકત્ર થઈ સાંભળે અને વિલાપ કરે, તેમજ રૂદન આક્રંદ કરે. ઝાહિરમાં જો કે એમાં કંઈ ખરાબી માલમ પડતી નથી. પરંતુ ખરેખર એ બુરૂં અને મકરૂહ છે કારણ કે દુઃખના સમયે અથવા તેના વર્ણન વખતે "ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન " પઢવાનો અને સબ્ર કરવાનો હુકમ આવ્યો છે. અફસોસ અને પસ્તાવાને ઝાહિર કરવું અને તે પણ બનાવટ સાથે તેને કરવાનો હુકમ આવ્યો નથી.

જે લોકો આમ કરે છે અને પોતાના દિલમાં એને ઈમામો (રદિ.)ની ઘણી મહબ્બત સમજે છે એ ખુલ્લો ધોકો છે. (મજમુઅએ મલ્ફુઝાત ઉર્ફે સિરાતે મુસ્તકીમ, ફારસી પાનું ૬૧)

શું આ બધા બુઝુર્ગો વહાબી હતા ? રઝાખાની જમાઅતના મહાન બુઝુર્ગ મૌલ્વી અહમદ રઝાખાન સાહબ બરેલ્વી લખે છે કે આમ મજાલિસ પઢનારા કદાચ માની લો કે માત્ર સહીહ રિવાયતો સહીહ તરીકાથી પઢે તો પણ જે તેમની સ્થિતિથી વાકિફ છે તે સારી રીતે જાણે છે કે શહાદત શરીફનું વર્ણન કરવાથી એમનો આશય એજ છે કે બનાવટ કરીને રડવા અને જાણી જોઈને રડાવવાનો અને એમ રડી રડાવીને રંગ જમાવવાનો છે. એના બુરા હોવામાં કોને શંકા હોય શકે છે. (રિસાલએ તઅઝિયદારી પાનું ૫) મઝકુર રિસાલો હસની પ્રેસ બરેલીમાં છપાયો છે.

આશુરાના દિવસે શરબત વિગેરે પીવડાવવામાં રિવાજની પાબંદી છે. રાફઝીઓ સાથે મળતાપણું પણ છે અને ખાસ કરીને શરબત પસંદ કરવાનું કારણ (ચાહે ગરમી હોય કે ઠંડી) એ છે કે કરબલાના શહીદો તરસ્યા શહીદ થયા છે અને શરબત તરસને મટાડે છે. તેઓ માનતા હશે કે હુબહુ શરબત પહોંચે છે. એમાં એઅતેકાદની પણ ખરાબી છે, માટે નાજાઈઝ છે.

હઝરત ઈમામ હુસૈન (રદિ.)ના નામથી સબીલ લગાડવી પણ મઝકુર કારણોને લઈ જાઈઝ નથી. હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)ની કિતાબ "અલબલાગુલ મુબીન"માં છે કે મુશરિકો પાણી પીવડાવવાની જગ્યાનું નામ જેને સબીલ કહે છે. પોતાના બુઝુર્ગોના નામથી રાખે છે. પીરપુજકો પણ હઝરત ઈમામ હુસૈન (રદિ.)ના નામની સબીલ લગાડે છે. તેમજ નામથી પાણી પીવડાવે છે અને ઈમામ હુસૈન (રદિ.)ની મન્નત કરે છે. જ્યારે ખુદા સિવાય બીજાની મન્નત માનવી હરામ છે. (અલબલાગુલ મુબીન ફારસી પાનુ ૩૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## દુરૂદે તાજ પઢવું બિદઅત છે ?

(૫૨૩) સવાલ :- દુરૂદે તાજ પઢવાનો શું હુકમ છે? એ દુરૂદમાં 'દાફિઉલ બલાઈવલ વબાઈ વલ્કહતિ વકમરઝિ વલ અલમ'ના શબ્દો છે. એટલે આપ (સલ.)ને બલા, વબા દુકાળ અને દુઃખ દુર કરનાર ઠેરવ્યા છે. એ ધ્યાનમાં રાખશો. હાલમાં એક હેન્ડબીલ "વહાબી-દેવબંદી ધર્મકે ગંદે અકીદે" એ નામનું બહાર પડયું છે. જેમાં અમુક અકીદાઓ ટાંકયા છે. તેમાંનો એક આ છે.

દુરૂદે તાજકા વઝીફા પઢના બિદઅત ઔર ગુમરાહી હે. ઈસ દુરૂદમે શિર્કકે અલ્ફાઝ હે. દુરૂદે તાજ સીખાના ઝહરે કાતિલ ઓર શિર્ક કે અકીદેમે ફંસાતા હે (ફતાવા રશીદિય્યહ ભાગ ૩ પાનું ૩૦) શું આ બરાબર છે? વિગતવાર જણાવશો.

જવાબ :- દુરૂદે તાજના શબ્દો કુર્આને પાક તથા હદીસ શરીફના નથી અને સહાબએ કિરામ (રદિ.) તથા તાબિઈન વિગેરે સલ્ફે સાલિહીન (રહ.)થી દુરૂદે તાજ પઢવું સાબિત નથી. દુરૂદે તાજ સેકડો વર્ષ પછીની ઈજાદ છે. જે દુરૂદ શરીફના શબ્દો આપ (સલ.)એ સહાબા (રદિ.)ને સીખવ્યાં છે. (જેમકે દુરૂદે ઈબ્રાહિમ વિગેરે) ફઝીલત અને બરકતમાં દુરૂદના બીજા સુન્નત વિરૂદ્ધ શબ્દો તેની બરાબરી કરી શકતા નથી. આપ (સલ.)ના નકકી કરેલ અને સીખવેલા શબ્દોમાં જે આકર્ષણ છે તે બીજામાં નથી.

હદીસ શરીફમાં છે કે આપ (સલ.) એ એક સહાબીને એક દુઆ સીખવી જેમાં "આમન્તુ બિકિતાબિકલ્લઝી અન્ઝલ્ત વનબિય્યિકલ્લઝી અરસલ્ત "(યા અલ્લાહ ! હું તારી ઉતારેલી કિતાબ અને તારા મોકલેલા નબી ઉપર ઈમાન લાવ્યો) ના શબ્દો સીખવ્યા. સહાબી માન ખાતર 'નબી'ના શબ્દને બદલે 'રસુલ' નો શબ્દ બોલ્યા તો આપે 'નબી' શબ્દ જ ઉચ્ચારવા માટે ફરમાવ્યું. જે આપની જીભ મુબારકથી નિકળ્યો હતો. (તિર્મિઝી ભાગ ૨ પાનું ૧૭૫) મુજદ્દિદ અલ્ફે સાની (રહ.) ફરમાવે છે કે આપ (સલ.)ની તાબેદારીના હેતુએ બપોરના આરામ માટે થોડીકવાર માટે થોડીકવાર સુવું (કય્લુલહ કરવો) કરોડો રાત એવી ઈબાદત કરવાથી જે સુન્નતે નબવીથી વિરૂદ્ધ હોય અફઝલ છે એજ પ્રમાણે ઈદુલ ફિત્રના દિવસે ઈફતાર કરવો, જેનો આપે હુકમ આપ્યો છે સુન્નત વિરૂદ્ધ હરહમેંશા રોઝા રાખવાથી અફઝલ છે. (મકતુબ ૧૧૪ ભાગ ૧ પાનું ૧૩૫) તેમજ આપ (સલ.)ના ફર્માન મુજબ એક કોડી ઝકાતમાં આપવી પોતાની મરઝી મુજબ હઝાર અશરફી ખર્ચ કરવાથી બેહતર છે. (મકતુબ ૫૬ ભાગ-૧ પાનું-૬૯-૭૦)

હઝરત શૈખ મુહમ્મદ ઈબ્ને અસ્લમ (રહ.) એ આખી ઉમર માત્ર એટલા માટે તડબુચ નહી ખાધુ કે આપ (સલ.) તડબુચ કેવી રીતે ખાતા હતા એ રીત જાણી શકયા ન હતા (અરબઈને ગઝાલી) સારાંશ કે બનતા સુધી તે જ દુરૂદ શરીફ પઢે જે હદીસથી સાબિત હોય છે. જે દુરૂદના શબ્દો હદીસથી સાબિત ન હોય અને તેને સુન્નત ન સમજે અને તેની ફઝીલતની રિવાયતો ખરી ન માનનારને અને ન પઢનારને મહેણાં ટોણા ન મારે તો ગુંજાઈશ છે, દુરૂદે તાજનનો પણ એજ હુકમ છે. એ શરતે કે 'દાફિઈલ બલાઈ વલ્વબાઈ વલ્કહતિ વલ્અલમ'ની ઈબારતને છોડી દે, દુર કરનાર ખરી રીતે ખુદાને જ માને, આપ (સલ.)ને બલા, વબા વિગેરે દુર થવાનો ઝરીઓ (કારણ) સમજે પરંતુ આ તફાવત આમલોકો સમજી શકતા નથી. માટે તેમને મઝકુર શબ્દો પઢવાની

મુહક્કિકીન ઉલ્મા રજા આપતા નથી બલા, વબા દુકાળ અને દુઃખ વિગેરે દુર કરનાર ખરી રીતે ખુદાની જ ઝાત છે. મખ્લુકમાંથી કોઈને હકીકતમાં દાફિઉલ બલા વિગરે (બલા વિગેરે દુર કરનાર) માનવું અહલે સુન્નતના અકીદા વિરૂદ્ધ છે. હઝરત પીરાને પીર શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફરમાવે છે કે (૧) હકીક્તમાં ખુદા સિવાય ન તો કોઈ કંઈ કરનાર છે. અને ન તો હલન-ચલન અને સ્થિરતા આપનાર છે અને ન તો તેના વગર કોઈના હાથમાં ભલાઈ અને બુરાઈ, નફો અને નુકસાન અને મહરૂમ (અભાગ્ય) કરલું છે. અને ન તો વિશાળતા, સંકોચ, મૌત અને ઝિન્દગી, ઈઝઝત અને ઝિલ્લત, તવંગરી અને મોહતાજી આપવું છે.

(૨) શિર્ક માત્ર મૂર્તિપૂજા જ નથી બલ્કે શિર્ક એ છે કે તમે પોતાની મનેચ્છાઓની તાબેદારી કરો અને પરવરદિગારે આલમની સાથે બીજાને ઈખ્તિયાર કરો એટલે દુન્યાને અને જે કંઈ તેમાં છે અથવા આખિરતને અને તમાં જે કંઈ છે તેને ખુદા સિવાય જે કંઈ છે તેજ તેના ગૈર છે તો જયારે તમે તેના વગર બીજા તરફ ઢળ્યા તો તમે બીજાને ખુદા તઆલાની સાથે ભાગીદાર કર્યા, માટે બચો અને કોઈનો આશરો પકડો નહી. (ફુતુહુબ ગૈબ મકાલહ ૭)

(૩) હક તઆલા ફરમાવે છે જે લોકોથી તમે માંગો છો તેમની પાસે તમારી રોઝી નથી તમે ખુદાની પાસે જ રોઝી માંગો. (ફુતુહુલ ગૈબ મકાલહ ૨૦)

(૪) બલા દુર કરવા માટે હિમ્મત (એકાગ્રતા સાથે તવજ્જુહ (ખ્યાલ) કોઈ મખ્લુકની તરફ ન લઈ જા, કારણકે એ ખુદા તઆલાની સાથે શિર્ક કરવા જેવું છે. કોઈ શખ્સ તેની (ખુદા)સાથે તેના મુલ્કમાં કોઈ વસ્તુનો માલિક નથી. ન તો નુકસાન, ન તો નફો પહોંચાડનાર, ન તો દુર કરનાર, ન તો તોડનાર, નતો બીમાર કરનાર, ન તો મુબ્તલા કરનાર, નતો તંદુરસ્તી અને છુટકારો આપનાર તેના (ખુદા) સિવાય કોઈ છે. (ફુતુહુલ ગૈબ મકાલહ ૫૯)

(૫) સાહિબઝાદહ ! તું કાંઈ જ નથી, ન તો તારૂં ઈસ્લામ જ સહીહ થયું જે બુન્યાદ છે. અને જેની ઉપર ઈમારત બંધાય છે. ન તો (તૌહીદ અને રિસાલત બાબત) તારી શહાદત સંપૂર્ણ થઈ. તુ કહે છે કે ' લાઈલાહ ઈલ્લલાહ' (ખુદા સિવાય કોઈ મઅબુદ નથી) પણ જુઠ કહે છે. કારણ કે મઅબુદોનોએક મોટો જથ્થો તારા દિલમાં મૌજુદ છે. પોતાના બાદશાહ અને મીરે મહોલ્લા (પટેલ) થી તારૂં ડરવું એ તારા મઅબુદ બનેલા છે.

તારો નફો અને નુકસાન અને આપવા અને રોકવામાં મખ્લુક પર નઝર પડવી તારા મઅબુદ બનેલા છે.

મખ્લુકમા ઘણાં લોકો છે જે પોતાના દિલથી એ વસ્તુઓ પર વિશ્વાસ કરી રહ્યા છે. અને દેખાવ કરે છે કે એમનો વિશ્વાસ ખુદા પર છે. તેમનું ખુદાને યાદ કરવું એક આદત છે અને તે પણ ઝબાનથી, દિલથી નહી અને જયારે તેની તપાસ કરવામાં આવે છે તો ભડકી ઉઠે છે અને કહે છે કે અમને શા માટે એમ કહેવામાં આવે છે.

શું અમે મુસલમાન નથી ?

કાલે (મરવા પછી) બધી પોલ ખુલી જશે અને છુપી બાબતો (અકીદાઓ) ખુલ્લી થઈ જશે. તારા પર અફસોસ જયારે તુ કંઈ કહે છે તો પોતાની વાતની હઠ કરે છે

'લા ઈલાહ' (કોઈ મઅબુદ નથી) સુંપૂર્ણ નકાર છે અને 'ઈલ્લલ્લાહ' (ખુદા સિવાય) સપૂંર્ણ હકાર છે મઅબુદિય્યત અલ્લાહને જ માટે છે. કોઈ બીજાને માટે નથી. તો જયારે પણ તારા દિલે અલ્લાહ અઝઝ વ જલ્લના સિવાય કોઈ વસ્તુ પર વિશ્વાસ કર્યો તો મઅબુદિય્યતને હક તઆલા માટે ખાસ કરવામાં તુ જુઠો બની ગયો અને તેજ તારો મઅબુદ બન્યો જેના પર તેં વિશ્વાસ કર્યો. (અલ્ફતુર્રબ્બાની મજલિસ ૧૫)

(૬) તે (ખુદા) જેના ઉપર ફઝલ કરે અને જેને ચાહે વિશાળ રોઝી આપે, સઘળી ભલાઈ તેના હાથમાં છે, દીન તેના હાથમાં છે. દુન્યા તેના હાથમાં છે, અને ઈઝઝત તથા ઝિલ્લત તેના હાથમાં છે. તેના સિવાય કોઈના હાથમાં કંઈ જ સત્તા નથી. બુદ્ધિશાળી તેજ છે જે તેના દરવાઝાને વળગી રહે અને બીજાના દરવાઝાથી મુખ ફેરવી લે. (આલ્ફત્હુરબ્બાની મજલિસ ૩)

(૭) હે મખ્લુકને ખુદાનો સાથી સમજનાર અને દિલથી તેમના તરફ ધ્યાન આપનાર મખ્લુકથી મુખ ફેરવી લે! કારણકે ન તો તેઓથી નુકસાન છે ન ફાયદો, ન તો અર્પણ કરવું છે. ન મહરૂમ કરવું છે ! પોતાના દિલમાં છુપાએલા શિર્ક સહિત તવ્હીદે હકનો દઅવેદાર ન બન, એનાથી તને કંઈ. મળશે નહી. (અલ્ફત્હુર્રબ્બાની મજલિસ ૩૮)

**હઝરત સૈયદ અહમદ કબીર રિફાઈ** (રહ.) ફરમાવે છે :-

(૧) ખુદા સિવાય અન્યોની તઅસીરને માનવું થોડું હોય કે વધારે. સંપૂર્ણ હોય કે એક ભાગ હોય શિર્ક છે. (રૂહે તસવ્વુફ)

(૨) અકલમંદ માણસ ! ખુદા સિવાય અન્ય સાથે દિલ લગાડી શું મેળવાશ ખુદા સિવાય બીજાની તઅસીરને માનવું થોડી અસર હોય કે વધારે, સંપૂર્ણ હોય કે એક ભાગ હોય શિર્ક છે. (અલ્બુન્યાનુલ મુશય્યદ)

(૩) ખુદા સિવાય બીજા પાસે ઈઝઝત માંગશે તો ઝલીલ થશે. (રૂહે તસવ્વુફ)

આ છે અહલે સુન્નતના અકીદાઓ, વારંવાર વાંચો અને વિચાર કરો, મવલાના ગંગોહી (રહ.)નો ફત્વો ફારસીમાં છે; હેન્ડબીલમાં જે ટ્રાન્સલેશન કરવામાં આવ્યું છે તે અધુરૂં અને ગુમરાહ કરનારૂં છે ફત્વાનો ખુલાસો આ છે કે દુરૂદે તાજની ફઝીલતો જે જાહિલોમાં પ્રખ્યાત છે તે તદ્દન બે અસલ અને પાયા વિનાની છે. હદીસથી સાબિત નથી. ફઝીલત અને સવાબની હદ આપ (સલ.)ના બયાન કરવા વગર જાણવું મુશ્કીલ છે. ખુદ દુરૂદે તાજ સેંકડો વર્ષ પછીની શોધ છે તો પછી તેના પઢવાના સવાબની હદ કોણે અને કયારે બતાવી.

જે દુરૂદ શરીફના શબ્દો હદીસ શરીફથી સાબિત છે તેને તજી દઈ સુન્નત વિરૂદ્ધ (ગૈર મસ્નુન) શબ્દો ઉપર મોટા સવાબના વાયદાનો અકીદો રાખી તેનો વિર્દ (વઝીફો) ઝરૂરી કરી લેવો બિદઅત છે. વળી એમાં 'દાફિઈલ બલા' વિગેરે શબ્દોની નિસ્બત આપ (સલ.) તરફ કરવામાં આવી છે. જાહિલો હકીકી અને મજાઝી (જુઠી) નિસ્બતનો ફર્ક જાણતા નથી માટે તેમને પઢવાનું કહેવું તેમને શિર્ક માં સંડોવવા સમાન છે. ફકત મઝકુર લખાણ થી શીરીઅતના કયા હુકમની વિરૂદ્ધતા થાય છે તે સમજાતું નથી. દુરૂદે તાજ પઢવું ફર્ઝ, વાજિબ કે સુન્નત નથી તે પછી મસ્નુન (સુન્નત) દુરૂદને છોડી એને વળગી રહેવું અને તેને કુફ્ર અને ઈમાનની નિશાની બનાવી લેવી કયાંનો ઈન્સાફ છે.

ફુકહાએ ખુલાસો કર્યો છે કે મુસ્તહબને તેના દરજાથી વધારી દેવામાં આવે તો તે મકરૂહ થઈ જાય છે. (મજમઉલ બિહાર ભાગ ૨ પાનું ૨૪૪) અમુક ફુકહાએ જયારે તેમના ઝમાનામાં અય્યામે બીઝ(દર માસની ૧૩મી ૧૪મી અને ૧૫મી) ના રોઝાનો રિવાજ થઈ ગયો તો તેના મકરૂહ હોવાનો ફત્વો આપ્યો જેથી વાજિબ કરી લેવાની નૌબત આવે નહી હાંલાંકે એ રોઝા મુસ્તહબ છે, એના વિષે ઘણી હદીસો આવી છે. (મજાલિસુલ અબરાર મજલિસ ૫૦ પાનું-૨૯૯)એક અરબી કવિએ ખુબ ફરમાવ્યું છે કે

કદ નકરન્નાસુ હત્તા અહદસુ બિદઅતન
ફિદ્દીનિ બિર્રઅયિ લમ તબઅસ બિહિ-ર્રુસુલુ

અર્થ :- ખોતરી ખોતરીને લોકોએ પોતાના મત પ્રમાણે દીનમાં એવી બિદઅતો કાઢી લીધી છે જેને પયગમ્બર (સલ.) લાવ્યાં ન હતા.

હત્તા તખફફફુ બિદીનિલ્લાહિ અકસરૂહુમ
વફીલ્લઝી હમલુ મિન દીનિહી શુગુલું !

અર્થ :- છેવટે દીન લોકોની નઝરોમાં એક હાસ્યની ચીઝ બનીને રહી ગઈ. ખરી રીતે દીનમાં કરવાના ઘણાં કામો હતાં ? ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુસાફહા વખતે હાથ ચુમવા કેવું છે ?**

(૫૨૪) સવાલ :- કેટલાક લોકો મુસાફહો (મુલાકાત) કરી પોતાના હાથને ચુમો આપે છે એ જાઈઝ છે?

જવાબ :- એની કોઈ અસલ નથી. અભણતા નું પરિણામ છે અને મકરૂહ છે.(દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૫ પાનું ૩૩૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

**ઈદ-જુમ્અહના બીજા ખુત્બામાં હાથ ઉઠાવી આમીન કહેવું કેવું છે ?**

(૫૨૫) સવાલ :- જુમ્અહ તથા ઈદના બીજા ખુત્બામાં ખતીબ દુઆ કરે છે તે વખતે હાજરજનો હાથ ઉઠવી આમીન કહે છે. એનો શું હુકમ છે?

જવાબ :- એ વખતે હાથ ઉઠાવવા અથવા આમીન કહેવું મના છે. એમાં દેવબંદી કે રઝાખાની નો મતફેર પણ નથી મૌલ્વી અમજદ અલી લખે છે કે ખતીબે મુસલમાનો માટે દુઆ કરી તો સાંભળનારાઓ માટે હાથ ઉઠાવવા અથવા આમીન કહેવું મના છે. કરશે તો ગેનેહગાર થશે. (બહારે શરીઅત સાથે ભાગ ૪ પાનુ ૧૦૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

**નમાઝ પઢવા પછી મુસલ્લાનો ખુણો વાળી લેવો એ માન્યતા કેવી છે ?**

(૫૨૬) સવાલ :- નમાન પઢવા પછી મુસલ્લાનો એક ખુણો વાળી લેવો. નહી તો શયતાન તેના ઉપર નમાઝ પઢે છે. એ માન્યતા કેવી છે ?

જવાબ :- મઝકુર રિવાજની કંઈ અસલ નથી, અને એ માન્યતા ખોટી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

**આપ (સલ.)નું મુબારક નામ સાંભળી અંગુઠા ચુમવા વિષે.**

(૫૨૭) સવાલ :- જ્યારે પણ હુઝુર (સલ.)નું નામ લેવામાં આવે છે. ત્યારે અમે દિલથી દૂરુદ શરીફ પઢીએ છીએ. પણ અંગુઠા ચુમતા નથી. તેથી અહીયા મારા મુસ્લિમ બિરાદરોથી વહાબીના મહેણાં મળ્યા કરે છે અને મારા એક મિત્રે મને "હદયતુલ હરમૈન" નામની એક ગુજરાતી કિતાબ આપી છે. તેમાં હુઝુર (સલ.)નું નામ આવે ત્યારે અંગુઠા ચુમવા જોઈએ એવું બતાવે છે તે કિતાબના હવાલા નીચે આપવામાં આવ્યા છે.

દાખલો (૧) મુસ્નદુલ ફિરદૌસમાં હઝરત અબુબક્ર સિદ્દિક (રદિ.)ની હદીસમાં બયાન છે કે અઝાનમાં અશહદુ અન્ન મુહમ્મદ-રૅસુલુલ્લાહ સાંભળ્યું તો અમે બેઉ શહાદતની આંગળીના ટેરવાઓને ચુમ્યા અને આંખોએ લગાડયા.

દાખલો (૨) કિતાબ મદારિજુન્નુબવ્વહ અને ફતાવા જવાહિરમાં પણ આદમ (અલય.) એ ચૂમોદીધો છે વિગેરે હકીકત લખી છે.

દાખલો (૩) હઝરત ઈમામ હસન (રદી.)ની રિવાયતમાં છે કે જે આદમી અઝાનમાં હઝરતનું નામ સાંભળી બેઉ અંગુઠાઓને બોસો દઈ આંખો ઉપર મુકશે તો તે આંધળો નહી થાય અને તેની આંખોમાં કદી દર્દ થશે નહી. (નુરૂલ અય્નૈન)આ સિવાય પણ બીજા હવાલા કિતાબોમાં ટાંકેલા

હતા પણ આપ અનુભવી છો તેથી વધુ કિતાબોના હવાલા ટાંકયા નથી.

જવાબ :- આપ ઠીક કરી રહ્યાં છો. સુન્નત તરીકો એજ છે. આપ (સલ.)નું મુબારક નામ લઈ અથવા સાંભળી દુરૂદ શરીફ પઢવાની ફઝીલત અને તાકીદ સહીહ હદીસોમાં આવેલી છે.

આપ (સલ.) ફરમાવે છે કે. મોટો બખીલ તે છે જેની સામે મારૂં ઝિક્ર કરવામાં આવે અને તે મારા ઉપર દુરૂદ નહી પઢે (મિશ્કાત શરીફ પાનું ૮૭) અને ફરમાવ્યું છે કે નાશ પામે તે માણસ કે જેની સામે મારૂં ઝિક્ર અને તે મારા ઉપર દુરૂદ નહી પઢે. (મિશ્કાત શરીફ પાનું૮૬)

નોટ :- એક મજલિસમાં ઘણી વખત આપ (સલ.) નું મુબારક નામ લેવા અથવા સાંભળવામાં આવે તો એ વિષે ફત્વો એ છે કે એક વખત દુરૂદ શરીફ પઢવું વાજિબ છે. પછી મુસ્તહબ છે. પરંતુ અંગુઠા ચુમવાની કંઈ સાબિતી નથી. એ બિદઅતીઓની શોધ છે. એનાથી બચવું ઝરૂરી છે. આપ (સલ.)નું ફરમાન છે કે જે કોઈ એવું કામ કરે જેની પાસે અમારૂં ફરમાન ન હોય તો તે કામ મરદુદ છે.(મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનુ ૭૭) એટલા જ માટે ઈબ્ને ઊમર (રદિ.)ની સામે જયારે એક માણસે છીંક ખાઈને **અલ્હમ્દુલિલ્લાહ**ની સાથે **વસ્સલામુ અલા રસુલિલ્લાહ**ને વધારો કર્યો તો ઈબ્ને ઉમર (રદિ.)એ આ વધારો નાપસંદ કરી ફરમાવ્યું કે આવી રીતે રસુલે ખુદા (સલ.) એ અમને તઅલીમ આપી નથી, અમને તો માત્ર છીંક ખાઈ અલ્હમ્દુલિલ્લાહિ અલા કુલ્લિ હાલ કહેવાનું સીખવાડયું છે. (તિર્મિઝી શરીફ ભાગ ૨ પાનું ૯૮)

માત્ર અઝાન વખતે જયારે મુઅઝ્ઝિન બીજી વાર '' અશ્હદુ અન્ન મુહમ્મદર્રસુલુલ્લાહ'' કહે ત્યારે બેઉ હાથના અંગુઠાના નખ આંખ પર મુકવાનું અમુક આલિમોએ ઝઈફ રિવાયતોના આધારે લખ્યું છે તે પણ આંખની બીમારીના અમલ અને ઈલાજનન તોર પર છે. નહી કે ઈબાદત અને આપ (સલ.)ની ખાસ તઅઝીમના તોર પર. (મકાસિદે હસાનહ.)

હવે લોકો હઝરત (સલ.)ની ખાસ તઅઝીમ અને દીન તથા સુન્નતે મકસુદહ સમજી કરે છે. અને નહી કરનાર સાથે લેવું વહાબી વિગેરેના મહેણાં મારે છે. માટે એ પણ મકરૂહ અને મના છે.

અમુક અમલો ફી નફસિહી જાઈઝ બલ્કે મુસ્તહબ હોય છે. પરંતુ તેની હૈસિયત બદલાઈ જવાથી અથવા બદલાઈ જવાનો સંભવ હોવાથી છોડી દેવા લાયક હોય છે. (એઅતિસામ ભાગ ૨ પાનું ૯૨)

જુઓ નેકીના કામોમાં સીધી બાજુથી શરૂઆત કરવી મુસ્તહબ છે. પરંતુ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદી.)એ તેમના સમયમાં એની ઘણી કાળજી જોઈ વાજિબ સમજી લેવાના ભયથી મકરૂહ હોવાનું ફરમાવ્યું. (ફત્હુલ બારી શર્હે સહીહ બુખારી ભાગ ૨ પાનું ૨૮૧)

ફિકહનો પણ સર્વમાન્ય નિયમ અને કાયદો છે કે મુસ્તહબને જયાર તેના દરજજાથી વધારી દેવામાં આવે તો તે મકરૂહ થઈ જાય છે. (મજમઉલ બિહાર ભાગ ૨ પાનું ૨૪૪) કેટલાક ફુકહા એ તેમના સમયમાં અય્યામે બીઝ (૧૩-૧૪-૧૫ ચાંદ)ના રોઝાનો આમ રિવાજ બની જતાં એને ઝરૂરી માની લેવાના ભયથી મકરૂહ હોવાનો ફત્વો આપ્યો છે. હાલાંકે અય્યામે બીઝના રોઝા મુસ્તહબ છે. એની ફઝીલતમાં ઘણી હદીસો આવી છે. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૫૦ પાનું ૨૯૯) અગર કોઈની નિય્યત અને માન્યતા ખોટી ન હોય છતાં બીજાઓના ફસાદી અકીદાના ભય અને બિદઅતીઓની મુશાબહત (મળતાપણું)ના લીધે મના કરવામાં આવશે, કારણ કે એ બિદઅતીઓનો એક શિઆર (નિશાની) બની ગયો છે.

હઝરત ઈમામ ગઝાલી (રહ.) વિગેરે ફરમાવે છે કે જયારે કોઈ મસ્નુન (સુન્નત) અમલ બિદઅતીઓની નિશાની અને ખાસ અલામત બની જાય તો અમે તેમાં તેમની સાથે સરખા બની જવાના ભયથી તેને પણ છોડી દેવાનો હુકમ આપીશું. (અહયાઉલ ઉલુમ ભાગ-૨ પાનું-૧૫૩)

આપે જે હદીસો ટાંકી છે એ વિષે હું કંઈ કહું તેના બદલે મૌલાના અહમદ રઝાખાન સાહબ બરેલ્વીની તહકીક અને ખુલાસો રજુ કરવો બેહતર છે. જેથી તે આપના તથા આપના મિત્રો માટે વધુ સંતોષકારક થઈ પડશે, મૌલાના બરેલ્વી સાહબના ફત્વાનો ખાસ મુદ્દાનો વિષય નીચે મુજબ છે.

**મસ્અલો** :- મોટે ભાગે અલ્લાહની મખ્લૂકનો તરીકો છે કે અઝાન અને ફાતિહા ખ્વાની એટલે ખતમ પઢતી વખતે અંગુઠા ચુમે છે એને આલિમો પણ દુરૂસ્ત બતાવે છે અને હદીસ શરીફથી સાબિત કરે છે એ કથન દુરૂસ્ત છે કે નહી ?

**અલ્જવાબ** :- અઝાનમાં નામે પાક સાહિબે લવ્લાક (સલ.) સાંભળી અંગુઠાના નખ ચુમી આંખો ઉપર મુકવું **કોઈ સહીહ મરફુઅ હદીસથી સાબિત નથી. એના વિષે જે કંઈ રિવાયત કરવામાં આવે છે તે એઅતેરાઝથી ખાલી નથી માટે જે એના વિષે એવો સુબૂત માને અથવા એને સુન્નત અને ઝરૂરી સમજે અથવા ન કરવાને ધમકી અને મલામતને લાયક કહે તે બેશક ગલ્તી ઉપર છે. હા, અમુક ઝઈફ અને મજરૂહ (અનિશ્ચિત) હદીસોમાં ચુમવાનું** આવેલું છે અને કેટલીક ફિક્હની કિતાબોમાં જેમકે જામિઉ-ર્રૂમૂઝ વિગેરેમાં અંગુઠા ચુમવાને મુસ્તહબ પણ લખી દીધું છે. પણ સાચી વાત એમાં એટલી જ છે કે કોઈ આંખની રોશનીના વધારાની ઉમ્મીદથી મશાઈખોના અમલ જાણી અથવા મઝકુર કિતાબોના મરતબાનો ખ્યાલ રાખી અને આવેલ તરગીબ ઉપર નઝર કરી એની સુન્નિય્યત અને હદીસના સહીહ હોવા તથા નહી કરવાને બુરૂં સમજવાની માન્યતા રાખ્યા વિના તેને અમલમાં લાવે તો એ કામ અને માન્યતાની રીતે તેના ઉપર કોઈ પણ પકડ પણ નથી અને ફાતિહા ખ્વાની વખતે આ કામ (અંગુઠા ચુમવા)નું વર્ણન કોઈ પણ કિતાબમાં જોવામાં આવ્યું નથી. ફકીર (મૌલાના અહમદ રઝાખાન સાહબ)ના નઝદીક અહીંયા વધુ ઉત્તમ અને અતિ સત્ય મઝહબની રૂએ ઘણે ભાગે નહી કરવું (નહી ચુમવું) એ ઘણું યોગ્ય અને વધુ ઠીક હોવું જોઈએ. (અબર્રૂલ મકાલ ફી ઈસ્તિહસાનિ કુબ્લતિલ ઈજલાલ પાનું ૧૦ થી ૧૨)

**મઝકુર ફત્વાનો ખુલાસો.**

મૌલાના અહમદ રઝાખાન સાહબના નઝદીક અઝાન સિવાય ફાતિહા ખ્વાની વિગેરે બીજા મૌકાઓ પર અંગુઠા ચુમવાનો કોઈ પણ કિતાબમાં સુબૂત નથી. માટે તેઓ માને છે કે નહી ચુમવું જ વધુ યોગ્ય છે. અઝાન વખતે પણ સહીહ હદીસથી સાબિત માનતા નથી અને ચુમવાને સુન્નત અને હદીસને સહીહ કહેનારને, તેમજ ન ચુમવાને બુરૂં માનનારને ગલ્તી પર માને છે. માત્ર આંખની રોશની માટેનો અમલ સમજે છે. સુન્નત તરીકો માનતા નથી. અઝાન વખતે ચુમવા વિષેની હદીસોને ઝઈફ અને મજરૂહ (અનિશ્ચિત) માને છે. નીચેની શરતો સાથે જ ચુમવાની રઝા આપે છે.

(૧) સુન્ન્ત હોવાનો અકીદો રાખે નહી.

(૨) આ વિષે જે હદીસ આવી છે તેને સહીહ સમજે નહી.

(૩) નહી ચુમવાને બુરૂં માને નહી, વિગેરે વિગેરે, આ છે મસ્અલાની સત્ય હકીક્ત, જેને સુન્ની, વહાબી બલ્કે ઈસ્લામ અને કુફ્રની નિશાની બનાવી લેવાઈ છે. અફસોસ !

બહુત શોર સુનતે થે પેહલુમેં દિલકા,
જો ચીરા તો એક કત્રએ ખુન ન નિકલા

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સ્ત્રીઓનું મઝાર પર જવું,**

(૫૨૮) સવાલ :- સ્ત્રીઓને કબરોની ઝિયારત માટે જવાને ઉલમાએ દેવબંદ શા માટે ના પાડે છે ? જો કે મર્દોને ઈજાઝત આપે છે ? પરંતુ ખાસ ઉર્સના સમયે ઝિયારત માટે જવા મના

કરે છે. એનું શું કારણ ?

જવાબ :- સ્ત્રીઓને મઝારો પર જવાની મનાઈનું કારણ અને મર્દોને ખાસ ઉર્સના સમયે નહી જવાની હિદાયતનું કારણ એ એઅતિકાદી અને અમલી ખરાબી છે. જેને વિગતવાર ન વર્ણવતા રઝાખાની જમાઅતના એક પ્રખ્યાત આલિમ મૌલ્વી હકીમ મુહમ્મદ હશમત અલી સાહબ સુન્ની, હનફી, કાદિરી, બરેલ્વીનો ફત્વો તેમની કિતાબમાંથી અત્રે રજુ કરૂં છું જેનાથી સંતોષ થવા ઉપરાંત ઉલમાએ દેવબંદ વિષે જે ગેર સમજ અને બદગુમાની ઉત્પન્ન કરવામાં આવી છે તે અમુક અંશે દુર થઈ જશે. ફત્વો નીચે મુજબ છે.

સવાલ :- ઔરતોનું કબરો ઉપર જવું અને મર્દોનું સફર કરી કબરો પર જવું જેમકે પીરાને કલિયર અને અજમેર વિગેરે કેમ છે ?

જવાબ :- ખરી વાત એ છે કે કબરોની ઝિયારત મર્દો તથા ઔરતો બન્નેવ માટે જાઈઝ બલ્કે મન્દૂબ અને મુસ્તહબ છે. નુરૂલ ઈઝાહમાં છે કે કબરોની ઝિયારત કરવું મર્દો અને ઔરતો માટે મુસ્તહબ છે. **પરંતુ આ ઝમાનામાં ઔરતોનું કબરોની ઝિયારત માટે જવું મકરૂહ બલ્કે હરામ છે.** (શર્હે બુખારી) આગળ મર્દો વિષે લખે છે કે ખુદ હુઝુર (સલ.)ના અમલથી કબરોની ઝિયારત સાબિત છે કે આપ જન્નતુલ બકીઅમાં પધારી દુઆ કરતા હતા. પરંતુ બેહતર એ છે કે પીરાને કલિયર અને અજમેર વિગેરેની ઝિયારત માટે મેળા પછી જવું જોઈએ. કારણકે મેળાઓમાં બિદઅતો અને નાજાઈઝ કામો મોટા ભાગે થાય છે. અને આમ લોકો પોતાના નફસ ઉપર તેનાથી બચવાનો કાબુ રાખતા નથી અને અવલિયાએ કિરામના દરબારમાં ગુનાહનો ઈરતિકાબ વધુ સખ્ત છે. (મજમઉલ મસાઈલ ભાગ ૧ પાનું ૧૧૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**બેઉ હાથે મુસાફહો (મુલાકાત) કરવો બિદઅત છે ?**

(૫૨૯) સવાલ :- ઝૈદ કહે છે કે બન્નેવ હાથે મુસાફહો કરવો બિદઅત છે. શું એ બરાબર છે?

જવાબ :- હદીસ શરીફમાં છે કે સહાબી બયાન કરે છે કે મારો હાથ આપ (સલ.)ના બન્નેવ હાથોમાં હતો. આથી સાબિત થાય છે કે બેઉ હાથોથી મુસાફહો કરવો સુન્નત છે. બિદઅત નથી. જે વાત હદીસથી સાબિત હોય તેને બિદઅત કહેવું ખોટું છે. ફક્ત ખુદાપાક વધુ જાણનારછે.

**આપ (સલ.)ના મુબારક નામ સાથે સય્યિદના શબ્દ બોલવો કેવું છે ?**

(૫૩૦) સવાલ :- આપ (સલ.)ના નામ મુબારક સાથે સય્યિદના શબ્દ બોલવો બિદઅત છે કે નહીં ?

જવાબ :- હદીસ શરીફમાં છે કે "અન સય્યિદુ વુલ્દિ આદમ વ લા ફખ્ર" માટે સય્યિદના શબ્દ બોલ્વો બિદઅત નથી. હદીસથી સાબિત છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુર્દાઓની રૂહો વિષે**

(૫૩૧) સવાલ :- નીચે જણાવેલી બે વિશ્વાસપાત્ર કિતાબોમાં એક વિષયને અમે જુદી જુદી રીતે વર્ણવેલો જોયો છે. તો અમારે કઈ વાત પર માન્યતા અને વિશ્વાસ રાખવો જોઈએ અને એમાંની કઈ વાત વિશ્વાસપાત્ર છે ? તે કિતાબોના હવાલા સહિત તફસીલથી જણાવશો.

બેહિશ્તી ઝેવર ભાગ ૬ના કોઈના મરવા પછી પાળવામાં આવે છે તે રિવાજોના બયાનમાં પેજ ૫૫ પર નીચે મુજબની ઈબારત લખેલી છે.

'કેટલાક લોકો એમ સમજે છે કે મઝકુર દહાડાઓમાં અને જુમેરાતના દિવસે તથા શબેબરાત વિગેરેમાં મુર્દાઓની રૂહો ઘરોમાં આવે છે. એ વાતની શરીઅતમાં કોઈ દલીલ નથી. (જેનું બયાન ઉપર પણ થઈ ગયું) અને તેઓને આવવાની ઝરૂરત શી ? કેમકે જે કંઈ સવાબ મુર્દાઓને મોકલવામાં

આવે છે તે સવાબ તેઓને તેઓના મુકામે જ પહોંચી જાય છે. પછી તેને શી ઝરૂર પડી કે ઘેર-ઘેર ભટકતો ફરે ? વળી એ પણ યાદ રાખવું કે જો તે મુર્દુ નેક અને જન્નતી છે તો એવી આરામ આસાઈશની જગ્યા છોડીને તે આવશે જ કેમ ? અને જો તે બુરૂં અને દોઝખી છે તો ફરિશ્તા તેને છોડશે જ કેમ ? કે અઝાબથી છુટીને ફરે. મતલબ કે એ વાત તદ્દન બેપાયા માલમ પડે છે. જો કોઈ એવી બિનપાયાદાર કિતાબમાં જુઓ તો એવો અકીદો રાખશો નહી. જે કિતાબોને આલિમો વિશ્વાસપાત્ર ગણે નહી તેઓના ઉપર તમે ભરોસો રાખશો નહી.

આ તો બેહિશ્તી ઝેવરની વાત થઈ. હવે મૌલાના મોહંમદ ઈસા સાહબની કિતાબ 'નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર' (ગુજરાતી)ના ૨૦૬ પેજ પર આ પ્રમાણેની એક હદીસ છે કે :-

હઝરત અબુ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું મારી ઉમ્મત માટે તોહફો મોકલો. મેં પૂછયું યા રસૂલુલ્લાહ (સલ.) શું તોહફો મોકલીએ ? આપે ફરમાવ્યું મુઅમિનીનની રૂહો જુમ્અહની રાત્રે આસ્માનથી દુન્યા તરફ આવે છે અને પોતાના મકાનની સામે ઉભી રહીને દરેક રૂહ ગમગીન અવાઝે પુકારે છે.

આગળ જતાં ૨૦૭ પેજ લખ્યું છે કે આ હદીસને શેખ ઈબ્નુલ હસને પોતાની કિતાબમાં રિવાયત કરી છે (બીજો હવાલો નથી) તો પુછવાનું એ કે અમે મઝકુર બાબતોમાંથી કઈ બાબત પર અકીદો રાખીએ તેનો ખુલાસો કરશો.

જવાબ :- રૂહ આવી શકે છે અને આવે છે. બનાવો અને નઝરે દીઠેલા પ્રસંગો આ વાતની સત્યતા પુરવાર કરે છે. ( કિતાબુ-ર્રૂહ પાનું ૧૭૩) પરંતુ રૂહોનું આવવું તેના કબ્ઝામાં નથી. ખુદાના હુકમ ઉપર આધાર રાખે છે. આ માન્યતા રાખવી સહીહ નથી કે દરેક રૂહ દર જુમેરાતે કે જુમ્અહની રાતે પોત-પોતાના ઘેર નકકી આવે છે અને ખેરાતની માંગણી કરે છે અને ખેરાત નહી આપનારને બદ્દુઆ દે છે, અને મરવા પછી દરરોઝ એક મહીના સુધી ઘરના ફેરા ખાય છે. (જેમકે દકાઈકુલ અખ્બાર પાના ૧૮ ઉપર રિવાયત કરી છે) કારણકે મઝકુર બાબતો સહીહ હદીસથી સાબિત નથી. નુરૂસ્સુદૂરમાં જે રિવાયતો નકલ કરવામાં આવી છે તે સહીહ નથી. ઝઈફ છે. ઝઈફ રિવાયતો અમલની ફઝીલતો અને શોખ ઉત્પન્ન કરવા તેમ જ ડરાવવાની બાબતોમાં મોઅતબર ગણાય છે. અકીદા માટે ઝઈફ રિવાયત દલીલ બની શકતી નથી. બેહિશ્તી ઝેવરમાં ઘણું કરીને ઉપરોક્ત અકીદાનો ઈન્કાર છે. ખુદાપાક જે રૂહને જયારે અને જયાંની ઈજાઝત આપે ત્યારે અને તે સ્થળે જઈ શકે છે. એનો ઈન્કાર નથી. હઝરત મૌલાના થાનવી (રહ.)નો એ વિષયમાં એક ફત્વો નકલ કરવામાં આવે છે તેને ધ્યાનપૂર્વક વાંચશો. સવાલ કરનાર પુછે છે;

સવાલ :- ફતાવા રશીદિયહ ભાગ ૨ પાનું ૯૮ ઉપર એક સવાલના જવાબમાં ફરમાવે છે કે મુર્દાઓની રૂહો જુમ્આની રાત્રે પોત-પોતાના ઘેર નથી આવતી. આવવાની રિવાયત ગલત પરંતુ એના વિરૂધ્ધ નુરૂસ્સુદૂર પાનું ૧૬૯ ઉપર અબૂ હુરૈરહ (રદિ.) ની રિવાયતથી બયાન ફરમાવે છે કે જેની મતલબ એ છે કે જુમ્અહની રાત્રે મુઅમિનોની રૂહો પોત-પોતાના મકાનોની સામે ઉભી રહી પુકારે છે કે અમને કંઈ આપો અને દરેક રૂહ હઝાર મરદો અને ઔરતોને પુકારે છે કે આ હદીસને શેખ ઈબ્નુલ હસન બિન અલીએ પોતાની કિતાબમાં રિવાયત કરી છે. હવે અર્ઝ એ છે કે સહીહ બાબત શરીયત અનુસાર શું છે ?

મવ્લાના થાનવી (રહ.)નો જવાબ નીચે મુજબ છે.

જવાબ :- અવ્વલ તો ઈસકી સનદ કાબિલે તહકીક હે. દુસરે બર તકદીરે સુબૂત મુકય્યદ હે ઈઝનકે સાથી, ઔર હુકમે નફી દઅવએ ઉમૂમકે તકદીર પર હે. પસ દોનોં (ફતાવા રશીદિય્યહ ઔર નુરૂસ્સુદૂરકી ઈબારત) મેં તઆરૂઝ નહી.(ઈમ્દાદુલ ફતાવા ભાગ ૧ પાનું ૫૧૪ મત્બૂઅહ કરાંચી)

અર્થાત :- પ્રથમ તો એની સનદ તપાસ માંગી લે છે. બીજું કે એની સાબિતી ઈજાઝત પર અવલંબિત છે. અને ઈન્કારનો હુકમ આમ દઅવાના કારણે છે એટલે બેઉમાં વિરોધાભાસ નથી. બેહિશ્તી ઝેવરમાં જે બાબતની વિરૂધ્ધતા કરવામાં આવી છે એ અકીદાની સુધારણા ખાતર છે. અકીદાની દુરૂસ્તી મુકદ્દમ અને ઝરૂરી છે. અકીદો અમલોની જડ છે. અને જેવી રીતે પોતાના અકીદા અને દીનની હિફાઝત ઝરૂરી છે તેવી જ રીતે બીજા મુસ્લિમ ભાઈઓના અકીદા અને દીનની હિફાઝત પણ ઝરૂરી છે. ફુકહા (રહ.) લખે છે કે વિત્રની નમાઝ તથા જુમ્અહના દિવસે ફજરની નમાઝ અને જુમ્અહની નમાઝમાં જે સુરતો આપ (સલ.) મોટે ભાગે પઢતા હતા તેને પણ હમેશ માટે ઝરૂરી કરી લેવું અને તે જ પઢયા કરવું મકરૂહ છે. અને તે બે રીતે મકરૂહ છે.

(૧) શરીઅતને બદલવું (૨) ઈહામે જાહિલ એટલે પઢનાર એને ઝરૂરી સમજતો હોય તો શરીઅતના હુકમને બદલી નાંખવાના લીધે મકરૂહ છે કે શરીઅતે જેને ઝરૂરી ઠેરવ્યું નહી તેને પોતે ઝરૂરી ઠેરવી શરીઅતમાં એક પ્રકારની દખલ અંદાઝી કરી અને એ શરીઅતની નઝરમાં ભારે ગુનોહ છે.

અગર પઢનાર ઝરૂરી નહી સમજે બલ્કે મુસ્તહબ સમજે છતાં હમેશ માટે પઢવાની ઈજાઝત નથી. મકરૂહ છે, કારણકે હમેશ પઢતા જોઈ આમ લોકો સુન્નતે મકસૂદહ અથવા વાજિબ માની લેશે. (શામી ભાગ ૧ પાનું ૫૦૮)

કોઈ નવી નેઅમતની ખબર સાંભળી શુક્રનો સિજદો કરવો હદીસથી સાબિત છે. પરંતુ આમ લોકો એને સુન્નતે મકસૂદહ સમજી લેશે. એવા ભયને લીધે આપણાં ઈમામે અઅઝમ અબુ હનીફા (રહ.) એને મકરૂહ ફરમાવે છે. (શામી ભાગ ૧ પાનું ૭૩૧)(શર્હે સિફરૂ-સ્સઆદત પાનું ૧૫૯)

મગ્રિબની અઝાન અને તકબીર વચ્ચે બે રકઅત નફિલ નમાઝ પઢવું હદીસથી સાબિત છે. પણ ઈમામે અઅઝમ (રહ.) મકરૂહ ફર્માવે છે. એનું કારણ પણ આમ લોકો ઝરૂરી સમજી લેશે એ ભય છે. હદીસમાં પણ મકરૂહ હોવાનું એ કારણ બતાવવામાં આવ્યું છે. (બુખારી શરીફ પારા ૩૦ ભાગ ૨ પાનું ૧૦૯૫)

આમ લોકો ખાસ કરીને સ્ત્રીઓની માન્યતા હોય છે કે રૂહો આ દિવસોએ જુમ્આહ અને જુમેરાત, શબે બરાત, શબે મેઅરાજ, શબે કદ્ર અને ઈદ વિગેરેમાં ઝરૂર આવે છે. જેથી ઈસાલે સવાબ માટે એ દિવસોની રાહ જોયા કરે છે. પરંતુ ખરી રીતે મુર્દુ એક ડુબનારની જેમ મદદનું મોહતાજ હોય છે. બને તેમ જલ્દી પોતાની હૈસિયત મુજબ સુન્નત પ્રમાણે ઈસાલે સવાબ કરી અને સવાબ પહોંચાડી તકલીફથી છુટકારો અપાવવો જોઈએ. મુરદાઓની રૂહો આવી આજિઝી કરે, રડે અને ખૈરાતની ભીખ માંગે ત્યારે આના, બે આનાની રેવડી અથવા આના, બે આનાના કેળાંની કાતરીઓ અથવા બે ચાર આનાનું ખજૂર છોકરાઓને વહેંચીએ એનાથી ભારે બેમુરૂવ્વતી બીજી કઈ હશે ? આવી એઅતેકાદી અને અમલી ખરાબીની સુધારણા ખાતર બેહિશ્તી ઝેવરમાં ભાર દેવામાં આવ્યો છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મય્યિતને ત્યાં ચોકકસ તારીખે ખાવાની દઅવત કરવા બાબત.**

(૫૩૨) સવાલ :- એક મુસલમાન મરણ પામવાથી તેના વાલીઓ એક તારીખ નકકી કરી પોતાના સગાસંબંધી તેમજ ગરીબ ગુરબાને ખાણું પકાવી ખવડાવી શકે છે કે કેમ ? આવું ખાણું લિલ્લાહ ખવડાવવા માટે પકાવ્યું છે તેમાં ગરીબ, અમીર સૌ ખાઈ શકે કે નહી ? અથવા અમીરો માટે અલગ અને ગરીબો માટે અલગ પકાવવું પડશે ? તારીખ નકકી કરવાનું મૂળ કારણ આ છે કે દુર-દુરથી સગાસંબંધી તેમજ મિત્રો વારા ફરતી આવ્યા કરે છે , ઘર ધણી જે મહેનત કરી રોઝી કમાવાવાળો છે તેને આમ કરવામાં વધુ ખર્ચ આવ્યા કરે છે. જેથી કોઈ પણ રિવાજ વિના મેહમાન તરીકે તઅઝિયત માટે બોલાવી લે છે. જેથી હમેશ માટે છુટા પગે ધંધો કરતા

ફાવે. તેથી જ આમ કરવું પડે છે. અને કેટલીક જગ્યાએ મરણના કાગળો નથી લખતા તો સગાઈ પણ તુટી જાય, તેથી લાચારીએ લખવું પડે છે. એવું લખવામાં શરીઅતનો કાંઈ વાંધો છે કે કેમ?

જવાબ :- મય્યિતવાળાઓ ખાસ સગાવહાલાં, દોસ્ત, અહબાબ વિગેરેને મય્યિતના સમાચાર આપી મગફિરતની દુઆ અને ઈસાલે સવાબ માટે ભલામણ કરે અને તેઓ કંઈ પઢી ખૈર ખૈરાત કરી સવાબ પહોંચાડે અને મગફિરતની દુઆ કરે. તથા કાગળથી અથવા ઝાતે આવી મય્યિતવાળાઓની તઅઝિયત કરે તો એ જાઈઝ અને મુસ્તહબ છે, મના નથી. પરંતુ ગામે ગામે દઅવત આપી તઅઝિયત માટે એક તારીખે એકઠાં કરવું અને ખાવું કરી મય્યિતનો "દહાડો" મનાવવાનો રિવાજ જાઈઝ નથી, મના છે. મઝકુર રિવાજ પરધર્મીઓના બારમા વિગેરેની નકલ છે.

હદીસ શરીફમાં છે કે "કુન્ના નરલ ઈજતિમાઅ ઈલા અહલિલ મય્યિતિ વ સુન્અ ત્તઆમિ મિનન્નયાહતિ."

અર્થાત :- અમે (સહાબહ) મય્યિતવાળાને ત્યાં એકત્ર થવા અને તેઓના ખાણાંનો એહતિમામ કરવાને 'નયાહત' (મય્યિત ઉપર વિલાપ કરવા તેમજ રડવા રડાવવાની જાહિલિય્યતની રસમ) સમજતા હતા. એટલા જ માટે ફુકહાએ કિરામ (રહ.) ગમીની દઅવતને નાજાઈઝ લખે છે.

(૧) ફકીર હાફિઝુદ્દીન ઈબ્ને શિહાબ કરદરી (રહ.) (વફાત હી. સ. ૮૨૭) ફરમાવે છે કે "વ યકરહુ ઈત્તિખાઝુઝઝ ઝિયાફતિ ફી અય્યામિલ મુસીબતિ લિઅન્નહુ અય્યામુ ગમ્મિન ફલા યલીહુ ફીહા મા યખ્તસ્સુ બિઈઝહારિ-સ્સરૂરિ." (ફતાવા બઝઝાઝિયહ ભાગ ૩ મઅ ફતાવા હિન્દિયહ જી. ૬ સફા ૩૯૭)

એટલે મુસીબતના દિવસોમાં દઅવત કરવી મકરૂહ છે. કારણકે એ ગમના દિવસો કહેવાય છે, જે કામો ખુશી ઝાહિર કરવા માટે હોય છે તે આ ગમીના દિવસોમાં લાયક નથી. એ જ પ્રમાણે ઈમામ તાહિર બુખારી (રહ.) (વફાત ૫૪૨ હિજરી) ખુલાસતુલ ફતાવા (ભાગ ૪ પાનું ૩૪૨)માં અને ઈમામે કબીર સુલ્તાનુશ્શરીઅહ ફખરૂદ્દીન અવજન્દી (રહ.) વફાત ૨૯૨ હિજરી, (ફતાવા કાઝીખાન ભાગ ૪ પાનું ૭૮૧)માં અને ફકીહ સિરાજુદ્દીન (રહ.) (ફતાવા સિરાજિયહ પાનું ૭૫)માં અને અલ્લામહ ઈબ્ને નજીમ મિસરી (રહ.) વફાત ૯૬૯ હિજરી, (બહરૂર્રાઈક ભાગ ૨ પાનું ૧૯૨)માં તથા (ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૩૪૪)માં પણ લખ્યું છે.

(૨) અને ફતાવા બઝઝાઝિયહમાં છે કે **"વયુકરહુ ઈત્તિખાઝુ-ત્તઆમિ ફિલ યવમિલ અવ્વલિ વસ્સાલિસિ વ વઅદલ ઉસ્બુઈ."** (ભાગ ૧ પાનું ૮૧) અને મય્યિતવાળા ઘેર ખાસ પહેલા દિવસે અને ત્રીજા દિવસે અને અઠવાડિયા પછી ખાણું તૈયાર કરવાનો રિવાજ મકરૂહ છે. એવી જ રીતે મુલ્લા અલી કારી (રહ.) વફાત ૧૦૧૪ હિજરી મિરકાતુલ મફાતીહ (ભાગ-૫ પાનું-૪૯૨)માં અને ફકીહ સય્યિદ અહમદ (રહ.) વફાત ૧૨૪૩ હિજરી તહતાવી અલા મરાકિલ ફલાહ (પાનું ૩૬૦)માં તથા અલ્લામહ સય્યિદ ઈબ્ને આબિદીન (રહ.) વફાત ૧૨૫૨ હિજરી (ભાગ ૧ પાનું ૮૪૨)માં ફરમાવે છે.

(૩) અને ફકીહ અલ્લામહ શુરૂમ્બુલાલી (રહ.) વફાત ૧૦૬૯ હિજરી લખે છે કે :- **વ તુકરહુઝ-ઝિયાફતુ મિન અહલિલ મય્યિતિ લિઅન્નહા શુરિઅત ફિસ્સુરૂરિ લા ફિશ્શુરૂર વહિય બિદઅતુન મુસ્તકબહતુન.** (મરાકિલ ફલાહ ૧૨૦) એટલે મય્યિતવાળાઓએ ખાણાંની દઅવત આપવી મકરૂહ છે. કેમકે શરીઅતે ઝિયાફત ખુશીના પ્રસંગે રાખી છે. નહી કે ગમીના પ્રસંગે, અને એ ખરાબ બિદઅત છે.

(૪) અને ઈમામ નવવી શારિહે મુસ્લિમ (રહ.) શર્હે મિન્હાજ માં લખે છે કે

વ ઈસ્આમુ- ત્તઆમિ ફિલ અય્યામલિ મખ્સુસાતિ કસ્સાલિસિ વલ્ખામિસિ વત્તાસિઈ વલ્આશિરિ

વલ્ઈશ્રીન વલ્અરબઈન વશશહરિ-સ્સાદિસિ વસ્સનતિ બિદઅતુન.

એટલે ખાસ ખાસ દિવસોમાં ખાણું ખવડાવવાનો રિવાજ જેમકે ત્રીજા દિવસે અને પાંચમાં દિવસે અને નવમા દિવસે અને વીસમાના દિવસ અને ચાલીસમાના દિવસે તથા છ મહીને અને વરસી પર એ બધું બિદઅત છે. અને શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.) વફાત ૧૦૫૨ હિજરી શર્હે સિફરૂ-સ્સઆદત (પાનું ૨૭૩)માં મઝકુર રિવાજને બેઅસલ બતાવે છે અને ફકીહ કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.) (વફાત ૧૨૨૫ હિજરી) વસિય્યતનામામાં લખે છે કે :- વ બઅદે મુર્દને મન રૂસૂમે દુન્યવી મિસ્લે દહુમ વ બિસ્તુમ વ ચહલ્લુમ વ શશ્માહી વ બરસી હેચ ન કુનન્દ. (વસિય્યતનામા મઅ માલાબુદ્દ મિન્હુ પાનું-૧૬૦)

એટલે ''મારા મરણ પછી દુન્યવી રિવાજો જેમકે દસમું, વીસમુ, ચાલીસમું, છમાઈ, તથા વરસી કંઈ પણ કરવામાં આવે નહીં.'' અને રઝાખાની મૌલ્વી જનાબ અબુલ ઉલા અમ્જદઅલી સાહબ અઅઝમી રઝવી, સુન્ની, હનફી, કાદરી, બરકાતી બહારે શરીઅતમાં લખે છે કે '' મય્યિતકે ઘરવાલે તીજહ વગૈરહકે દીન દઅવત કરેં તો નાજાઈઝ વ બિદઅતે કબીહ હય કે દઅવત તો ખુશીકે વકત મશરૂઅ હે ન કે ગમીકે વકત. ઔર અગર ફુકરાકો ખિલાએં તો બેહતર હે.
(ભાગ-૪ પાનું-૧૫૯)

ખૈર ખૈરાતના સાચા હકદારો ગરીબો અને મોહતાજો છે. માલદારોને ઈસાલે સવાબના ખાણામાં શરીક કરવું ગરીબોનો હક મારવા અને જાહિલિય્યતના રિવાજને ટેકો આપવા સમાન છે.

રિવાજ ની પાબંદી વગર અને તારીખ તથા દિવસને નકકી કરવાને ઝરૂરી સમજ્યા વિના કોઈ પણ તારીખે અને દિવસે ગરીબો અને મોહતાજોને ખવડાવી મદદ કરી ઈસાલે સવાબ કરી શકાય છે. મના નથી. મૌતના પહેલા દિવસથી જ પોતાની હેસિયત પ્રમાણે ખૈર ખૈરાત કરી દે. (મય્યિતે છોડેલા માલમાંથી કરે તો સગીર વારિસોના હિસ્સામાંથી કરે નહીં તેમજ બાલિગ હાઝિર અને ગૈર હાઝિર વારિસોના ભાગમાંથી તેમની રઝા વિના ખૈર ખૈરાત કરવું જાઈઝ નથી.) ખાસ કરી મય્યિતના નમાઝ, રોઝા કઝા થયા હોય તો તેનો ફિદયો અદા કરવાની કોશીશ કરે. હદીસમાં છે કે કબરમાં મય્યિતની હાલત એવી હોય છે જેવી કે ડુબનાર મદદના ઉમ્મીદવારની હોય છે. દુઆની રાહ જુએ છે કે બાપ, માં ભાઈ અથવા મિત્રના તરફથી તેને પહોંચે. જયારે દુઆ અને સવાબ પહોંચે છે તો તે તેની નઝદીક દુન્યાની બધી વસ્તુઓ કરતાં ઘણી વહાલી હોય છે (મિશ્કાત પાનું-૨૦૬) માટે જેમ બને તેમ તાકીદે લિવજહિલ્લાહ અને સુન્નત તરીકા મુજબ ઈસાલે સવાબ કરે, જે કામને દેખાવ તથા નામવરી માટે અથવા લોકોના મહેણાં ટોણાથી બચવા ખાતર તથા બાપદાદાનો રિવાજ કાયમ રાખવાના હેતુથી કરવામાં આવે છે તે થતાં નથી અને તેનો સવાબ મુર્દાને પહોંચતો નથી. અમલ મકબુલ થવા માટે બે શરતો છે. (૧) માત્ર અલ્લાહ માટે હોય (૨) સવાબ (સુન્નત પ્રમાણે) હોય. આ બન્ને શરતોમાંથી એક પણ ન હોય તો અમલ મકબુલ થતો નથી. ફુઝૈલ ઈબ્ને અયાઝ (રહ.) વફાત ૧૮૭ હિજરી આયતે કરીમહ લિયબ્લુવકુમ અય્યુકુમ અહસનુ અમલાની તફસીરમાં ફરમાવે છે કે અલ્અમલુ ઈઝા કાન ખાલિસન વલમ યકુન સવાબન લયં કબલ વ ઈઝા કાન સવાબન વ લંય્યુકુન ખાલિસન લંય્યુકબલ હત્તા યકુન ખાલિસન વ સવાબન. (આલઅબુદિય્યહ ઈબ્ને તૈમિયહ પાનું-૧૯)

એટલે ''જે અમલ ખાલિસ હોય પણ સવાબ ન હોય તો તે મકબુલ નથી અને જે અમલ સવાબ હોય પણ ખાલિસ ન હોય તે પણ મકબુલ નથી. અમલ તે જ મકબુલ હોય છે કે જે ખાલિસ હોય અને સવાબ પણ હોય.''

ખાલિસ તે છે કે જે માત્ર અલ્લાહ માટે જ કરવામાં આવ્યો હોય અને સવાબ તે છે કે જે સુન્નત પ્રમાણે હોય.

તારીખ નકકી કરવાની જે મસ્લિહતો વર્ણવવામાં આવી છે તે શરીઅતના હુકમના મુકાબલામાં લક્ષ આપવા પાત્ર નથી. વળી એ મસ્લિહતો બીમાર પુરસી વખતે પણ કરી શકાય છે તો બીમાર પુરસી માટે પણ તઅઝિયતની જેમ એક દિવસ નકકી કરી સગાવહાલાં તથા દોસ્ત બિરાદરોને દઅવત આપી બોલાવી લેવા જોઈએ કે ઘડી-ઘડીની મુસીબત અને તકલીફથી છુટકારો મળી જાય અને ધંધા વિગેરેનું નુકસાન થાય નહી. જે મુસીબતો અને પરેશાનીઓ પેશ આવી રહી રહી છે તે માત્ર મનઘડત રિવાજોની પાબંદીના લીધે છે શરીઅતના હુકમ અને સુન્નતે નબવીની તાબેદારીમાં જ રાહત છે. ખુદાપાક સૌ કોઈને દુન્યવી વાહિયાત રિવાજો છોડાવી સુન્નત તરીકાની તાબેદારીની તૌફીક આપે આમીન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઉર્સની ઈસ્લામમાં શું હૈસિયત છે?

(૫૩૩) સવાલઃ- બુઝુર્ગોને દીનની ખાનકાહો અને મઝારો ઉપર વર્ષ દરમિયાન એક નકકી તારીખે અથવા વફાતના દિવસે ઉર્સના નામથી વરસી કરવા અને મેળો ભરવામાં આવે છે તો શું એ ઈસ્લામી તઅલીમ અનુસાર અને શરઈચીઝ છે.?

જવાબઃ- કબરોની ઝિયારત મસ્નુન છે. ખાનકાહો અને મઝારો ઉપર ઈબ્રત કિંવા ધડો લેવા હાજરી આપવી, મગફિરતની દુઆ કરવી, ફાતિહાખ્વાની અને કુર્આને શરીફ વિગેરે પઢી બખ્શવું, તેમજ ખૈર ખૈરાત કરી સવાબ પહોંચાડવો, આ બધું જાઈઝ છે. મના નથી. પરંતુ રિવાજી ઉર્સ જે વફાતની તારીખ જ નકકી કરી, ઝરૂરી અને શરઈ હુકમ સમજી દર વરસે મેળારૂપે ઉજવણી કરવામાં આવે છે એ જાઈઝ નથી. આપ (સલ.) અને સહાબા (રદિ.)ના મુબારક યુગમાં એનો એક પણ દાખલો મળી શકે એમ નથી. એ તો અહલે કિતાબના રીત રિવાજ છે. જો એ ઈસ્લામી રિવાજ હોત તો સૌ પ્રથમ સહાબા (રદિ.) આપ (સલ.)નો ઉર્સ ઉજવત. પછી બીજા પયગમ્બરો અને ખુલફાએ રાશિદીનનો ઉર્સ થાત. હુઝુરે અકરમ (સલ.)નો ઈર્શાદ છે.

'વલા તજઅલુ કબરી ઈદન' (મિશ્કાત પાનું ૮૬)

અર્થાતઃ- 'મારી કબરને ઈદગાહ બનાવશો નહી! એટલે ઈદમાં જેવી રીતે લોકો એક નકકી તારીખે એકત્ર થાય છે અને ખુશી ઉજવે છે. એવી રીતે મારી કબર ઉપર ભેગા થશો નહી

ઈદમાં આ ત્રણ વસ્તુઓ મુખ્યત્વે હોય છે.

(૧) તારીખ નકકી કરવી (૨) મેળાવડો, (૩) આનંદ, એટલે હદીસની રૂએ કબરો ઉપર એક નકકી તારીખે એક મેળાવડો કરવાની અને વિધીસર આનંદ માણવાની મનાઈ સાબિત થઈ ગઈ, માટે જ મજકુર હદીસની શર્હ કરતાં મુહદ્દિસ અલ્લામહ મુહમ્મદ તાહિર (રહ.)એ ફરમાવ્યું છે કે હદીસનો ભાવાર્થ એ છે કે કબરની ઝિયારત માટે ઈદ પેઠે એકત્ર થવું નહી, કારણ કે ઈદનો દિવસ તો ખેલ અને ખુશીનો છે. અને કબરની ઝિયારત બાબત તો એનાથી જુદી જ છે. કબર ઉપર મેળો કરવાનો રિવાજ અહલે કિતાબનો છે જેને લઈ તેમના દિલો કઠણ થઈ ગયાં. (મજમઉ બિહારિલ અન્વાર ભાગ ૨ પાનું ૪૪૫)

એટલા જ માટે આપ (સલ.)ની કબરની ઝિયારત માટે દિવસ કે તારીખ નકકી નથી. વર્ષ દરમિયાન કેટલાય ઝિયારતના ચાહકો ગમે તે તારીખે આવતા રહે છે જ્યારે આપ (સલ.)ના રવઝએ અત્હર ઉપરઉર્સ અને મેળારૂપે મેળાવડો થતો નથી તો અન્ય બુઝુર્ગોના મઝારો ઉપર કેમ કરી જાઈઝ થઈ શકે? એટલા માટે બુઝુર્ગોને દીન, મુહદ્દિસીન અને ફુકહાએ કિરામ (રહ.) એ સ્પષ્ટ શબ્દોમાં રિવાજી ઉર્સોને નાજાઈઝ બતાવ્યા છે. હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)ના શાગિર્દ હઝરત મિરઝા મઝહર જાનજાનાં (રહ.)ના ખાસ ખલીફા અને બયકહીએ વકત હઝરત કાઝી સનાઉલ્લાહ નકશબંદી પાનીપતી (રહ.) તફસીરે મઝહરીમાં ફરમાવે છે.

'લા યજુઝુ મા યફઅલુહુલ જુહહાલુ બિકુબુરિલ અવલિયાઈ વશ્શુહદાઈ મિનસ્સુજુદિ વત્તવાફિ હવ્લહા વઈત્તિખાઝુ-સ્સુરૂજિ વલમસાજિદિ ઈલયહા વમિનલ ઈજતિમાઈ બઅદલ હવલિ કલ્અય્યદિ વ યુસમ્મુનહુ ઉર્સન.'

અર્થાતઃ- જાહિલ લોકો વલિયો અને શહીદો (રહ.)ની કબરોની સાથે જે વર્તણુંક કરે છે જેમ કે કબરોને સિજદો કરવો, તેનો તવાફ કરવો. તેના ઉપર દીવાબત્તી કરવી, તેમની તરફ મસ્જીદો બનાવવી અને દર વરસે મેળા પેઠે ત્યાં એકત્ર થવું જેને ઉર્સ કહેવામાં આવે છે. મઝકુર બધી બાબતો નાજાઈઝ છે. (તફસીરે મઝહરી ભાગ ૨ પાનું ૬૫)

અને હઝરત શાહ મુહમ્મદ ઈસ્હાક મુહદ્દિસ (રહ.) ફરમાવે છે કેઃ-

'મુકર્રર સાખ્તને રોઝે ઉર્સ જાઈઝ નેસ્ત

એટલે ઉર્સનો દિવસ નકકી કરવો જાઈઝ નથી. (મસાઈલે અરબઈન પાનું ૪૨)

અને મજાલિસુલ અબરારમાં છે કે, આપ (સલ.)એ કબરને ઈદ બનાવવાની મનાઈ કરી છે. છતાં લોકો માનતા નથી અને ઉર્સ કરે છે. અને ત્યાં ઈદ પેઠ એકત્ર થાય છે બલ્કે તેનાથી પણ વધારે એની કાળજી રાખવામાં આવે છે. હકીકત એ છે કે આ લોકો આપ (સલ.) ના ફરમાનનું ઉલ્લંઘન કરી રહ્યા છે અને બેહકાવનારા ગુમરાહ લોકોની સ્થિતિ એટલી હદે પહોંચી ગઈ છે કે તેઓએ કબરોની હજ ઠેરવી લીધી છે. (મજલિસ ૧૭ પાનું ૧૧૮)

અને ફરમાવે છેઃ- બીજી ખરાબી કબરોને ઈદ બનાવવાની છે જેમ કે મુશ્રિકીને અહલે કિતાબ પોતાના પયગમ્બરો અને બુઝુર્ગોની કબરોને ઈદ બનાવતા હતા. તેઓ ઝિયારત માટે એકત્ર થઈ નિર્લજ્જ વાતો અને ખુશીઓમાં પ્રવૃત રહેતા હતા, આપ (સલ.)એ પોતાની ઉમ્મતને એની મનાઈ કરી દીધી. (મજલિસ ૧૭ પાનું ૧૨૦)

ઉપરોકત સઘળી કિતાબો અને તેના કર્તાઓને બરેલ્વી આલિમો પણ વિશ્વાસપાત્ર અને મઝહબી પેશ્વા માને છે.

બીજુ એ કે રિવાજી ઉર્સોની એઅતિકાદી ખરાબી ઉપરાંત, અમલી દુષણ એટલી હદે પહોંચી ગયું છે કે બરેલ્વી ઉલમા પણ ઉર્સમાં નહી જવાનો ફત્વો આપવા લાચાર થઈ ગયા છે. જુઓ મૌલ્વી હકીમ મુહમ્મદ હશ્મતઅલી સાહબ ઉર્સ બાબત એક સવાલનો જવાબ આપતાં ફરમાવે છે.

પરંતુ બેહતર એ છે કે પીરાને કલિયર અને અજમેર વિગેરેની ઝિયારત માટે ઉર્સ પછી જવું જોઈએ, કારણ કે મેળાઓમાં બિદઅતો અને નાજાઈઝ કામો વધુ ભાગે હોય છે અને આમ લોકો પોતાના નફસ ઉપર તેનાથી બચવાનો કાબુ રાખતા નથી અને અવલિયાએ કિરામના દરબારમાં ગુનોહ કરવું વધું સખ્ત છે. (મજમઉલ મસાઈલ ભાગ ૧ પાનું ૧૧૦)ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુસાફહો સુન્નત કયારે અને બિદઅત કયારે?

(૫૩૪) સવાલઃ- મુસાફહો કઈ સુરતમાં સુન્નત છે અને કઈ સુરતમાં બિદઅત છે? તે વિગતવાર સમજાવશો.

જવાબઃ- મુસાફહો (હસ્તમેળાપ) હદીસથી સાબિત છે અને તેની મોટી ફઝીલત આવી છે. આપ (સલ.)નું ફરમાન છે કે નથી એવા બે મુસલમાનો કે મળે અને મુસાફહો કરે પણ તેમના છુટા થવા પહેલાં તેમની બક્ષીસ થઈ જાય છે. (તિર્મિઝી શરીફ ભાગ ૨ પાનું ૯૭)

માટે મસ્નુન છે કે એક મુસલમાન બીજા મુસલમાન સાથે મળે તો પ્રથમ સલામ કરે પછી મુસાફહો કરે. હદીસ શરીફમાં છે કે મુસાફહો સલામનો તકમિલો અને તતિમ્મો છે. કિવા મુસાફહાથી સલામ કામિલ (પૂરી) થાય છે. (તિર્મિઝી શરીફ ભાગ ૨ પાનું ૯૭)

આથી સાબિત થાય છે કે મુસાફહો બહામ મુસલમાનોની મુલાકાત (મેળાપ) વખતે સલામ પછી મશરૂઅ અને મસ્નુન છે કારણ કે મુસાફહો સલામનો તકમિલો છે તો સલામ પછી હોવો જોઈએ.

શારિહે મિશ્કાત મુલ્લા અલી કારી (રહ.) લખે છે કે બેશક મશરૂઅ મુસાફહાનો મહલ (મોકો-જગ્યા) શરૂ મુલાકાત (મેળાપ)નો મોકો છે. લોકો મુસાફહા વગર મળે છધ. લાંબો ટાઈમ વાતો કરે છે. ઈલ્મી વાતો થાય છે પછી જયારે તેઓ નમાઝ પઢે છે તો મુસાફહો કરવા લાગી જાય છે. આ કયાંની સુન્નત છે? એટલા માટે અમુક ઉલમાએ તો ચોખ્ખી રીતે લખી દીધું છે કે આ તરીકો મકરૂહ છે અને મઝમુમ બિદઅત છે. (મિર્કાત શર્હે મિશ્કાત ભાગ ૪ પાનું ૫૭૫)

મજાલિસુલ અબરારમાં છે "વ અમ્મલ મુસાફહતુ ફ સુન્નતુન ઈન્દત્તલાકિ."

અર્થાતઃ- અને મુસાફહો તો મુલાકાત વખત સુન્નત છે. કારણકે હઝરત બર્રાઅ (રદી.)થી રિવાયત છે કે આપ (સલ.) એ ફરમાવ્યું કે નથી કોઈ બે મુસલમાનો કે તેઓ મળે અને મુસાફહો કરે પણ બન્ને જુદા થવા પહેલાં બખ્શાઈ જાય છે. (મજલિસ ૮૪ પાનું ૪૯૨)

શરૂ મેળાપ અને સલામ સિવાયના પ્રસંગનો મુસાફહો જેમ કે ફજર, નમાઝે અસર, નમાઝે જુમ્અહ અને નમાઝે ઈદ વિગેરેનો મુસાફહો જે નમાઝ પછીના મુસાફહા તરીકે મસ્નુન સમજીને કરવામાં આવે છે બેઅસલ છે. આપ (સલ.) અને આપના સહાબા (રદિ.)ના અમલથી સાબિત નથી. જેથી એના માટે નમાઝ પછીની તખ્સીસ બિદઅત અને મકરૂહ છે.

શામીમાં છેઃ- અર્થાતઃ- કિતાબ તબ્યીનુલ મહારિમ અને મુલતકતમાં છે કે નમાઝ પછી મુસાફહાનો દસ્તુર મકરૂહ છે. કારણ કે સહાબા (રદિ.) નમાઝ પછી મુસાફહો કરતા ન હતા અને રવાફિઝનો તરીકો છે. અને ઈબ્ને હજર શાફેઈ (રહ.) ફરમાવે છે આજે પાંચે વખતની નમાઝ પછી લોકો મુસાફહો કરે છે તે બિદઅતે મકરૂહહ છે.

શરીઅતે મુહમ્મદિયહમાં એની કંઈ અસિલયત નથી. એ કરનારને પ્રથમ બતાવી દેવાય કે એ બિદઅત છે. નહી માને તો તમ્બીહ કરવામાં આવે, અને ઈબ્નુલ હાજ માલિકી (રહ.) મુદખલમાં લખે છે કે ઈમામ (સરદાર)ને જોઈએ કે લોકોએ નમાઝે ફજર અને નમાઝે જુમ્અહ અને નમાઝે અસર પછી મુસાફહો ઈજાદ કર્યો છે. બલ્કે અમુક લોકો વધારીને પાંચેવ નમાઝો પછી મુસાફહો કરવા લાગ્યા છે તેમને રોકે કારણ કે એ બિદઅત છે. શરીઅતમાં મુસાફહાનો મૌકો ફકત પોતાના મુસ્લિમ ભાઈની સાથે મેળાપ વખતે છે. નહી કે નમાઝો પછી! માટે શરીઅતે મુસાફહાની જે જગ્યા ઠેરવી છે તે જ જગ્યાએ તેને રાખવું જોઈએ અને ખિલાફે સુન્નત કરનારને રોકવું અને ડાંટવું જોઈએ. (શામી ભાગ ૫ પાનું ૩૩૬)

મજાલિસુલ અબરારમાં પણ મઝકુર વિગત મૌજુદ છે. વધુમાં લખ્યું છે કેઃ-

વ અમ્મા ફી ગૈરિ હાલતિલ મુલાકાતિ મિસ્લ કવનિહા અકીબ સ્સલાતિલ જુમ્અતિ વલ ઈદય્નિ કમા હુવલ આદતુ ફી ઝમાનિના ફલ હદીસુ સાકિતુન અન્હુ ફયબ્કા બિલા દલીલિન.

અર્થાતઃ- અને મુલાકાતના મૌકા સિવાય જેમકે આ ઝમાનામાં જુમ્અહ અને ઈદૈનની નમાઝ બાદ મુસાફહાનો રિવાજ છે. એ તરીકો હદીસથી સાબિત નથી. બે અસલ છે. (મજાલસુલ અબરાર મજલિસ ૫૦ પાનું ૨૯૮)

છતાં અમુક ફુકહા (રહ.) સલાહ આપે છે કે અગર કોઈ મુસલમાન બે મૌકા મુસાફહા માટે હાથ લંબાવે તો હાથ ખેંચી લઈ તેની દિલશિકની અને બદગુમાનીના બાઈસ નહીં બને. (મિર્કાત શર્હે મિશ્કાત ભાગ ૪ પાનું ૫૭૫)

મૌકેસર મસ્અલાથી વાકિફ કરી દેવામાં આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**બુઝુર્ગોને દીનના મઝારો પર તબ્લા, સારંગી સહિત કવ્વાલી હરામ છે.**

(૫૩૫) સવાલઃ- શાદીની મજલિસોમાં અને મુખ્યત્વે બુઝુર્ગોને દીન (રહ.) ના મઝારો ઉપર તબ્લા, સારંગી સહિત કવ્વાલી થાય છે. અને લોકો એને સવાબનું કાર્ય સમજે છે એનો શું હુકમ છે?

જવાબઃ- કવ્વાલી, તબ્લા, સારંગી વિગેરે સદંતર હરામ છે. મુસ્નદે ઈબ્ને અબિદ દુન્યામાં રિવાયત છે કે આપ (સલ.)એ ફરમાવ્યું કેઃ- એક કૌમ આ ઉમ્મતમાંથી આખિર ઝમાનામાં વાંદરા અને સુવ્વર બની જશે. સહાબા (રદિ.)એ અર્ઝ કરી, યા રસૂલુલ્લાહ! શું તેઓ લાઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુ-ર્રસુલુલ્લાહને નહી માનતા હશે? આપ (સલ.)એ ફરમાવ્યુ કેમ નહી?

તો પછી આ સઝાનું શું કારણ? સહાબએ કિરામે વિનંતી કરી આપ (સલ.) એ જવાબમાં ફરમાવ્યું, તેઓ વાજા (વગાડવાનો) અને ગાન તાનનો ધંધો લઈ બેસશે. ઉપરાંત ફર્માવ્યુંઃ- "ઈસ્તિમાઉલ મલાહી મઅસિયતુન, વલ્જુલૂસુ અલય્હા ફિસ્કુન, વત્તલઝ્ઝુઝુ ફીહા કુફ્રુન!"

અર્થાતઃ- વાજિંત્રોનો સુર સાંભળવો ગુનોહ છે. ત્યાં બેસવું ફિસ્ક અને નાફરમાની છે. અને તેનાથી લઝ્ઝત પ્રાપ્ત કરવું કુફ્ર છે. (નિસાબુલ એહતિસાબ પ્રકરણ ૫૨, પાનું ૧૦૩,) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૫ પાનું ૩૦૬)

ઈબ્ને માજહમાં હદીસ નકલ કરવામાં આવી છે કે સફવાન ઈબ્ને ઉમય્યહ (રદિ.)એ ફરમાવ્યું છે, અમે (સહાબાની જમાઅત) આપ (સલ.)ની ખિદમતમાં હાઝિર હતા, એટલામાં અમ્ર બિન કુર્રહ નામનો એક ગવય્યો આવ્યો અને તેણે કહ્યું યા રસુલલ્લાહ! મને ખુદાએ બદનસીબ બનાવ્યો છે, દફ વગાડી પેટ ભરૂં છું, એ વિના બીજો ધંધો મળતો નથી, માટે મને બિભત્સ અને અણછાજતી વસ્તુઓ સિવાયના ગાયનો ગાવાની રજા આપો! આપ (સલ.)એ ફરમાવ્યું. ન તો હું તેની એની રજા આપીશ, ન તો તને મહબ્બતની નઝરે જોઈશ. હે ખુદાના દુશ્મન ! તું જુઠ કહે છે (કે ખુદાએ તારૂં નસીબ ખરાબ બનાવ્યું છે.) ખુદાએ તો તને હલાલ છોડી હરામ ધારણ કરી. જો આ અગાઉ મેં તને મનાઈ કરી હોત તો ઝરૂર તને સઝા આપત. ઉઠ મારી પાસેથી દૂર થા, તૌબહ કર અને સાંભળી લે! જો હવેથી આ કામ કર્યું જેને હું મના કરી ચુકયો છું તો તને સખ્ત માર મારીશ અને એની સઝારૂપ તારૂં સિર મુંડાવી નાંખીશ, તેમજ તારા ઘર વાળાઓ પાસે ઘર બહાર કાઢી મુકાવી તારો સરસામાન મદીનાના નવજવાનો પાસે લુંટાવી દઈશ.

આ સાંભળી અમ્ર ઉઠયો, તેનું એવું અપમાન થયું કે ખુદા જ બેહતર જાણે છે.

જ્યારે તે રવાના થયો તો આપ (સલ.)એ ફરમાવ્યું આ લોકો ગુનેહગાર અને નાફરમાન છે. એઓ પૈકી જે તૌબહ વિના મરશે તેને હશ્રના મૈદાનમાં ઝિલ્લતપૂર્વક ઉઠાવવામાં આવશે. એક ચીથડું પણ શરીર ઉપર હશે નહીં. ઉભા થશે તો ગબડી પડશે. (પાનું ૧૯૧) તબ્લા, સારંગી વિના માત્ર મોજ મઝા ખાતર મનેચ્છા પોષવા કવ્વાલી થાય છે. એ પણ નાજાઈઝ છે. એની સાથે સ્ત્રીઓની હાઝરી વિગેરે દૂષણો જેમ જેમ વધતાં જશે તેમ તેમ ગુનાહ અને ખુદાની લઅનત તથા ફિટકાર, ક્રોધ અને કહર વધતો જશે. (ખુદા બચાવે!)

મુસ્નદે ઈબ્ને અબિદ દુન્યા અને તબરાની વિગેરેમાં હઝરત ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.)એ ફરમાવ્યું. "કસમ છે તે ઝાતની જેણે મને દીને હક લઈ મોકલ્યો. પોતાનો અવાઝ જે કોઈ ગાવા માટે બુલંદ કરે છે, ખુદાપાક તેના ઉપર બે શય્તાનોની નિમણુંક કરી આપે છે. તેઓ તેના ખભા ઉપર બેસી તેના ચુપ રહેતાં સુધી તેની છાતીમાં લાતો મારતા રહે છે."

અને મિશ્કાત શરીફની હદીસ છે. **અલ્ગિનાઉ યુમ્બિતુન્નિફાક ફિલ્કલ્બિ કમા યુમ્બિતુ માઉઝ-ઝર્અ!**

અર્થાત :-રાગ દિલમાં નિફાક ઉત્પન્ન કરે છે જેમકે પાણીથી ખેતીનું ઉત્પાદન થાય છે. (મિશ્કાત પાનું ૪૧૧)

હઝરત ફુઝૈલ ઈબ્ને અયાઝ (રહ.) ફરમાવે છે, **અલ્ગિનાઉ રૂકબતુઝઝિના** એટલે રાગરાગણી ઝિનાનો મંત્ર છે. (તલ્બીસે ઈબ્લીસ ઈબ્ને જવ્ઝી પાનું ૩૩૮)

સુલૈમાન બિન અબ્દુલ મલિક (રહ.) ફરમાવે છે કે ઉંટ બિલબિલાવે છે તો ઉંટડી મસ્ત બની જાય છે, બકરો શેહવતના જોશમાં આવી અવાઝ કાઢે છે તો બકરી ગેલમાં આવી જાય છે, કબુતર ઘુરઘુરાટ કરે છે તો કબુતરી જોશમાં આવી જાય છે, અને પુરૂષ ગાય છે તો સ્ત્રી ખુશીમાં આવી જાય છે. આમ કહી આપે હુકમ આપ્યો તો ગાયક ખસ્સી કરી દેવામાં આવ્યો (તલ્બીસે ઈબ્લીસ પાનું ૩૪૪)

એક બુઝુર્ગનું કથન છે "ઈય્યાક વલ્ગિના ફઈન્નહુ યૂઝદુશ્શહવત વ યહદિમુલ મુરૂવ્વત."

અર્થાત :-રાગ ગાન-તાનથી બચો કારણ કે તે વાસના વધારે છે. અને ગૈરત નષ્ટ કરે છે એટલે જ કવ્વાલી વાસના પ્રેમીઓનો વ્યવસાય બની ગયો છે. **હઝરત ગૌસે અઅઝમ શાહ અબ્દુલ કાદિર** (રહ.) ફરમાવે છે રાગ રાગણીથી શેઅર પઢવા, ગઝલ ગાવી અને એવી વસ્તુઓ જે તબીઅતને ઉશ્કેરે, અથવા આશિક મઅશૂકના ગુણ ગાવા, સ્નેહ તથા પ્રેમ પ્રદર્શિત કરવો અને તેને મધુર કંઠ ગાવા તેમજ સાંભળવાથી માનવ હૃદયમાં જોશ તથા શોખ ઉત્પન્ન થાય છે, એ શોખ તેને હરામ તરફ દોરે છે,

જેથી કોઈ માણસ માટે આ પ્રકારનું ગાવું અને રાગ સાંભળવું જાઈઝ નથી જો કોઈ કહે કે હું ગાવું સાંભળવાથી અલ્લાહની યાદમાં આકર્ષણ અને ઉત્તેજન પામી પ્રગતી સાધું છું તો એ તદ્દન અસત્ય છે. કારણ કે શરીઅતે મનાઈના હુકમમાં કોઈ ભેદ રાખ્યો નથી. જો કોઈના માટે એ સાંભળવું જાઈઝ હોત તો આપ (સલ.) એના વધુ હકદાર હતા. (ગુન્યતુ-ત્તાલિબીન પાનું ૬૫)

**હઝરત ઈમામ અઅઝમ** (રહ.) રાગ સાંભળવાને ગુનોહ ઠેરવે છે. (તલ્બીસે ઈબ્લીસ પાનું ૩૩૭)

**હઝરત ઈમામ શાફેઈ** (રહ.) ફરમાવે છે હું ગાવું સાંભળવાને ખરાબ સમજું છું એ બિદઅત છે. એવી મજલિસોમાં ભાગ લેવો જોઈએ નહીં (૩૩૫)

**હઝરત ઈમામ માલિક** (રહ.) ફરમાવે છે આ કૃત્ય ફાસિકોનું છે.

ફુકહા (ર ) છેવટનો નિર્ણય આપતાં લખે છે કે "**સિમાઅ**"નો હેતુ રાગ સાંભળવું છે તો સાંભળી લો કે તે હરામ છે. એના વિષે ઉલમા એકમત છે. અને સુફીઓએ જાઈઝ કહ્યું છે તે તેઓ માટે છે જેઓ મનેચ્છાઓથી પાક છે અને તકવા, પરહેઝગારીના રંગમાં રંગાએલા છે તેઓ એના મોહતાજ છે જેમ કે દર્દી દવાનો મોહતાજ હોય છે. (બેચૈનીની હાલતમાં અને નિષ્ણાંત હકીમના અભિપ્રાયથી બીમાર માટે હરામ વસ્તુનો ઉપયોગ પણ જાઈઝ થઈ જાય છે.) અને તેના માટે પણ અમુક શર્તો છે.

(૧) નાની વયના બાળકો જેમની દાઢી નિકળી ન હોય તેઓ ત્યાં મૌજુદ ન હોય. (૨) હાઝર રહેનારાઓ સઘળા જ સુફી, મુત્તકી, પરહેઝગાર હોય, એક પણ ફાસિક, દુનિયાદાર તેમજ સ્ત્રી ત્યાં મૌજુદ ન હોય.

(૩) બોલનારની નિય્યત પણ નિખાલસ હોય, કાંઈ પણ લેવા ખાવાની દાનત ન રાખતો હોય વિગેરે વિ. શર્તો લખ્યા પછી ફત્વો આપે છે કે તાત્પર્ય એ છે કે આ ઝમાનામાં રાગ સાંભળવાની તદ્દન ઈજાઝત નથી. કારણ કે હઝરત જુનૈદ (રહ.) જેવા બુઝુર્ગ પોતાના મુબારક યુગમાં એનાથી તોબહ કરી ચુકયા છે. (ફતાવા ખય્રિય્યહ ભાગ ૨ પાનું ૧૭૯) (શામી ભાગ ૫ પાનું ૩૦૬)

શર્હે મુલ્તકામાં છે આપણા ઝમાનામાં તકલીદી સુફીઓ જે કાંઈ કરી રહ્યા છે હરામ છે, ત્યાં જવાનો વિચાર કરવો અને ત્યાં બેસવું જાઈઝ નથી. પહેલાંના સુફીઓ આવું કરતા ન હતા અને આપ (સલ.)નું શેઅર સાંભળવું, ગાવા તથા રાગ સાંભળવાના જાઈઝ હોવાની દલીલ બની શકે એમ નથી. (બન્નેવમાં આકાશ-પાતાળનો તફાવત છે.) (દુર્રે મુન્તકા મજમઉલ અન્હુર સહિત ભાગ ૨ પાનું ૫૫૧)

શરઈ દ્રષ્ટિએ લાચાર અને હાલ મસ્ત સુફીઓના અમલને દલીલ બનાવી લેવું ખોટું છે

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) એ વિષે ચેતવણી આપતાં ફરમાવે છે. તમે હાલમસ્ત આશિકોની વાતોને પકડી રાખો છો. જે કે એ બાબતો પ્રચારવાની ન હતી. લપેટીને અભરાઈએ મુકી દેવાની હતી. (તફહીમાત ભાગ ૧ પાનું ૨૧૫)

જ્યાં સુફિયાએ કિરામ અને ફુકહા (રહ.) વચ્ચે મતભેદ જણાય ત્યાં ફુકહાનો જ ફેસ્લો માનવો ઝરૂરી છે. હઝરત સય્યિદ અહમદ કબીર રિફાઈ (રહ.)નો ફેસ્લો છાતી પર લખી રાખવા લાયક છે.

આપ ફરમાવે છે :-બુઝર્ગો! તમે આ શું કહી રહયા છો કે હારિસ (રહ.)એ આમ ફરમાવ્યું છે. અબુ યઝીદ બુસ્તામી (રહ.)એ આમ કહયું છે. મન્સુર હલ્લાજ (રહ.)એ આ પ્રમાણે કહયું છે. આવું કહેતા પહેલાં એમ કહો કે ઈમામ શાફેઈ (રહ.)એ એમ કહયું. ઈમામ માલિક (રહ.)એ આમ કહયું. ઈમામ અહમદ (રહ.)એ આમ ફરમાવ્યું , ઈમામ અબુ હનીફા નુઅમાન(રહ.)એ આ ફરમાવ્યું છે. હારિસ (રહ.) અને ઈમામ અબૂ યઝીદ બુસ્તામી (રહ.)ના કથનો ન તો તમને ઘટાડી શકે છે, ન તો તમને વધારી શકે છે, અને ઈમામ શાફેઈ તેમજ ઈમામ માલિક (રહ.)ના ફરમાનો એક સફળ બંધારણ અને નિકટનો માર્ગ છે. (અલ્બુન્યાનુલ મુશય્યદ પાનું ૮૮)

રઝાખાની ભાઈઓના સંતોષ ખાતર કવ્વાલી વિષે મવ. અહમદ રઝાખાન સાહબના ફત્વો સવાલ-જવાબ સહિત અત્રે રજુ કરવામાં આવે છે.

સવાલ :- આજે હું જયારે આપની પાસેથી રૂખ્સત થયો અને મગ્રિબની નમાઝ માટે મસ્જિદમાં ગયો, મગ્રિબની નમાઝ પછી મારા એક મિત્રે કહયું કે ચાલો એક જગ્યાએ ઉર્સ છે, હું ગયો, ત્યાં જઈ શું જોઉ છું ? ઘણાં લોકો એકત્ર છે અને કવ્વાલી એવી રીતે થઈ રહી છે કે ઢોલ અને બે સારંગીઓ વાગી રહી છે. અને કેટલાક કવ્વાલો પીરાને પીર દસ્તગીરની શાનમાં શેઅરો બોલી રહયા છે અને ઢોલ સારંગીઓ વાગી રહી છે. આવા વાજાઓ શરીઅતમાં સદંતર હરામ છે. શું આ કૃત્યથી રસૂલુલ્લાહ (સલ.) અને અવ્લિયા અલ્લાહ ખુશ થતા હશે ? તેમજ આ જલ્સામાં ભાગ લેનારાઓ ગુનેહગાર થયા કે નહીં ? તેમજ આવી કવ્વાલી જાઈઝ છે કે નહી ? અને જાઈઝ છે તો કયા પ્રકારની ?

**અલ્જવાબ** :- આવી કવ્વાલી હરામ છે. એમાં સઘળા ભાગ લેનારાઓ ગુનેહગાર છે અને એમાં ભાગ લેનાર સર્વેનો ગુનોહ એવા ઉર્સના યોજકો ઉપર તેમજ કવ્વાલો ઉપર (પણ) છે. (અહકામે શરીઅત ભાગ ૧ પાનું ૩૩)

**ખાન સાહબનો બીજો ફત્વો**

સવાલ :- શું આ રિવાયત ખરી છે કે હઝરત મહબુબે ઈલાહી (રહ.) કબ્ર શરીફમાં ઉઘાડા માથે ઉભા ઉભા ગવય્યા ઉપર લઅનત ફરમાવી રહ્યા હતા ?

જવાબ :- આ બનાવ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) નો છે કે આપના મઝાર શરીફ ઉપર સિમાઅની મજલિસમાં કવ્વાલી થઈ રહી હતી. હમણાં તો લોકોએ ઘણી બાબતો પ્રચલિત કરી લીધી છે. નાચ વિગેરે પણ કરાવે છે. જો કે તે સમયે દરબારોમાં તબ્લા, સારંગી વિગેરે વાજિંત્રો પણ ન હતા. હઝરત સય્યિદ ઈબ્રાહીમ એરજી (રહ.) જે અમારા પીરી સિલસિલામાંથી

છે, મજલિસે સિમાઅની બહાર બિરાજેલા હતા, બુઝુર્ગો પૈકી એક સાહબ આપની પાસે આવ્યા અને અર્ઝ કરી કે મજલિસમાં પધારો! હઝરત સય્યિદ ઈબ્રાહીમ એરજી (રહ.) એ ફરમાવ્યું, સામે જાઓ, જો હઝરત (ખ્વાજા સાહબ) રાઝી હોય તો હું આવવા તૈયાર છું. તેમણે મઝારે અકદસ પાસે મુરાકબો કર્યો. જોયું કે, હઝરત (ખ્વાજા સાહબ) કબ્ર શરીફમાં પરેશાન છે અને કવ્વાલો તરફ ઈશારો કરી ફરમાવ્યું :- **ઈં બદબખ્તાં વકતે મારા પરેશાં કર્દહ અન્દ.**

અર્થાત :- આ બદબખ્ત લોકોએ મને પરેશાન કરી દીધો છે. તેઓ પાછા ફર્યા તો અર્ઝ કરવા પહેલાં (હઝરત સય્યિદ ઈબ્રાહીમ) કહેવા લાગ્યા આપે જોયું ? (મલ્ફુઝાત ભાગ-૧ પાનું ૯૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મય્યિતના સગાને ત્યાં ફાતિહા ખ્વાની માટે ભેગા થવું કેવું છે ?**

(૫૩૬) સવાલ :- શું ફરમાવે છે ઉલમાએ દીન વ મુફતિયાને શરએ મતીન કે અહી રિયુનિયનમાં હિન્દુસ્તાનના ગુજરાતી મુસ્લિમો લાંબા સમયથી વ્યાપાર અર્થે આવી વસવાટ કરે છે. અને હાલમાં કેટલાક મહીનાઓથી અહીં નવો રિવાજ ચાલુ થએલો છે કે ઈન્ડીયા અથવા સાઉથ આફ્રિકા યા તો મોરીસિયસ (કિંવા પરદેશ)થી ટેલીગ્રામ અગર પત્ર દ્વારા કોઈ ભાઈને પોતાના સગાના મરણની ખબર મળે ત્યારે તે ભાઈ મસ્જિદના મુઅઝ્ઝિન સાહબને કહે છે કે "દરેક દુકાને જઈ ખબર કરો કે ઝુહર અથવા અસરની નમાઝ બાદ મારે ત્યાં ફલાણા સગા, ફલાણી જગ્યાએ વફાત પામ્યા છે. માટે મારે ત્યાં ફાતિહા પઢવા આવજો."

પરિણામે લોકો તેમને ત્યાં ઠેરવેલા ટાઈમે એકત્ર થઈ તે ભાઈને ત્યાં ફાતિહા પઢવા જાય છે. જનારાઓ પૈકી કેટલાક ભાઈઓ દોસ્તની લાગણી રાખી ત્યાં જઈ ફાતિહા, દુઆએ મગ્ફિરત તેમજ તઅઝિયતના બે શબ્દો મર્હુમના સગાને કહી દિલાસો આપે છે. કેટલાક એવા પણ છે કે બધા જાય છે તો મારે પણ જવું જોઈએ. નહી જઈશ તો તે (જેને ત્યાં ફાતિહા છે) નારાઝ થઈ જશે અને કદાચ ચર્ચા પણ થશે કે ફલાણો આવ્યો નહીં.

માટે શરીઅતે મુતહહરહમાં એ વિષે શું હુકમ છે? શું રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક ઝમાનામાં આ પ્રથા હતી? અથવા સહાબએ કિરામ (રદિ.) એ ઉપર અમલ કરતા હતા વિગેરે દલીલો અને સનદો સહિત રહબરી ફરમાવી અહીંની મુસ્લિમ જમાઅતને આભારી કરશો.

જવાબ :- મય્યિતવાળાઓની તઅઝિયત કરવી એટલે તેને તસલ્લી અને દિલાસો આપવો, સબ્રની તલ્કીન અને તરગીબ આપવી; તેના અને તેની મય્યિતના હકમાં દુઆના શબ્દો કહેવા મસ્નૂન છે. અને એની ઘણી ફઝીલત આવી છે. હદીસ શરીફમાં છે કે જે માણસ કોઈ મુસીબતઝદહ (દુ:ખી)ની તઅઝિયત કરે ખુદાપાક તેને પણ તેટલો જ સવાબ આપે છે જેટલો કે મુસીબતઝદહને, (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૧૨૭) અને આપ (સલ.)એ ફરમાવ્યું છે કે જે માણસ એવી બાઈની તઅઝિયત કરે જેનો ફરઝંદ ગુઝરી ગયો હોય તો તેને જન્નતની ચાદર ઓઢાડવામાં આવશે. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૧૨૭)

બીજી એક હદીસમાં છે કે જે કોઈ પોતાના દીની ભાઈની મુસીબતમાં તઅઝિયત કરે તો ક્યામતના દિવસે ખુદાપાક તેને બુઝુર્ગીનો પોશાક પહેરાવશે. (ઈબ્ને માજહ પાનું ૧૧૬)

તઅઝિયત ત્રણ દિવસની અંદર અંદર કરી લેવી જોઈએ, પછી મકરૂહ છે. હા ! જેને ખબર ન હોય અથવા તઅઝિયત કરનાર યા મય્યિતવાળાઓ હાઝિર ન હોય તો ત્રણ દિવસ પછી પણ કરી શકાય છે. તઅઝિયત નાના મોટા બધાની કરવી જોઈએ. તઅઝિયત એકથી વધુ વાર કરવી મકરૂહ છે. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૧૬૭)

અગવડને લઈ અથવા દુર હોવાના કારણે રૂબરૂમાં નહી બની શકે તો પત્ર દ્વારા પણ

તઅઝિયત કરી શકાય છે. આપ (સલ.)એ હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદી.)ની તેમના પુત્રના વફાત વખતે કાગળથી તઅઝિયત ફર્માવી હતી. (હિસ્ને હસીન પાનું ૧૮૦)

તઅઝિયતના શબ્દો અને મઝમુન એક નકકી નથી. જુદા-જુદા આવ્યા છે. સબ્ર અને આશ્વાસન માટે તે મૌકા પર જે શબ્દ વધુ ફાયદાકારક અને અસરકારક થઈ પડે તેનો પણ ઉપયોગ કરી શકાય છે. બેહતર એ છે કે આ શબ્દો કહેવામાં આવે **"ઈન્ન લિલ્લાહિ મા અખઝ વલહુ મા અઅતા વ કુલ્લુન ઈન્દહુ બિઅજલિમ મુસમ્મા ફલ્તસ્બિર વલ્તહતસિબ.**

અર્થાત :- ખુદાનું જ છે જે કાંઈ તેણે લઈ લીધું અને તેનું જ છે જે કાંઈ આપ્યું અને સર્વે તેની પાસે એક ટાઈમ સાથે છે. (એટલે ઝિન્દગી મય્યિતની એટલી જ મુકર્રર હતી) માટે સબ્ર ધારણ કરો અને સવાબની ઉમ્મીદ રાખો. (મિશ્કાત શરીફ પાનું ૧૫૦)

આ શબ્દો પણ હદીસના છે **અઅઝમલ્લાહુ અજરક વ અહસન દઝ્ઝિઅક વ ગફર લિમય્યિતિક.**

અર્થાત્ :- ખુદાપાક તને ઘણો બહોળો અજર અતા ફરમાવે અને તારી ધીરજ ઠીક કરે, અને તારા મય્યિતને બખ્શી દે ! અગર મય્યિત ગૈર મુકલ્લફ (જેના પર શરીઅતના હુકમો લાગુ ન પડતા હોય) હોય તો છેલ્લો શબ્દ (વગફર લિમય્યિતિક તારા મય્યિતને બખ્શી દે) ન કહે (કબીરી પાનું ૫૬૫)

મુસ્લિમની તઅઝિયત તેના બિન મુસ્લિમ સગાની મૌત વખતે આ શબ્દોમાં કરવામાં આવે. **અઅઝમલ્લાહુ અજરક વ અહસન ઈઝ્ઝાઅક.**

અર્થાત :- ખુદાપાક તને ઘણો અજર આપે અને તારી ધીરજ ઠીક કરે.

અને બિન મસ્લિમની તઅઝિયતમાં તેના મુસ્લિમ સગાની વફાત સમયે આ શબ્દો કહેવામાં આવે. **અહસનલ્લાહુ ઈઝ્ઝાઅક વ ગફર લિ મય્યિતિક.**

અર્થાત :- ખુદાપાક તારી સહનશીલતા સારી બનાવે અને તારા મય્યિતને બખ્શી દે, અને જો બન્ને (જેની તઅઝિયત કરવી છે તે અને મરનાર) બિન મુસ્લિમ હોય તો આ શબ્દો કહે. **અખ્લફલ્લાહુ અલય્ક વલા નકસ અદદક.**

ખુદાપાક તને બદલો આપે અને તારા માણસો ઘટાડે નહીં. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૧૦૭)

હદીસે રસુલ (સલ.) અને ફુકહાના ફરમાનોની રોશનીમાં જોઈ લીધું હશે કે તઅઝિયત (માતમપુર્સી) માત્ર એક દુન્યવી રિવાજ નથી (કે ઈચ્છા મુજબ તેમાં વધારો ઘટાડો કરતા રહો) બલ્કે ખાસ ઈસ્લામી પ્રણાલિકા તેમજ ફઝીલત સવાબનું કામ હોય છે. એને અન્ય સવાબના અને ઈબાદતોના કામો પેઠે ઈસ્લામી તઅલીમ અને આપ (સલ.)ના સુન્નત તરીકા પ્રમાણે અમલમાં લાવવું ઝરૂરી છે, નહિં તર કબુલ થવાના બદલે રદ અને સવાબના બદલે અઝાબ અને ગુમરાહીનું કામ બની જશે.

હઝરત ઈમામ ગઝાલી (રહ.)નો ઈર્શાદ છે કે તમો કોઈ કામ શારેઅ (અલય.)ની હિદાયત વિના કરશો તો જો કે તે ઈબાદતના રૂપમાં હોય છતાં એ ઈબાદત નથી બલ્કે ગુનોહ છે.(મકતૂબ પાનું ૭)

હઝરત સુફયાન સૌરી (રહ.)ની આજ્ઞા છે કે કોઈ કથન અને અમલ તથા નિય્યત દુરૂસ્ત થઈ શકતી નથી જ્યાં લગી કે તે રસૂલે ખુદા (સલ.)ના તરીકા અનુસાર ન હોય.

(તલ્બીસે ઈબ્લીસ ઈબ્ને જવ્ઝી (રહ.) પાનું ૯)

અને હઝરત અહમદ ઈબ્ને હવારી (રહ.) ફરમાવે છે જે અમલ સુન્નતના અનુસરણ વિના કરવામાં આવશે તે બાતિલ છે. (અલ્એઅતિસામ ભાગ ૧ પાનું ૧૧૪)

હઝરત ગૌસે અઅઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) નો ફેસલો છે કે કોઈ પણ અમલ નિખાલસતા અને સુન્નત તરીકાની તાબેદારી વિના મકબૂલ થતો નથી. (અલ્ફત્હુ-ર્રબ્બાની મજલિસ ૨ પાનું ૧૪)

તઅઝિયતની સુન્નત રીત એ છે કે મય્યિતના ઘરવાળાઓ પાસે દઅવત અને મેળાવડા તેમજ અન્ય રિવાજી પ્રતિબંધ વિના વ્યક્તિગત રીતે જાય. આપ (સલ.) અને આપના સહાબને કિરામ (રદિ.) તેમજ સલફે સાલિહીનનો એ જ તરીકો હતો. માટે તઅઝિયત તેમજ ફાતિહા ખ્વાની અર્થે સવાલમાં જણાવ્યા મુજબ દઅવત દઈ ટાઈમ નકકી કરી મેળાવડાની ગોઠવણ કરવી, કરાવવી સુન્નત વિરૂધ્ધ હોવાને લીધે નરી બિદઅત અને મકરૂહ છે.

હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે કુન્ના નરલ ઈજતિમાઅ ઈલા અહલિલ મય્યિતિ વ સુન્અ-ત્તઆમિ મિન-ન્નિયાહતિ.

અર્થાત :- અમે (સહાબાની જમાઅત) મય્યિતવાળાને ત્યાં એકત્ર થવા અને તેમનું ખાણું તૈયાર કરવાને નિયાહત ( એટલે જાહિલિય્યતના રડવા-રડાવવાનો નાજાઈઝ રિવાજ) સમજતા હતા. (શામી ભાગ ૧ પાનું ૮૪૨)

અને ઝાદુલ મઆદમાં છે કે રસૂલે ખુદા (સલ.)એ મય્યિતવાળાની તઅઝિયત કરવાની હિદાયત આપી છે. તઅઝિયત માટે મેળાવડો કરવા અને મય્યિત માટે કબર પાસે કે બીજાના પાસે કુર્આન પઢવાની વ્યવસ્થા કરવાની સુચના આપવામાં આવી નથી. આ બધા રિવાજો બિદઅત અને મકરૂહ છે. (ઝાદુલ મઆદ ભાગ ૧ પાનું ૧૫૦ મિસ્રી)

ફતાવા જામિઉ-ર્રુમુઝમાં છે કે "વયુકરહું ઈજતિમાઉહુમ ઈન્દહુ લિત્તઅઝિયતિ."

અર્થાતઃ- તઅઝિયત માટે મય્યિતવાળાઓ પાસે ઈજતિમાઅ (એકત્ર થવાનો બંદોબસ્ત કરવો) મકરૂહ છે. (ભાગ ૧ પાનું ૧૨૮) (મરાકિલ ફલાહ પાનું ૧૨૦) (તહતાવી શર્હે દુર્રે મુખ્તાર ભાગ ૧ પાનું ૬૧૨) (શામી ભાગ ૧ પાનું ૯૪૨)

અને ફતાવા બઝઝાઝિયહમાં છે કે ઈસાલે સવાબ(એટલે સવાબ) પહોંચાડવા માટે સુલહા, નેક લોકો અને કારીઓને ખત્મે કુર્આન અથવા સુરએ અન્આમ અથવા સુરએ ઈખ્લાસ પઢવા દઅવત આપી એકત્ર કરવું મકરૂહ છે. (ભાગ ૧ પાનું ૮૧)

અને સિફરૂસ્સઆદતમાં છે કે 'વ આદત ન બૂદ કે બરાએ મય્યિત દર ગૈરે વકતે નમાઝ (જનાઝહ) જમઅ શવન્દ વકુર્આન ખ્વાનન્દ વખતમાત ખ્વાનન્દ ન બર સરે ગોર, વ ન ગૈરે આં, વઈ મજમૂઅ બિદઅત અસ્ત વ મકરૂહ.

અર્થાત :-આપ (સલ) અને સહાબહ વિગેરે સલ્ફે સલિહીનની એ આદત ન હતી કે મય્યિત માટે જનાઝહની નમાઝ સિવાય બીજા કોઈ મૌકા પર એકત્ર થતા હોય અને કુર્આન પઢતા હોય, ન તો કબ્ર ઉપર ન તો કોઈ બીજી જગ્યાએ, અને એ સઘળા રિવાજો બિદત અને મકરૂહ છે. (શર્હે સિરૂસ્સઆદત પાનું ૨૩૭)

કેટલીક જગ્યાએ ઘરના આંગણાંમાં અને આમ રસ્તા ઉપર ફલાટો અને ફર્શ બિછાવી તઅઝિયત કરનારાઓ માટે બેઠકની વ્યવસ્થા કરવામાં આવે છે. એ રિવાજને ફુકહાએ સખ્ત શબ્દોમાં વખોડી કાઢયો છે. (ફતાવા આલમગીરી વિગેરે વિગેરે)

એકત્ર થવાના પ્રતિબંધ વિના, કોઈ વખતે સંજોગવસાત લોકો એકત્ર થઈ ગયા હોય તેમાં કોઈ નેક બુઝુર્ગ માણસ હાઝર રહેનારાઓ સહિત દુઆ કરે એ ઉપર્યુકત મકરૂહ રિવાજમાં શામિલ નથી.

દેખાવ કરવાથી સવાબ નષ્ટ થાય છે. મજાલિસુલ અબ્રારમાં છે કે દુન્યાદારોનું અનુકરણ અથવા આદત અને રિવાજની તાબેદારી કરવા ખાતર કોઈ કામ કરવામાં આવે તો રિયા 'દેખાવ

કરવો' ઈબાદતમાં હરામ છે. (મજલિસ ૧૯ પાનું ૧૪૧)

શામીમાં મિઅરાજુ-દ્દિરાયહના કર્તા ફકીહ અલ્લાંમહ કિયામુદ્દીન (રહ.) (વફાત ૭૪૯)નું કથન ટાંકવામાં આવ્યું છે કેઃ- આ પ્રકારના બધા જ રિવાજો નામ ખાટવા માટે હોય છે, માટે એનાથી બચવું જોઈએ. એવા કામોમાં લિલ્લાહિય્યત હોતી નથી. (ભાગ ૧ પાનું ૮૪૨)

હકીમુલ ઉમ્મત હઝરત મવ્લાના થાનવી (રહ.)એ સુન્નતે નબવીની રોશનીમાં બીજાઓ પાસે ફાતિહાખ્વાની અને ઈસાલે સવાબનું કામ લેવાની ખરી સહેલી લાભ કર્તા અને અમલ પાત્ર રીત બતાવી છે. આપ ફરમાવે છે;

જે રીતે હાલમાં કુર્આન શરીફ પઢી ઈસાલે સવાબ કરવામાં આવે છે એ રિવાજી પદ્ધતિ ઠીક નથી. હા, ખાસ ખાસ દોસ્તોને કહી દેવામાં આવે કે પોત-પોતાની જગ્યાએ જેટલું બની શકે પઢી સવાબ પહોંચાડી આપે. બાકી એકત્ર થવાની રીત એમાં પણ યોગ્ય નથી, ચાહે તો ત્રણ વાર કુલ હુવલ્લાહુ પઢીને બખ્શી દે, જેથી એક કુર્આનનો સવાબ મળી જશે. એ એનાથી ઉત્તમ છે કે સઘળાના એકત્ર થવામાં ૧૦ કુર્આન ખત્મ કરવામાં આવે એમાં વધુ ભાગે મય્યિતવાળાઓને જણાવવાનો હેતુ હોય છે. ખુદાપાકને ત્યાં તો થોડું કે ઘણું જોવામાં આવતું નથી, નિખાલસતા અને નિય્યત જોવામાં આવે છે. આપ (સલ.) ફર્માવે છે કે મારો એક સહાબી એક મુદ ખજૂર ખૈરાત કરે અને ગૈર સહાબી (જે સહાબી ન હોય) ઉહદ પહાડના બરાબર સોનું ખૈરાત કરે તો એ (સહાબી ન હોય તે) તે દરજ્જે પહોંચી શકતો નથી. આ તફાવત માત્ર ખુલૂસ અને અભાવનો જ છે જે ખુલૂસ એક સહાબીને કયાં નસીબ થઈ શકે છે? (અન્ફાસે ઈસા ભાગ ૨ પાનું ૨૧૫)

ખુદાપાક ખુલૂસ અને સુન્નતના અનુકરણની દૌલત નસીબ કરે. આમીન.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### અવલિયાએ કિરામના મઝારોનો તવાફ કરવા અને ચુંબન કરવા વિષે

(૫૩૭) સવાલ :- એક બિદઅતી મૌલ્વી કહે છે કે અવ્લિયાએ કિરામની મઝારાતનો તવાફ કરવો અને કબરોને તઅઝીમી સજદો કરવો અને કબરોને ચુંબન કરવું સવાબનું કામ છે. મના કરનાર વહાબી, દુશ્મને અવ્લિયા અલ્લાહ છે, એનો શું જવાબ આપવો?

જવાબઃ- આવા બકવાસનો જવાબ તહકીકી અને તફલીસી વારંવાર અપાય ગયો છે, એ બિદઅતી મૌલ્વીને એમના મઝહબી પેશ્વા મૌલાના અહમદ રઝાખાં સાહબનો ફત્વો અત્રે ટાંકુ છું તે એમને બતાવી પુછશો કે શું મૌલાના અહમદ રઝાખાં પણ વહાબી અને દુશ્મને અવ્લિયા અલ્લાહ હતા.? મવ્લાના અહમદ રઝાખાન સાહબ બરેલ્વીને પુછાયેલો સવાલ અને એનો આપે આપેલ લેખિત જવાબ નીચે અક્ષરસ (શબ્દે-શબ્દ)નકલ કરવામાં આવે છે.

મસ્અલહ :-કયા ફરમાતે હૈં ઉલમાએ દીન વ મુફતિયાને શરએ મતીન ઈસ મસ્અલેમેં કે બોસા દેના કબરે અવલિયાએ કિરામકો ઔર તવાફ કરના ગિર્દે કબ્ર ઔર સજદહ કરના તઅઝીમન અઝ રૂએ શર્અ શરીફ મુવાફિકે મઝહબે હનફી જાઈઝ હે યા નહી?

અલ્જવાબ :-બિલા શુબહ ગૈર કઅબએ મુઅઝ્ઝમહકા તવાફે તઅઝીમી નાજાઈઝ ઔર ગૈર ખુદાકો સજદહ હમારી શરીઅતમેં હરામ હે ઔર બોસએ કબ્રમેં ઉલમાકો ઈખ્તિલાફ હે ઔર અહવત મના હે (અર્થાત :-મનાઈનો હુકમ વધુ એહતિયાતી છે.) ખુસુસન મઝારાતે તય્યિબએ અવલિયાએ કિરામ કે, હમારે ઉલમા (હનફી ઉલમા)ને તસ્રીહ ફરમાઈ કે કમ-અઝ-કમ ચાર હાથકે ફાસ્લેસે ખડા હો. યહી અદબ હે, ફિર તકબીલ (બોસા દેના) કયું કર મુતસવ્વર હે ? યે વો હે જિસ્કા ફત્વા અવામકો દિયા જાતા હે ઔર તહકીકકા મકામ દુસરા હે લિકુલ્લિ મકામિન મકાલ વલિ કુલ્લિ મકાલિન રિજાલ વલિ કુલ્લિ રિજાલિન મજાલ વલિ કુલ્લિ મજાલિન મનાલ નસ્અલુલ્લાહ હુસ્નલ

મઆલ વ ઈન્દહુલ ઈલ્મુ બિહકીકતિ કુલ્લિ હાલ વલ્લાહુ તઆલા અઅલમ. (અહકામે શરીઅત ભાગ ૩ પાનું ૩-૪) જુઓ મઝકુર ફત્વામાં :-

૧. કબરોના તઅઝીમી તવાફને નાજાઈઝ કહ્યું છે.

૨. ગૈર ખુદાને સજદો હરામ બતાવ્યો.

૩. બોસએ કબ્રની મનાઈના હુકમને ઘણો સરસ બતાવ્યો અને લખ્યું કે મઝારાતથી કમ-અઝ-કમ ચાર હાથ છેટે રહેવાનો હુકમ છે પછી બોસો કયાં રહ્યો છે? આ છે હન્ફી મઝહબનો ફત્વો, આગળ મૌલ્વી સાહબની ઝાતી રાય છે. બહારે શરીઅતમાં છે :- કબ્રકો બોસા દેના બઅઝ ઉલમાને જાઈઝ કહા હે મગર સહીહ યે હે કે મના હે. (ભાગ ૪ પાનું ૧૫૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે).

### કબ્ર ઉપરની તલ્કીન વિષે સ્પષ્ટ ખુલાસો

(૫૩૮) સવાલ:- એક જગ્યાએ કબર ઉપરની તલ્કીનના શિર્ષક હેઠળ નીચે મુજબનું લખાણ છે:-

હઝરત અબી ઉમામહ (રદિ.)ની રિવાયત છે કે હુઝુર (સલ.)એ ફરમાવ્યું કે જયારે તમારો કોઈ ભાઈ અવસાન પામે અને તમો તેને કબરમાં દફન કરી ચૂકો ત્યાર બાદ એક માણસ કબરની પાસે ઊભો થઈ મરનારનું નામ લઈને પુકારે, આ પુકાર મય્યિત સાંભળે છે પણ જવાબ આપી શકતી નથી. પછી જયારે બીજી વાર તેનું નામ પુકારવામાં આવે છે ત્યારે મરનાર કબરમાં બેઠો થઈ જાય છે. (અને તેની કબર કુશાદહ થઈ જાય છે) પછી જયારે ત્રીજી વાર તેને પુકારવામાં આવે છે ત્યારે તે મરનાર કહે છે કે કહો ભાઈ શું કહો છો? અલ્લાહ તમારી ઉપર રહમ કરે. (પણ મરનારની આ વાત બહારના લોકો સાંભળી શકતા નથી.)

આવી રીતે ત્રણ વાર તેનું નામ પુકારી નીચે મુજબની તલ્કીન કરવી.

ઉઝકુર મા અખરજત અલયહિ મિન-દદુનિયા બિ શહાદતિ અન લા ઈલાહ ઈલ્લલાહુ વ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસુલુહુ વ અન્નક રઝિતુ બિલ્લાહિ રબ્બન વ બિલ્ઈસ્લામિ દીનન વબિમુહમ્મદિન નબિય્યન વ બિલ્કુરઆનિ ઈમાના.

મરનારની આ તલ્કીન સાંભળતા જ કબરમાંથી મુન્કર-નકીર નામના ફરિશ્તા પાછા ફરી જાય છે અને કહેતા જાય છે કે અહીં તો તલ્કીનનો ઉચ્ચાર થઈ રહ્યો છે. આપણું કામ નથી.

(આ તલ્કીન બાબત ઈમામ નવવી તઅકાતના કર્તા કાઝી હુસૈન, તતિમ્મહ ના કર્તા અબુસઈદ શૈખ અબુલ ફત્હ નસ્ત મુકદસી અને ઈમામ શાફેઈ વિગેરે ઉલમાએ કિરામ સહમત છે.)

જવાબ:- તલ્કીનના બે મૌકા પ્રસંગો છે. (૧) મૌત વખતે (૨) મૌત પછી કબર ઉપર મૌત વખતે જમહુર ઉલ્માના નઝદીક 'તલ્કીન' મુસ્તહબ છે. અને કબર ઉપરની 'તલ્કીન' બાબત ઈખ્તિલાફ છે. અમુક માને છે. અને અમુક નથી માનતા.

ફતાવા આલમગીરી વિગેરેમાં છે:-

"વ અમ્મત્તલ્કીનુ બઅદલ મૌતિ ફલા યુલકકનુ ઈન્દના ફી ઝાહિરિ-રિવાયતિ".

અર્થાત:- પરંતુ મૌત પછીની તલ્કીન આપણા મઝહબમાં ઝાહિરે રિવાયત મુજબ મના છે. ઐની શર્હે હિદાયહ અને મિઅરાજુ-દ્દિરાયહ'માં છે કે આપણા લોકોનો અમલ બન્ને તલ્કીનો ઉપર છે. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૧૫૭) (ઐની શર્હે હિદાયહ ભાગ ૧ પાનું ૧૦૭૩) (તહતાવી શર્હે દુર્રે મુખ્તાર ભાગ ૧ પાનું ૫૭૯)

આથી પુરવાર થાય છે કે મૌત પછીની તલ્કીન "ઝાહિર રિવાયત" ના ખિલાફ છે.અને તરજીહ તથા માન "ઝાહિર રિવાયત"ને હોય છે અને મૌત પછી કબ્ર ઉપરની તલ્કીન બાબત જે હદીસ પેશ

કરવામાં આવી છે તે મુહાદ્દિસીન (રહ.) ના નઝદીક સહીહ નથી બલ્કે ઝઈફ છે. જો કે ઝઈફ રિવાયત ફઝાઈલે અઅમાલમાં મોઅતબર હોય છે અને તેના ઉપર અમલ જાઈઝ છે એ શર્તે કે એઅતિકાદી અથવા અમલી ખરાબી લાઝિમ આવતી ન હોય, પરંતુ મઝકુર તલ્કીન બાબત ઘણે ભાગે અમલી તથા એઅતિકાદી ખરાબી જોવામાં આવે છે. એટલે એને ઝરૂરી સમજાય છે. કદી છોડતા નથી. નહી કરનારને મલામત કરવામાં આવે છે. બદ મઝહબ, બદ અકીદહ કહેવાય છે અને અહલે સુન્નતથી ખારિજ સમજાય છે, માટે તર્કપાત્ર છે. ફુકહા (રહ.)નો સર્વમાન્ય નિયમ અને કાયદો છે કે "મબાહ" અને "મુસ્તહબ"ને જયારે તેના દરજા અને મરતબાથી વધારી દેવામાં આવે છે તો તે મકરૂહ અને મના ઠરી જાય છે. જુઓ! (મજમઉલ બિહાર ભાગ ૨ પાનું ૨૪૪)

અને અલ-એઅતિસામમાં છે કે અમુક અમલો ફી નફસિહી જાઈઝ બલ્કે મુસ્તહબ હોય છે. પરંતુ તેની હૈસિયત બદલાઈ જવાથી અથવા બદલાઈ જવાનો સંભવ હોવાથી કાબિલે તર્ક બની જાય છે. (ભાગ ૨ પાનું ૯૨)

જુઓ! નેકીના કામોમાં સીધી બાજુથી શરૂઆત કરવી મુસ્તહબ અને સવાબનું કામ છે. પરંતુ હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)એ તેમના ઝમાનામાં એનો ઘણો જ એહતિમામ જોઈ ઝરૂરી અને વાજિબ સમજી લેવાના ડરથી મકરૂહ હોવાનો હુકમ આપ્યો. (ફત્હુલ બારી સહીહ બુખારી ભાગ ૨ પાનું ૨૮૧)

એટલા માટે કેટલાક ફુકહા (રહ.)એ તેમના ઝમાનામાં અય્યામે બીઝ (૧૩-૧૪-૧૫ મી તારીખ)ના રોઝાનો આમ રિવાજ બની જતાં અને ઝરૂરી માની લેવાના ભયથી મકરૂહ હોવાનો ફત્વો આપ્યો છે હાલાંકે અય્યામે બીઝના રોઝા મુસ્તહબ છે અને હદીસથી સાબિત છે. (મજાલિસુલ-અબરાર મજલિસ ૫૦ પાનું ૨૯૯) સારાંશ કે પહેલી તલ્કીન (મૌત વખતે) બિલ-ઈજમાઅ મુસ્તહબ છે અને સહીહ હદીસથી સાબિત છે અને બીજી (કબર ઉપરની તલ્કીન)માં મતફેર છે. માટે ફુકહા (રહ.)નો ફેસ્લો છે કે જયાં એનો રિવાજ નથી ત્યાં એને જારી કરવામાં આવે નહી અને જયાં એનો રિવાજ હોય ત્યા બંધ કરવાની કોશીશ કરવી નહી. કે ફિત્ના ફસાદનો સંભવ છે.

દુર્રે મુખ્તાર વિગેરેમાં છે **વલા યુલક્કનુ બઅદ તલ્હીદિહી વઈન ફઅલ લા યુન્હા અન્હુ**

અર્થાતઃ- દફન કર્યા પછી તલ્કીન કરવામાં આવે નહીં અને જો કોઈ કરે તો મના કરવામાં આવે નહી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૧ પાનું ૭૯૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબ્રને ચુંબન કરવા વિષે એક ઈબારત અને તેનો ખુલાસો

(૫૩૯) સવાલઃ- એ જ મઝમુનમાં આગળ ચાલતાં "કબ્રને ચુંબન કરવું" ના શિર્ષક હેઠળ નીચે જણાવ્યા મુજબ લખાણ છે.

કન્ઝુલ ઈબાદમાં "શઅબી કૃત"ના હવાલાથી લખ્યું છે કે પોતાના માતા-પિતાની કબરોને ચુંબન કરવામાં કંઈ વાંધા જેવું નથી. વળી શઅબીમાં એક રિવાયત એવી પણ છે કે એક સહાબીએ હુઝુર (સલ.)ની પવિત્ર સેવામાં આવી અર્ઝ કરી કે હુઝુર! મેં કસમ ખાધી છે કે હું જન્નતના દરવાઝા અને જન્નતની હુરને ચુંબન કરીશ. હવે મારે આ કસમ કેવી રીતે પાળવી? હુઝુર (સલ.) એ કહ્યું છે કે તું પોતાની માંના પગ અને પિતાની પેશાની ચુમી લે તો તારી કસમ પુરી થઈ જશે, તે માણસ કહેવા લાગ્યો કે હુઝુર (સલ.) જો મારા માં બાપ જ ન હોય તો શું કરૂં? હુઝુર (સલ.)એ ફરમાવ્યું કે તેમની કબરોને ચુમી લે, તેણે કહ્યું કે હું તેમની કબરો પણ જાણતો ન હોઉ તો? હુઝુર (સલ.)એ ફરમાવ્યું કે ઝમીન ઉપર બે લીટીઓ દોરી એકને માંની કબર અને બીજીને બાપની કબર સમજી બન્નેવ લીટીઓ ચુમી લે તારી કસમ પૂરી થઈ જશે.

આ રિવાયતને દલીલ બનાવી ઈમામ તહતાવીએ લખ્યું કે આવી જ રીતે ઉસ્તાદ અને મુર્શિદની કબરને ચુમવામાં પણ વાંધો નથી કારણ કે તેમનો દરજ્જો માં બાપથી અધિક હોય છે.

દુર્રે મુખ્તારની શર્હ તવાલિઉલ અન્વારમાં લખ્યું છે કે કુર્આને મજીદ સિવાય બીજી વસ્તુઓ અમ્બિયા, શુહદા અને સાલિહીનની કબરોને બરકત પ્રાપ્ત કરવા માટે ચુંબન કરવાની બાબતમાં ઉલમાએ ઉમ્મતમાં સખ્ત મતભેદ પ્રવર્તે છે.

જવાબઃ- સહીહ અને ખરૂં એ છે કે માં-બાપની કબ્રને પણ ચુંમવું મના છે અને સહીહ કૌલને છોડી ઝઈફ કૌલ ઉપર અમલ કરવું ખોટું છે. હઝરત શાહ ઈસ્હાક મુહદ્દિસે દહેલ્વી (રહ.)ની ફારસી કિતાબ મિઅતે મસાઈલમાં ફત્વો છે કેઃ-

(સવાલ નબરં. ૩૭) બોસહ ગિરિફતને કબરે વાલિદૈન ચે હુકમ દારદ? જાઈઝ યા ગુનાહ? કુદામ ગુનાહ? અર્થાત :- માં-બાપની કબરને ચુમવું કેવું છે ? જાઈઝ છે કે ગુનાહ, કયાં પ્રકારનો ગુનોહ છે ?

જવાબ :- બોસહ દાદને કબ્રે વાલિદૈન ગૈર જાઈઝસ્ત અલસ્સહીહ વ ફી મદારિજુન્નુબુવ્વહ વ બોસહ દાદન કબર રા વ સજદહ કરદન આંરા વ રૂખ્સારહ નિહાદન હરામ વ મમનુઅસ્ત વ દર બોસહ દાદને કબ્રે વાલિદૈન રિવાયતે ફિકહી નકલ મીકુનન્દ વ સહીહ આંનસ્ત કે લા યજુઝ! ઈન્તહા વ અદના લા યજુઝ ગુનાહે સગીરહ અસ્ત વ ઈસ્રાર બર આં કબીરહ અસ્ત કમા તકદૃમ. અર્થાત :- સહીહ એ છે કે માં-બાપની કબ્રને(પણ) બોસો આપવું જાઈઝ નથી. મદારિજુન્નુબુવ્વહમાં છે :- કબ્રને ચુમવું, સજદો કરવો, ગાલ લગાડવો હરામ અને મના છે અને માં-બાપની કબરને ચૂમવા બાબત ફિકહની રિવાયત નકલ કરવામાં આવે છે. હાલાંકે સહીહ એ છે કે નાજાઈઝ છે અને નાજાઈઝનો અદના દરજો ગુનાહે સગીરહ અને તેને વારંવાર કરવું ગુનાહે કબીરહ બની જાય છે. (મિઅતે મસાઈલ પાનું ૭૧) રઝાખાનીઓની કિતાબ બહારે શરીઅતમાં છે :- કબ્રકો બોસહ દેના બઅઝ ઉલમાને જાઈઝ કહા હે મગર સહીહ યે હે કે મના હે.

(અશીઅતુલ્લમઆત મિશ્કાતની શર્હ, બહારે શરીઅત ભાગ ૧ પાનું ૩૪)

એ બારામાં જે હદીસ નકલ કરવામાં આવી છે એનું હદીસની મોઅતબર કિતાબોમાં નામ-નિશાન નથી. આવા પાયા વગરની રિવાયત ઉપર વિશ્વાસ કરવો ખતા છે અને હદીસે રસુલ માની લેવું આપ (સ.અ.વ.) ઉપર બોહતાન મુકવા સમાન છે. આપ (સલ.)નું ફરમાન છે કે જે માણસ જાણી બુજીને જુઠી બાબતની મારા તરફ નિસ્બત કરે તેને જોઈએ કે પોતાનું ઠેકાણું જહન્નમમાં તલાશ કરી લે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## પરદેશમાં ફાતિહા ખ્વાની કરવા બાબત

(૫૪૦) સવાલ :- પરદેશથી મય્યિત હોવાની ખબર આવેથી ફાતિહાખ્વાની માટે એઅલાન કરાવી આંગણામાં લોકોને ભેગા કરી ઈમામ સાહબ કે બાંગી સાહબ ફાતિહા પઢાવે છે. જેમ જેમ લોકો આવતા જાય તેમ તેમ "અલ્ફાતિહા' પુકારી ફાતિહા પઢાવાય છે. એનો શું હુકમ છે? જાઈઝ છે કે નાજાઈઝ?

જવાબ :- પરદેશથી મય્યિત થવાની ખબર મળેથી ફાતિહાખ્વાની અને તઅઝિયત અર્થે એ'લાન કરાવી લોકોને ભેગા કરવાની રસમ ખિલાફે સુન્નત અને મકરૂહ છે. હા! અહલે મય્યિત પોતાના ખાસ સગા-વ્હાલા દોસ્ત અહબાબને ખબર આપી દુઆએ મગફિરત અને ઈસાલે સવાબની ભલામણ કરે અને તેઓ કંઈ પઢી ખૈર ખૈરાત કરી સવાબ પહોંચાડે અને દુઆએ મગફિરત કરે અને દઅવત તથા અન્ય રિવાજી પ્રબંધ વિના વ્યકિતગત રીતે અહલે મય્યિતના પાસે આવી તઅઝિયત કરે, દિલાસો આપે અને તેમના માટે તથા મય્યિતના હકમાં દુઆના શબ્દો કહે જેમકે;

"અઅઝમલ્લાહુ અજરક વ અહસન અઝાઅક વગફર લિમય્યિતિક."

અર્થાત :- ખુદાપાક તને બહોળો અજર અતા ફરમાવે અને તારી ધીરજ ઠીક કરે. અને તારા મય્યિતને બખ્શીં દે. સહાબા (રદિ.) વિગેરે સલફે સાલિહીનનો એ જ તરીકો હતો. રૂબરૂમા નહી બની શકે તો પત્ર દ્વારા પણ તઅઝિયત કરી શકાય છે. આપ (સલ.)એ હઝરત મઆઝ બિન જબલ (રદિ.)ના પુત્રની વફાત વખતે કાગળથી તઅઝિયત ફરમાવી હતી. (હિસ્ને હસીન પાનું ૧૮૦)

ફાતિહાખ્વાની અને તઅઝિયત માટે એલાન કરાવી લોકોને એકત્ર કરવાની ગોઠવણ કરવાનો દસ્તુર સુન્નત વિરૂદ્ધ હોવાને લીધે મકરૂહ છે. મય્યિત માટે જનાઝાની નમાઝ સિવાય બીજા કોઈ પણ પ્રસંગે એ'લાન કરવી અને દઅવત આપી લોકોને ભેગા કરવાની શરીઅતે સુચના આપી નથી.

હઝરત શૈખ અ. હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છે કે :-

વ આદત ન બુદ કે બરાએ મય્યિત દર ગૈરે વકતે નમાઝ (જનાઝહ) જમઅ શવન્દ વ કુર્આન ખ્વાનન્દ ન બર સરે ગોર ન ગૈરે આં વ ઈ મજમુઅ બિદઅત સ્ત વ મકરૂહ.

અર્થાત :- આપ (સલ.) અને સહાબા (રદિ.) વિગેરે સલ્ફે સાલિહીનની એ આદત ન હતી કે મય્યિત માટે જનાઝાની નમાઝ સિવાય બીજા કોઈ મૌકે એકત્ર થતા હોય અને કુર્આન પઢતા હોય. ન તો બીજી કોઈ જગ્યાએ અને એ રિવાજો બિદઅત અને મકરૂહ છે. (શર્હે સિફરૂસ્સઆદત પાનું ૨૭૩) (મદારિજુન્નુબુવ્વહ ભાગ ૧ પાનું ૪૨૧)

કિતાબ ''ઝાદુલ મઆદ''માં છે કે અર્થાત :- હુઝુર (સલ.)એ મય્યિતવાળાની તઅઝિયત કરવાની હિદાયત ફર્માવી છે પરતુ તઅઝિયત માટે ઈજતિમાઅ કરવા અને ભેગા થવાની અને મય્યિત માટે કબર પાસે અથવા બીજી કોઈ જગ્યાએ કુર્આન ખ્વાનીની વ્યવસ્થા કરવાની સુચના આપવામાં આવી નથી. આ બધી રસ્મો બિદઅત અને મકરૂહ છે. (ભાગ ૧ પાનું ૧૫૦)

ફતાવા જામિઉ-ર્રૂમૂઝમાં છે ''વ યુકરૂહુ ઈજતિમાઉહુમ ઈન્દહુ લિત્તઅઝિયતિ

અર્થાતઃ- તઅઝિયત માટે મય્યિતવાળાઓ પાસે ઈજતિમઅ (એકત્ર થવાનો દસ્તુર) બિદઅત છે.

કેટલીક જગ્યાએ ઘરના આંગણામાં અને આમ રસ્તાઓ ઉપર ફલાટો અને ફર્શ બિછાવી તઅઝિયત કરનારાઓ માટે બેઠકની વ્યવસ્થા કરવામા આવે છે. એ રસ્મોને પણ ફુકહા (રહ.) એ સખ્ત શબ્દોમાં વખોડી કાઢી છે.જુઓ (ફતતવા આલમગીરી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**(૫૪૧) માતમે હુસૈન (રદિ.) અને તઅઝિયહદારી વિષે ઉલમાએ દેવબંદ તથા ઉલમાએ બરેલ્વીના ફતાવા.**

(૧) હઝરત ગૌસે અઅઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) નો ફત્વો.

જો હઝરત હુસૈન (રદિ.)ની શહાદતના દિવસને માતમનો દિવસ ઠેરવવું જાઈઝ હોત તો એનાથી વધારે માતમનો હકદાર પીર સોમવારનો દિવસ હોત કારણકે પીરના દિવસે અલ્લાહના નબી (સલ.) અને હઝરત અબુ બકર સિદ્દીક (રદિ.) વફાત પામ્યા છે.(ગુન્યતુત્તાલિબીન મઅ ઝુબ્દતુસ્સાલિકીન પાનું ૪૮૩)

(૨) મુહદ્દિસ અલ્લામહ મુહમ્મદ તાહિર (રહ.)નો ફત્વો,

ફુકહાએ ચોખવટ કરી છે કે દર વર્ષે સય્યિદિના હુસૈન (રદિ.)નો જે માતમ કરવામાં આવે છે તે મકરૂહે તહરીમી (હરામના નઝદીક) છે. (મજમઉલ બિહાર ભાગ ૩ પાનું ૫૫૦)

(૩) મુહદ્દિસ અલ્લામહ ઈબ્ને હજર મક્કી (રહ.)નો ફત્વો.

ખબરદાર ! ખબરદાર આશુરાના દિવસે રવાફિઝની બિદઅતોમાં હરગિઝ મશગુલ થશો નહી. જેમકે મરસિયહખ્વાની, રડવું, ચિલ્લાવું અને માતમ કરવો એ બધા કામો મુસલમાનોના નથી. (સવાઈકે મુહરિકહ પાનું ૧૧૨)

(૪) અલ્લામહ હયાત સિંધી સુમ્મલ મદની (રહ.)નો ફત્વો.

રવાફિઝની બુરાઈઓમાંથી એક એ છે કે તેઓ હઝરત હુસૈન (રદિ.)ની કબર (રોઝહ)નો નકશો (તાઝિયા) બનાવે છે અને તેને શણગારી ગલી કુચામાં લઈને ફરે છે અને યા હુસૈન યા હુસૈન પુકારે છે. અને હરામ ઈસ્રાફ કરે છે. આ દરેક બાબતો બિદઅત અને નાજાઈઝ છે. (અર્રકઝહ ફિ ઝહરિ-ર્રફઝહ)

(૫) મુહદ્દિસ અલ્લામહ શાહ અબ્દુલ હક (રહ.)નો ફત્વો.

અહલે સુન્નતનો તરીકો એ હોવો જોઈએ કે આશુરાના દિવસે ફિરકએ રવાફિઝની કાઢેલી બિદઅતો જેમકે મરસિયહ અને માતમ તથા નૌહા વિગેરેથી બચતા રહે. કારણકે એ કામો મુઅમિનોના નથી. નહી તો એવા ગમોનો સર્વથી વધુ હકદાર પયગમ્બર (સલ.) ની વફાતનો દિવસ હતો. (શર્હે સિફરૂસ્સઆદત પાનું ૫૪૩)

(૬) હઝરત સય્યિદ અહમદ બરેલ્વી (રહ.)નો ઈર્શાદ.

મુહર્રમના મહીનામાં હઝરત હુસૈન (રદિ.)ની મહબ્બતના ગુમાનમાં માતમદારી અને તઅઝિયહસાઝી પણ રવાફિઝની તેજ બિદઅતોમાંથી છે જે હિન્દુસ્તાનમાં ફેલાઈ ગઈ છે........ કબરો અને મકબરહ, અલમ તથા શુદદહ વિગેરેની નકલ કરવું પણ બુતસાઝી અને બુતપરસ્તી સમાન છે. (મજમુઅએ મલ્ફુઝાત ઉર્ફે સિરાતે મુસ્તકીમ ફારસી પાનું ૫૯)

**તઅઝિયહદારી અને ઉલમાએ બરેલ્વી**

**જનાબ મૌલવી અહમદ રઝાખાન સાહબ બરેલ્વીનો ફત્વો**

(૧) અલમ, તઅઝિયહ, બીરક, મહેંદી જિસ તરહ રાઈજ હે બિદઅત હે ઔર બિદઅતસે શૌકતે ઈસ્લામ નહી હોતી. તઅઝિયહકો હાજત રવા યઅની ઝરીયએ હાજત રવાઈ સમજના જહાલત પર જહાલત હે ઓર ઉસ્સે મન્નત માનના ઔર હિમાકત, ઔર ન કરનેકો બાઈસે નુકસાન ખ્યાલ કરના ઝનાના વહમ. મુસલમાનોંકો એસી હરકાતસે બાઝ આના ચાહિયે, વલ્લાહુ અઅલમ, (રિસાલએ મોહર્રમ વ તઅઝિયહદારી સફા ૫૯)

(૨) સવાલ :-તઅઝિયહ બનાના સુન્નત હે. જિસકા યેહ અકીદહ હો યા કુર્બાન શરીફકી કિસી આયત યા હદીસસે સનદ પકળે એસા શખ્સ ઉલમાએ અહલે સુન્નત વલ જમાઅતકે નઝદીક ખારિજ અઝ ઈસ્લામ તો ન સમજા જાયેગા ? ઉસ પર કુફ્રકા ઈત્લાક જાઈઝ હે યા નહી ? ઔર યે કબસે શરૂઅ હુવા હે ? અગર સામને આ જાએ તે બનઝરે તહકીર યા તઅઝીમ દેખના ચાહિયે ?

અલ્જવાબ :-વોહ જાહિલ ખતાવાર મુજરિમ હે, મગર ઉસે કાફિર ન કહેંગે .તઅઝિયહ આતા દેખ કર એઅરાઝ (રૂ ગરદાની) કરે. ઉસકી જાનિબ દેખના હી ન ચાહિયે, ઉસકી ઈબ્તિદા સુના જાતા હય કે અમીર તૈમુર બાદશાહે દેહલીકે વકતમેં હુઈ. (ઈર્ફાને શરીઅત જીલ ૧ સફા ૧૬)

(૩) મોહરમ શરીફમેં મરસિયહ ખ્વાનીમેં શિર્કત જાઈઝ હય યા નહી ?

જવાબ :- નાજાઈઝ હય કે વો મનાહી (મના કી હુઈ ચીઝેં) વ મુન્કરાત (ખિલાફે શરઅ બાતોં)સે મમલુ (પૂર) હોતે હંય. (ઈર્ફાને શરીઅત જીલ, ૧ સફા ૧૬)

(૪) અબકે તઅઝિયહદારી ઉસ તરીકએ નામરઝિય્યહકા નામ હય, **કત્અન બિદઅત વ નાજાઈઝ વ હરામ હય.** (રિસાલએ તઅઝિયહદારી જીલ્દ. ૧ સફા ૩)

(૫) મોહર્રમમેં સિયાહ ઔર સબઝ (હરે) કપળે અલામતે સોગ હય, ઔર સોગ હરામ હય. (અહકામે શરીઅત જીલ. ૧ સફા ૯૦)

**મૌલ્વી મુહમ્મદ મુસ્તફા રઝાખાન સાહબ બરેલ્વી નુરી બરકાતીનો ફત્વો.**

તઅઝિયહ બનાના બિદઅત હય ઉસસે શૌકત વ દબદબએ ઈસ્લામ નહીં હો સકતા. માલકા ઝાઈઅ કરના હય ઉસકે લીએ સખ્ત વઈદ આઈ હય. (રિસાલએ મુહર્રમ વ તઅઝિયહદારી સફા ૬૦)

**મૌલ્વી અબુલ ઉલા અમજદઅલી આઝમી**
**સુન્ની હનફી કાદરી રઝવીનો ફત્વો**

અલમ ઔર તઅઝિયહ બનાને, પૈક બનને ઔર મોહર્રમમેં બચ્ચોંકો ફકીર બનાને ઔર બધ્ધી પેહનાને ઔર મરસિયહકી મજલિસ કરને ઔર તઅઝિયોં પર નિયાઝ દિલવાને વગૈરહ ખુરાફાત જો રવાઝિયહદાર લોગ કરતે હંય. ઉનકી મન્નત સખ્ત જહાલત હય. (બહારે શરીઅત જીલ. ૯ સફા. ૩૫)

**મૌલ્વી મુહમ્મદ ઈરફાન રઝાખાની સાહબનો ફત્વો.**

તઅઝિયહ બનાના ઔર ઉસ પર હાર-ફૂલ ચઢાના વગૈરહ યે સબ ઉમુર નાજાઈઝ વ હરામ હય. (ઈર્ફાને હિદાયત સફા ૯)

**મૌલ્વી હકીમ મુહમ્મદ હશમત અલી સાહબ**
**સુન્ની હનફી કાદરી બરેલ્વીનો ફત્વો.**

અલ્જવાબ :- તઅઝિયહદારી જિસ તરહ રાઈજ હય મુતઅદ્દદ મઆસી (નાફરમાની) વ મુન્કરત (ખિલાફે શરઅ બાતોં) કા મજમુઅહ ઔર ગુનાહ વ નાજાઈઝ વ બિદઅતે શનીઅહ વ બાઈસે અઝાબે ઈલાહી તરીકએ રવાફિઝ હય. ઈસે જાઈઝ ન કહેગા મગર બે ઈલ્મ, અહકામે શરઅસે નાવાકિફ, હુઝૂરે અકદસ સરવરે આલમ (સલ.) ફરમાતે હંય 'કુલ્લુ બિદઅતિન ઝલાલહ વ કુલ્લુ ઝાલાલતિન ફિન્નાર' દુસરી હદીસમેં હે શર્રૂલ ઉમૂરિ મુહદસાતુહા વ કુલ્લુ મુહદસતિન બિદઅહ વ કુલ્લુ બિદઅતિન ઝલાલહ કઝા ફિલ મિશ્કાત, પસ તઅઝિયહકા બનાનેવાલા, રખનેવાલા ઉસમે દામે, દિરમે, કદમે મદદ કરનેવાલા, ઉસ પર શીરીની ચઢાનેવાલા, ફાતિહા દેનેવાલા સબ ગુનેહગાર મુસ્તહિકકે અઝાબે નાર, કે યે સબ બાંતે બિદઅત વ ઈઆનત અલલ મઅસિયત હય ઔર વોહ હરામ, સખ્ત અઝાબકા બાઈસ, અલ્લાહ તઆલા ફરમાતા હય 'વલા તઆવનુ અલલ ઈસ્મિ વલ ઉદવાન' મુસલમાનોકોં ચાહીયે કે ઈસ બિદઅતે શનીઅહસે બમુજિબે હદીસ ઈય્યાકુમ વ મુહદસાતિલ ઉમુર બચેં ઔર દુર રહેં ઔર કિસી તરહ ઉસ્મેં શિર્કત ન કરેં. (મજમઉલ મસાઈલ જીલ્દ. ૧ સફા ૧૧૯)

વહાલા ભાઈઓ અને બહેનો ! આ ઉલમા તો દેવબંદી નથી. હવે તો ઈસ્લામને બદનામ કરનારી હરકતોથી બાઝ આવો, શરીઅત વિરૂદ્ધના કામો આપણે કરતા રહીશું તો આપ (સલ.)ની શફાઅતના કઈ રીતે હકદાર થઈશું ? આપનો ઈર્શાદ છે :- **મન તરક સુન્નતી લમ યનલ શફાઅતી.** જે મારો તરીકો છોડશે તે મારી શફાઅતથી મહરૂમ રહેશે. અને ફરમાવ્યું હોઝે કોસર ઉપર એક જમાઅત મારી પાસે આવશે, જેઓને હું ઓળખીશ અને તેઓ પણ મને ઓળખતા હશે, પછી મારી અને તેમની વચ્ચે પર્દો આવી જશે. હું કહીશ આ તો મારા છે. કહેવામાં આવશે, તમને શી ખબર? તમારી પાછળ એ લોકોએ કેવી કેવી બિદઅતો કાઢી છે. હું કહીશ દુર થાઓ, દુર થાઓ, જેણે મારા પછી મારા તરીકા વિરૂદ્ધ કામો ઈજાદ કર્યા છે. (મિશ્કાત ૪૮૭) હક તઆલા આપણને ઈત્તિબાએ શરીઅત અને આપ (સલ.)ની શફઅત નસીબ કરે. આમીન. વસલ્લલ્લાહુ તઆલા અલા ખૈરિ ખલ્કિહી મુહમ્મદિવં વ અસ્હાબિહી વ અહલિ બયતિહી અજમઈન.

**યા રસુલલ્લાહ કહેવું જાઈઝ છે કે બિદઅત ?**

(૫૪૨) જવાબ :- યા રસુલલ્લાહ કહેવામાં ઘણી તફસીલ છે. અમુક રીતે જાઈઝ છે. અને અમુક રીતે નજાઈઝ છે. બેશક આપ (સલ.) હયાત છે. આપ (સલ.) પોતાની કબર શરીફમાં જીવંત અને હયાત છે. કબર શરીફ પાસે દુરૂદો સલામ પઢવામાં આવે છે તે પોતે સાંભળે છે. અને દુર સ્થળે થી સલાતો સલામ મોકલવામાં આવે છે તેને ફરિશ્તાઓ આપ (સલ.) ની સેવામાં નામ વાર (મોકલનારના

નામ સાથે) પેશ કરે છે. અને આપ(સલ.) તેનો જવાબ આપે છે. હદીસ શરીફમાં છે કે જે કોઈ મારી કબર પાસેથી મારા ઉપર દુરૂદ પઢે છે તે હું પોતે સાંભળું છે અને જે કોઈ દુરથી મારા ઉપર દુરૂદ મોકલે છે તે મને પહોંચાડવામાં આવે છે.(મિશ્કાત શરીફ પાનું ૮૭)

બીજી હદીસમાં છે કે અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓની એક જમાઅત નક્કી કરી છે જેઓ ધરતી પર ફરતા રહે છે. અને મારી ઉમ્મતની સલાતે સલામ મને પહોંચાડે છે. (નસાઈ શરીફ ભાગ ૧ પાનું ૧૧૩)

મતલબ એ કે નઝદીક તથા દુરથી સહીહ માન્યતા સાથે સલાતો સલામ પઢતા યા રસુલલ્લાહ કહેવામાં આવે એ જાઈઝ છે, મના નથી. પરંતુ અકીદો એ હોવો જોઈએ કે દુર જગ્યાથી પઢાએલ દુરૂદો સલામ આપ (સલ.) ને ફરિશ્તાઓની મારફતે પહોંચાડવામાં આવે છે. ખુદાની જેમ (ડાયરેક્ટ) સાંભળી લેવાનો અકીદો રાખે નહી.

એજ પ્રમાણે અત્તહિય્યાતમાં "અસ્સલામુ અલય્ક અય્યુહન્નબિય્યુ" કહી સલામ પહોંચાડવામાં આવે છે. એમાં પણ કંઈ શંકા નથી. તેમજ કુર્આન શરીફ પઢતી વખતે યા અય્યુહલ મુઝઝમ્મિલુ ઈબાદતની રીતે પઢવામાં આવે છે. એમાં પણ કંઈ વાધો નથી, એને હાઝિર-નાઝિરની દલીલ બનાવી લેવું અભણતા તેમજ હાઝિર-નાઝિરના અકીદા વિના માત્ર મહબ્બતના આવેશમાં યા રસુલલ્લાહ કહેવામાં આવે એ પણ જાઈઝ છે.

કદી અતિશય મહબ્બત અને સખ્ત ગમની સ્થિતિમાં હાઝિર-નાઝિર હોવાની માન્યતા વગર ગાઈબ માટે નિદાના શબ્દો બોલવામાં આવે છે એ પણ જાઈઝ છે. કદી માત્ર તખય્યુલની રીતે શાઈરાના અને આશિકાના સંબોધન કરવામાં આવે છે. તેમજ ફસાહત અને બલાગતના કાયદા પ્રમાણે અપ્રત્યક્ષને પ્રત્યક્ષ અને ગાઈબને ઝાહિર માની સંબોધન કરવામાં આવે છે એમાં પણ વાંધો નથી. કારણકે ઉપરની બાબતો મા ઝાહિર નાઝિરના અકીદાનો દખલ હોતો નથી. (જેમકે ખંડેરો અને દિવાલોને સંબોધન કરવામાં આવે છે) અલબત્ત સલાતો સલામ વિના હાઝિર નાઝિર જાણી હાજત રવાઈ ખાતર ઉઠતાં બેસતાં યા રસુલલ્લાહ ! યા અલી ! યા ગૌસ ! યા પીર ! વિગેરે પુકારવામાં આવે છે એ બેશક નાજાઈઝ અને મના છે.

હક તઆલાનો ઈર્શાદ છે કે "ઉદઊની અસ્તજિબ લકુમ." (સુરએ મુઅમિન)

એટલે મને પુકારો મારી ઈબાદત કરો. હું તમારાથી ગાઈબ નથી. હું તમારૂં કહેવું અને પુકારવું સાંભળુ છું અને તમારી અરજ તથા ઈબાદત કબુલ કરૂં છું. (તફસીરે હક્કાની ભાગ ૬, પાનું ૧૯૧)

તેમજ હદીસ શરીફમાં છે કે એક માણસે આપ (સલ.)ને પુછયું કે કયો ગુનોહ અલ્લાહના નઝદીક બહુ મોટો છે ? આપે ફરમાવ્યું.

'અન તદઉ લિલ્લાહિ નિદ્દા વહુવ ખલકક." (મિશ્કાત શરીફ પાનું ૧૬)

અર્થાત :- અલ્લાહને પુકારવામાં અને તેની ઈબાદત કરવામાં તુ કોઈને શામિલ કરે એટલે અલ્લાહના જેમ કોઈને પુકારે જયારે કે તેણેજ (ખુદાએ) તને પૈદા કર્યો. આથી સાબિત થાય છે કે જેવી રીતે હાજત રવાઈ માટે અલ્લાહને 'યા અલ્લાહ " કહીને પુકારવામાં આવે છે એવીજ રીતે બીજા કોઈને પુકારે એ મોટો ગુનોહ છે. (મિશ્કાત ભાગ ૧, પાનું ૧૦૨)(મઝાહિરે હક ભાગ ૧, પાનું ૪૧)

માટે ઉઠતાં, બેસતા અને મુસીબતના સમયે યા અલ્લાહ કહી પોતાના ખાલિક, માલિક અને રાઝિક જેની શાન **અલા કુલ્લિ શય્ઈન કદીર** અને **બિકુલ્લિ શય્ઈન અલીમ** છે. પુકારી મદદ માંગવી અને તમામ હાજતો તેની જ બારગાહમાં પેશ કરવી જોઈએ. નહી કે યા રસુલલ્લાહ !યા અલી ! યા ગૌસ ! કહી બિલ ઈસ્તિકલાલ હાજતરવા, મુશ્કિલકુશા સમજી તેમને પુકારી તેમની ખિદમતમાં હાજતો પેશ કરે એ ઈસ્લામી તઅલીમની વિરૂદ્ધ છે. હઝરત મહબુબે સુબ્હાની કુત્બે સમ્દાની

ગવ્સે અઅઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફરમાવે છે કે :- હે મુખાતબ ! હું તને મખ્લુકની પાસે જોઈ રહ્યો છું, નહીં કે ખાલિકની પાસે, તુ નફસ અને મખ્લુકનો હક તો અદા કરે છે અને ખુદાનો હક છોડી દે છે. તેની નેઅમતો ઉપર બીજાઓનો શુક્રિયહ અદા કરે છે. (એટલે નેઅમત ખુદા આપે છે તેની નેઅમતો ઉપર બીજાઓનો શુક્ર અદા કરવામાં આવે છે.) આ નેઅમતો જેની અંદર તુ ડુબી ગયો છે તને કોણે આપી છે? શું ખુદા વગર બીજા કોઈએ આપી છે કે તુ બીજાનો શુક્રિયહ અદા કરે છે ? તે અન્યની પૂજા કરે છે.(અલ્ફતહુર્રબ્બાની મજલિસ ૪૩, પાનું ૧૮૫)

વળી તેઓ ફરમાવે છે કે બલા દુર કરવા માટે પોતાની હિમ્મત (એકાગ્રતા સાથે તવજજુદહ-ખ્યાલ) કોઈ મખ્લુક તરફ ન લઈ જા. કારણકે એ ખુદા સાથે શિર્ક કરવું છે. કોઈ મનુષ્ય તેની સાથે તેના મુલ્કમાં કોઈ ચીઝનો માલિક મુખ્તાર નથી. ન તો કોઈ નુકસાન પહોચાડનાર, ન તો નફો આપનાર, ન તો બલા દુર કરનાર, ન તો બલા તેડનાર, ન તો મુસીબતમાં નાંખનાર, ન તો બીમારને તંદુરસ્તી આપનાર અને મુસીબતથી છુટકારો અર્પનાર તેના વિના અન્ય કોઈ નથી. (ફુતુહુલ ગૈબ મકાલા ૫૯, પાનું ૧૫૦)

અને ફરમાવે છે તમારે એકની જ પાસે માંગવું જોઈએ, અને એક જ તમને આપવાવાળો હોવો જોઈએ અને મકસુદ(લક્ષપાત્ર વસ્તુ) એક જ હોવી જોઈએ અને તે ખુદાપાક છે જેના હાથમાં તમામ બાદશાહોની પેશાનીના વાળ છે. અને તે દિલો જે શરીર ઉપર હુકુમત કરે છે તેના જ (ખુદાના) કબ્જામાં છે. (ફુતુહુલ ગૈબ મકાલા ૨૦ પાનું ૪૫)

સારાંશ કે ખુદા સિવાય બીજા કોઈના માટે પછી તે નબી હોય કે વલી, હાઝિર-નાઝિર અને હાજત પુરી કરનાર હોવાનો અકીદો તદ્દન ખોટો અને બાતિલ છે અને ઈસ્લામી તઅલીમની વિરૂદ્ધ છે. હાઝિર-નાઝિર માત્ર અલ્લાહની ઝાત છે.

મુજદ્દિદ અલ્ફે સાની (રહ.) ફરમાવે છે; હક સુબ્હાનહુ વ તઆલા બર અહવાલે જુઝવી વ કુલ્લિ ઉ મુત્તલિઅસ્ત વ હાઝિર વ નાઝિર ! શરમ બાયદ કર્દ.

અર્થાત :-ખુદાપાક બંદાની તમામ કુલ્લી અને જુઝઈ હાલતોને જાણનાર છે અને હાઝિર-નાઝિરથી શર્મ કરવી જાઈએ. (મકતુબ ૭૮ મકતુબાત ભાગ ૧ પાનું ૧૦૦)

**અલા કુલ્લિ શય્ઈન શહીદ** અને **બિ કુ ્લિ શય્ઈમ મુહીત** અને હાઝિર-નાઝિર વિગેરે માત્ર અલ્લાહ પાકના વિશિષ્ટ ગુણો છે. એમાં કોઈ શરીક નથી.

હઝરત શાહ હિદાયતુલ્લાહ નકશબંદી જયપુરી (રહ.) ફરમાવે છે કે "ખુદાવંદ તઆલા અપની ઝાત વ સિફાત ઔર અફઆલમેં યકતા હે, કોઈ ઉસકી ઝાત વ સિફાત ઔર અફઆલમેં કિસી કિસમકી શિર્કત નહી રખતા. (મિઅયારૂ-સ્સુલુક પાનું ૭)

એટલા માટે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તયાર કાકી (રહ.)ના ઉસ્તાદ સુલ્તાનુલ આરિફીન હઝરત કાઝી હમીદુદ્દીન નાગોરી (રહ.) "તવશીહ" માં લખે છે કે અમુક લોકો તે છે જે પોતાની હાજતો અને મુસીબતોના સમયે અંબિયા અને અવલિયાને પુકારે છે અને અકીદો રાખે છે કે તેમની રૂહો હાઝિર છે. અમારી પુકાર સાંભળે છે. અને અમારી હાજતોના પુરતા જાણકાર છે. એ ઘણો જ ખરાબ શિર્ક અને ખુલ્લી અભણતા છે.

અને મુલ્લા હુસૈન ખબ્બાઝ (રહ.) મિફતાહુલ કુલુબમાં ફરમાવે છે કે :-

"વ અઝ કલિમાતે કુફ્રસ્ત નિંદા કરદને અમ્વાત ગાઈબાનહ બગુમાં આં કે હાઝિરન્દ મિસ્લ યા રસુલલ્લાહ વ યા અબ્દલ કાદિર વ માનિન્દે આં."

એટલે વફાત પામેલ બુઝુર્ગોને દરેક સ્થળે હાઝિર હોવાના ખ્યાલથી ગાઈબાના નિદા (આવાઝ દેવો) કરવું જેમકે યા રસુલ્લ્લાહ અને યા અબ્દુલ કાદિર વિગેરે એ કુફ્રના શબ્દો છે.

અને ફતાવા બઝ્ઝાઝિયહમાં છે કે મન કાલ અરવાહુલ મશાઈખિ હાઝિરતુન યુક્ફરૂ. એટલે જે માણસ કહે કે બુઝુર્ગોની રૂહો દરેક ઠેકાણે હાઝિર છે તે કાફિર છે. (ભાગ ૩ પાનું ૩૨૬, ફતાવા આલમગીરી સાથે)

અને શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ (રહ.) બાતિલ અકીદાના વિષયમાં લખે છે કે :-

"વ અંબિયાએ મુરસલીન-સ્સલામ રા લવાઝિમે ઉલુહિય્યત અઝ ઈલ્મે ગૈબ વ શનીદને ફર્યાદે હર કસ વ હર જા વ કુદરત બર જમીએ મકદૂરાત સાબિત કુનન્દ."

અર્થાત :-નબીઓ, રસુલો (અલ.) માટે લવાઝિમે ઉલુહિય્યત (ખુદાના ખાસ ગુણો) જેમકે આલિમુલ ગૈબ હોવું અને દરેકની દરેક જગ્યાથી ફરિયાદ બાતિલ અને ખોટો છે) (તફસીરે ફત્હુલ અઝીઝ, સુરએ બકરહ પાનું ૫૨)

બરેલ્વી વિચારોના એક મહાન આલિમ પણ ઉપરોક્ત બાબતને ચોખ્ખા શબ્દોમાં સ્વીકારે છે.

હમ ઈસ બાતકો તસ્લીમ કરતેં હૈં કે સબ જા (હર જગહ) હાઝિર-નાઝિર સિવાય ખુદાએ તઆલા અઝઝ ઈસ્મુહુકે કોઈ નહી હે.

(અન્વારૂલ બહિય્યહ ફિલ ઈસ્તિઆનતિ મિન ખય્રિલ બરિય્યહ પાનું ૧૨૪)

સારાંશ કે યા રસુલલ્લાહ ! યા ગૌસ વિગેરે આ માન્યતાથી કહેવું કે અલ્લાહની જેમ આ સાહિબો પણ દરેક સ્થળે હાઝિર નાઝિર છે. અથવા અમારી દરેક પુકાર અને ફરિયાદ સાંભળે છે અને હાજત પુરી કરે છે એ જાઈઝ નથી. જો આ અકીદો ન હોય, પરંતુ બીજાઓના અકીદહ બગડવાનો ભય હોય તો પણ તેઓના સાંભળતા કહેવાની રજા નથી. બાકી અન્ય રીતે ય રસુલલ્લાહ વિગેરે કહેવું જાઈઝ છે ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઊભા થઈ સલાતો સલામ પઢવું કેવું છે?

(૫૪૩) સવાલ :- અર્ઝ આ છે કે 'મુવાજહએ-રસુલ'માં સલામ પઢવામાં આવે, અથવા નઝદીક યા દૂરના સ્થળેથી સલામ પઢવામાં આવે તે હઝરતને પહોંચે છે, એ બન્નેવ હદીસોમાં નઝદીક અને દૂરના સ્થળો તથા મોકાઓ (સમયો)ની કોઈ તખ્સીસ નથી.

અર્થાત :- દરેક સ્થળેથી સલામ પહોંચે છે, અને જયારે ચાહે ત્યારે સલામ મોકલવાવાળો મોકલી શકે છે, ઉભા રહેવાની કે બેસીને પઢવાની પણ કોઈ પાબંદી નથી, તો પછી અગર રસુલલ્લાહ (સલ.)ની વિલાદતના ઝિકર યા તઝકિરહ સમયે સલામ પઢાવવાળા ઉભા થઈને (કિયામ કરીને) સલામ પઢે તો એમા શું નુકસ છે?

જવાબ :- સય્યિદી અબ્દુલ અઝીઝ 'દબ્બાગ' રહમતુલ્લાહિ અલય્હ (સમયના કુતુબ)ના મલ્ફુઝાતનો સંગ્રહ જે કિતાબનું નામ અબ્રેઝ છે, તેમાં લખ્યું છે કે :-

મેં જોયું કે (હુઝુર (સલ.)ના) મુબારક સીનામાંથી અત્યંત બારીક નુરાની દોરા અગણિત સંખ્યામાં નીકળેલા છે. અને પ્રત્યેક મુસ્લિમ કલ્બ સાથે એક-એક દોરાનો સંબંધ છે! અને એ જ તઅલ્લુકના આધારે તેઓ ઈસ્લામ તથા ઈમાન પર અચળ છે, જો તે ટુટી જાય તો ઈમાન બાકી રહી શકતું નથી! આ કશ્ફ પર અનેક સમકાલિનોએ ઈનકાર કર્યો તો સય્યિદી અબ્દુલ અઝીઝ કહ્યું કે ઠીક ત્યારે મને આજ્ઞા આપો કે હું તમારા દોરાઓને તોડી નાંખું. અને તમારી તથા જનાબ રસુલુલ્લાહ (સલ.)ની વચમાં આડ બની જાઉ! તેમણે કહ્યું કે આપ ઝરૂર એમ કરો! જેમકે સય્યિદી અબ્દુલ અઝીઝ (રહ.)એ એમ કર્યું! તો તે લોકોએ ઈસ્લામ પર કાયમ રહી શકયા નહી, કોઈ યહુદી, કોઈ નસ્રાની, કોઈ દેહરિયો થઈ ગયો!! મઆઝલ્લાહ એ આધારે મઝકુર હદીસના અર્થ આ થશે કે તે શોઅબો કે જે દુરૂદ મોકલવાવાળા સાથે સંબંધ રાખતો હતો તેના તરફ ફેઝદાયક રૂહની તવજ્જુહ વધારે થઈ જાય છે, અને આ જનાબ અલયહિસ્સલામ તેના તરફ વધારે અને

ખુસુસી તવજ્જુહ ફરમાવી દુઆ ફરમાવે છે."

હઝરત શાહ વલિયુલ્લાહ સાહબ (રહ.) "ફુયુઝુલ હરમૈન" માં ફરમાવે છે કે હું જ્યારે પણ મુવાઝહ શરીફમાં પવિત્ર મઝાર પર હાઝિર થયો, રૂહે પૂરફુતુહ (અલ.)ને અઝીમુશશાન જોશમાં જો.), અને મેં જોયું કે સલાતો સલામ પઢવાવાળા ઝાઈરીન (દર્શનાર્થીઓ) તરફ ખાસ તોર પર તવજ્જુહ ફરમાવે છે, અને સલામનો જવાબ આપે છે! અને એ જ પ્રમાણે તે લોકો પર ખાસ તોર પર તવજ્જુહ થાય છે જેઓ આપ (સલ.)ની પ્રસંશા કરે છે,અને તેમનાથી ખુશ થાય છે, મેં જોયું કે રૂહે પુરફુતુહના અન્વારોએ સાથેના તમામ મકાનો તથા વાતાવરણને ભરી દીધું છે!

ખુલાસો આ કે અગર મુકદ્દસ મઝાર પાસે સલાતો-સલામ અર્ઝ કરવામાં આવે તો રૂહાની શ્રવણ થાય છે (યઅની હુઝુરે અકદસ (સલ.) પોતે સાંભળે છે) અને જવાબ તથા દૂઆના કારણભુત બને છે. અને જો દુરના સ્થળેથી સલાત અને સલામ અર્ઝ કરવામાં આવે તો સય્યાહ ફરિશ્તાઓ કે જેઓ એ ખિદમત માટે નિયુક્ત છે પહોંચાડે છે. અને જવાબ રસુલુલ્લાહ (સલ.) ની દુઆઓ તથા જવાબથી દુરૂદ પઢવાવાળાને માન પ્રાપ્ત થાય છે.

બહર હાલ મુવાજહા શરીફહમાં દુરૂદ શરીફ તથા સલાતો સલામ અર્ઝ કરવી, ફુકહા (રહ.)એ આદાબે ઝિયારતમાં ઉભા થઈને દુરૂદ શરીફ પઢવામાં આ શર્તે કે કોઈ શરઈ મુમાનિઅત ન હોય, મના નથી, હા, જો શરીઅતની કોઈ મુત્લક (સામાન્ય નિયમ)માં તખ્સીસ, અથવા કોઈ મખ્સુસ હુકમમાં સામાન્યપણું લાઝિમ આવે તો યકીનન એની મુમાનિઅત થશે. બીજી વસ્તુની મિસાલ છેલ્લા કાયદામાં દુરૂદ શરીફ પઢવું (મખ્સુસ) છે, અને પ્રથમ વસ્તુની મિસાલ મૌલુદમાં (એક ખાસ વખતે ક્યિામ કરવો) ઉભા થવું છે.

(ક) મવલુદની મજલિસોનો કિયામ, સલાતો-સલામ માટેનું હોવાનું કહેવું વાકિઆતથી ખિલાફ છે. પણ જો એ વાત સ્વીકારી લેવામાં આવે તો તે સમય યઅની "વિલાદત શરિફહના ઝિક્ર"ની તખ્સીસ કરવી એ સામાન્ય નિયમમાં તખ્સીમ કરવા સમાન થયું જે ફુકહાઓના નઝદીક સર્વાનુમતે દુરૂસ્ત નથી.

(ખ) હકીકત આ છે કે એ કિયામ (ઉભા થવું) ઝિક્ર વિલાદતને માટે કરવામાં આવે છે. જેમાં સામાન્ય રીતે પઢવાવાળા અને સાંભળવાવાળા જનાબ રસૂલુલ્લાહ (સલ.)નું સ્વાગત અને ઉભા રહીને તઅઝીમ કરવી સમજે છે, અને જે કારણે એનો ત્યાગ કરવાવાળાઓને જનાબ સરવરે કાઈનાત અલયહિ-સ્સલામની તઅઝીમનો તારીક(ત્યાગ કરનાર) સમજે અને કહે છે! દુરીદ શરીફ પઢવા માટે કિયામ કરીએ છીએ એવું કોઈ જ સમજતું નથી....

જનાબ રસલુલ્લાહ (સલ.)નો ઝિક્ર અઝાનમાં, ઈકામતમાં, તશહહુદમાં દુરૂદ શરીફમાં, વઆઝોની મજલિસોમાં કુઆનની કિર્અતની મજલિસો વિગેરેમાં વારંવાર થતો રહે છે પરંતુ કયાંયે કિયામ કરવામાં આવતો નથી! ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈદની નમાઝ પછી મુસાફહો કરવો કેવું છે?

(૫૪૪) સવાલ :- ઈદની નમાઝ પછી "મુઆનકો" અને "મુસાફહો" મસ્નુન અને જાઈઝ છે કે નહીં?

જવાબ :- ઈદની નમાઝ પછી મળવું યા મુસાફહો અને મુઆનકો કરવો કોઈ સુન્નત ફેઅલ નથી. લોકોએ ઉપજાવી કાઢેલી વસ્તુ અને બિદઅતોમાંથી છે. જયાં સુધી મઅલુમ છે હદીસોમાં એનો પતો મળતો નથી આંખોથી અદ્રશ્ય રહ્યા પછી મુસાફહો અને લાંબી મુદ્દત આંખોથી અદ્રશ્ય રહેવા પછી મુઆનકો સાબિત છે, પરંતુ ઈદની નમાઝ પછી એનો સુબુત નથી! અહીયા આ હાલત છે કે તે સાથીઓ કે જે નમાઝમાં શરીક બલ્કે સાથે ઉભા હતા, સલામ અને ખુત્બા પછી મુઆનિકા

(બગલગીર) થાય છે અને તેનેં (એ મળવાને) દીની કામ સમજે છે. જેથી એ ગલત ચીઝ છે. (મક્તુબ ૯૬ ભાગ ૧ પેજ ૩૦૭-૩૦૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### શું રસ્મી મીલાદ અને ઉર્સમાં શિર્કત બિદઅત છે?

(૫૪૫) સવાલ :- અમારે ત્યાં એક માણસને ત્યાં ઉર્સ અને રસ્મી મજલિસે મીલાદ થાય છે. અમુક કામો શરીઅતના વિરૂધ્ધ થાય છે તો મારે શું કરવું? શરીક થઈ શકું કે નહીં?

જવાબ :-જે સાહબને ત્યાં(રસ્મી) મીલાદ અને ઉર્સ થાય છે અને કેમકે શરીઅતથી ખિલાફ થાય છે, જેથી પ્રથમ વાત એ કે તેની ઈસ્લાહ થવી જોઈએ. જો એ શક્ય ન હોય તો તમે તેમના તે કૃત્યોમાં શિર્કત ન કરો, હા, જો તમારો વધારે ખ્યાલ આ હોય કે તે લોકો એ કારણે (યઅની તમારા શરીક નહી થવાથી) તમને ઈઝા પહોંચાડવા પ્રયાસ કરશે અથવા તઅસ્સુબમાં ફસાઈને તેનાથી વધારે ગુનાહમાં મુબ્તલા થઈ જશે અથવા કુસંપ અને જુદાઈનો ઝહરીલો બઝાર ગરમ થઈ જશે તો શરીક થઈ જવું જાઈઝ છે. (મકતુબ નંબર ૨૯ મકતુબાતે શય્ખુલ ઈસ્લામ ભાગ ૧ પેજ ૮૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

મક્તાબ-એ-અશરફ

# કિતાબુ રૂઅયા
## (સ્વપ્ન કિંવા ખ્વાબની તઅબીર)

### ઉમ્મુલ મુઅમિનીનની તૌહીન વિષે ખુલાસો?

(૫૪૬) સવાલ :-એક રઝાખાની મૌલ્વીએ હેન્ડબીલ પ્રગટ કર્યું છે કે મવ. અશરફઅલી થાનવી સાહબે ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.)ને સ્વપ્નામાં જોવાની તઅબીર પત્ની મળવાની બતાવી છે. જેથી હઝરત આયશા (રદિ.)નું સખ્ત અપમાન થયું છે અને લખે છે કે કોઈ કમીનાસે કમીના ભી અપની માંકો (યઅની ઉમ્મુલ મુઅમિનીનકો) ખ્વાબમેં દેખકર જોરૂસે તઅબીર ન દેગા, યેહ હઝરત સિદ્દીક (રદી.)કી સખ્ત તૌહીન હે, બલ્કે ઉસ જનાબકે હકમેં સરીહ ગાલી હે. ઈસ્સે ઝિયાદહ ઔર કયા બેઈમાની ઔર બેગૈરતી હો સકતી હે કે માં (ઉમ્મહાતુલ મુઅમિનીન) કો જોરૂસે તઅબીર દી જાએ?

અત્રે એ હેન્ડબીલથી ઘણી બદગુમાની પૈદા કરી દેવામાં આવી છે. માટે આપના જવાબનો સખ્ત ઈન્તિઝાર છે.

જવાબ :- ખ્વાબની તઅબીર એક મુકદ્દસ ઈલ્મ છે અને એક ખાસ ફન છે. એના ઉસુલો અને નિયમો છે, અને એને સમજવા માટે ખુદાદાદ સમજની ઝરૂરત છે. ફન્ને તઅબીરના ઉસુલો, નિયમો જાણ્યા વિના અને ખુદાદાદ સમજ પ્રાપ્ત થયા વિના માત્ર પોતાની અલ્પ બુધ્ધિના આધારે તેની અંદર દખલ દેવું અને તઅબીરના વિષયના નિષ્ણાંતો ઉપર ટીકા કરવી જહાલત અને બેવકુફીની દલીલ છે.

અઝવાજે મુતહહરાત એટલે ઉમ્મહાતુલ મુઅમિનીન (રદિ.)ને સ્વપ્નમાં જોવાની તઅબીર નેક બીવી નસીબ થવાની બરાબર છે. એમાં અપમાન જેવું કંઈ નથી. એને તે જ સમજી શકે છે જેને નુરે નુબુવ્વતથી કંઈ નસીબ થયું હોય, જેઓ બિદઆતની ઝુલ્મત અને ગંદકીમાં ડુબી રહયા હોય, ખુદા અને ફરિશ્તાઓ તથા તમામ ઈન્સાનોની લઅનતમાં ગિરિફતાર હોય તેઓ આ નેઅમતથી કયાં નસીબવંત થઈ શકે છે?

હદીસમાં છે કે "જેણે કોઈ બિદઅત કાઢી અથવા કોઈ બિદઅતીને પનાહ આપી તો તેની ઉપર ખુદાની લઅનત અને ફરિશ્તાઓ તથા તમામ ઈન્સાનોની લઅનત છે."(મિશ્કાત શરીફ વિગેરે)

બીજી હદીસ શરીફમાં છે કે જે કોઈ બિદઅતીના સહવાસમાં રહે છે તેને હિકમત એટલે દીની મઅરિફત આપવામાં આવતી નથી. (તલ્બીસે ઈબ્લીસ પાનું ૧૪)

હઝરત ફુઝૈલ ઈબ્ને અયાઝ (રહ.) ફરમાવે છે કે માણસ કોઈ બિદઅતી સાથે પ્રેમ રાખે તો ખુદાપાક તેના નેક અમલો મિટાવી દે છે અને નૂરે ઈસ્લામ તેના દિલમાંથી કાઢી નાંખે છે. (મજાલિસુલ અબરાર મજલિસ ૮૮ પાનું ૫૧૨)

હઝરત સહલ ઈબ્ને અબ્દુલ્લાહ તસ્તરી (રહ.) ફરમાવે છે કે :-

જે માણસ બિદઅતીને જોઈ હસી દે (ખુશ થાય) તો ખુદાપાક તેના દિલમાંથી નૂરે ઈમાન કાઢી નાંખે છે. (મજાલિસુલ અબરાર મજલિસ ૮૮ પાનું ૫૧૨)

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) ફરમાવે છે કે બિદઅતના કામોથી અંધકારમાં વધારો અને નુરાનિયતમાં કમી થાય છે. અને સુન્નતની પૈરવીથી તે ઝુલ્મતમાં કમી અને નુરાનિયતમાં વધારો થાય છે. (મકતુબ ૨૩ ભાગ ૨ પાનું ૩૮)

સારાંશ કે મઝકુર તઅબીરમાં કોઈ પ્રકારનુ અપમાન કે બેઅદબી નથી. જુઓ અલ્લામહ શૈખ અબ્દુલગની નાબ્લુસી (રહ.) (જેમને મવ. અહમદ રઝાખાન સાહબ પણ પોતાના મઝહબી પેશ્વા તરીકે માનતા હતા.) પોતાની પ્રખ્યાત કિતાબ "તઅતીરૂલ અનામ ફી તઅબિરિલ મનામ'માં અઝવાજે મુતહહરાત (રદિ.)માંથી કોઈને સ્વપ્નમાં જોવાની તઅબીર સ્પષ્ટ શબ્દોમાં નેકબીવી મળવાની લખે છે. જુઓ અરબી ઈબારત :-

મન રઆ મિનર્રિજાલિ અહદન મિન અઝવાજિ-ન્નબિય્યિ સલ્લલાહુ અલયહિ વસલ્લમ વકાન અઅજબ તઝવ્વજ ઈમ્રઅતન સાલિહતન. (ભાગ ૧ પાનું ૧૭)

શું અલ્લામહ અબ્દુલગની નાબ્લુસી (રહ.)એ મૂઆઝલ્લાહ ઉમ્મહાતુલ મુઅમિનીનનું અપમાન કર્યું છે? આપ કમીના હતા? આપ બેઈમાન અને બેગેરત હતા? નહીં, કદી નહીં, તો પછી હઝરત થાનવી (રહ.)ની ઝાત ઉપર મઝકૂર તઅબીર આપવાના લીધે કોઈ પ્રકારનો આરોપ કેમ મુકી શકાય? ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### તઅબીરની ઈબારતને ખ્વાબની બતાવી અવામને ગલત ફહમીમાં નાખવાની અહલે બિદઅતની નાપાક કોશીશ

(૫૪૭) સવાલ :- "નઅરએ હક" નામની ગુજરાતી પુસ્તિકામાં એક રઝાખાની મૌલ્વીએ "તઝકિરતુ-રશીદ ભાગ ૨ પાનું ૨૮૯ ના હવાલાથી મવ. ગંગોહી (રહ.)નો ખ્વાબ નકલ કર્યો છે,

મૈં ને એક બાર ખ્વાબ દેખા કે મૌલ્વી કાસિમ નાનોત્વી સાહબ ઉરૂસ (દુલ્હન) કી સુરતમેં હૈં ઔર મેરા ઉન્સે નિકાહ હુવા હય, સો જિસ્તરહ ઝનો શોહરમેં એકકો દુસરેસે ફાયદા પહોંચતા હે, ઉસી તરહ મુજે ઉનસે ઔર ઉન્હે મુજસે ફાયદા પહોંચા હે. "હકીમ મુહમ્મદ સિદ્દીક સાહબ કાંધલ્વીને કહા 'અરિજાલુ કવ્વામુન અલન્નિસાઅ, આપને (ગંગોહી)ને ફરમાયા આખિર ઉન્કે બચ્ચોંકી તરબિયત કરતા હી હું."

પછી ઘણો બકવાસ કરતાં લખે છે કે :- અરે ઓ બેઈમાનો! આવા ગંદા અને ગલીચ સ્વપ્નાઓ તો જુઓ છો, અને તેવા નાપાક સ્વપ્નાઓ તમારી પોતાની કિતાબોમાં જ વર્ણન કરતાંય લજવાતા નથી. શરમાતા નથી. (પછી લખે છે કે) મુસલમાનો! ઉપરના સ્વપ્નાઓનો અર્થ બરાબર સમજી લો. એ સ્વપ્નાની ઈબાદત એવી છે કે મવલાના રશીદ અહમદ ગંગોહીએ સ્વપ્નામાં મવલાના કાસિમ નાનોત્વી જોડે નિકાહ કર્યો. મવલાના કાસિમ નાનોત્વી જાણે કે દુલ્હન બન્યા હતા. અરે વાત તો આગળ મઝાની છે કે તેઓ ઈકરાર કરે છે કે નિકાહ થયા પછી જેમ ઝનો શોહર એટલે કે ધણી-ધણીઆણી એક બીજાથી જે લાભ ઉઠાવે છે તેવો લાભ તે બન્નેએ એક બીજાથી ઉઠાવ્યો, મુસલમાનો! ધણી-ધણીઆણી એક બીજાથી કઈ ઝાતનો લાભ ઉઠાવે છે તે આપ સમજી શકો તેમ છો. (નઅરએ હક પાનું ૬-૭)

જવાબ :- મઝકુર સ્વપ્ન અને તેની તઅબીરની ઈબારત નકલ કરવા અને તેનો ભાવાર્થ બયાન કરવામાં ભારે ખયાનત અને બેઈમાનીથી કામ લેવામાં આવ્યું છે. "તઝકિરતુ રશીદ"માં ખ્વાબ અને તેની તઅબીરની ઈબારત નીચે પ્રમાણે છે.

મૈં ને એકબાર ખ્વાબમેં દેખા થા કે મૌલ્વી મુહમ્મદ કાસિમ સાહબ ઉરૂસકી સુરતમેં હે ઔર મેરા ઉન્સે નિકાહ હુવા હે. (ખ્વાબ માત્ર આટલો જ છે આગળ એની તઅબીર બયાન કરવામાં આવી છે.)

સો જિસ તરહ ઝનો-શોહરમેં એક દુસરેસે ફાઈદહ પહોંચતા હે ઈસી તરહ મુજે ઉન્સે ઔર ઉન્હેં

મુજસે ફાઈદહ પહોંચા હે. ઉન્હોંને હઝરત રહમતુલ્લાહિ અલયહિકી તઅરીફ કરકે હમેં મુરીદ કરાયા ઓર હમને હઝરતસે સિફારિશ કરકે ઉન્હેં મુરીદ કરા દિયા. હકીમ મુહમ્મદ સિદ્દીક સાહબ કાંધલ્વીને કહા અર્રિજાલુ કવ્વામુન અલન્નિસાઅ. આપને ફરમાયા, હાં, આખિર ઉનકે બચ્ચોંકી તરબિયત કરતા હી હું.

નઅરએ હકના લેખકે મઝકુર ઈબારતમાં એક ખયાનત તો એ કરી છે કે તઅબીરવાળી ઈબારતને સ્વપ્નું ઠેરવી લીધી અને લીટીવાળી ઈબારતને જે તઅબીરની તફસીર હતી, લોકોમાં ગૈરસમજ ઉત્પન્ન કરવા માટે તદ્દન ઉડાવી દીધી અને "ધણી-ધણીઆણી એક બીજાથી કઈ ઝાતનો લાભ ઉઠાવે છે તે આપ સમજી શકો છો." આમ શરારત કરી પોતાની જહાલત અને બેઈમાની સ્પષ્ટ સાબિતી આપી છે.

રહયો સ્વપ્નમાં પુરૂષના પુરૂષ સાથે લગ્ન થવાનો સવાલ, તો એમાં ખરાબી જેવું કાંઈ નથી. ફન્ને તઅબીરના ઈમામ અલ્લામહ મુહમ્મદ ઈબ્ને સીરીન (રહ.) ની પ્રખ્યાત કિતાબ "તઅબીરૂ-રૂઈઅયા" માં છે કે :-

અગર કોઈએ ખ્વાબ (સ્વપ્ન) જોયું કે કોઈ પુરૂષ સાથે નિકાહ કર્યા છે અને પુરૂષથી એ પરિચિત છે અને તેની સાથે કોઈ દુશ્મની પણ નથી તો જે પુરૂષ દુલ્હન બન્યો છે તે પેલા માણસથી અથવા હમશિકલથી લાભ ઉઠાવશે. (બાબ ૧૦ પાનું ૮૧)

જુઓ મઝકુર ખ્વાબ અને મવ. ગંગોહી (રહ.) ના ખ્વાબમાં કાંઈ પણ ફર્ક છે.

એ ખ્વાબની વાતો છે, એની ઉપર શરઈ હુકમો લાગુ પડતા નથી. સ્વપ્નમાં તલાક દેવાથી તલાક પડતી નથી. સ્વપ્નમાં ઝિના કરવાથી હદ લાગુ પડતી નથી. બલ્કે ફાસિક અને ગુનેહગાર હોવાનો હુકમ પણ લાગુ પડતો નથી. સ્વપ્નમાં કલિમએ કુફ્રથી કુફ્ર પણ લાઝિમ આવતું નથી, અને એ પણ ઝરૂરી નથી કે સ્વપ્ન ઝાહિરમાં ગંદુ અને ખરાબ દેખાય તો તેની તઅબીર પણ ગંદી અને ખરાબ જ હોવી જોઈએ. જુઓ કિતાબ "તઅબીરૂ-રૂઈઅયા" માં છે કે

કોઈ માણસે માહે ઝિલ્કઅદહ, ઝિલ્હજજ, મુહર્રમ અથવા રજબમાં ખ્વાબ જોયો કે તેણે પોતાની માં સાથે અથવા પોતાની બહેન વિગેરે ઝી રહમ (જેમની સાથે નિકાહ હરામ છે)ની સાથે નિકાહ કર્યા છે તો તેને કઅબહ શરીફની ઝિયારત નસીબ થશે. (બાબ ૧૦ પાનું ૮૧)

મશ્હુર રિવાયત છે કે ખલીફા હારૂન રશીદની બીવી ઝુબૈદહએ ખ્વાબ જોયો કે જગતના લોકો આવી આવીને તેની સાથે સોહબત કરી રહ્યા છે. ઘણી જ પરેશાની થઈ પરંતુ ફન્ને તઅબીરના ઈમામે તઅબીર આપી કે ખુદાપાક ઝુબૈદહ પાસે એવું કામ કરાવશે કે તેનાથી મખ્લુક ફાયદો ઉઠાવશે એટલે "નહરે ઝુબૈદહ" મઝકુર ખ્વાબની તઅબીર છે.

જુઓ! ઉપરોક્ત ખ્વાબો ઝાહિરમાં કેટલા શરમનાક છે. પરંતુ તેની તઅબીર કેવી ઉત્તમ બયાન કરવામાં આવી છે, અગર નઅરએ હકના લેખક તે વખતે હોત તો નકકી સંગસાર (પત્થર મારી મારી નાંખવુ)નો ફત્વો આપત.

ગર હમી મુફતિયો હમી ફત્વા કારે ઈમાં તમામ ખ્વાહદ શુદ

સારાંશ કે સ્વપ્ન ગંદુ નથી હોતું અને તેની તઅબીર પણ ગંદી નથી હોતી. ગંદી કહેનારની ઝહનિયત ગંદી હશે. ખ્વાબની અંદર પુરૂષના લગ્ન પુરૂષ સાથે થવું અને એકને બીજાથી લાભ થવાની તઅબીર કોઈ અનોખી વાત નથી. કિતાબના આધારે આપેલી છે.(તઅબીરૂ-રૂઈઅયા બાબ ૧૦ પાનું-૮૧)

મવલાના ગંગોહી (રહ.) ફરમાવે છે કે અમને લાભ થયો, શું થયો? તેની તફસીર પોતે જ

ફરમાવે છે કે "ઉન્હોંને (મવ. કાસિમને) હઝરત હાજી સાહબ રહમતુલ્લાહિ અલય્હકી તઅરીફ કરકે હમેં મુરીદ કરાયા, ઔર હમને હાજી સાંહબસે સિફારિશ કરકે ઉન્હેં (મવ. કાસિમ સાહિબકો) મુરીદ કરા દિયા, હકીમ સાહબે અર્રિજાલુ કવ્વામુન અલન્નિસાઅ'ની આયત પઢી ઈશારો કર્યો કે આપ ખ્વાબમાં શોહર બન્યા છો. એની પણ કોઈ તઅબીર હોવી જોઈએ. જવાબમાં ફરમાવ્યું, હા! આખિર ઉન્કે બચ્ચોંકી તરબિયત કરતા હી હું "બોલો એમાં શી ખરાબી છે?" ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

દુઆઃ- અલ્લાહુમ્મ ઈન્ન હાઝલ કિતાબ વસીલતી ઈલય્ક વફી મગફિરતિકલ વુસ્અતિ હીલતી લદય્ક લાઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક લબ્બૈક, વસઅદય્ક ફગ્ફિર, અલ્લાહુમ્મ-ર્હમ ઉમ્મત મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રહમતન આમ્મતન, ઈય્યાક નઅબુદુ વઈય્યાક નસ્તઈનુ વનવક્કલુ અલય્ક રબ્બના અલય્ક તવક્કલના વઈલય્ક અનબ્ના વઈલય્કલ મસીર વમા અલય્ના ઈલ્લલ બલાગુલ મુબીન બલાગુન ફહલ યુહલકુ ઈલ્લલ કવ્મુલ ફાસિકુન, હામીમ અલ્અમ્રૂ વજાઅ-ન્નસ્રૂ ફઅલય્ના લા યુન્સરૂન, વસલ્લલ્લાહુ તઆલા અલા ખય્રિ ખલ્કિહિ મુહમ્મદિવં વઆલિહી વઅસ્હાબિહી અજમઈન.

**દુઆઃ-** હે અલ્લાહ! હું આ કિતાબને તુજ લગી પહોંચવાનો વસીલો બનાવું છું અને તારી વિશાળ બખ્શિશમાં મારી નજાતનો ઝરીઓ છે. તું જ મારો મઅબુદ છે. તારી ઝાત પાક છે. હું તારી ઈબાદત માટે હરઘડી હાઝિર છું. હે અલ્લાહ, તુ ઉમ્મતે મુહમ્મદિય્યહ ઉપર આમ મહેરબાની અને બખ્શિશ ફરમાવ. હમો તારી જ ઈબાદત કરીએ છીએ, અને તારાથી જ મદદ માંગીએ છીએ, હે હમારા રબ! અમે તારા ઉપર જ વિશ્વાસ રાખીએ છીએ અને તારા તરફ જ પાછા જનાર છીએ અને હમારા ઝિમ્મે માત્ર પહોંચાડવાનું જ છે આ રીતનું કે ફક્ત ફાસિક જ (નાફરમાન જ) હલાક થાય. હામીમ અલ્અમરૂ વ જાઅ-ન્નસ્રૂ ફઅલય્ના લા યુન્સરૂન. અલ્લાહ પાક! મખ્લુકના અફઝલ તરીન હઝરત મુહમ્મદ (સલ.) અને આપની તમામ આલ અને તમામ અસ્હાબ (રદિ.) ઉપર દુરૂદ અને રહમત નાઝિલ ફરમાવ.

**(આમીન)**

ઈઝી ઓફસેટ વર્કસ
દિની-ઈસ્લામી કિતાબેં, કોમ્પ્યુટર ઔર
ઓફસેટ પ્રિન્ટીંગ કે ઝરીયેસે છપવાનેકે લિયે મિલે.
બેઝમેન્ટ, "વ્હાઈટ હાઉસ" ભરૂચા બેકરીકે સામને, સૌદાગરવાડા
સુરત-૩ ફોન : (ઓ) ૪૨૨૫૧૭ (ઘર)૪૧૧૫૭૨